કાર્તિક ૧૯૭૯ અંક ૨

# ગુજરાત



## સાહિત્ય સંસદ તરફથી

તંત્રી: કનૈયાલાલ માણેકલાલ મુનશી, બી. એ. એલ એલ. બી. એડવોકેટ.
લવાજમ હીંદુસ્તાનમાં, રૂ ૮. દેશાવર, રૂ. ૧૦. છુટક રૂ. ૧.
ઠેકાણું:-ગુજરાત કાર્યાલય, હોમજી સ્ટ્રીટ, ફોર્ટ, મુંબઈ, નં. ૧



# મહાત્મા વિજયધર્મસૂરિજી

લેખક.
રા. સાકરચંદ માણેકચંદ ધડીઆળી

આચાર્યશ્રી વિજયધર્મસૂરિનો જન્મ કાઠીઆવાડમાં આવેલા મહુવા ગામમાં શ્રામવચ્છાના કુટુંબમાં સં. ૧૯૨૪ મા થયો હતો. તેઓ જ્ઞાતે વીશા શ્રીમાળી વણિક હતા અને તેમનુ અસલ નામ મુળચંદ હતુ.

સૌ બાલકોનો બાલ્યકાળ ખેલ-કુદમાં અને રમતમાંજ વ્યતીત થાય છે. પરંતુ મુળચંદની ખેલ-કુદ અને રમતમાં કૈંક વિશેષતા હતી. અને તે વિશેષતા એ કે દશ વર્ષની ઉંમર સુધી પિતાએ સ્કુલમા બેસાડી ભણાવવાની અનેક કોશીશ કરવા છતાં મુળચંદે અક્ષરજ્ઞાન ન કર્યું તે નજ કર્યું. તેમજ, વેપારધંધામાં પણ ચિત્ત ચોંટયું નહીં અને જુગનો છંદ લાગ્યો.

વૈરાગ્ય એ ગૃહત્યાગનો-સંસારત્યાગનો મુખ્ય હેતુ છે. પણ વૈરાગ્ય વૈરાગ્યમાં ફરક છે. કોઇને થાય છે જ્ઞાનગર્ભિત વૈરાગ્ય તો કોઇને થાય છે દુઃખગર્ભિત વૈરાગ્ય-મુળચંદના ગૃહત્યાગમા જે વૈરાગ્ય હતો તે દુઃખગર્ભિત વૈરાગ્ય હતો. જુગારમાં બધું હારી બેઠા, પિતા અને વડીલ-ભાઇ તરફથી તિરસ્કાર થયો. આ બધું થતા સંસારનો સ્વાર્થ સમજાયો, એટલે ઝટ બેડો પાર કરનાર મહાત્માની શોધ કરવા લાગ્યા. ભાવનગરમા એક મહાન્ યોગીશ્વર મહાત્માશ્રી વૃદ્ધિચંદજી મહારાજ પાસે પહોંચ્યા અને ઓગણીસ વર્ષની ઉંમરે સં. ૧૯૪૩ના જેઠ વદી ૫ના દિવસે ભાવનગરમાંજ દીક્ષા ગ્રહણ કરી હવે મુળચંદ મટી તેઓ મુનિ ધર્મવિજય બન્યા.

શાસ્ત્રોમા ગુરુભક્તિનુ અપૂર્વ વર્ણન કરવામાં આવ્યુ છે. "ગુરુભક્તિથી-ગુરુસેવાથી પાષાણુ પારસ બને છે. લોહુ કંચન બને છે." આ વાતની સત્યતાનું જો કોઇને જ્વલંત ઉદાહરણ જોવુ હોય, તો તે મુનિશ્રી ધર્મવિજયજી છે. તેઓ દુનીઆના અદ્વિતીય વિદ્વાનોમાના એક અને પ્રસિદ્ધ આચાર્ય બન્યા એ માત્ર ગુરુભક્તિથી. તેમના બાલ્યાવસ્થાના બહુપરિચિત-સહયોગી ભાવનગરવાળા શેઠ કુંવરજી આણંદજી, મર્હુમ મહાત્માશ્રીના સ્વર્ગવાસની નોંધ લખતા પોતાના 'જૈન ધર્મ પ્રકાશ'ના આશ્વિન માસના અંકમા એક સ્થળે લખે છે

એક દિવસ તેમના વૈયાવચ્ચાદિ ગુણથી પ્રસન્ન થઇને ગુરુ મહારાજે આશિષ આપી હતી કે 'જા બેટા, અભ્યાસ કર, તું જૈન ધર્મનો મેરો નેતા થઇશ' આ આશિષ અક્ષરશ ફળી છે

વળી ગુરુકૃપાનુ જ આ ફળ છે કે એક વખતના મુનિ ધર્મવિજયજી, પોતાની વિદ્વત્તાથી દુનીઆને મુગ્ધ કરી, રાજામહારાજાઓને પ્રતિબોધી કાશી જેવા ક્ષેત્રમાં દુનીઆના મહાન વિદ્વાનો દ્વારા નામદાર કાશીનરેશના હાથે

'શાસ્ત્રવિશારદ જૈનાચાર્ય'નું મહાન પદ મેળવવા ભાગ્યશાળી થઇ શક્યા.

સાધુમાત્રનું કર્તવ્ય દેશદેશાંતરોમાં વિચરી જનતાને ઉપદેશ આપવો અને સાહિત્યસેવા કરવી, એ બે શિવાય બીજું કોઇ નથી અને હોઇ પણ ન શકે. આચાર્ય વિજયધર્મસૂરિજીએ પોતાનાં આ બે કર્તવ્યોને સંપૂર્ણ રીતે અદા કર્યાં છે. એ તેમના જીવનનું અવલોકન કરનાર કોઇપણ સહૃદય જોઇ શકશે. સં. ૧૯૪૮ ની સાલથી તેમણે સાધુના પ્રથમ કર્તવ્યનું પાલન કરવું આરંભ્યું હતું. સાધુના ધર્મ પ્રમાણે હમેશાં પગે ચાલીનેજ મુસાફરી કરવાની હોવા છતાં અને ભિક્ષા માટે ચોક્કસ નિયમો પાળવાના હોવા છતાં તે મહાન કષ્ટોની સામે થઇને પણ તેમણે ગુજરાત, કાઠીઆવાડ, મારવાડ, મેવાડ, માલવા, ઉત્તર હીંદુસ્થાન, મગધ, બંગાલ અને દક્ષિણ-ખાનદેશ વીગેરે લગભગ તમામ દેશોમાં મુસાફરી કરી ચુક્યા છે. તેમનો વિહાર તપાસતાં એમ કહેવું અનુચિત નહીંજ લેખાય કે જૈનોમાં અનેક આચાર્યો અને સાધુઓ હોવા છતાં ભાગ્યેજ કોઇ આચાર્ય કે સાધુ હશે કે જે સાધુના પ્રથમ કર્તવ્યનું-દેશાંતરમાં ભ્રમણ કરવાના કર્તવ્યમાં, આચાર્ય વિજયધર્મસૂરિજીની બરાબરી કરી શકે. તેમણે દેશાંતરમાં ભ્રમણ માત્રજ નથી કર્યું, પરંતુ તે તે દેશોની પ્રજાઓ ઉપર મહાન ઉપકારો પણ કર્યા છે. બંગાલ અને મગધમાં વિચરી હજારો મનુષ્યોને માંસાહાર છોડાવી શુદ્ધાહારી બનાવ્યા. કાશી અને તેની આસપાસના પ્રાંતમાં જૈનધર્મ પ્રત્યે લોકોની જે ગેરસમજણ હતી, તે દૂર કરાવી પ્રેમનો પાઠ શીખવ્યો. જ્યાં અજ્ઞાનાંધકાર ફેલાએલો હતો, ત્યાં કેટલેક ઠેકાણે પાઠશાળાઓ અને લાયબ્રેરીઓ ખોલાવી, જ્યાં કુરીવાજો ઘર કરી રહ્યા હતા ત્યાં તે કુરીવાજો—દૂર કરાવ્યા. જ્યાં ઉચ્ચજાતિનાં બાલકો જંગલી જીવન ગાળતા હતા, ત્યાં બાલાશ્રમો અને એવાં આશ્રમો ખોલાવી તેમને મનુષ્ય બનાવવાનો પ્રયત્ન કર્યો. મતલબ કે જ્યાં જ્યાં ને જે બાબતોની આવશ્યકતાઓ જણાઇ, ત્યાં ત્યાં તેની પૂર્તિ કરવા તરફજ તેમણે ધ્યાન આપ્યું અને તે તે કાર્યો ઉપદેશ દ્વારા કરાવ્યાં.

આ ઉપરાંત પોતાની મુસાફરીમાં પ્રાચીન શોધખોળનું પણ કામ સ્વયં કરતા અને શિષ્યો પાસે કરાવતા. કોઇપણ ગામમાં ગયા, તો તે ગામ કેટલું જુનું છે, ત્યાં કોઇ પ્રાચીન ખંડેરો વીગેરે છે કે કેમ, કે પ્રાચીન ભંડાર છે કે કેમ કોઇ જુના શિલાલેખો વિગેરે છે કે કેમ, એની તપાસ કરાવતા, અને જે કંઇ ગ્રહણ કરવા લાયક જણાતું તે ગ્રહણ કરી લેતા. તેમની આ શોધખોળવૃત્તિનું જ એ પરિણામ છે કે મર્હુમ આચાર્યશ્રીના સંગ્રહાલયમાં આજે લગભગ પાંચથી છ હજાર શિલાલેખો તેટલાંજ હસ્તલિખિત પ્રાચીન પુસ્તકો, હજારો જુની પ્રશસ્તિઓ અને એવો બીજો ઇતિહાસિક પણ્યોનો વારસો મુકી ગયા છે. તેમણે એકઠા કરેલા શિલાલેખો પૈકી પાંચસો પાંચસો શિલાલેખોના વિભાગો પાડી તેને ઐતિહાસિક વિવેચન સાથે બહાર પાડવાનું કર્યું હતું, જેમાંનો એક ભાગ છપાવવો પણ શરુ થઇ ગયો છે.

## સાહિત્ય સેવા

જૈનોમાં સાહિત્યપ્રચારનું સૌથી ઉંચામાં ઉંચુ માન જો કોઇને ઘટતું હોય તો તે વિજયધર્મસૂરિજીને ઘટે છે. આચાર્યશ્રીએ કાશીજીમાં સૌથી પહેલાં ૧૫-૧૭ વર્ષ પર યશોવિજય પાઠશાળાની સાથે યશોવિજય ગ્રંથમાળા શરુ કરી જેમાં અત્યાર સુધીમાં લગભગ એકસો જેટલા ગ્રંથો પ્રકાશિત થઇ ચુક્યા છે.

લીધે તેમના એક એક ગ્રંથની બબ્બે ત્રણત્રણ આવૃત્તિઓ નીકળી ચુકી છે. તેમની વિદ્વત્તા અને સાહિત્યસેવાની પ્રસિદ્ધિનું જ એ પરિણામ છે કે સૂરિજીને, કલકત્તાની એશીઆટીક સોસાયટી ઓફ બેંગાલે

હતા. સૂરિજીએ બનાવેલા અને સંશોધિત કરેલા પ્રસિદ્ધ ગ્રંથો આટલા છેઃ-"ધર્મદેશના" "જૈન તત્ત્વદિગ્દર્શન" "જૈનશિક્ષાદિગ્દર્શન" "પુરુષાર્થદિગ્દર્શન," "બ્રહ્મચર્ય દિગ્દર્શન" "ગૃહસ્થધર્મ," "ઇંદ્રિયપરાજયદિગ્દર્શન," "આત્મોન્નતિદિગ્દર્શન." "ઐતિહાસિક રાસ સંગ્રહ ભા. ૧, ૨, ૩," "જૈન તત્ત્વજ્ઞાન મ્" "દેવદ્રવ્ય સંબંધી મારા વિચારો" "ઐતિહાસિક તીર્થમાળા સંગ્રહ." "પ્રમાણપરિભાષા" વગેરે. આ શીવાય મહૂમ મહાત્માશ્રીના બનાવેલા બીજા કેટલાક ગ્રંથો અપ્રસિદ્ધ પણ છે.

TAJ MAHAL HOTEL,

Telegraphic Address "PALACE" BOMBAY
Telephone Nos. { 286 / 2364 / 4010

BOMBAY, 7th September 1922

सिद्धिः । हे मुनिश्रेष्ठ मित्रवर !

मुम्बापुरस्थम् आगतस्य मम शोकोत्पादिका वार्ता श्रीमन्निम्न-मुखात् श्रूयते, ततः पश्चात् भवत्तेलेग्राम् लभ्यते। श्री ३ विजय-धर्मः शान्तिं प्राप्त इति। जैनधर्मप्रभावकोत्तमः सत्गुरुपचूडामणिः निर्वाणं प्रविष्टः! भवतां तदाचार्यभक्तिशालिनां किं दुःखं भविष्यति यदि मम तादृशं शास्त्रारं कतिपय दिवसान् अपि दृष्ट्वा शोक एतावान् विद्यते। सोऽयं दशान्तरेऽपि न केवलं पूज्यतीर्थस्य किं तु प्रियतमोऽभूत्। एवं च श्रीमन्तं लब्ध्वा सर्वलोकः प्रत्यहं पूज्यभूतः। तस्य स्मरणं न कदाचित् अस्माकं हृदये विनाशं गमिष्यति। प्रार्थना च क्रियते: तेन यद् यद् अन्तिमदिवसेष्वनुभूतं भाषितम् उक्तं वाभवत्, तत् सर्वं मदर्थं लिख्यतामिति। तस्य च पदे ऽनुगतानां सर्वेषामपि ऽस्तु।

भवदीयः

(સહી)

આચાર્યશ્રી કાળધર્મ પામ્યા તે સંબંધી ફ્રેંચ પંડિત ડૉ. સીલ્વીઅન લેવીએ સંસ્કૃતમાં લખેલો પત્ર

### પાશ્ચાત્ય દેશોમાં પ્રસિદ્ધિ

આચાર્ય વિજયધર્મસૂરિજીએ પોતાની વિદ્વત્તાથી આ દેશના વિદ્વાનો-માંજ ખ્યાતિ નથી મેળવી પરંતુ ઇંગ્લંડ, જર્મની, ઇટલી, ફ્રાન્સ, અમેરીકા અને બીજા બીજા દેશોના વિદ્વાનોમાં અદ્વિતીય ખ્યાતિ મેળવી હતી. બલ્કે ઇટાલીઅન વિદ્વાન્ ડૉક્ટર એલ. પી.

સોસાયટીના એસોસીએટ મેમ્બર તેમ ઇટલીની એશીઆટીક સોસાયટીએ અને જર્મન ઓરિએંટલ સોસાયટીએ પોતપોતાની સોસાયટીઓના ઑનરરી મેમ્બર બનાવ્યા

ટેસીટોરી અને સુપ્રસિદ્ધ ફ્રેન્ચ વિદ્વાન્ સીલ્વન લેવીના કથન પ્રમાણે કહીએ તો આચાર્ય વિજયધર્મસૂરિજીને આ દેશના વિદ્વાનો જેટલો ઓળખી શક્યા છે, તેના કરતાં પાશ્ચાત્ય વિદ્વાનો વધારે ઓળખી શક્યા છે. અને તેનું જ એ પરિણામ છે. પાશ્ચાત્ય વિદ્વાનોમાંના એક બે નહીં, પરંતુ સંખ્યાબંધ વિદ્વાનો, આચાર્ય વિજયધર્મસૂરિજીએ તેમના અભ્યાસમાં કરેલી સહાયતા બદલ અંતઃકરણપૂર્વક એહસાન માને છે. તેઓમાંના કેટલાકોએ તો પોતપોતાની ભાષામાં આચાર્યશ્રીનાં જીવનચરિત્રો લખીને પણ પ્રકટ કર્યાં છે જેમ ડાક્ટર બેલોની ફીલીપીએ ઇટાલીયન ભાષામાં અને ડૉ. ગેરીનોએ ફ્રેંચ ભાષામાં લખ્યાં છે.



આચાર્યશ્રી વિજયધર્મસૂરિજી

વળી કાઠિયાવાડ ભાવનગરના જાણીતા મી૦ અરદેશર જમશેદજી સુનાવાલાએ અંગ્રેજીમાં લખેલું એક મોટું જીવનચરિત્ર કેમ્બ્રિજ યુનીવર્સીટી પ્રેસ તરફથી છપાઈને બહાર પડ્યું છે.

આ ઉપરાંત ડૉક્ટર એલ. પી. ટેસીટોરી-એ અંગ્રેજીમાં લખેલું જીવનચરિત્ર તો પ્રસિદ્ધ જ છે. તે શિવાય જર્મન વિદ્વાન ડૉ. હર્ટલ, આવતા વર્ષમાં લીપ્ઝીકમાં ભરાનારી પદાર્થ-વિજ્ઞાનીઓની કોંગ્રેસમાં "વિજયધર્મસૂરિ અને તેમના ગ્રંથો" એ વિષય ઉપર ખાસ એક નિબંધ વાંચનાર છે.

તેઓ જ્યાં જ્યાં વિચરતા ત્યાં ત્યાં જ્ઞાનપ્રચારનાં સાધનોનો ખાસ ઉપદેશ આપતા. કાશીની ઉપર્યુક્ત પાઠશાળા ઉપરાંત પાલીતાણાનું યશોવિજય ગુરુકુળ, મુંબઈનું વીરતત્ત્વપ્રકાશક મંડળ, મહુવાનું યશોવૃદ્ધિબાલાશ્રમ, લીંબડીની જૈન બોર્ડીંગ એ આદર્શભૂત સંસ્થાઓ તેમના જ ઉપદેશનું પરિણામ છે. આવી રીતે મારવાડ, મેવાડ વીગેરેમાં નાની નાની અનેક પાઠશાળાઓ સ્થાપન કરાવી એ તો જુદી.

વળી જ્ઞાનપ્રચારને માટે જેમ તેમણે પાઠશાળાઓ, લાયબ્રેરી અને બોર્ડીંગો સ્થાપન કરાવ્યાં છે. તેવી જ રીતે ઠેકાણે ઠેકાણે

લાયબ્રેરીઓ પણ સ્થાપન કરાવી છે. તેમની જ્ઞાનાભિરુચિતા અને ઉદારતાનું એ જ્વલંત ઉદાહરણ છે કે પોતાનાં ખાનગી પુસ્તકોનો એક વિશાળ ભંડાર જેમાં હજારો હસ્તલિખિત પુસ્તકો અને હજારો છાપેલ તમામ જાતનાં પુસ્તકોનો સમાવેશ થઇ જાય છે, તે જગતના લાભને માટે પબ્લીક લાયબ્રેરી તરીકે ખુલ્લો મુકવાની વ્યવસ્થા કરી ગયા છે.

**દેશકાળ સમજવાની શક્તિ**

જૈન ધર્મનું મહાન્ સૂત્ર "દ્રવ્ય-ક્ષેત્ર-કાળ-ભાવને ઓળખો." એ બતાવે છે કે ધર્મનાં વ્યાખ્યાનો આપો, અનેક ગ્રંથો લખો, આગમોના પારગામી કહેવડાવો, પરંતુ દેશકાળ ઓળખવાની શક્તિ નથી, તો તે જ્ઞાન અને વ્યાખ્યાન ધુળ ઉપર લીંપણ બરાબર છે. મહાત્મા વિજયધર્મસૂરિજીએ પોતાના જ્ઞાનનો પ્રકાશ જગત્ ઉપર નાંખ્યો, તેમણે જગતના વિદ્વાનોને આંજી નાંખ્યા, અને તેઓ જૈન-ગુરુ છતાં, જગત તેમને પોતાના ગુરુ માનતું. એ એમના સમય ઓળખવાના ગુણનેજ આભારી છે. ભાવનગરની પ્રજાની એક વિરાટ્ સભામાં એક જૈન ગૃહસ્થ આચાર્ય મહારાજશ્રીનો ઉપકાર માનતાં જ્યાં એમ બોલ્યા કે—'અમારા ગુરુ' ત્યાં તત્કાળ સભાએ તેમને અટકાવ્યા અને પોકાર કરીને કહ્યું:—"'અમારા ગુરુ' નહીં પરંતુ 'આપણા ગુરુ' કહો." તેમના આ ગુણનુંજ એ પરિણામ હતું કે જે વખતે જૈન સાધુઓ ઉપાશ્રયના ખુણામાં પાટ ઉપર બેસીનેજ વ્યાખ્યાન વાંચવામાં પોતાનું મહત્ત્વ અને ગૌરવ સમજી રહ્યા હતા, એટલુંજ નહીં પરંતુ જાહેર વ્યાખ્યાન આપવામાં મહાન્ પાપ અને ધર્મનો નાશ સમજતા હતા, તે વખતે આ બહાદુર નરે બહાર પડી જાહેર વ્યાખ્યાનો આપવાની પહેલ કરી અને પોતાના ઉપર થતા અસહ્ય આક્ષેપો સહન કર્યા. આજે તેજ પાપ સમજનારા અને ધર્મનો નાશ સમજનારા સાધુઓ, આચાર્યો, આદિ સ્વયં જાહેર વ્યાખ્યાનો આપી રહ્યા છે. તેમની એ ઉદારવૃત્તિએ તેમની સમયસૂચકતાએ એટલાથીજ તેમને ન અટકાવ્યા. મહાવીરના સિદ્ધાંતની ઉદારભાવનાને ચરિતાર્થ કરવા તેમણે વધારે ને વધારે પ્રેરણા કરી. અને તેથીજ તેઓ સમાજની કે સાધુઓની લગારે પણ દરકાર કર્યા શીવાય જગદ્ગુરુ હીરવિજયસૂરિ અને મહાન્ આચાર્ય હેમચંદ્રાચાર્યની માફક રાજ્યદરબારોમાં અહિંસાની ભાવના જાગૃત કરાવવાનો પણ પ્રયત્ન કરવા લાગ્યા. તેઓ જ્યાં જ્યાં જતા પ્રાયઃ ત્યાં ત્યાંના રાજાને એડમીનીસ્ટ્રેટરોને કે રાજ્યાધિકારિઓને અવશ્ય મળતા, અને તેમને ધર્મોપદેશ આપતા.

આ ઉપરાંત ગવર્નરો, તેમના એજંટો ને કલેકટરોએ પણ આચાર્યશ્રીના ઉપદેશનો લાભ મેળવ્યો હતો.

તેઓશ્રી આમ છડેચોક રાજદરબારોમાં જવા લાગ્યા હતા અને તેમને ઉપદેશ આપતા હતા, કેમકે તેમનું માનવું હતું કે "એક લાખ મનુષ્યોને ઉપદેશ આપવામાં જે લાભ સમાયલો છે, તે એક રાજા અથવા રાજ્યાધિકારીને આપવામાં સમાયલો છે" અને એવા લાભની ખાતર પોતાને ગમે ત્યાં પણ જવું પડે તો તેમાં ધર્મની કે પોતાની માનહાનિ નહીં, પરંતુ ગૌરવજ રહેલું સમજતા અને એ માર્ગે એમણે અનેક રાજાઓમાંની જીવહિંસા અટકાવી છે ને તેવાંજ અનિષ્ટો ટાળ્યાં છે. આચાર્યશ્રીના પાસે આવેલો કોઇ પણ ધર્મ કે સમાજનો મનુષ્ય સંતુષ્ટ થયા વિના ગયો નથી. તેમની ઉપદેશપદ્ધતિ પણ સમયસૂચકતાથી પરિપૂર્ણ રહેતી. સ્વધર્મની દૃઢતા સાથે પરધર્મસહિષ્ણુતા પણ તેમનામાં

ભારે હતો તેમનો ખાસ સિદ્ધાંત હતો કે "અધર્મનું ખંડન કરવા કરતાં સદ્ધર્મનું પ્રતિપાદન કરવું, એજ વધારે શ્રેષ્ઠ છે." "અસત્યના તિરસ્કાર કરતાં સત્યનું સ્વાગત-સત્યનો સત્કાર વધારે શ્રેષ્ઠ છે." "દુર્જનને નિંદવા કરતાં સજ્જનનું સ્વરૂપ પ્રકાશવું એ ઉત્તમ છે." તેમનો ઉપદેશ આજ સિદ્ધાંતોને આધારે ચાલતો. અને તેથી ગમે તેવો વિરોધી પણ સંતોષ પામીને જતો. એક બીજાનું ખંડન કરવામાં આનંદ માનનારાઓએ વિજયધર્મસૂરિના આ સિદ્ધાંત ઉપર ધ્યાન આપવું જોઈએ છે. હા, કોઈ વિના કારણે તેમના ધર્મ કે સિદ્ધાંતો ઉપર આક્ષેપો કરતું તો તેનો યુક્તિપૂર્વક જવાબ આપવામાં તેઓ કદી પાછા ન હઠતા.

આચાર્યશ્રીનાં ઉપરનાં તમામ કાર્યો જોતાં તેમનું મનોબળ, તેમની નીડરતા, તેમનો શાસનપ્રેમ અને તેમની કાર્યદક્ષતા–એ બધું જોતાં એમ કહેવું લગારે ખોટું નથી કે મહાત્મા વિજયધર્મસૂરિ, એક સામાન્ય આચાર્ય કે સામાન્ય વ્યક્તિ નહીં, પરંતુ આ વીસમી સદીમાં જૈન સમાજમાં નવયુગનો પ્રવર્તાવનાર એક મહાન પ્રવર્તક નર હતો. જેણે જૈન આચાર્યોને, જૈન સાધુઓને અને જૈન સમાજને પોતાના જીવન ઉપરથી અનેક પાઠો શીખવ્યા, જેણે જૈન શાસન દીપાવ્યું, જેણે જૈન અને હીંદુઓના વૈમનસ્યને બન્યું તેટલું ઢીલું કરી નાખ્યું, અને જેણે જૈન ધર્મ એ બૌદ્ધ ધર્મની શાખા નહીં, પરન્તુ પ્રાચીન અને પવિત્ર સ્વતંત્ર ધર્મ છે, એવી છાપ વિદ્વાનોના હૃદયપટોપર સુવર્ણાક્ષરે કોતરાવી. એ મહાન્ નરને વીસમી સદીનો નવયુગ પ્રવર્તક કહેવામાં કૈંજ અજુગતું નથી.

---

## શબ્દચિત્ર

લેખક

રા. પૃથુરાજ હ. શુક્લ.

હું તો જુગારી છું.

સંસારમાં મારે માટે સ્થાન નથી, આરામ નથી સંસારમાં તો લાંય લાગી છે. તો આજે તારાજ દ્વાર પર મારા ભાગ્યની પરીક્ષા કરીશ

• દુનિયાને તિરસ્કારતો, અદૃષ્ટની મશ્કરી કરતો હું ફરીથી તારા દ્વાર પર એકવાર આ વ્યર્થ જીવનનો પાસો નાખીશ

કદાચ ભવિષ્યની કોઈ ધન્ય ઘડીએ તું મારું સ્મરણ કરી એકાદ અશ્રુબિંદુ પાડીશ. અથવા મધ્યરાત્રિની નિઃશબ્દ શાંતિમાં મને યાદ કરી એકાદ ઉષ્ણ નિઃશ્વાસ મુકીશ.

અનંતકાળની કોઈ પુનિત પળે તને કદાચ લાગશે કે એક રંક લાચાર ભિક્ષુકે મારાજ દ્વાર પર મારેજ ખાતર જીવનસર્વસ્વનું બલિદાન કર્યું હતું.

એ ભવિષ્યની એક પળને માટે આજે હું જીવનસર્વસ્વનો દાવ તારા દ્વાર પર નાખીશ.*

---

* સર્વ હક્ક લેખકને સ્વાધીન.

# વહાલમનું હેત

લેખકઃ
રા. સ્નેહરશ્મિ

(રાસ.)

આત્માનાં પુર હો ! ઉછળે, સાહેલડી !
વહાલમનું હેત મારે હૈયે રમે;
હૈયાનાં નીર હો ! ઉછળે, સાહેલડી !
વહાલમની વેણુ મારે કર્ણે રમે. ધ્રુવ૦

રજની ઉજ્જ્વલ શોભતી ખેલે રૂડા રાસ;
તારક–પુષ્પો મુખ ખરે,
એવાં એવાં છે પ્રિયનાં હો ! હાસ; રે સાહેલડી !
વહાલમનું હેત મારે હૈયે રમે.

ચાંદલીઓ નિજ કર થકી ખેલે કુમુદિની સાથ;
પ્રેમલીની એ ડોલતી,
એવું ડોલાવે પ્રિયના હો ! હાથ; રે સાહેલડી !
વહાલમનું હેત મારે હૈયે રમે.

ઝરણું ખળ ખળ દોડતાં, ગાજે મીઠે સુર;
ચમકે તારા નીરમા,
એવાં ચમકે હો ! નાથનેણુર; રે સાહેલડી !
વહાલમનું હેત મારે હૈયે રમે.

ઉંચા ઉંચા ડુંગરા, ઉંચાં તેથી આભ;
ઉંચા શોભે તારલા,
એથી ઉંચાં છે વહાલમનાં વહાલ; રે સાહેલડી !
વહાલમનું હેત મારે હૈયે રમે.

વહાલા કેરી વાંસળી સુણું ચારે પાસ;
પ્રીતમ વહેલા આવજો,
મારા સુના છે પિયુ વીણુ વાસ; રે સાહેલડી !
વહાલમનું હેત મારે હૈયે રમે.




લેખિકા

**સૌ. બહેન લીલાવતી**

૧

## સૌ. કસ્તુરબા ગાંધી

રામાયણનાં સીતાજાનકી અને મહાભારતના દ્રૌપદીની કથા ભારતખંડના બાળે છોકરું ક્યા આર્યગૃહમા અજ્ઞાત હશે! ગૌરી અને સાવિત્રીના વ્રતથી કન્યાઓ બાલવયમાંથીજ એમને ઓળખે છે. સુખ અને દુઃખમા પતિની સાથેના ધર્મસહચારનું સૂત્ર બાળાઓના કર્ણમા મંત્રરૂપેજ મુકવામાં આવેછે. સૌ. કસ્તુરબાનું જીવન એવાજ સહધર્મચારની સાક્ષીરૂપે આપણી સમક્ષ છે.

સૌ. કસ્તુરબામા જ્ઞાનનો આડંબર કે વાક્‌પટુતા નથી. વિદ્વત્તા મેળવવા એમણે કદીએ ઉદ્યમ કર્યો નથી. મહાત્માજીના પત્નીપદનો ગર્વ એમના મુખ પર કદીએ નથી દેખાતો. ગાંધીજીના જયનાદ સાંભળતા સાંભળતાંએ એ સાદાં કસ્તુરબા જ રહ્યા છે. પ્રતિકૂળ સંજોગોમાં એમની પતિભક્તિ ઘટી નથી. એમના વિજય અને ગૌરવમાં એમણે અંશો હીસ્સો કદીએ માગ્યો નથી. ગાંધીજીની મહાનુભાવતા એમનાથી નહીં સમજી શકાઈ હોય ત્યા માત્ર અચલ શ્રદ્ધાથી એ એમને અનુસર્યાં છે. ફરીઆદની ઉંડી વરાળોથી એમણે એમને હલાવ્યા નથી.

વગર વિદ્વત્તાએ બાપુજીનું જીવનકાર્ય એમણે સમજી લીધું છે અને બાપુજી અત્યારે કેદમા છે ત્યારે એ સરળ ભાવે એમના હૃદયમા જેટલું વસ્યું છે એટલું કરી રહ્યા છે.

સૌ. કસ્તુરબાએ અત્યાર સુધીમાં કૈં ઓછા બલિદાનો આપ્યા નથી. બાલ્યપણથી દૃઢ થયેલી કેટલીક માન્યતાઓને તિલાંજલિ આપતા શરૂઆતમા એમને ઘણું માનસિક કષ્ટ સહન કરવું પડ્યું હશે. દક્ષિણ આફ્રિકાના મહાન્ યુદ્ધમા સર્વસ્વ આપતા એમણે પાછું વાળીને જોયું નથી. હીંદમા અત્યારે ચાલતી મહાન્ લડતમા પતિ અને પુત્રોને જેલમાં વળાવતા એમણે અપાર ધીરજ રાખી છે.

સૌ. કસ્તુરબા એટલે સરળ ગૌરવતાની મૂર્તિ. બાપુજીના સંન્યસ્તાશ્રમ જેવા ગૃહસ્થાશ્રમનો ભાર એમણે અતિ ધૈર્યશીલતાથી ઉપાડ્યો છે. ગૃહસંસારના નાના મોટા કાર્યો કરતા એમણે શ્રમને ગણકાર્યો નથી. એમની

સાદાઈ માટે તો કહેવાનું જ શું હોય ! સાદાં મીસીસ ગાંધીની પદવીની તો રાણીઓ પણ અદેખાઇ કરી શકે. બાપુજીની સાથે કસ્તુરબા તરફ પણ લોકોએ હમેશાં પૂજ્યભાવ જ દાખવ્યો છે, તે એમની આવડત ને જ્ઞાન ઉપર રીઝ થઇને કે એમની કાર્યશક્તિ ઉપર મોહિત થઇને નહીં પણ સ્વામીની છાયા સમી વસતી પત્નીની અવિચલ શ્રદ્ધા અને આત્મસમર્પણને લીધે.

એકજ ગુણની સફળતાથીએ જીવન કેટલું મહાન્ થઇ શકે ?

૨

## શ્રીમતી સરોજિની નાયડુ

હીંદુસ્થાનનાં શિક્ષિત વર્ગમાં શ્રીમતી સરોજિનીનું નામ ન સાંભળ્યું હોય એવાં બહુ થોડાંજ મનુષ્યો હશે. પૂજ્ય ગાંધીજીએ એમને 'બુલબુલ'નું ઉપનામ આપ્યું છે. એમણે સ્વહસ્તે ધારણ કરેલા ઇકતારામાં તો એ મોહનની વાંસળી બન્યાં છે. મીરાંબાઇ થવાનું એ ચુક્યાં નથી. એમના કંઠમાંથી નીકળતી અસ્ખલિત વાગ્ધારા પર જનતા મુગ્ધ છે. હીંદમાં કોઇપણ હીંદી સ્ત્રીએ એમના જેવું સ્થાન નથી મેળવ્યું.

જોગના મહનો સુયોગ સર્વદા મહાજનોના પ્રસંગમાં એમને આણે છે. ગોખલેયુગમાં એ એમનાં મિત્ર હતાં. ઝીણાયુગમાં એ એમનાંએ પરમ મિત્ર હતાં, અને હજુએ હશે. ગાંધીયુગમાં ગાંધીજીનાંએ એ થઇ શક્યાં છે. સર્વ યુગના નક્ષત્રમંડળમાં એમનું સ્થાન એ હમેશાં સાચવી શક્યાં છે. અને બંસી સમા મધુર સ્વરથી દેશકાર્યમાં પોતાનો હીસ્સો આપી રહ્યાં છે.

કલાપીના કલાપના ચિત્ર વિચિત્ર રંગો સમા એ આકર્ષક છે. નૃત્ય સમયે અતીવ મનોહર લાગતા કલાપીની કલાની જેમ તેઓ મોહ પમાડે છે. એમનો વિનોદ પ્રસંગાનુરૂપ નૂતન સ્વરૂપો ધારણ કરી શકે છે. એમનાં ચલન અને ડોલનમાં એમણે કવિત્વમય થવાનો ઘણો પ્રયત્ન કર્યો છે.

શ્રીમતી સરોજિની કવિ છે અને કવિતા સારી કરી શકે છે. અંગ્રેજી ભાષા પરના એમના કાબુથી એ સર્વને ચકિત કરી નાખે છે. દેશસેવા કરતાં એમણે કુટુંબસુખની લાલસા નથી રાખી. એમના વર્તનથી એમનું સ્થાન ક્યાં છે એ એ જાણે છે એવું તરત સમજી શકાય.

સુંદરતાની પૂજા એ ઉત્કંઠાપૂર્વક કરે છે અને શોભાનો શોખ પણ એમને છે. બહુમતવાદના હીમાયતી છતાં aristocracy એમનામાં પુરેપુરી છે. માનવોના સામાન્ય વિકારોથી એ પર નથી. મોટા શરીરના અવયવો મોટા હોય તેમ મોટા દરજ્જાના માનવોના સદ્‌ગુણ કે દુર્ગુણ પણ મોટા હોઇ શકે કે નહીં ?

શિષ્ટાચાર (manners) ની કદર થતી હોય ત્યાં એ શિષ્ટાચાર સરસ સાચવે છે. grace પરખાય ત્યાં એ graceful બહુ રહે છે. પણ અંધ આગળ આરસીની માફક એનો ઉપયોગ એ નકામો કરતાં નથી.

એ વ્યવહારદક્ષ છે; કાર્યનિપુણ છે; ચાતુર્યનો ઉપયોગ ક્ષણે ક્ષણે કરે છે. લોકભાષામાં કહીએ તો પહોંચેલાં પણ છે.

દૂરના દેવળમાં વાગતા ઘંટના રણકાર જેવા કંઠના રણકારે અને સાથે સાથે વહેતા શબ્દપ્રવાહે ઘણાંને એમણે ઘેલા કર્યા હશે, પણ હવે એનો રણકો પ્રથમ જેટલો મીઠો નથી.

માફક ઉગે છે ને સુકાય છે. સૌ. સરલાબેનનાં બાળકો એમનાં માતાના શ્રમ અને પિતાની કાળજીના સુંદર બદલારૂપ છે.

સૌ. સરલાબેન એમના ગૃહરાજ્યનાં રાણી છે. એમની સુવ્યવસ્થા કરવાની અને જાળવવાની શક્તિ, મિત્રો પ્રતિની મમતા, અપરિચિત જનો સાથેની માયાળુતા એ કોઈને આકર્ષે એવાં છે. એમનાં મીઠાં અમી વરસાવતાં નયનો એમને માટે સહેજે માન ઉત્પન્ન કરે છે. વ્યવસ્થાની રચનાર, શાન્તિસ્થાપક અને સુવાસ પ્રસરાવનાર ઓફીસ્ત્રીજીવનનો આદર્શ એમણે ઘણે અંશે સિદ્ધ કર્યો છે. સ્ત્રી જીવન સમું એમનું જીવન ઘણાને દિશાસૂચક બની શકે એવું છે.

## ૪

## શ્રીમતી અતીયા બેગમ

ગાઢ રાત્રિમાં વીજળીના ચમકાર કેટલા આલ્હાદક લાગે છે! એનો ક્ષણભરનો ચમકારો વિસ્મય ઉપજાવે છે પણ એ રજનીના અંધકારને ગાઢતર બનાવે છે.

શ્રીમતી અતીયા બેગમ એટલે ઝબકી જતી વિદ્યુલ્લતાજ. એનાં નયનોમાં ચમકાર, એની વાણીમાં ચમકાર, એના ઘડી ઘડી બદલાતા ભાવોમાંએ ચમકાર. એ ચમકારમાંએ ક્ષણભરની મોહકતા તો છે.

શ્રીમતી અતીયા બેગમ વાગ્જાળનો વિસ્તાર બહુ સુંદર રીતે કરે છે. જનો એમના વચનામૃતનો પ્રવાહ વિસ્મયપૂર્વક નીહાળે છે. એ પ્રવાહમાં દૂર દૂરની ઘણી વસ્તુઓ તણાઈ આવે છે.

એમના મગજના સંગ્રહસ્થાનમાંએ ઘણી બાનવબીઓ એકઠી કરે છે અને પ્રસંગોપાત એનું પ્રદર્શન બહુ આડંબરપૂર્વક કરે છે. સંગીતની ગર્જના એમના પ્રિય વિષયમાં કરે છે. સાહિત્યમાં એમની પ્રવીણતાનો પાર નહીં હોય. શીલ્પસ્થાનમાં તો પોતાને અદ્વિતીયજ ગણતાં હશે.

જાહેર કાર્યોમાં (જ્યારે એ ભાગ લેતાં હતાં ત્યારે) એ પોતાને આધારરૂપજ માનતાં હશે.

એકજ મુખેથી અનેક જાતનાં સૂક્તો એ પઢી શકે છે. એમનો શોભાનો શોખ એમના સાદાઈના ડોળથી ઢંકાતો નથી. પ્રસંગે પ્રસંગે દેશી, વિદેશી, સ્વદેશી એમ ઘણાં સ્વરૂપોથી એ બહુરૂપી દેખાય છે. એમના વિનોદનો ભોગ થતાં કોઈકજ બચતું હશે.

જગતમાં નાના માણસોના કાર્યોથી હમેશાં મોટા માણસો યશ પામે છે, અને પામશે. સમુદ્રની મત્સ્યલીલા કે વાનાવરણમાંની જંતુલીલાથી આપણે મનુષ્યો એમાં કોઈ રીતે ઉતરતાં નથી, ફરક માત્ર પ્રમાણનો.

એમને નામે એમનાં કાર્યો અને ગુણોને magnify ખુબ કર્યાં હશે. રજવાડામાં કે શાન્તિનિકેતનમાં એ મુકાયાં હોત તો એમને અનુકૂળ સરસ ક્ષેત્ર એમને ત્યાં મળત. એમની કદર એમાં વધારે થાત અને બહુ આગળ આવત એમાં શક નથી. એમણે માત્ર એકજ ભુલ કરી. સીધા માણસો સીધી લડતમાં જોડાવાની.

જૂભંગ કે સ્મિતથી કાર્ય સાધવાની આવડત એમનામાં છે. મુખ પરના ભાવો બદલવામાં એમની કુશળતા છુપી નથી રહેતી. એમને માટે એકામાં એવું એ બહુ ઢોંગીઆર છે એમ તો કહેવાયજ.

એમનામાં સ્ફુર્તિ છે. એમનાથી કંઈ પણ કર્યા વિના જંપીને નથી બેસાતું એમની સાથે વાર્તાલાપ કરતાં આપણું 'બાંક'

મોલવાનું બહુજ થોડું આવે. સર્વ વિષયમા નિષ્ણાત હોવાનો એમનો દાવો છે પોતાના કરતા બીજાની બુદ્ધિમાં બહુ શ્રદ્ધા નથી હોતી. એમના રૈશાદને એમને ઓપ ચઢાવ્યો છે.

Ibsen નાં 'new women' પણ તેએ પુરેપુરાં નહી જોઈ.

૫

સૌ. વિજયા ગૌરી કાનુગા

દેશકાર્યમા પડેલા કેટલાએ સ્ત્રીપુરુષો અત્યારે સુંદર કાર્ય કરી રહ્યાં છે. એમને તક મળી ન હોત તો એ જ્યાં હોત ત્યાંથી ડગલુંએ આગળ ન વધી શક્યાં હોત. જંગલમાં કરમાઈ જતા સુગંધી પુષ્પો સમી તેમની સુવાસ જગતને જાણી ન હોત. કેટલી સરિતાઓના જળ નકામા વહી જાય છે કેટલીયે સ્ત્રીઓના જીવન અમના ગૃહની નાનકડી દીવાલો વચ્ચે સમાપ્ત થતા હશે તેમને જો માત્ર તક મળી હોત!

સૌ. નંદુબેન આજે એવાજ પ્રકારના ઉદાહરણ તરીકે આપણી સમક્ષ છે એક કાળે અમદાવાદની મશરખુ ગૃહિણીની ઉપમા એમનામાં સાર્થક થતી હશે. વ્યવહારમાં એમની કુશળતા વિશે બે મત નહીં હોય. આજ દેશકાર્યમા પડી પોતાની વ્યવસ્થા-શક્તિનો લાભ અમદાવાદના સ્ત્રીમંડળને વ્યવસ્થિત કરવામા આપી રહ્યા છે. કાર્ય શરુ કર્યો પછી એને પાર ઉતારવાની એમનામા ચીવટ બહુ છે. એ આરંભશૂરાં નથી.


શ્રીમતી સરોજિની નાયડુ

એમની શક્તિઓ મર્યાદિત હશે એ ખરુ પણ આરંભ કર્યો પછી એ અગ્રેજ થાકી જાય છે. કેટલાંક કાર્યોમાં વરની હોઇ થઇ ફરતા કેટલીક બેનો જેવો અવિવેક કે અવિનય એમનામા નથી એ બહુ કરી નાખ્યુ છે એવુ ધારીને એ ફુલાઇ ગયાં નથી.

એમની કાર્યતત્પરતા, એમની સેવાપરાયણતા અને ધૈર્યશીલતા સચોટ અસર કરે છે. એમના કાર્યેજ એમણે પોતાની છાપ પાડી છે

૬

શ્રીમતી અનસૂયા બેન

હીંદુસ્થાનના રાજકીય પ્રકરણમાં પડેલાં સર્વ જનો, હાલમા મજુરોના માતારવરૂપ



શ્રીમતી અતીયા બે.સ

મનાતાં અનસૂયા બેનના નામના ભાગ્યેજ અજ્ઞાત હોઇ શકે. એમની એક ટુંકી રૂપ-રેખા અસ્થાને નહીં ગણાય.

શ્રીમતી અનસૂયા બેન એક શ્રીમંત કુટુંબની પુત્રી છે. દેખાવમાં જાજરમાન અને શ્રીમંતાઇના સર્વ ગુણોથી યુક્ત છે.

એમના જીવનની શરૂઆતમાં એમને સ્રીજીવનની પરાધીનતા બહુ સાલી હશે. એમની ઉગ્ર અને સ્વતંત્ર પ્રકૃતિને સુવર્ણનું તોએ પીંજરવાળું પક્ષીજીવન બહુ નહીં રુચ્યું હોય. હાલ તો એમણે સેવાની ગૃહસ્થા સ્વીકારી છે.

એક વખત ડાક્ટરીનો અભ્યાસ કરવા એ યુરોપની યાત્રાએ ગયા હતાં. પણ એ પુરો ન કરી શક્યાં. પરંતુ ત્યાંના બે વર્ષના નિવાસથી ત્યાંની સ્રીઓની કાર્યશક્તિની કંઇક સુંદર અસર એમના ઉપર થઇ.

અનસૂયા બેનમાં ઇચ્છાશક્તિ કરતાં વ્યવસ્થાશક્તિ ઓછી છે. પણ એમનાં મિત્રો એમને, એની ખોટ પડવા નથી દેતા. મેત્રપનુષ્યસમાં ઘણું કાર્યોરૂપી રંગથી એ આસ્પંદ છે. ઘણા કાર્યોમાં એ રસ લેવાનો પ્રયત્ન કરે છે, પણ એમનો ઉત્સાહ ચિરસ્થાયી નથી નીવડતો. એ આંજી શકતાં હશે, સ્થિર નહીં થઇ શકતાં હોય.

સ્રીહૃદયના સ્વાભાવિક ભાવો એમનામાં હશે, પણ એનું બાહ્ય દર્શન ક્વચિતજ થતું હશે. એમની પાસે સાધન છે અને, તેથી શક્તિએ છે. એમનામાં સ્રીના ગુણો કરતા પુરુષના ગુણો વધારે છે મિત્ર તરીકે કદાચ એ વધારે કુમળા થઇ શકતા હશે પણ સ્રીઓની સાથે એ ભાગ્યેજ મિત્ર થઇ શકે છે સ્રીજીવનમાં રસ લે છે તેએ એમના કાર્યો પુરતોજ.

મહાત્માજીના પ્રથમ સ્રી અનુયાયીની પદવીએ એમને પ્રતિષ્ઠા અને કંઇક સ્થિરતા એ બે અર્પ્યાં છે એમની કીંમત વાગે એ મત હોઇ ન શકે.

ગુજરાતી સ્રીવર્ગમાંથી રાજકીય ક્ષેત્રમાં ઝુકાવનાર સૌથી પ્રથમ તો એએ હતાં. તે પહેલા સ્રીઓના એ દિશાના પ્રયત્નો તે નવરાશનો સદુપયોગ કે પ્રકાશમાં આવવાના સાધનરૂપજ હતા. પણ એમણે જેટલું કર્યું છે તેટલાનો એ ઉપકાર માનવો જરૂર ઘટે છે. ગુજરાતની સ્રીઓને એ સાધન મળે ને એમની મહત્વાકાંક્ષાએ કેળવાય તો ગુજરાત કેટલી સ્વતંત્ર સ્રીઓ ઉત્પન્ન કરી શકે?

## રસબિંદુઓ

લેખક :

રા૦ સુંદરલાલ નાથાલાલ જોશી

અનુભવ આલેખાતો નથી, અને આવેશમય ભાવનાઓ સમજાવાતી નથી આથીજ અંતરની વેદનાઓ આલેખ્યા સિવાય તારા સામું હું ટગર ટગર જોયા કરું છું.

* * *

હા તારા સામું હું ટગર ટગર જોયાંજ કરું છું.

સત્તા, ચેતન અને સુખને તો એક શબ્દ માત્રથી હું સરજાવી શકું, અને ધારું તો વિશ્વના વમળને એક ફૂંકથી સ્થગિત કરું

ફક્ત, પ્રિયા ! તારા આદેશનીજ જરૂર છે



સિંધુ નદીના સૌમ્ય તટે લેખનકાર્ય કરી રહેલા ગાંધીજીનું વિરલ દૃશ્ય

# ગુજરાતી સાહિત્યમાં મહાત્મા ગાંધીનું સ્થાન


લેખકઃ

રા૦ હીરાલાલ મગનલાલ દેશાઇ


ગુજરાતી સાહિત્યના ઇતિહાસમાં શુદ્ધ, સાદી અને સચોટ ગદ્યશૈલીના એક મહાન પ્રણેતા તરીકે મહાત્મા ગાંધીનું નામ સુવર્ણાક્ષરે કોતરાઇ રહેશે, એમ કહેવામાં લેશ પણ અતિશયોક્તિ નથી. નવજીવનના તંત્રીપદેથી—સ્વતંત્રતાનો સિંહનાદ કરી, ભારતવર્ષની રગે રગમાં નવીન ચૈતન્યજ્યોત પ્રકટાવનાર—આ વિરલ પુરુષે ગુજરાતી ભાષામાં વીર રસનો અસ્ખલિત પ્રવાહ રેલાવ્યો છે, તે વાત હવે નિઃસંશય છે. સામાન્ય રીતે, વિદ્વાન્ અને સાક્ષર વર્ગમાં એમ મનાતું કે ગુજરાતી ભાષા કદાપિ પણ હીંદી, બંગાલી કે ઇંગ્રેજી ભાષાની રોકનાની સ્પર્ધા કરી શકશે નહીં; જે પ્રકારનો જોશ, ઉત્સાહ અને વીરત્વનો હીંદી ભાષામાં આવિર્ભાવ થઇ શકે છે, તે ગુજરાતી ભાષામાં લાવવાં બહુધા અશક્યજ છે.

વિદ્વાન અને સાક્ષર વર્ગની આવી ભ્રમયુક્ત માન્યતા હોવાથી; તેઓ સૌંદર્ય અને શૃંગાર, કોકિલાનાં કૂજન અને ભ્રમરનાં ગુંજન, સૂર્યચંદ્રનાં ઉદયન અને કમલકલીનાં વિકસન—આદિ વિષયો ઉપર આડંબરી ભાષામાં કાવ્યો કરી યા ચર્ચા લખી પોતપોતાને કૃતકૃત્ય માનતા. પરંતુ, એ સર્વેને મહાત્મા ગાંધીએ નમુનેદાર પાઠ પઢાવ્યો છે કે જરૂરતનો વીર

રસ, અને નર્મદનું ઉછળતું જોમ ઝીરવનારી ગુજરાતી ભાષા વીર્યહીન, નિર્નોશ કે નિસ્તેજ નથી. મહાત્મા ગાંધીના પારસમણી સરખા સ્પર્શથી ગુજરાતી ભાષાને આજે આપણે સાદી અને સરલ હોવા ઉપરાંત ઓજસ્વી અનુભવી રહ્યા છીએ.

આમ છે છતાં આપણે જાણીએ છીએ કે મહાત્મા ગાંધીએ નવજીવન કે ગુજરાતી ભાષાનો કે સહિત્યનો ઉત્કર્ષ કરવા સારુ કાઢ્યું ન હતું. વળી સાક્ષરોની નામાવલિએ પણ મહાત્મા ગાંધીનું નામ ચઢ્યું ન હતું. દક્ષિણ આફ્રિકામાં હતા, ત્યારે કેટલાક ગુજરાતી પુસ્તકોની સમાલોચના સિવાય, તેમણે સાહિત્યને લગતું એક પુસ્તક કે લેખ લખ્યો નથી છતાં પણ, એ નિર્વિવાદ છે કે એમણે ગુજરાતી ભાષાને ગીર્વાણ ગિરા બનાવવાના મહાકવિ પ્રેમાનંદના ભગીરથ પ્રયાસને આડકતરી રીતે પ્રબલ સમર્થન આપ્યું છે. આમ હોવાથી આપણે આ લેખમાં એમની સાદી અને સરલ છતાં આગવી શૈલી ઉપર એક વિહંગદૃષ્ટિ ફેરવશું.

## ગદ્ય શૈલી

મહાત્માજીની ગદ્યશૈલીમાં આપણા કવિ મિલ્ટનનું સમુદ્રગર્જન નથી, તેમ બર્ક કે જોનસનનો પ્રચંડ આડંબર પણ નથી. તેમજ કોઈપણ સ્થાને મહાત્માજીએ નરસિંહની ભક્તિરસાર્દ્રતાના સંગીતની જમાવટ નથી કરી, કે નથી રચ્યા શ્રી. ગોવર્ધનરામની જનસ્વભાવઆલેખન શક્તિ પોથી, છતાં પણ ભાષાની પ્રચલિત શૈલીમાં એકાએક ચમત્કારિક પરિવર્તન કર્યું છે એ સિદ્ધ છે. એમની ભાષામાં સરળતા એ પ્રથમ પગથીઆ સમાન છે. સ્વ. નવલરામની સાદી ભાષામાં જેટલાં જોમ અને આકર્ષણ હતાં તેથી વિશેષગણા મહાત્માજીની ભાષામાં છે. સ્પષ્ટ અને સંક્ષિપ્ત વાક્યોમાં અર્થ શી રીતે જનસમુદાય આગળ મુકવો એ વિષયના મહાત્મા ગાંધી એક પક્કા ઉસ્તાદ છે. 'નવજીવન'માં પ્રસિદ્ધ થએલા અસંખ્ય લેખોમાં અર્થની ગંભીરતા સાદામાં સાદી પણ જોમદાર ભાષામાં તેમણે આણી છે. એક શબ્દ પણ તેમની ભાષાના નિરર્થક વપરાયો નથી. આખા વાક્યમાંથી એક પણ શબ્દ દૂર કરો અથવા આખા લેખમાંથી એક પણ વાક્ય દૂર કરો, તો તે વાક્યની કે લેખની મુળ ખુબીનો નાશ થઇ જાય છે. ટુંકમાં, દરેક શબ્દ કે વાક્ય યોગ્યતા સિવાય એમના લખાણમાં આવતાં નથી.

## આડંબરનો ત્યાગ

સૌથી વિશેષ સફળતા તો ભાષાના આડંબરને દૂર કરવામાં મળેલી છે. મહાત્માજીએ ભાષાના ખોટા આડંબરનો વજ્રપ્રહાર કરી દૂર કર્યો છે. એક વખત એવો હતો કે જ્યાં સુધી ભાષામાં ભારે ભારે જડબાતોડ સંસ્કૃત શબ્દો વપરાય નહીં, અને બાણભટ્ટના લાંબા સઘન શબ્દોનો સમૂહ લેખમાં થાય નહીં, ત્યાં સુધી લેખકની સફળતા થઇ મનાય નહીં. પરંતુ મહાત્મા ગાંધીએ એ માન્યતાને દૂર કરી બતાવી છે. ભાષાની કૃત્રિમતા અને ખોટા શણગારને જાણે મુદ્દગર લાકડી વડે દૂર કરી નાખી છે. 'નવજીવન'ના અનેક લેખોમાં એમની કલમથી લખાયલા ટુંકા વાક્યો તો વેદના સૂત્રોની સ્મૃતિ આપે છે વેદના સૂત્રોમાં જેટલી ઉંચી ફીલસુફી અને જેટલું ઉંડામાં ઉંડુ સત્ય છે તેટલુંજ મહાત્માના બનિ ટુંકા, મુદ્દાસર, સુંદર અને સચોટ વાક્યોમાં સ્વરાજ્યનો ઉંડો ધ્વનિ વસેલો છે. અમુક વાક્યો અને શબ્દો તો દેશના ચલણી વ્યવહારના કીંમતી

સીક્કા રાજ્યના ભાષામાં ચાલુ થઇ ગયા છે. જેમકે;—સુતરને તાંતણે સ્વરાજ્ય; ખાદી વાપર્યેજ છુટકો; જેલ ભોગવ્યેજ છુટકો; ઠીક ઠીક અનુભવી રહ્યો છું; હેડે હૈયે એકી છે; બોજ બોગો અને હેતુ વણસાડ્યો છે; કોઠો બળવો; ખોળા ધરી માંગી રહ્યો છે; દીવા જેવું દેખાવું; પારાવાર ધક્કા પહોંચવો; શકાયજ નહીં; ખડતલ; સાબુત કાંડા બાવડાં; ઇત્યાદિ.

## સ્વ. પ્રો. મણિલાલ અને મહાત્માજી

સ્વ. પ્રો. મણિલાલ દ્વિવેદીની ગદ્યશૈલી અનુકરણીય શૈલી ગણાય છે. પણ તે શૈલી અને મહાત્મા ગાંધીની શૈલીમાં શો તફાવત તે આપણે બે શબ્દોમાં જોઇશું. મહાત્માજીની ભાષામાં મણિલાલનો સંસ્કૃતમય પ્રભાવ નથી. જેટલે અંશે મણિલાલની ભાષા ઉચ્ચ કોટિની (classical) ગણાય તેટલે અંશે મહાત્માજીની સરળ ગણાય છે. મણિલાલની શૈલી અલંકૃત હોવાથી વિદ્વાન વર્ગનેજ લાયકની છે. જ્યારે મહાત્માજીની ભાષા સર્વ સામાન્ય પ્રજાને લાયકની છે. મણિલાલના લેખો યથાર્થ સમજવા ભાષાના થોડા પૂર્વાભ્યાસની જરુર છે, જ્યારે મહાત્માજીના લેખો એટલી તો સાદી અને સરળ શૈલીના છે કે હરકોઇ માણસ સમજી શકે છે. મણિલાલ જ્યારે ભાષાને શણગારવા આભરણોની શોધમાં પ્રવૃત્ત થયા, ત્યારે મહાત્માજીએ આભુષણો અને અલંકારને દૂર કરી નગ્ન સત્યને હૃદયભેદક સાદા શબ્દોમાં કહેવા મથ્યા.

## કવિ તરીકે

મહાત્મા ગાંધીને કવિ તરીકે લખવા એ કદાચ ધૃષ્ટતા ગણાશે પરંતુ મહાત્મા ગાંધીજીના અસંખ્ય લેખોનો કોઇ પણ અભ્યાસી હશે તેને એ લેખો સહૃદય વાંચ્યા પછી તન્મયતા, ડોલન અને વાણીની મોહિનીનો સાક્ષાત્કાર ન થયો હશે? જેટલે અંશે એક સુંદરમાં સુંદર કાવ્ય ચિત્ત આકર્ષી લે છે, અને વાંચી રહ્યા પછી પણ મધુર સંગીતની માફક સ્મરણમાં રમ્યાં કરે છે, તેટલેજ અંશે મહાત્માજીના લેખો, આજે બંધ થયા છતાં, સ્મરણ આગળ ખડા થાય છે. ભાવ પ્રધાન ઉત્તમ કાવ્ય આવર્તને આવર્તને નવો આનંદ આપે છે, તેમ મહાત્માજીના લેખો પુનઃ પુનઃ વાચવાથી અપૂર્વ આનંદ આપે છે, અપૂર્વ શૌર્ય અને પ્રોત્સાહન રેલાવે છે.

અલબત મહાત્મા ગાંધીને એક સામાન્ય કક્ષાના કવિ તરીકે હું ઓળખાવવા માંગતો નથી, પણ એટલું તો સિદ્ધ છે કે તેમની વાણીમાં બાણભટ્ટ–રસ્કીન–રવીંદ્રનાથ ટાગોર અને કવિ નાનાલાલની આ મીઠાસ છે. બાણભટ્ટે "કાદમ્બરી ગદ્યમય પદ્યમાં લખી છે છતાં એ કાદમ્બ એક મહાકાવ્ય મનાય છે. રસ્કીન ઇંગ્રેજી સાહિત્યમાં એક સુંદર કવિતામય ગદ્ય લેખક તરીકે સુપ્રસિદ્ધ છે. આપણા ગુજરાત કવિ નાનાલાલ પણ ગદ્યમય પદ્યમાં હૃદય ભાવના વ્યક્ત કરે છે. એથી પણ અહિ ભારતવર્ષના અણમોલ રવિબાબુ ગીતાંજલિ–ક્રેસન્ટમુન–ગીતા–આદિ કાવ્યો જે કાવ્યોએ સમસ્ત જગતને મોહવારુણ પીવડાવી રસલીન કરી મુક્યું છે, તે કાવ્ય પણ એજ પ્રકારના કવિતામય ગદ્યમાં લખાયલાં છે.

મહાત્મા ગાંધીને કવિ તરીકે ઓળખાવવામાં આપણે "કાવ્ય"ની જુદી જુદી વ્યાખ્યાએ તપાસીશું. વર્ડ્ઝવર્થ કહે છે: "કવિતા એ હૃદયની પ્રબલ લાગણીનો અનિચ્છિત પ્રવાહ છે." 'નવજીવન'માં પ્રસિદ્ધ થએલા મહાત્માજીના

લેખો વાંચ્યા પછી કોણ એમ કહેવાની હીંમત ધરશે કે એ લેખોમાં હૃદયની સાચ્ચાયાં સાચી લાગણીઓનો પ્રબલ પ્રવાહ નથી? સત્યની ઉંડી ગુફાઓમાંથી ખેંચી કાઢેલા સિદ્ધાંતો અવશ્ય પાણીના રેલાની માફક દોડતા તેમના લેખમાં જણાય છે.

"કાવ્ય—એક મધુર ભાષણ છે" એમ કાર્લાઈલ કહે છે. "તાડવ," "હુંકાર," "ઉત્તર-દક્ષિણ" "મરમના ઘા" "વાઇસરાયની મુંઝવણ" અને અમદાવાદના મૅજીસ્ટ્રેટ સમક્ષ એમનો એકરાર—એટલા લેખોમાં કેટલું જોમ, કેટલો ઉત્સાહ અને કેટલી મીઠાસ વસેલાં છે તે પુનઃ પુનઃ વાચવાથીજ સમજાય છે. વળી જ્યારે મી૦ મોંટેગુ અને લૉર્ડ બર્કનહેડે પાર્લામેન્ટમાં ડિંડિમનાદ કરી જણાવ્યું કે "બ્રીટીશ પ્રજા હજુ જોરીને તેરી ખડતલ છે, અને તેના કાંડા બાવડા સાબુત છે.—બ્રીટીશ પ્રજા દુનીઆની સૌથી નિશ્ચયી પ્રજા છે. તેના હેતુમાં દખલ દેવાનું સાહસ કરનાર ખત્તા ખાશે," ત્યારે આ ભીષણ શબ્દોને તેથી પણ વિશેષ ભીષણ વાણીમાં આવ્હાન કરવું એ સામાન્ય વ્યક્તિની ગજા બહારની વાત હતી પણ મી૦ મોંટેગુ અને બર્કનહેડને ભાન ન હતું કે તેમના આવ્હાનને ઝીલી લેનાર સમસ્ત જગતનો એક જ્વલંત આફતાબ હતો. આ સર્વે લેખોમાં મક્કમપણું, અપૂર્વ શૌર્ય, અને સાથે વાણીનું માધુર્ય અને ઉદાત્તપણું અનુભવીએ છીએ કાર્લાઈલની વ્યાખ્યાનુસાર અવશ્ય આ લેખોને કવિતામય કહી શકીએ છીએ.

મેથ્યુ આર્નોલ્ડ કહે છે, "એક અપૂર્ણ વ્યાખ્યાન જેમાં સત્યનો ઉંડામાં ઉંડો ધ્વનિ વસ્યો હોય તે કવિતા છે." મહાત્મા ગાંધીજીના જીવન ચરિત્રથી જ્ઞાત, સૌ કોઈ નિર્વિવાદ સ્વીકારે છે કે મહાત્મા ગાંધી તે એક સામાન્ય દેશભક્ત નથી પણ સત્યનો એક સાક્ષાત અવતાર છે તેમની તુલના ગૌતમબુદ્ધ—ઇસુ-ખ્રીસ્ત સાથે થઇ રહી છે એવા પુરુષની વાણી સનાતન સત્ય અને અવિરત પ્રેમથી ઉભરાતી હોય એમાં નવાઇ શી? તો મેથ્યુ આર્નોલ્ડની વ્યાખ્યા મુજબ પણ મહાત્મા ગાંધીને કવિ અથવા તેમના લેખોને કવિતામય કહેવામાં શું ખોટું સંભવે?

### પ્રેમાનંદ અને મહાત્મા ગાંધી

ગુજરાતના કવિચક્રચૂડામણિ પ્રેમાનંદ સાથે મહાત્મા ગાંધીને સરખાવવા હું અત્રે હીંમત કરીશ. જેમ પ્રાચીન કાળના ગુજરાતને એક અને અદ્વિતીય પ્રેમાનંદ પ્રસવ્યો—તેમ અર્વાચીન કાળના ગુજરાતે વિશ્વમાં એકજ એવો વિરલો મોહનદાસ ગાંધી અર્પ્યો. પ્રેમાનંદ તે શૃંગારમય કાવ્યસૃષ્ટિનો સૂર્ય—ગાંધી તે શાંતરસમય ગદ્યસૃષ્ટિનો સૂર્ય ગુજરાતની બાલ્યાવસ્થાનો સુપુત્ર તે પ્રેમાનંદ—પ્રૌઢાવસ્થાનો પનોતો પુત્ર તે ગાંધી; આનંદ હાસ્ય, શૃંગાર, સુંદરીઓના સ્થૂલ સ્વરૂપના કમનીય વર્ણનો, અને સમરાંગણમાં પરાક્રમ કરી મેળવેલા વિજયના નાદે આદિ વિષયો ઉપર સંગીતનો ચમકારો તે પ્રેમાનંદ—જ્યારે જીવનના ગાઢ નિરંતર દુઃખના પ્રસંગો આર્થિક સત્તાના નીશાની સરિતાના ગંદકી પ્રજાની અમાનુષી મોહજાળ, અધ્યાત્મ વિદ્યાના શૃંગ ઉપરથી મનુષ્ય પ્રાણીનું અધઃપતન, અને શાશ્વત મોક્ષની પ્રાપ્તિ માટે આત્મભોગની ઉત્કટ ઇચ્છા—આદિ વિષયો ઉપર ગીતો ગાનાર તે મોહનદાસ ગાંધી પ્રેમાનંદે પોતાનું હૃદય પદ્યમાં ખાલી કર્યું ગાંધીએ ગદ્યમાં ઠાલવ્યું છતાંએ ઉભયમાં સમાન માધુર્યનો ઝરો છે.

### કુદરત અને મહાત્મા ગાંધી

મહાત્મા ગાંધીના લેખમાં કુદરતના વર્ણનો વારંવાર જોવામાં આવતા નથી

આપણને કરુણ રસના ગુહમાં લઈ જઈ આર્દ્ર બનાવી મુકે છે. અને દીલ ગાઈ ઉઠે છે કે ત્રાહિ ત્રાહિ. મહાત્મા ગાંધીના કેટલા લેખોમાં અને હૃદયનો કરુણસુર આપણે સાંભળીએ છીએ, છતાં એ લેખોમાં અતિ વિપુલ કરુણ રસ નથી. અજના વિધાપના કરુણ રસની છાયા નથી, કારણકે મહાત્માજી વર્ણનોમાં કલ્પનાના કલ્પવૃક્ષનો આશ્રય લેતા નથી; માત્ર સાચી હકીકત કલ્પનાના રંગ પુર્યા વિના કહે છે એટલે રસશાસ્ત્રીઓના આદર્શ કરુણ રસની અસાદી નથી મળતી. એમ કહીશું કે મહાત્માજીનું જીવન રાગદ્વેષ રહિત, પણ મહાનુભાવની ઉત્કટ લાગણીથી ઉભરાતું છે. જીવનનો દુ:ખમય પ્રસંગ જોઈ લાગણી થઈ આવતી, પણ દુ:ખ ભાગ્યે જ થતું, કારણકે એક મહાત્મા પુરા સુખમાં આનંદ નથી માનતો તેમજ દુ:ખમાં શોકમાં લીન નથી થતો

ગાંધીજીના હસ્તાક્ષર

### વર્તમાનપત્રકાર

છેલ્લા ગે અરી વર્ષ મહાત્મા ગાંધીએ ગુજરાતી ભાષાની ગદ્યશૈલીનો એક નવો અને ... શરુ થાય છે. સરળતા, સચોટતા અના અમોઘ બળ (virility) એ તેમની સિદ્ધ...નાં મુખ્ય લક્ષણો છે. કાવ્યમાં રમ... પ્રસ...રવાની કળામાં "તાક્યું તીર મારનારો માનદર્જ" કહેવાય છે, તેમ ગદ્યમાં ... ઉતારવાની કળામાં તો ગાંધીજી... ...ના આધુનિક કાળમાં મહા... હવે નિશ્ચિત થયું છે. ...રામ, મણિલાલ... ભાઈ ક નર્મદા... હોય પત્રકાર... પક્ષના મેં, આપણે વાનો જેઓ વિરોધ સરકારની દમન નીતિ સાથે છો એક બન્યા છે, તેઓ પણ હોંશભેર કબુલે છે, કે ભારતવર્ષનું નવચેતન તે મહાત્માજીને આભારી છે. આનુ મુળ કારણ તે મહાત્માજીનુ વર્તમાનપત્રકાર તરીકેનુ જીવન છે. 'નવજીવન' અને 'યંગ ઇન્ડીઆ' એ બે સાપ્તાહિકના તંત્રીપદેથી અધીરી બનેલી પ્રજાને ઉન્નતિના રાજમાર્ગ દાખવ્યા છે.

નિષ્પક્ષપાત વર્તમાનપત્રકાર તરીકે ફરજ અદા કરવી તે નો ... હોય તેજ જાણે વર્તમાનપત્રકારના જીવનમાં એવા તો પ્રસંગો આવે છે કે મગજનુ સમતોલપણું સાચવવું

એ વિકટ છે. વળી હીંદુસ્થાનમાં વર્તમાનપત્રકાર—ને તે પણ રાષ્ટ્રમતનો અનુયાયી—એટલે અસિધારાવ્રત પાળનાર અથવા ડેમોક્લીઝની તરવાર નીચે ઝઝુમનાર. આવી આવી પરિસ્થિતિ વચ્ચે મહાત્માજીએ દેશની અમૂલ્ય સેવા બજાવી, અને એ સેવા સાથે 'નવજીવન' દ્વારા ગુજરાતી ભાષાને વીર રસ પ્રધાન વાણી બનાવી.

પત્રકાર તરીકે પડદા પાછળ રહીને નનામા લેખ કે નોંધ કરવાની પદ્ધતિ તેમણે દૂર કરી. હમેશાં ખુલ્લે નામે જે કંઈ પણ ટીકા કરવી હોય તેનીજ તરફેણમાં તેઓ હતા. વળી પત્રકારો કેટલીક હલકી રીતિ—જેવી કે ગાલીપ્રદાન (vituperation) દૂર કરી તેમની ભાષામાં જરાએ ઝેર વસ્તુ નથી. હમેશાં તેઓ કહેતા, શબ્દો એવા લખો કે જેમાંથી પ્રેમ ઉત્પન્ન થાય—ઝેર નહીં. ગમે તેવું ભયંકર સત્ય દર્શાવવું હોય, ગમે તેવી હૃદયને ભેદી નાંખનારી સખ્ત ટીકા કરવાની હોય, સામાની ગમે તેવી તુચ્છ, હલકી અને અવિનયભરી ટીકાનો જવાબ આપવાનો હોય, છતાંએ મહાત્મા ગાંધી એવી ભાષાનો આશ્રય લેતા કે તેમની ભાષામાં વ્યક્તિગત દ્વેષનો છાંટોએ જણાતો નહીં. વીર રસાંકિત પ્રેમમય વાણીજ તેમની કલમમાંથી નીકળતી. ક્વચિત્ ક્વચિત્ તેમની ભાષામાં સમર્મ કટાક્ષ તરવરી આવતાં, છતાંએ, એ કટાક્ષો અંગત રાગદ્વેષથી રહિત હતાં. તેઓ હમેશાં કહેતાં કે મને પત્રકાર તરીકે નિર્ભર્ત્સના (Invective) નો ઉપયોગ કરવો યોગ્ય નથી લાગતો. કોનીકલના દેશપાર થએલા તંત્રી મી. હોર્નીમેનને Invective પ્રિય હતું, જ્યારે મહાત્માજી વિરોધ દર્શાવતા.

કવિ નર્મદાશંકરે જ્યારે "દાંડીઓ" નામનું માસિક કાઢ્યું, અથવા સ્વ. ઇચ્છારામે જ્યારે "ગુજરાતી" પત્ર કાઢ્યું ત્યારે ગુજરાતની આલમમાં એમ મનાતું કે વર્તમાનપત્રને યોગ્ય શૈલી આ બે પુરુષોએ ચાલુ કરી. પરંતુ, ખરી આદર્શ શૈલી પ્રચલિત કરવાનું માન તો મહાત્મા ગાંધીને માટેજ અવશેષ રહ્યું હતું. નર્મદનું ઉછળતું જોમ અને સ્વ. ઇચ્છારામના પત્રનો પૂર્વકાળનો સ્વદેશાનુરાગ, એ વસ્તુનું અદ્‌ભૂત સહમીલનનો સાક્ષાત્કાર મહાત્માજીએ કરાવ્યો છે.

'નવજીવન' અને 'યંગ ઇન્ડીઆ'ના લેખો વાચતાં આપણને એક મહારથી રણાંગણમાં સત્યને માટે કેમ જાણે ભયંકર યુદ્ધ કરી રહ્યો એવો ભાસ થાય છે. રામે રાવણ સામે યુદ્ધ કર્યું—અર્જુને કુરુકુળ સાથે જંગ જમાવ્યો—ઇસુએ તે જમાનાની નિર્દયતા અને મોહજાળ સામે બંડ ઉઠાવ્યું—ગૌતમે માયાનાં પડળ તોડી દયા અને અહિંસાનો પ્રચાર કરવા ભેખ ધારણ કર્યો, તેમજ મહાત્મા ગાંધીએ બ્રીટીશ, સરકારના રાવણ રાજ્ય સામે યુદ્ધ આરંભ્યું એટલુંજ નહીં—પણ સમસ્ત જગતને પાશ્ચાત્ય જડવાદ (Materialism) નાસ્તિકતા અને પશુબળ (Militarism) ના ઘેરાતા વાદળમાંથી મુક્ત કરવા અવતાર ધારણ કર્યો છે. સર નારાયણ ચંદાવરકર જેવા સખ્ત વિરોધી પણ કબુલે છે કે "He is more a Prophet-India's Spiritual Barometer—her Soul-Force". 'નવજીવન' અને 'યંગ ઇન્ડીઆ' માં મહાત્મા ગાંધીએ શી રીતે એ યુદ્ધ જમાવ્યું તે ટુંકમાં જોઇશું.

## યુદ્ધનીતિ

મહાત્માની યુદ્ધનીતિ ખુલ્લી છે. છુપી રીતે શત્રુ ઉપર પ્રહાર કદાપિ કરવા તત્પર નથી થતા. શત્રુપક્ષના કોઇપણ માણસને સગા ભાઇ સમાન તેઓ માને છે. યુદ્ધની શરૂઆત,

સત્ય, સમાનતા અને બંધુત્વના અડગ પાયા ઉપર તેઓ ઊઠાવે છે. તેમના સૈન્યના સીપાઈ સત્ય અને પ્રેમ એ બેજ છે. આરબ બીદાઉન-ની માફક શત્રુ સાથે ભયંકર યુદ્ધ કરે છે, છતાં એક બંધુ તરીકે તેના ઘા ઉપર પ્રેમ-રૂપી મલમ લગાવે છે. તેમણે સ્પષ્ટ શબ્દોમાં જણાવ્યું હતું કે જનરલ ડાયરના શરીરને કંઈ પણ ઈજા થાય તો હું મારા સગા ભાઈ તરીકે તેની શુશ્રૂષા કરું. શત્રુ ઉપર છત મેળવવા તેમનું એકજ શસ્ત્ર अक्रोधेन जिने क्रोधम् છે. તેમની સત્યપૂર્ણ વાણી એ વસિષ્ઠના બ્રહ્મદંડ સરખી જોરાવર છે.

હિમગિરિના ઉન્નત શૃંગ ઉપરથી છૂટતા ગંગાના પ્રબળ પ્રવાહની માફક લખાએલા અસંખ્ય તેમના લેખોમાં ઉપર મુજબનું એકજ સૂત્ર જોવામાં આવે છે. તેમના લેખમાં નીચે મુજબની એકજ ધ્વનિ તરતી દેખાય છે કે.-

> "Is it the boast of Councils and of kings
>
> Oh God, to triumph over million's pains'
>
> Guardians of good, ye Nations of the West,
>
> Shall mind still worship brute force deified?

એટલે કે—

"કરોડો મનુષ્યપ્રાણીના તિમિરમય દુઃખના પ્રસંગનું અટ્ટહાસ કરવામાંજ શું આજ કાલની ધારાસભાઓ અને રાષ્ટ્ર-સંઘનું ધ્યેય સમાયું છે! પશુબળની આરાધના કરવામાં ક્યાં સુધી હજી પશ્ચિમની પ્રજા ફસાયલી રહેશે!'

**સાહિત્યમાં સ્થાન**

આપણે આ લેખમાં જોઈ ગયા કે મહાત્મા ગાંધીના વર્તમાનપત્રકારની કારકીર્દીથી ગુજરાતી ભાષાની ગદ્યશૈલીનો એક નવો મણકો શરૂ થાય છે. સરળતા, સચોટતા અને અમોઘ બળ (virility) એ તેમની ભાષાનાં મુખ્ય લક્ષણો છે. કાવ્યમાં રસ ઉતારવાની કળામાં "તાક્યું તીર મારનારો તે પ્રેમાનંદજ" કહેવાય છે, તેમ ગદ્યમાં વીર રસ ઉતારવાની કળામાં તે ગાંધીજી. ગુજરાતી સાહિત્યના આધુનિક કાળમાં મહાત્મા ગાંધીનું સ્થાન હવે નિશ્ચિત થયું છે. જેટલે દરજ્જે વિદેહી સાક્ષરોમાં, મણિલાલ-ગોવર્ધનરામ-નવલરામ-નર્મદાશંકર કે નર્મદાશંકરને અથવા દેહી સાક્ષરોમાં, આનંદશંકર-નરસિંહરાવ-નાનાલાલ કે કનૈયાલાલને આપણે યાદ રાખીશું તેટલાજ અંશે—બલ્કે વિશેષ અંશે આપણે મહાત્મા ગાંધીને યાદ રાખીશું

**ઉપસંહાર**

ગુજરાતી ગદ્યશૈલીના આ અમર કીર્તિસ્થંભને, જો ઉન્માદગ્રસ્ત હીંદ સરકારે પરહેજ ન કર્યો હોત—તો હજીએ વિશેષ જવલંત, વિશેષ જોમ અને છટાદાર, વિશેષ પ્રૌઢ અને ચમકદાર લેખોનો પ્રસાદ ગુજરાતી ભાષાને મળ્યો હોત. પરંતુ, પ્રકૃતિનો નિયમ સર્વોપરિ છે. અને તેથી આજે—સ્વરાજ્યના મોહનમંત્રના જાપમાં ઘેનાતુર બનેલા હીંદની પ્રવૃત્તિથી દૂર, મહારાષ્ટ્રના કારાગૃહના એક શાંત અંધારા ખંડમાં—એમના સ્થૂલ દેહને જપ્ત કરવામાં આવ્યો છે. છતાં, એ શાંત કારાવાસની સ્થૂલ દીવાલો ભેદી—દૂર દૂર ઈશ્વરના દરબારમાં એમનાં અંતરનો ધ્વનિ, માત્ર ભારતવર્ષની પરવશતાની લોહ શૃંખલા તોડવા માટે નહીં,—પણ સમસ્ત જગતમાં સત્ય અને શાન્તિના સામ્રાજ્ય માટે પોકારી રહ્યો છે! શું એ અમર આત્માના અંતર અવાજને ઈશ્વરના દરબારમાં સ્થાન નહીં મળે?




૧

સખી ! જો આપણે ઘરઆંગણે જે સુહાય ચંપો :
સુચ પકવર્ણું તુજ સમ નીરખી ફરું કાં અજંપો ?
દીસે શું ફુલનો સરદાર તોએ એક ચંપો ?
ફુલોથી તું પ્રફુલ્લિત પ્રાણ ! ત્યાં કંપજે અર્થંબો !
લીલુડે પાંદડે દલદાર ઘેરે સ્હોય ચંપો !
પ્રણયનો પ્રૌઢ તુજ સમ ઝીલવે દીલને સુજંપો !

૨

સુકોમલ સૂર્યસમ ઉજ્વલ સુવર્ણું અહોલ થંપો :
ઝગરનો જોગી તુજ પુણ્યાત્મસંમ પરમાર્થ ધંભો !
વિશાખા ચંદ્રરેખા ચાતુરી ઝીલતો શું ચંપો ?
સુલજ્જનત્તી આપણી ઉજ્વવા શું એ સંપ્યો ?
વિશુદ્ધ જ વ્હાલની વ્રતસિદ્ધિ ઝંખાઇ રહ્યો શું ચંપો ?
લલિત તારા સમો એ જો ! શું રોમેરોમ કંપે ?



પણ તે વિષય મેં કદી વિચાર્યો જ નહોતો. મારું હૃદય તદ્દન સ્વચ્છ–પવિત્ર હતું. મારી વૃદ્ધ માને પણ હું વર્ષમાં એક જ વાર દેખતો ને મારે બીજાં સગાં તો હતાં જ નહીં.

તે અનુલ્લંઘનીય વ્રત લેતાં મને રજ પણ ડગમગો ન હતો; ઊલટું તે માટે સાનંદ હું અધીરો થઇ રહ્યો હતો. અરે, વિવાહિત પતિ પણ લગ્નની વધારે આતુરતાથી રાહ નહીં જોતો હોય. સ્વપ્નામાં પણ હું પ્રવચન કરતો. મને લાગતું કે પૃથ્વીમાં પાદરી થવા કરતાં વધારે ઉચ્ચ કંઇ જ નહતું. આહ! કવિપદ કે રાજ્યપદ પણ મેં તે માટે તિરસ્કાર્યું હોત. પાદરીપદ! મારા આદર્શમાં એથી વધુ ઉચ્ચ કંઇ જ નહતું.

ક્રિયા થવાનો મહાપ્રસંગ આવી પહોંચ્યો. હું હવામાં ઊડતો હોઉં કે મને પાંખો આવી હોય તેમ હું તે દિવસે દેવળે ગયો. તે વખતે હું સ્વર્ગીય આનંદમાં ડૂબ્યો હતો...મેં રાત્રિ પણ પ્રાર્થનામાં જ ગાળી હતી. અને હર્ષોન્માદ થયો હતો. મારા વૃદ્ધ ધર્મગુરુ મારી નજરે દેવપદે હતા, ને દેવળના દરવાજા સમક્ષ સ્વર્ગ ખુલ્યું હોય એમ મને લાગતું.

તમને એ ક્રિયા તો ખબર છે. તે બધું હું નહીં કહું પણ તે ધર્મવાક્યમાં કેટલું બળ છે: જે ગાંઠ આપે કદાપિ નથી ખોલાતી તે મૂર્ખ છે? ...ક્રિયા થતી હતી ત્યારે મેં અનાયાસે ઊંચું જોયું ને ખરેખાત તો દૂર, રૂળીઆની વાડની પણ પેલે પાર ને છતાં સ્પર્શ થાય એટલી નજદીક જણાતી અલૌકિક રૂપ અને રંગવૈભવથી રાજતી મેં તે યુવતીને જોઇ.

આંખનાં પડળ ખુલી જાય કે કોઇ આંધળાને અચાનક દૃષ્ટિ પ્રાપ્ત થાય તેવું



અલૌકિક રૂપ અને રંગવૈભવથી રાજતી મેં તે યુવતીને જોઇ.

મને થયું જરા વાર પહેલાં અતિ સમર્થ લાગતા ધર્મગુરુ અદૃષ્ટ થતા હોય, એમ લાગ્યું; દેવળમાં ચોગમ અંધારું થતું જણાયું; સુવર્ણની દીવીઓમાં બળતી દીપક જ્યોત પ્રભાતે દેખાતા તારાઓ જેવી ફીકી થઇ ગઇ—ને આ ઝાંખા અંધકારમાં પેલી; લાવણ્યની પ્રતિમા જેવી યુવતી નો દિવ્ય મૂર્તિ પેઠે પ્રકાશી રહી હતી

મેં મારી આંખો નીચે ઢાળી દીધી. ને મનમાં નિશ્ચય પણ કર્યો કે ફરીવાર ઉંચું જ ન જોવું પણ તેથી ફિકરાસરી મારું ધ્યાન ઉડી ગયું હતું. સૂર્ય સામે થોડીવાર જોયા પછી આંખ મીંચ્યા છતાં પણ પ્રકાશ લાગે છે તેમ તે તો મારા પડળોને ભેદી પ્રકાશતી હતી આહ! તે કેવી અપ્રતિમ સુંદર હતી!

કવિની કલ્પના કે ચિત્રકારની પીંછી તેનો ખ્યાલ નહીં આપી શકે દેવાઓને જેટલી ઉંચી કલ્પીએ છીએ તેટલી તે ઉંચી હતી. તેનો કોમળ ભાવ આખની સમરો પાસેથી સુવર્ણ ધારામાં નીચે વહી જતો. ખરેખર તે કોઇ મુકુટધારી સામ્રાજ્ઞી હોય તેવી જ જણાતી હતી. એક નજરે મનુષ્યનું નસીબ પલટાવે એવા અદ્ભુત ચમકારા તેની આંખોમાં ચમકતા. ને ને નિર્મળ અને પ્રકાશની આંખોમાંથી શર જેવાં નીકળતાં કિરણો મારાજ હૃદય તરફ આવતાં તે હું જોતો કોણ જાણે તે કિરણોનો પ્રભાવ દૈવી હતો કે શયતાનનો.



"એ ? એતો બાનુઆ કરેરીનો—ઇને નજર કરેલો રાજમહેલ છે"

ચુકેલી એક સીધી ગુલામ, સુવર્ણથી ભરેલી એક દાબડી મને આપી ગયો ને ઇસારતથી તે સંતાડવા સૂચવ્યું. તરત મેં તે છુપાવી દીધી ને મારી કોટડીમાં આવીનેજ ઉઘાડી. અંદર માત્ર એક નાનકડી ચીઠ્ઠી હતીઃ—

"ફલેરીમોન્ડી—કોન્ટીનીના મહેલમાં."

જગતથી હું એટલો દૂર અને અણજાણ્યો હતો કે સુવિખ્યાત ફલેરીમોન્ડીનું નામ પણ મારે કાને નહોતું પડ્યું; ને કોન્ટીનીનો મહેલ ક્યાં હશે તેની પણ મને ખબર ન હતી. મેં અનેક કલ્પનાઓ કરી પણ તે કોઇ ઉમરાવની પત્ની હતી કે દુષ્ટ વેશ્યાઓમાંની એક હતી તેની મને પરવા ન હતી; માત્ર ફરી વાર તેને હું મળવા આતુર હતો. આ એક ક્ષણની પ્રીતિનાં મૂળ થોડીવારમાં એટલાં ઉંડાં ગયાં હતાં કે તેને દૂર કરવો એ હવે અશક્ય હતું. આ સ્ત્રીએ મને પોતીકો કરી લીધો હતો, તેની એક નજર મને પલટાવવાને બસ હતી; હું મારે માટે નહીં પણ તેનેજ માટે જીવતો હતો.

મેં ઘણી ચેષ્ટાઓ પણ કરી નાંખી. જે જગાએ તેનો હાથ અડ્યો હતો ત્યાં, મારા હાથ પર મેં અનેકવાર ચુંબનો દીધાં; કલાકો સુધી તેનું નામ મેં રટ્યા કીધું: ફલેરીમોન્ડી, ફલેરીમોન્ડી...આંખ મીંચતાં જાણે સાક્ષાત્ હોય તેમ તે મારી આગળ ખડી થતી. પછી મેં તેના શબ્દ સંભાર્યાઃ—"કમનસીબ પુરુષ! તેં આ શું કર્યું?"......

મારી દુઃખી સ્થિતિનું મને ભાન થયું; જે નિર્જીવ ને ભયંકર જીવન મેં તે દિવસેજ સ્વીકાર્યું હતું તેના વિચારથી મને કમકમાં આવ્યાં. પાદરી થવું! નહીં કરી શકવું, નહીં યૌવન અને પુરુષત્વનો સ્વીકાર કરવો. સૌંદર્યથી દૂર જવાનું, માત્ર આંખો બંધ કરી રહેવાની અમારી ગોનઘરમાં ભમ્યા કરવાનું, સદા મૃત્યુ જેવા મનુષ્યો સાથે વાસો કરવાનું. મરતાં મનુષ્યોની પ્રતીક્ષા કરવાની, ને જે કાળા ઝભ્ભામાં આખરે મારું દફન થશે તે જીવનાંત પહેરી જવાનો! ઓ!

ધુધવતી રેલની નદી પેઠે જીંદગી મારા શરીરમાં ઉછળી ઉઠી; મારી નસોમાં લોહી ખળભળી ઉઠ્યું, મારું યૌવન પ્રકટ થયું ને ક્ષણમાં પ્રફુલ્લતા પામ્યું...હું ફલેરીમોન્ડીને ફરી કેમ જોઇશ? અમારા મઠમાંથી જવાનું મને કંઇ બહાનું નહતું; મારે કોઇની પીછાન નહતી; ને પણ તે શહેરમાં બીજે ક્યાંક પાદરી તરીકે નીમાઉં ત્યાં સુધીજ મારે રહેવાનું હતું.

મેં બારીના સળીઆ ઉખેડવા માંડ્યા; પણ નીસરણીના સાધન વિના નીચે જવાય એમ હતુંજ નહીં; અને નીચે જાઉં તોપણ બહાર તો રાતેજ જઇ શકું અને ત્યારે તો અંધારામાં તે શહેરની ગલીકુંચીઓમાં હું ક્યાંએ રખડી જાઉં. સામાન્ય લોકને નહીં જેવાં લાગતાં આ વિઘ્નો, જગતથી અણજાણ, પ્રથમ વાર પ્રબળ પ્રેમનો અનુભવ કરનાર નિર્ધન પાદરીને મુંઝવવા બસ હતાં.

"આહ!" મેં મારા મનમાં કહ્યું "અને જો હું પાદરી ન હોત તો હું રોજ તેને મળત, તેને ચાહત, કદાચ તેની સાથે લગ્ન પણ કરત. ને આ કાળા ઝભ્ભાને બદલે મખમલ ને રેશમનાં વસ્ત્રો, સુવર્ણની સાંકળીઓ, શમશેર અને જુવાન-બંકા જુવાન યોદ્ધાઓ પેઠે પીંછાનો મુગટ પહેરત. મારા વાળ કાપી નાંખવાને બદલે તેને સુગંધમય ગુંછળીઓમાં મારી ગરદન ઉપર પડત... પણ પેલી ધર્મવેદી આગળનો એક કલાક અને થોડાંક ધર્મમંત્રોએ જીવંત વેરીના

[વધુ માટે જુઓ પૃષ્ઠ ૧૬૧]

# જગન્માયાની ઝંખના

લેખક
રા. ભટ્ટ લાલભાઇ ઉમરવાડીઆ,
સભ્ય, સાહિત્ય સંસદ્.

વિશાળ અને શૂન્ય અનંતતામાં યુગો અને જન્મજન્માંતરના નવરંગી સાથીઓ પુગ્યા ત્યારની આ કથા છે.

ત્યારે, પ્રાણના ચેતન સ્ફુર્યાં નહોતાં, વાયુની લહરીઓ ને જલતરંગો જન્મ્યા નહોતા, સુગંધ ને સૌંદર્યની પ્રફુલ્લતા જન્મી નહોતી ને દિશાકૃષ્ણના બંધનો સરજાયાં નહોતાં, ત્યારે વિશ્વવિધાત્રી જગન્માયાનો સુરાકાળ હતો ..

એકવાર મહારાત્રિના સર્વવ્યાપી તિમિર હોકારો કરતાં હતાં, ત્યારે અંધકારના એક અનેક ખડક ઉપર આવી તે ઉભી રહી ...તેની આકૃતિમાં યૌવનની અનિવાર્ય મહાશક્તિનો ધપી રહેલો વેગ અને એના અણુના અસહ્ય ચમકારા હતા. તેના મોં પર વણ વાપર્યાં બળની ચડતા અને અમાપ વ્યાકુળતાની વ્યથા હતી; તેની આંખમાં વિકાસની ઉન્મત્તતા અને અનન્ય એકાંતના દાવાગ્નિની પીડા હતી. તેના પ્રત્યેક રોમાવ્યમાં, સર્જનની મહાશક્તિના ઉદ્રેકની અસહ્ય વેદના થતી હતી.

સર્વભક્ષી અંધકારમાં નજર માંડતી તે ઉભી રહી ને તેની આંખમાંથી અંધકારને દઝાડે એવી ચીનગારીઓ જન્મ પામી... બ્રહ્માંડના અદ્ભુત મંડપનું ખાતમુહૂર્ત ત્યારથી થયું.

(૨)

વિશ્વમાયાની એ ચીનગારીઓમાંથી વિશ્વમંડળ સરજાયું હતું ...નિઃશબ્દ અને મૂક અંધકારમાં નક્ષત્ર અને ગ્રહોનું સંગીત પ્રથમ વાર શરુ થયું હતું મહારાત્રિનો ઘુંઘટ ભેદી પ્રકાશનો પ્રવાહ નવા સરજાયેલા વિશ્વને ઓવારે ઓવારે વહી રહ્યો હતો. બ્રહ્માંડના ખુણે ખુણે સૌંદર્યની કુંપળો ફુટતી હતી, ગંધવિહોણા સ્થળમાંથી વાયુ અને પરિમલની લહરીઓ જન્મ પામતી હતી, વિશાળ અને શૂન્ય અનંતતા નવનવીન રંગોથી રંગાતી હતી જગન્માયાની લીલાકથાની પ્રથમ પાંખડી પ્રકટી હતી... .

નવજાત સર્જનને જોતી વિશ્વવિધાત્રી ઉભી રહી. તેનું પાદપૂજન કરતું નવજન્મ્યું વિશ્વમંડળ કૃતાર્થ થતું વહી રહ્યું હતું. પણ થોડીવારે તેની આંખોમાં અસંતોષનો ધુંધવાટ પ્રકટ થયો ને તેના હૃદયમાં ઇચ્છાની ભરતીઓ જન્મ પામી. સરજાયેલું સૃજન સ્તબ્ધ થઇ ઉભું રહ્યું. વિશ્વજનનીની લીલામાંથી કંઇક અદ્ભુત જન્મવાનું હતું...

થોડીવારે વિશ્વના વિશાળ ચોગાનમાં પ્રાણના ચેતન ફુંકાયા. બાળક કવિની આંખ ઉઘડે તેટલામાં પ્રાણીસૃષ્ટિ જન્મ પામી ને વેદોએ ગાએલી સમસ્ત સજાવટની મહાવીણા રચાઇ મહામાયાની અપૂર્વ લીલા નીરખી વિશ્વ મોહી પડ્યું, બ્રહ્માંડે એ વિશ્વમોહિનીનું સ્તુતિગીત આલાપ્યું ને ધરામાંથી આનંદની રમ્મોરો ઉડવા માંડી .....

સ્વરચિત સૃષ્ટિ જોતી તે ઉભી હતી; પણ તેનું હૃદય તો આશા, ઇચ્છા અને ઉત્સાહથી ઉછળતું હતું. તે જોઇ સારું સૃજન નિરાશ થઇ નિ:સત્તુ થઈ રહ્યું— મહામાયાની આંખમાં અસંતોષ જન્મ્યો હતો—જગજ્જનનીની પ્રેરણા હજી એ અતૃપ્ત રહી હતી—તેની પ્રચંડ શક્તિના ઓઘ હજી શમ્યા કે સંતોષાયા નહોતા—તેની જ્વલંત વિભૂતિ પ્રવૃત્તિના ચાકડે ઘુમી રહી હતી...

પ્રજળતા હૈયાના ધબકારા શમાવવા તેણે છેલ્લો યત્ન આદર્યો. હૈયાના હીરને પોતીકા પ્રાણની પ્રફુલ્લતામાં ગુંથી તેણે ઉછાળ્યું ને ઉત્સુક નયને એ જોતી તે ઉભી રહી. તરત નભોમંડળમાં તેજના ચમકારા થવા માંડ્યા; દિશાઓએ અજબ ગીતમાધુરી પ્રગટાવી ને ત્યાં વિશ્વમંડલે આનંદની લહેરોમાં અપૂર્વ નૃત્ય આદર્યું—અંતરીક્ષમાં સૃજનવલ્લભ મનુષ્ય સરજાયો હતો...સૌંદર્યસ્વરૂપ મનુષ્યને જોઇ જગદ્ધાત્રી તેને ભેટી પડી...વિશ્વજનેતાના કોડ અંતે પુરાતા હતા...

—મહામાયાના લીલાવિધિનું રમ્ય પ્રકરણ ત્યારથી શરુ થયું.

(૩)

અગસ્ત પ્રકાશના મંડપમાં, જ્યાં આશા અને તૃષ્ણા શમી જાય છે ને નાદ-લહરી ના અવિરત વહ્યે જાય છે જ્યાં પ્રાણની પ્રફુલ્લતા અને વનવસંત સદૈવ પમરી રહે છે ને વિશ્વમંડલને વિશ્વવર્ધક મહાજ્યોતિના વંદનામાં ભાન ભુલી રહે છે ત્યાં વિશ્વવિધાત્રી બેઠી હતી. નવજન્મ્યો મનુષ્ય પોતાના સુકુમાર પ્રાણની સૌરભથી તેનું પાદપૂજન કરતો બેઠો હતો...ને તેને જોઇ રહી. થોડીવારે અનંત હર્ષમાધિ અનુભવતી વિશ્વમાતા નિદ્રામાં પડી......

—કંઇક વખતે મનુષ્ય અગિનો ઉઠ્યો. થઇ ગયો—માતાના હૃદયમાં વિયોગનાં સ્વપ્નો રચાતાં હતાં. મનુષ્યની આંખ ભીંજાઇ; તેનું મોં કરમાયું; તેના શોર્યવાન શરીરમાં કંપારી થઇ આવી; આખા વિશ્વમંડલે પણ કલ્પાંત કરી મુક્યું.

મનુષ્યે ઉંચી નજર કરી ત્યારે નીચે, સૂર્ય, નક્ષત્રો અને મહાવાયુઓના પગથારથીયે ઘણે નીચે માનવ જગત રચાતું તેણે દીઠું. વિહ્વલ અને વ્યાકુલ થઇ સ્વપ્નબદ્ધ માતા તરફ તેણે ક્યાર્દ્ર દૃષ્ટિ કરી......પણ તેના સ્વપ્નમાં તો દૂરનાં જગતમાં જઇ વસવાનો અફર્ય આદેશ હતો......માતાની સ્વપ્નવાસના તૃપ્ત કરવા, તેના પગ ચુમી, વિશ્વકલ્યાણક મનુષ્ય દૂરનાં જગતમાં જતો રહ્યો......

—તે જાગી ત્યારે અસ્ત પ્રકાશ પર દૂરની છાયાઓ પથરાતી હતી. પાસે ઉભેલા દેવગણ તરફ તેણે નજર કરી.

"તે ક્યાં છે? મારો પુત્ર?" અધીર મહામાયાએ અકને પુછ્યું.

તેણે દૂર રચાયલાં જગત તરફ જોયું. વિશ્વમોહિનીની આંખોમાં શોક અને ચિંતા તરવરી ઉઠ્યાં...તે ભૂમિનાં પ્રકાશ અને આનંદનાં રીઝાળધનો ત્યારથી સરજાયાં......

તે બોલી ઉઠી: "પણ એ તો સ્વપ્ન......"

"માતા! એ પણ તમે જ સરજ્યું છે ને?" પેલાએ ઉત્તર આપ્યો.

નીચું મોં ઢાળી તે બેસી રહી. તેની સ્વપ્નલીલાની શોકગાથા ત્યારથી-આરંભાઇ...

આજે પુત્રે-અને દિશાઓ પાસે પુત્રના વર્તમાન સાંભળતી, તેના અવનતિની વાર્તા જાણતી, તેનાં ધીતકા કલ્પતી, સ્વરચિત ઇંદ્રજાળ પુરી થવાની રાહ જોતી, વિશ્વવિધાત્રી મોહમાયા ઉત્સુક નયને પુત્રનું પુનરાગમન ઝંખતી બેઠી હોય છે......

...સ્વર્ગની નિર્મલ શાંતિમાં સંધ્યાના અળા ડેગ પડ્યા તેની આ કરણ કથા છે ....

નથી જોઈતી; તેને એકલી અમીદૃષ્ટિ નથી જોઈતી; તેને તો પ્રેરણારૂપી તેજસ્વી સમશેર જોઈએ છે. અને જ્યારે તેને ભવાની ન મળે કે તેની ભવાની તલવાર આપી ન શકે ત્યારે તે ઉઠી, જીવન-રણમાં ઝંપલાવે છે-નિરાશા-માં ને નિષ્ફલતામાં.

સ્ત્રીપુરુષોના પરસ્પર વ્યવહારમાં આ દષ્ટિબિંદુ હંમેશાં વીસરાય છે. પરાપૂર્વથી પુરુષ એ દેવીભક્ત છે; અને સંસ્કારની પ્રગતિ જેમ થતી જાય છે તેમ આ ભક્તિસંબંધ મજબુત થતો જાય છે. સ્ત્રીઓ તેમના સંતાનો-ની કુશળ માતા થાય, તેમનો કણ્ણ કે નીરસ સંસાર ચલાવે, સમાજસેવાનાં વ્રત લે, એ બધી આશા પુરુષો રાખે છે ખરા; પણ ખરેખરી યાચના તો સદાય પ્રેરણા માટે તેઓ કરે છે. આ એક કલ્પનાવિલાસી લેખકની શબ્દરચના નથી; પણ અનેક હૃદયોના સમાગમ, અનુભવ ને નિરીક્ષણથી નીપજેલું સત્ય છે.

ઘણા પુરુષો શુષ્ક ને ધંધાર્થી લાગે છે; છતાં તેમનાં નીરસ દેખાતાં અંતર સ્ત્રીની પ્રેરણા માટે જાણ્યે અજાણ્યે તલસે છે. કેટલાક સશક્ત અને પ્રતાપી દેખાય છે-છતાં તેમમાં દુર્જય હૃદયોના ગઢમાં એવાં બાકોરાં દેખાય છે કે જે સ્ત્રીની પ્રેરણા વિના પુરાતાં નથી. કેટલાક ભાગ્યશાળી ભલે નિર્બલ ને હીમતહીણા હોય, પણ તેમના આત્માની અડગતા સિદ્ધ થાય છે કારણકે કોઈક સ્ત્રીની અદ્ભુત પ્રેરણા તેમના અંતરને ઉત્તેજી રહેલી દેખાય છે.

મેં ઘણાએ એવા જોયા છે કે જેણે હીમતથી. ખંતથી. નિશ્ચલતાથી જીવન ગાળ્યું છે, મહત્તા કે કીર્તિ મેળવી છે, અનેક નાના મોટાં કર્તવ્યો આચર્યાં છે. પણ ઘણાંને તેમનું જીવન લુખ્ખું લાગે છે; હીમત નિશ્ચેતન લાગે છે; વિજય નીરસ લાગે છે. તેઓ ચારે તરફ માતાનો ભાવ, સ્ત્રીની ભક્તિ, બેનનું હેત, પુત્રીનો પ્રેમ કે મિત્રની પ્રશંસા જુવે છે; પણ તેમાં પ્રેરકતા દેખાતાં નથી. લોકો તેમનાં સુખની અદેખાઈ કરે છે;—તેઓ પોતે પોતાનું અકથ્ય દુઃખ અંતરમાંજ શમાવે છે. તેમનાં હૃદયમાં લીલા-લહેર નથી; પણ વેરાનની નિર્જનતા છે તેમને માત્ર ભાવ કે ભક્તિ, હેત કે પ્રશંસાથી સંતોષ થતો નથી. તેમને પ્રેરણા જોઈએ છે. અને તેને અભાવે તે નિઃશ્વાસ નાંખી, કર્તવ્ય-પરાયણતાના અનંત સાગરમાં ડુબી મરવા પ્રયત્ન કરે છે. એક સબલ સ્ત્રીની પ્રેરણાથી તેમનું જીવન ફુલ્યું, ફાલ્યું બનત; તેના વિના એ યંત્રવત્ નિર્જીવ થઈ રહે છે. "

તમે બધાં-કોઈને કોઈક સંબંધમાં-કેળવાયલા પુરુષોના સમાગમમાં આવ્યાં હશો અને જો જરા મહેનત લઈ તેમનાં આંતર-જીવન જોશો તો દેખાતી કે છુપાયલી આ અભિલાષા જોયા વિના રહેશો નહીં. જેમ જેમ ગુજરાતી રગોમાં ઉત્સાહ પ્રસર્યો જાય છે, જેમ જેમ ગુજરાતની માનવતા ખીલે છે, તેમ તેમ આ પ્રેરણાની અભિલાષા ગને વધતી ને વધતી જતી દેખાય છે. અને અત્યારે ઘણાખરા પુરુષોની આ અભિલાષા અસંતુષ્ટ રહેતી જોઉં છું ત્યારે મને અત્યંતીય ખેદ થાય છે.

હું ઘણા ઉગતા યુવકો જોઉં છું; નવા જમાનાની રસજ્ઞતા, રસિકતા તેમને રોમેરોમ ભરી હોય છે; શામચંદ્રસમાં પત્નીપરાયણતા-નાં વ્રત તેમણે લીધાં હોય છે. તે ઉભરાતા અભિલાષથી પત્નીને અંતરના મહા સિંહા-સનપર બેસાડી, તેને કાલ્પનિક ગુણો અર્પે છે. પણ વર્ષો બે વર્ષે દેવીમાંથી દેવા પ્રેરણા

મેળવવાની આશા તે મુકે છે; સંસાર સોહા-મણો મટી સામાન્ય થાય છે, જીવનનાં સ્વપ્ના નષ્ટ થાય છે, અને જીવન—યુદ્ધમાં તેને ઉત્સાહ રહેતો નથી. આવા એક નહીં, પણ અનેક દાખલા મેં જોયા છે.

તેજ પ્રમાણે દરેકની પીછાણમાં એવી કોઇએક સ્ત્રી જડશે કે જેના તરફ પિતા, પતિ, ભાઇઓ, દેખીતા કારણ વગર વળે, જેનું પવિત્ર આતિથ્ય સ્વીકારવા અનેક મિત્રો એ ચાહને જાય; જેની પ્રેરકતાના પ્રભાવથી અનેક સંસારો સુધરે, અનેક પુરુષો અણુ-માર્યો કાર્યો આદરે.

રોમન બ્રુટસની પ્રેરણાની માતા, કેસર-બીના કંથની કોડીલી રજપુત વીરાંગના, નયનતેજે ઉત્સાહ ને શક્તિ પ્રેરતી કોઇ બીએ-ટ્રીસ સમી સખી, જેવીમાં પણ નુતન પ્રમદાવનાર કોઇ દેવયાની સમી પુત્રી—આ આદર્શ મૂર્તિઓને પોતાના સંસારમાં મેળ-વવાને કયો પુરુષ તલસતો નથી? આવી સ્ત્રી કયા પુરુષની કલ્પનામાં રમી નથી રહેતી? જીવનમાં—માતા, પત્ની, ભગિની, પુત્રી કે મિત્ર સ્વરૂપે આવી સ્ત્રી મળે ન મળે એ નસીબની વાત, પણ આ સદ્ભાગ્ય મેળ-વવા વલખા તો દરેક સંસારી પુરુષો મારે છે; આવી પ્રેરણામૂર્તિ પ્રાપ્ત કરવી એજ પુરુષોના જીવનનું ધ્યેય હોય છે. ઘણા આ નિર્બળતા કબુલ કરશે નહીં, પણ પથ્થરની કોઇ મૂર્તિને સોને મઢી જેમ તેમ સંતોષ માને છે, કેટલાક વલખા મારતા અવળે માર્ગે ચડે છે.

કવિ નાનાલાલે પ્રિયતમાની પ્રેરકતાનું એક અદ્ભુત શબ્દચિત્ર 'વસન્તોત્સવ'માં આપ્યુ છે તે દરેક સ્ત્રીસંબંધીની પ્રેરકતા માટે થોડા ફેરફાર સાથે વાપરી શકાય એમ છે

> " કરુણા ભર્યાં કૃપાકટાક્ષ,
> નિર્મળા વિલાસવૈભવ,
> સ્નિગ્ધ કોમળ હૃદય,
> સ્વર્ગગીત ગુંજતો આત્મ,
> અનંત વિશ્વનો સાર,
> મધુર પ્રેમ, પ્રભુના,
> પ્રિયતમે! તમારા નયનમાં,
> મેં તે સહુ દીઠું છે."

પણ આટલેથી કોણ સંતોષ પામે? કેમાથી પ્રેરણા ઝરતી જોઇએ કવિ આગળ કહે છે—

> " તેમના આદેશ ઉકેલવા,
> ને નયનના સંદેશ સમજવા,
> ને જીવનની સૌભાગ્યશોભા છે."

આ આદેશ ઉકેલાવવાની શક્તિ, આ સંદેશ સમજાવવાની કલા ને પ્રેરકતા, તેજ જીવનની સૌભાગ્યશોભા, તેજ દરેક પુરુષની યાચના, તેજ દરેક સ્ત્રીની હેતુ-પદની મહત્તા અને જો ગુજરાતમાં ઉછળતા ઉત્સાહને મૂર્તિમાન કરી તેને ઇતિહાસમાં અમર સ્થાન અપાવવું હોય તો તમારું એજ પરમ સાધન છે.

આધુનિક સ્ત્રીઓ આ સાધન વાપરશે નહીં કે વાપરતા શીખશે નહીં ત્યાં સુધી આધુનિક સંસ્કારોને ઝીલી રહેલા પુરુષ-હૃદયના સંબંધી થવાનો—તેના પર સામ્રાજ્ય ભોગવવાનો તેમનો અધિકાર રહેવાનો નથી.*

* ગુજરાતી હીંદુ સ્ત્રીમંડળ માટે લખેલા પત્રિકા

# કમલકુમારી અથવા કવિનું હૃદય

અનુવાદક:
રા. ચંદ્રશંકર ગૌરીશંકર ભટ્ટ,
સભ્ય, સાહિત્ય સંસદ્.

'નહીં—નહીં—એ મારો ખ્યાલ જુદો છે—માનવી સૃષ્ટિની વૈભવ ધરતા નો નથીજ—"

રાત્રિનો સમય હતો. શીતળ મનહર જ્યોત્સ્ના સારી પૃથ્વીને સ્નાન કરાવી રહી હતી. એ વખતે યાદવકુલભૂષણ શ્રીકૃષ્ણચંદ્ર એ પ્રમાણે વિચાર કરી રહ્યા હતા.

"સમીરની મંદ લહરીઓ સાથે ક્રીડા કરતું આ કમલ! ક્યાં છે દૃષ્ટિને મુગ્ધ કરી નાર એથી વધુ મનોહર ચીજ? કેવી સુંદર અને કોમલ તેની પાંખડીઓ છે! તેનું રૂપ કેવું મનોહારી છે! કેવો અનુપમ અને નયનાભિરામ તેનો રંગ છે! સૌંદર્યના ઉદ્યાનમાં સકલ સંસારની રૂપવંતી કામિનીઓ પણ આ નિર્જીવ પુષ્પ પાસે તુચ્છ છે. જો કદી સારી પૃથ્વીનું સૌંદર્ય એકજ સ્થાન પર એકત્ર કરવામાં આવે તો પણ આ એકલા પુષ્પમાં સમાઇ રહેલી મોહિની તેમાં નહીં આવી શકે. જેમ પુષ્પોમાં આ કમલ છે તેમ મનુષ્યોમાં પણ શોભી રહે, અને સૌને મુગ્ધ બનાવી દે તેવી એક અદ્વિતીય બાલા શું ઉત્પન્ન કરું! જે સંસારના ભીષણ અંધકારને ઝગમગાવી દે તેવો પ્રકાશ કે કે અગર દીલરુબા કે સારંગીના સુરને પણ મંદ ને શુષ્ક બનાવી દે!"

આ પ્રમાણે વિચાર કરી શ્રી કૃષ્ણચંદ્ર કેટલીક ક્ષણો મૌન રહ્યા. પછી પોતાની સાંવરી આંગળી ઉંચી કરી તેમણે કહ્યું:—"હે નિર્જીવ કમલનાં પુષ્પ! તું એક સજીવ સુંદરીમાં બદલાઇ જા!"

જલના તરંગો સરોવર તટ સાથે જઇ અથડાવા લાગ્યા. રાત્રિ વધુ સુંદર થઇ. ચંદ્રે પોતાનાં રશ્મિઓને અધિક પ્રકાશિત કર્યાં. સરોવરનું વારિ રત્નકણિકાઓની માલાઓ દાખવતું ચમકવા માંડ્યું; સુષુપ્તિમાં પડેલાં બુલબુલો જાગી ઉઠી ઉલ્લાસે ગંડાતુર થઇ ગાન કરવા લાગ્યાં. અનિલ અવાજ ન થાય તેવે કુસુમપગલે વિચરવા લાગ્યો. કમલનાં પુષ્પે જલમાં ડુબકી મારી અને બીજીજ પલે એક અત્યંત લાવણ્યવતી લલના પોતાનાં કોમલ વસ્ત્રો નીચોવતી બહાર નીકળી.

શ્રી કૃષ્ણચંદ્રનું હૃદય પ્રસન્નતાને લીધે ધડકવા લાગ્યું. તેમણે કમલની પુત્રીને જોઇ અને કંપતે અવાજે કહ્યું:—"પ્રથમ તું

કમલનું નિર્જીવ પુષ્પ હતી. હવે તું કમલની સજીવ પુત્રી થઇ. કેમ આ અવતાર ગમ્યો ને?"

કમલકુમારીએ શિર નમાવી બોલવા માંડ્યું. તેના સુગંધી ઉચ્છ્વાસથી વાતાવરણમાં અનેરી સુરભિ છવાઇ ગઇ—"મહારાજ! હું આપની ઇચ્છા મુજબ ઉત્પન્ન થઇ તો મને આ અવતાર કેમ ના ગમે? આપ કહેશો તેમ કરીશ. કૃપા કરી કહો કે મારે નિવાસ ક્યાં કરવો?"

જરા વિચાર કરી શ્રી કૃષ્ણચંદ્રે ઉત્તર આપ્યો—"પુષ્પવાટિકામાં."

"મહારાજ! ત્યાં તો મસ્તીખોર અનિલ કુમળાં પુષ્પોને ચપ્પડ લગાવે છે."

"તો શું ગગનચુંબી ઉચા પર્વતોનાં શૃંગો તું પસંદ કરે છે?"

"ઓ! ત્યાં તો બરફ હોય છે. ઠંડીને લીધે મારું હૃદય કંપવા માંડે."

"ઠીક, તો તારે માટે મહાસાગરને તળીએ પરવાળાંનો મહેલ બનાવું તો?"

"ના...ના...એ તો બહુજ ઉંડું!"

શ્રી કૃષ્ણચંદ્રે પુછ્યું—"તને ત્યારે રાખવી ક્યાં? શું હિમાલયની ગુહાઓમાં?"

કમલકુમારી થરથરવા લાગી અને કંપતે અવાજે કહ્યું "ત્યાં તો અંધારું. મને બીક લાગે."

"કમલનાં બીજાં પુષ્પો પાસે જલ ઉપર?"

"ત્યાં ભ્રમરો રંજાડે."

"નિર્જન વનોમાં?"

"ત્યાં ભયાનક-એકાંત. મારી નાડીઓમાં વહેતું રક્ત ઠરી જાય."

શ્રી કૃષ્ણચંદ્રનું ચિત્ત આ સાંભળી ઉદાસ થયું. પોતાના કપાળ પર તેમણે હાથ ફેરવ્યો અને અનંતકાળથી સારી સૃષ્ટિને તાલાવેલી લગાડનાર પોતાની બંસરી કહાડી અને તે બજાવવા લાગ્યા—

નિશાએ પોતાનો શ્યામ ઝભ્ભો જગત્ પરથી ખેંચી લીધો. ક્ષિતિજમાંથી ઉદ્ભવતી ઉષાએ ચારે તરફ ચેતન ફેંકવા માંડ્યું. સરોવરનું જલ, તાડનાં વૃક્ષો, વૃક્ષોમાં રહેનારાં વિહંગો જાગી ઉઠ્યાં. જાણે પ્રકૃતિએ નવુંજ જીવન ધારણ કર્યું.

શ્રીકૃષ્ણે કહ્યું "આ રહ્યો કવિ."

સરોવરનાં નિર્મલ જલ પર લાંબી છાયા દષ્ટિએ પડી. વાયુમાં કોઇ અનેરી મસ્તી જગાવતું ગાન ગુંજી રહ્યું. સરોવરીઆંના તટ પાસેનાં નીલવર્ણાં ઘાસ પર પગરવ થયો. અને થોડે દૂર હાથમાં વીણા લઇ આવતો એક નવયુવક દષ્ટિમર્યાદામાં ઉભરાયો. શ્રી કૃષ્ણચંદ્રે તેને જોઇ ફરીવાર કહ્યું—"આ કવિ."

કવિ નજીક આવ્યો. તેણે પોતાની સમીપ એક નવોજ ભાનુ પ્રકાશતો દીઠો— કમલકુમારી પર નજર પડતાંજ તેના હાથમાંથી વીણા પડી ગઇ. પગ ભૂમિ સાથે ચોંટી ગયા; કેમ જાણે બેડી પહેરાવી ના હોય. કમલકુમારીનાં અદ્ભુત લાવણ્યે કવિને દિગ્મૂઢ બનાવી દીધો.

શ્રી કૃષ્ણે પુછ્યું "કવિ! શું કરો છો?"

કવિ ચમક્યો. તેણે વીણા લઇ લીધી અને શિર નમાવી ઉત્તર આપ્યો—"હું પ્રેમ કરું છું, પ્રેમનાં ગીતો બનાવું છું અને પ્રણયમય સંગીત ગાઉં છું...મારા જીવનની એકેક એક ક્ષણ મેં પ્રણયને સમર્પિત કરી છે."

આમ કહેતાં કહેતાં કવિ ફરીથી તન્મના નયનોએ કમલકુમારીને નીરખી રહ્યો અને ઝીણો નિઃશ્વાસ નાખ્યો.

શ્રી કૃષ્ણ બેઠા હતા તે ઉભા થયા અને બોલ્યા: "સુંદરી અને તારા માટે સ્થાન મળી ગયું."

"ક્યાં?" તેણે નમ્રતાથી પુછ્યું.

કવિનું હૃદય ધડકવા લાગ્યું. શ્રી કૃષ્ણે કહ્યું

"આ કવિના હૃદયમાં જઈ નિવાસ કર."

કવિ શિર નમાવી ઉભો રહ્યો. વીણાના તારો દૈવી ઝંકાર ગુંજવવા લાગ્યા કમલની પુત્રી સૌંદર્યનાં કટાક્ષો કરી આગળ વધી અને કવિના હૃદયમાં ઉતરવાનું શરુ કરે તે પહેલાં એકદમ ખચકાઈને ઉભી રહી ભયથી તેનું મુખકમલ શ્વેત થઈ ગયું શ્રી કૃષ્ણને આશ્ચર્ય થયું

"શું ત્યાં પણ તું ડરે છે?"

કમલની પુત્રીની આંખમાં વારિ ઉભરાયા. તે ગદ્‌ગદ્ કંઠે બોલી—

"મહારાજ, આપે મારા માટે શું આ સ્થાન પસંદ કર્યું? ત્યાં તો ગગનચુંબી પર્વતોનાં હિમથી છવાએલાં શૃંગો, ભયાનક તર ગોવાળા સમુદ્રની અગાધ ઉંડાઈ, શૂન્ય વનો, અને હિમાલયની અંધારી ગુફાઓ વીગેરે સર્વ છે. ત્યાં હું કેમ રહું?"

શ્રી કૃષ્ણે ઉત્તર આપ્યો—"ન ડર, સુંદરી ન ડર, ડરવાનું કંઈ કારણ નથી. તું સુંદરી છે તારું આસન તો આ કવિનું હૃદય જ. જો ત્યાં હિમ હોય તો તું ભાનુ થઈ તેને પીગળાવી દે. જો ત્યાં સમુદ્રની ઉંડાઈ હોય તો તે ઉંડા આગારને મોતી અને રત્નો બની તેને ચમકાવી દે, જો ત્યાં વનોનું એકાંત હોય તો તેને મધુર સંગીતનો આરંભ કરી કહાડી નાખ, જો ત્યાં અંધારું હોય તો તું દીપક બની જા. એ અંધારું આપો આપ અદૃશ્ય થશે."

કમલકુમારી હવે ઇનકાર કરી શકી નહીં. તે આજ સુધી ત્યાં જ રહે છે.*

---

* સુચિત



# ગોપાળરાવ હરિ દેશમુખ

("સ્મરણમુકુર," લેખાંક ૬ ઠો.)

લેખક :

... નરસિંહરાવ ભોળાનાથ,

બી. એ., સી. એસ.



ગોપાળરાવ હરિ દેશમુખ ભોળાનાથની સાથે પ્રાર્થનાસમાજમાં જોડાયલા હતા, છતાં છૂટા હતા. પ્રાર્થનાસમાજમાં વ્યાખ્યાનો પણ આપતા, અને ઘેર મૂર્તિપૂજા પણ કરતા હતા. આ બાબતમાં રણછોડલાલ છોટાલાલની સાથે ગોપાળરાવની સમાનતા હતી; છતાં ફરક મ્હોટો એ હતો કે રણછોડલાલ મૂર્તિપૂજા ઉપર હૃદયથી શ્રદ્ધા રાખતા હતા, ત્હારે ગોપાળરાવને મૂર્તિપૂજા ઉપર અથવા કશા પણ ઉપર શ્રદ્ધા હતી કે કેમ તે અગમ્ય હતું. નડિયાદમાં પોતાના સરકારી કામને સંબન્ધે ગોપાળરાવ મહીનામાં એકવાર જતા હતા; હેવા/એક પ્રસંગે નડિયાદમાં પોતાને ઉતારે ગોપાળરાવ પૂજા કરવા બેઠા હતા, તે વખતે ઘી વેચનારો આવ્યો; ઘી તોળવા માંડ્યું; ખાલી તપેલીની ધડી બાંધવા માટે સ્હામાં કાટલાં વેચનારે મૂક્યાં ત્હેમાં અમુક વજનના કાટલાંની ખોટ પડી; વેચનારો આમ તેમ કાંકરો પથરો શોધવા માટે ફાંફાં મારવા લાગ્યો; તરત ગોપાળરાવે પૂજાના દેવોમાંથી શાલિગ્રામ ઉપાડીને ધડીનાં કાટલાં ભેગો મૂક્યો! ગોપાળરાવને મન મૂર્તિ અને પથરા સર્વ સરખાં જ હતાં. હેમને મન આખો વિશ્વપ્રપંચ એક રમૂજ આપનાર રમકડું જ હોય એમ હેમની મનની વૃત્તિસ્થિતિ લાગતી હતી. મનુષ્યસમૂહનાં વિચાર, વર્તન, પ્રયાસ, સફળતા, નિષ્ફળતા, સુખ, દુઃખ, સર્વ બનાવો હેમના પગતળે થઈને ચાલ્યા જતા પ્રવાહ રૂપ હોઈ એ પ્રવાહથી પોતે અસ્પૃષ્ટ હોય, છતાં એ સર્વ તમાશામાં રમૂજ સાથે સમભાવનું પણ મિશ્રણ પોતે કરતા હોય એમ હેમના હોઠના વાંકા વળેલા એક ખૂણામાં રમી રહેલું સ્મિત બતાવી દેતું હતું. મહીપતરામે 'લાલજીને લટકાવ્યા' તેથી હાહાકાર થયો; ગોપાળરાવે શાલિગ્રામને ત્રાજવામાં લટકાવ્યા છતાં કોઈએ

પણ થયો કરી નહિ. પેલો બનાવ જાહેર મંડળમાં બન્યો હતો. અને આ બનાવ ખાનગીમાં, ઘરના ખૂણામાં, બન્યો હતો. એ એક કારણ હતું ખરું; પરંતુ મ્હોટું કારણ બીજું હતું. મહીપતરામ કોઇ પણ કાર્ય ધરકોક કરે હેવા ન્હોતા, જેવું મનમાં તેવું મુખમાં—એ વર્ગના સીધા માણસ મહીપતરામ હતા. ત્યારે ગોપાળરાવ જુદા ભિન્ન ભિન્ન વિચારના માણસોને અનુકૂળ થઇ જાય, અને બન્નેને પ્રસન્ન કરે હેવી જાતજાતની પદ્ધતિ મેળવનારા હતા.

ગોપાળરાવના નામથી આ જમાનાના ઘણા લોકો અજાણ્યા જ હશે, માટે કાંઇક તેમનું ઓળખાણ કરાવવાની જરૂર છે. એ દક્ષિણી હતા પણ ગુજરાતી હતા. દક્ષિણમાં આરંભકાળમાં જ્ઞાન માર્ગે ઉત્તરકાળમાં અમદાવાદની સ્મૉલ કૉઝ કોર્ટના જડ્જ તરીકે ગોપાળરાવે ઘણી અને લોકમિત્રના સંપાદન કરનારી કારકિર્દી ભોગવી હતી. દક્ષિણમાં ઇનામકમિશનખાતામાં ઊંચો દરજ્જો તેમણે ભોગવ્યો હતો. તે સમયમાં દક્ષિણના લોકોમાં એ ઘણા અપ્રિય થયા હતા; ઇનામદારોના હક ખોટા કરવાને માટે, પુરાવા સારૂ રજૂ કરેલી સનદો ગોપાળરાવે બાળી નખાવી એમ તેમના ઉપર લોકવાયકાનો આરોપ હતો. આ વાત સાચી હશે કે કેમ તે કહી શકાતું નથી. ખરા ન્યાયથી અસંતુષ્ટ થયેલા લોકો ઘણીવાર ખોટા આરોપો મૂકે છે એ વાત અનુભવસિદ્ધ છે.

ગમે તેમ હો, પણ ગુજરાતમાં તો ગોપાળરાવે લોકપ્રીતિ સારી સંપાદન કરી હતી. એ ગુજરાતી જ બની ગયા હતા. ગુજરાતી ભાષા પણ માતૃભાષા જેવી સરલતાથી બોલતા હતા. પ્રાર્થનામંદિરમાં વ્યાખ્યાન કરવાને ઉભેલા ગોપાળરાવની મૂર્તિ અત્યારે પ્રત્યક્ષ દેખું છું. દક્ષિણી પાઘડી કાંઇક વાંકી પ્હેરેલી તે નીચે આડી રેખાઓવાળું કપાળ, કાંઇક ઝીણી નાની આંખો, વિચાર તથા વાણીને સ્વસ્થ રાખી સ્વેચ્છાથી રમાડવાની શક્તિ પ્રગટ કરતી મુખચર્યા, અને સર્વ તદ્રૂપ મ્હારા નયન આગળ આલેખાય છે. બોલવામાં કણ તરફ લક્ષ જ ના હોય તેમ, પોતે જાણે સ્વગત જ વાણી ઉચ્ચારતા હોય તેમ, અથવા તો મંદિરના મંડપમાં મોટી ખુરશીઓ જોઇ વાતો કરતા હોય તેમ, વિચારમાળા, વાણીની કડી કડી મોતીની દોરીમાં મણકા પરોવેલી માળા, ફેરવે જતા ગોપાળરાવને ન્હોતી વિદ્વત્તાની ચોટ, ન્હોતી રચનાની કળાની જરૂર, કે ન્હોતી આલંકારિક વાણીની અપેક્ષા. તેમના શાન્તિકાળમાં ભરતખંડના ધર્મ-ઇતિહાસની સામગ્રી એટલી ભરપૂર હતી કે ગમે તે વખત વ્યાખ્યાન, વગર તૈયારીએ, ગમતી જો કરે "શ્રુતિકાળ ગયો પછે, પછે ઉપનિષદો, પછે આગમકાળ આવ્યો, પછે સૂત્રનો સમય, પછે ઇતિહાસ પુરાણ, ઇત્યાદિ," ઇત્યાદિક વચનો ગમે તેમ ભણકારે જતા ગોપાળરાવ શ્રોતાઓને કંટાળો ન્હોતા આપતા તેમ આકર્ષણ પણ ન્હોતા કરતા. પ્રાર્થનામાળામાંની ગદ્ય પ્રાર્થના ઉપાસના ચલાવનારે વાંચવાનો સંપ્રદાય છે તે પ્રમાણે ગોપાળરાવજી પુસ્તક ઉપાડે, અને કાંઇક દૈન્યની શીઘ્ર ગતિથી ગદ્ય પ્રાર્થના, આહુતી પાઠ વાચનાર બાળકોની પેઠે, ગમડાવી જતા હું અત્યારે તેમને સાંભળું છું. ઈશ્વર, ભક્તિ, ઉપાસના, એ સર્વ વસ્તુઓ તરફ, અખિલ જગત તરફ, સરિખા ઉપેક્ષાની દૃષ્ટિ નાંખનાર તટસ્થ દ્રષ્ટાને અનુરૂપ જ આ વૃત્તિ વાણી અને વર્તન હતાં.

ઉપાસનાદિક વિધિ તરફ આ પ્રકારની ઉપેક્ષાવૃત્તિ છતાં ગોપાળરાવનો સાદો સરલ

સ્વભાવ, સામાન્ય જન તરફ અનાડમ્બર સમભાવવાળું વર્તન, વગેરે ગુણો હેમને જનસમુદાયમાં અત્યંત પ્રિય બનાવનારા હતા. સ્હવારમાં રોજ એક શુક્કરવારીઆ ટટ્ટૂ ઉપર બેશીને અમદાવાદ શેહેરની બ્હાર આવેલાં મહાદેવની ધર્મશાળા વગેરે સ્થાનકોમાં જઈ સાધુ, બાવા, વેરાગીઓ જોડે અનેક પ્રકારની વાતો કરતા બેઠેલા ગોપાળરાવ; પાછા ઘેર આવતે ટટ્ટૂની જોડે થાકનારો છોકરો નોકર થાકી જાય એટલે પોતાની પાછળ ટટ્ટૂ ઉપર હેને બેસાડીને ઘેર લાવનાર ગોપાળરાવ; પ્હો ફાટતે નદીમાં સ્નાન કરવા ગયેલા હોય ત્ય્હારે બ્રાહ્મણો, બૈરાં, છોકરાં, બધાં સાથે સમાન ભાવે વાતો ગપાટા મારતા ગોપાળરાવ; અને સ્મૉલકૉઝ કોર્ટમાં ન્યાયાસન ઉપર બેઠેલા, હુકમનામું લખવાને હાથમાં લીધેલી કલમ જબરદસ્તીથી પકડી રાખનારા, "અરે સાહેબ આ શો જુલમ કરો છો?" એમ બોલી ચોપાટ વડે કોર્ટને શેર બજાર બનાવી દેનારા વકીલો તરફ શાન્ત અક્ષુબ્ધ વૃત્તિથી સ્મિત કરીને સ્થિર નયને જોઈ રહેતા ગોપાળરાવ; આ બધા ગોપાળરાવ અનેક છતાં એક, અને એક છતાં અનેક હતા.

એક દિવસ મ્હારા પિતા 'રાવસાહેબ'ને ઓટલે પાટ્ય ઉપર બેઠા હતા,–'રાવસાહેબ'-ની સાથે હેમનું મકાન ભદ્રકાળીની પૂર્વે આવેલા મેદાનમાં હાલ મિડલ સ્કૂલ છે અને પૂર્વે હાઇ સ્કૂલ હતી તે મકાનની સ્હામે હતું. 'રાવસાહેબ'ની બેઠક ઓટલા ઉપર કે બ્હાર પાટ્ય ઉપર બહુધા રહેતી. મ્હારા પિતાએ પીવાનું પાણી માગ્યું. નોકર ચાકર તો ઘરમાં દૂર હશે, તરત જ રાવસાહેબે ર્‌હેને જતી એક બાઈને બૂમ પાડી, "વીજળી! જરા અંદર જઈને પીવાનું પાણી લોટો ભરીને લાવો ને." આ વીજળી હેમની નદીએ નિત્ય સ્નાન વખતની બ્હેનપણી હતી; ભદ્રકાળીનાં દરશણ કરીને આવતી હતી. વીજળી પાણી લાવી, ઇત્યાદિ થઈ ગયું. વીજળીને આમ જોઈને મ્હારા પિતાને નવાઈ લાગી કે આ આપણા પરિચિત પુરોહિત ગોવિન્દજી પંડ્યાની સ્ત્રી અહિં આમ પરિચિત ક્યાં! સારાંશ એ કે "રાવસાહેબ"નું મિત્રમંડળ વિવિધ, વિસ્તીર્ણ અને વ્યાપક હતું. આ રીતના હેમના સાદા જીવનમાં મેળવેલા જનસમુદાયના પરિચયથી ગોપાળરાવ માનવ લક્ષણાદિના સૂક્ષ્મ અને ઊંડા અભ્યાસી થયા હતા; અને એ અભ્યાસ હેમણે ખાસ લક્ષ્ય તરીકે સ્થાપીને નહોતો કર્યો; એ તો હેમના જીવનમાં શ્વાસોચ્છ્‌વાસ જેવી જ, ઇચ્છાથી અપ્રેરિત, ક્રિયા હતી.

શેઠ દલપતભાઈ ભગુભાઈના અમુક ઉપકાર તળે ગોપાળરાવ હતા તેથી કાંઈક અંશે, અને કાંઈક અંશે પોતાના અક્ષોભ્ય સ્વભાવને પરિણામે, એ શેઠનાં ઉપહાસવચનો ગોપાળરાવ સ્મિત સાથે સાંભળી રહેતા. "આ વળી રાવસાહેબે નવું તૂત ઊભું કર્યું છે–**सत्यमेवजयते** ફડફડફડફડ!!" એમ કહી પ્રાર્થનામન્દિરના શિખર ઉપરના ધ્વજમાં અંકિત કરેલા શબ્દોને ઉદ્દેશી ધ્વજના પવનમાં થતા ફરકવાની નકલ કરીને પ્રાર્થનાસમાજનો ઉપહાસ દલપતભાઈ કરતા અને મૌનથી, સ્મિતથી, શાન્તિથી ગોપાળરાવને સાંભળી રહેતા. મ્હોંને ભાવનારું ચિત્ર કોણ દોરશે? પ્રાર્થનાસમાજ તરફ ગોપાળરાવનું હેવું મમત્વ પણ ઓછું ન હતું કે હેમને આ વચનથી સ્નાન સૂતક લાગે. એ મૂર્તિ પૂજતા હતા છતાં મૂર્તિપૂજક નહોતા, પ્રાર્થનાસમાજના આદ્ય ચાલકોમાંના છતાં એ સંસ્થાના પ ઉપલક્રિયા જ લાક્ત–હેવી એ ૧૦–" સ્થિતિ હતી.

એકંદર ભિન્ન જવાબદારીથી જીવનના સર્વ પ્રસંગોને જોનારા ડિપ્યુટી ગોપાળરાવ હતા. એ હેમની વૃત્તિ ન્હાના મ્હોટા અનેક પ્રસંગોમાં–ઘણે અંશે ન્હાના પ્રસંગોમાં–પ્રગટ થઈને રમુજ જ ઉત્પન્ન કરતી હતી. ડીસ્ટ્રીક્ટ જજ ગોપાળરાવને મળવા આવ્યા, તો ઘરમાં ખુરશી ના મળી એટલે એક પટારા ઉપર જજને બેસાડયા–અને તે જાણે હેમના હૃદયને કશું સ્પર્શ ના કરે હો! વૃત્તિથી. મ્હારા પિતા એકવાર હેમને ઘેર ગયા, તો પોતે એકલા એકલા જમરૂખ કાપીને ખાતા હતા, તે એકલા જ ખાઈ ગયા! મ્હારા પિતાએ એમાંથી તાસકમાંથી લઈને ખાધું, તો તે ખાને પણ આનન્દ કે વિષાદ "રાવ સાહેબ"ના હૃદયને ના ખૂંચે એ જમ ફળમાં નાંખવા માટે મરી તથા મીઠું બે કુપ્પીઓમાં હતાં; મરી ભરેલી કુપ્પી ઉપર ચિઠ્ઠી ચ્હોડેલી જેમાં 'મીઠું' એમ નામ હતું, અને મીઠાની કુપ્પી ઉપર 'મરી.' મ્હારા પિતા કહે–"રાવ સાહેબ! આમ કેમ?" તો માત્ર રમુજથી સ્મિત કરીને રાવ સાહેબ ચૂપ રહ્યા. મ્હારા પિતાએ એક વાર મહીપતરામ સકુટુમ્બ, ગોપાળરાવ સકુટુમ્બ, વગેરે મિત્રોને હમારા ધંધાની ગામ બિલોદરામાં ઊંધિયાની ઉજાણી આપી; ઊંધિયા જોડે બરફી વગેરે સામગ્રી ખરી જ. 'રાવ સાહેબ'ને આ આતિથ્યનો બદલો વાળવાની ઊર્મિ આવી. સાબરમતી નદીને પેલે પાર પોતાના ખેતરમાં હમને બધાને ઊંધિયાની ઉજાણી ગોપાળરાવે આપી પરંતુ વ્યવસ્થા વગેરે માટે પોતે તદ્દન મનને શ્રમ આપેલો જ નહિ. પરિણામ એ થયું કે પચાસેક માણસો વચ્ચે બે ચાર રૂપિયાની બરફી હેમનો કારભારી લાવ્યો. તે હમારા બધાના પેટના કયા ખૂણામાં ક્યાં સમાઈ ગઈ તે ખબર પણ ના પડી, બધાને મ્હોટી હોય તો અને સાંજ પડી અંધારું થઈ ગયું ને રાતવાળો જમણનો કંઈ નહિ તેથી ખબર પણ ના પડી કે પત્રાળામાં શું છે, ને શું ખાઈએ છીએ.

આ બધી વાતો 'રાવ સાહેબ'ને પોતાના ઉચ્ચ ભૂમિકા વિચરતા મનની આગળ ગિરિ-શૃંગ ઉપરથી તળેટીના પત્થરો જેમ ક્ષુદ્ર જણાય તેમ હતી. પરંતુ ખરી જવાબ-દારીના કર્તવ્ય વખતે ગોપાળરાવની સેવા અપૂર્વ હતી. અમદાવાદમાં કૉલેજ સ્થાપવા સંબંધે આગ્રહવાળાઓમાં આગેવાની કરનારા મંડળમાં મ્હારા પિતા, ગોપાળરાવ, મહીપત-રામ, મોતીલાલ લાલભાઈ, ઇત્યાદિ ગૃહસ્થો હતા અને આ મંડળનો ઘણો ફંડ માટે નાણાં એકઠાં કરવાનો પ્રયાસ હતો. પરંતુ એ પ્રવૃત્તિમાં ગોપાળરાવે એક પ્રસંગે ભજ-વેલા વેશ હેમના ધૈર્ય, ચાતુર્ય, કળ ઇત્યાદિ ગુણોનો સરસ ચીતાર આપે એમ છે. કમિટી ઘેર ઘેર ફરીને ટીપમાં અમુક રકમ ભરાવતી હતી. એક વાણિયા શેઠને ઘેર કમિટી ગઈ. શેઠે રૂપિયા પાંચ માંડયા! (શેઠ હતા લક્ષાધિપતિ) ગોપાળરાવે અનેક રૂપે શેઠને સમજાવ્યા, એકના બે ના થયા. પછી શેઠ જોડે વેપારની, નાતજાતની, કુટુમ્બની વગેરે અનેક અનેક વાતો કરવા માંડી, વચમાં વચમાં આંકડો વધારવાને આગ્રહ કરતા ગયા, શેઠ પાંચના દશ થયા, પાંચના પચીસ પચીસના પચાસ, એમ કરતે કરતે ત્રણ ચાર કલાક માથાફોડ કર્યા પછી પાંચસોની કે હજારની રકમ ભરાવી! ગોપાળરાવની ધીરજ અને યુક્તિનું જ એ ફળ થયું.

ગોપાળરાવે ગુજરાતમાં ઘણો વખત નોકરી કરી, તેમ અમદાવાદમાં જ તે સમયમાં અમદાવાદના નગરજીવન, સમાજજીવન, ઇત્યાદિમાં એમનાનું અસાધારણ બળ હતું;

એ બળને પ્રેરનાર, વધારનાર, મંડળમાં અગ્રસ્થાન ગોપાળરાવનું હતું. 'સ્વદેશી'ના સંચલનને લેઇ આકુતિક, નવીન, પ્રવૃત્તિ સમજતા હશે; પરંતુ "દેશી કારીગરીને ઉત્તેજન" એ ગરીબ નામથી ગોપાળરાવના સમયમાં જે પ્રવાહ ચાલ્યો હતો તે આજની પ્રવૃત્તિના મૂળ બીજ તરીકે જ ગણવું પડશે. એ વિષયો ઉપર વ્યાખ્યાનો ઉત્સાહભેર અપાતાં હતાં, ત્હેમાં અગ્રસ્થાને એક દક્ષણી વ્યાખ્યાનકાર હતો; અને હેને અમદાવાદ લાવવામાં સાધનભૂત આપણા 'રાવ સાહેબ' જ હતા.

'રાવ સાહેબ'ની સાદાઈ દંભજનિત નહોતી; અંતરની હતી. પરંતુ કોઇ પણ ખૂણે ભોળપણનો દોષ હેમના સ્વભાવમાં પ્રવેશ પામ્યો નહોતો. જગત તરફ રમૂજની દૃષ્ટિ નાંખનારી ગૂઢ હસતી આંખો અને હોઠનો એક ખૂણો જરા વળી અંદર પ્રગટ અપ્રગટ રમતું સ્મિત, એ મુખ્ય મુદ્રાઓથી અંકિત હેમની મુખરેખા જોનારને જણાય એમ હતું કે રાવ સાહેબ "બ્હોંચેલી બુટ્ટી" એમ સંજ્ઞા જેને અપાય એ નમૂનાના, જમાના ખાધેલા, જગતને જીતેલા, જગતથી ના જીતાયલા, અલૌકિક પુરુષ હતા. આ લક્ષણના પ્રમાણ તરીકે એક બીના નોંધવા જેવી છે. તે માટે એક ઉપપાત્રનો રંગભૂમિ ઉપર પ્રવેશ કરાવવો પડશે: પોતાની આરંભની પ્રવૃત્તિમાં લશ્કર જોડે રહી સિપાહી લોકોને ધીરધાર કરી અનેક પ્રસંગોના લાભ મળતાં ધનવાન્ બનેલા, બહેચર લશ્કરી એમ નામથી ઓળખાતા બહેચરદાસ અંબાઈદાસ એ સમયમાં શેઠિયાવર્ગના અગ્રમંડળમાં નવીન ઊગેલા ગ્રહ હતા. જાતે કડવા કણબી હોઈ એ નાતમાં બાલકોની હત્યાનો દુષ્ટ રિવાજ બંધ કરાવનારો કાયદો સરકાર કને ઘડાવવામાં બહેચરદાસનો અગ્ર ભાગ હતો. કાલક્રમે મુંબાઈ સરકારની ધારાસભામાં એઓ નીમાયા ત્હારે What my friend, Mr. Rogers says is right, but I beg to differ from him એમ વચનો વડે પોતાનો સ્વતંત્ર મત દર્શાવી શકે હેવા એ હતા. જાતે માતાના ભક્ત હતા; છતાં જે અગમ્ય સંયોજક બળે ભોળાનાથને પ્રાર્થનાસમાજની સંસ્થા સ્થાપવામાં તથા ચલાવવામાં મદદ કરનારૂં ભિન્ન ભિન્ન મતોનું મંડળ,–મૂર્તિપૂજક, અદ્વૈતવાદી, ઈશ્વર વિશે શ્રદ્ધા અશ્રદ્ધાને રમૂજનો વિષય ગણનારા તટસ્થ વૃત્તિધારી, ઇત્યાદિ મિત્રોનું મંડળ–દૃઢ સહકારિતા આપતું ભેગું આણ્યું હતું, તે બળના આકર્ષણથી બહેચરદાસ પણ આ મંડળમાં ભળેલા હતા. પ્રાર્થનામન્દિરમાં ઉપદેશ એઓ કરતા હેનું સ્વરૂપ, તાત્પર્ય, શૈલી, છટા, સર્વ—"પ્રાર્થના, ભાઈ! પ્રાર્થના જે છે, તે ભાઈ! પ્રાર્થના!" એ રીતનાં વચનો– હરખથી ઊછાળી ઊછાળીને શ્રોતા વર્ગ તરફ આમતેમ જોઈને બોલાતાં વચનો—માં સમાઈ જતાં હતાં.

આ બહેચરદાસને ગોપાળરાવ જોડે કાંઈક ગાઢ મૈત્રી—આભાસ મૈત્રી–નું બન્ધન ઉત્પન્ન થયું હતું. એક વખત ગોપાળરાવની કોર્ટમાં બહેચરદાસને પોતાના નાતીલાઓ સાથે કલહને અંગે વાદી તરીકે ઊભા રહેવાનો પ્રસંગ આવ્યો. બહેચરદાસે તો નક્કી જાણેલું કે 'રાવ સાહેબ' મ્હારા મિત્ર એટલે મ્હને જીતાડશે જ. "રાવ સાહેબ" બ્હોંચેલી બુટ્ટીએ જુદો જ ખેલ રચ્યો. બહેચરદાસ હારે હેવો પ્રસંગ હતો. અપજસ પોતે લેવો નહોતો. તેથી એ કામની સુણાવણીને દિવસે ગોપાળરાવે ભોળાનાથને, મહીપતરામને, વગેરે કેટલાક મિત્રોને ચિઠ્ઠીઓ લખી લખ્યું કે આજ

કડવા કણબીની નાસનો એક બહુ જ રસ પડે હેવો કેસ ચાલનાર છે તે જોવા આવજો. આ જાળમાં કોણ કોણ સપડાયા ને કોણ બચ્યા તે આજ મ્હને યાદ નથી. પણ જે સપડાયા, ત્હેમને ગોપાળરાવે કેસનો નિવેડો કરવા માટે લવાદ બનાવી દીધા, અને ઠરાવ આ તે બહેચરદાસ વિરુદ્ધ પચનો થયો આ બનાવથી બહેચરદાસ ગોપાળરાવની તરફ પૂર્ણ દ્વેષવૃત્તિ રાખવા લાગ્યા. ઘણા વર્ષ પછી ગોપાળરાવ નોકરીમાંથી નિવૃત્ત થવાના હતા ત્હારે હેમનું સ્મારક ફંડ કરવાનું કામ હેમના એક કાળે શિરસ્તેદાર અને હેમને પ્રતાપે આગળ વધેલા લાલશંકર ઉમિયાશંકરે માથે લીધું હતું લાલશંકર, મ્હારા પિતા, અને હું મુંબાઈમાં બહેચરદાસની ઓફિસમાં મળવા ગયા. મ્હારા પિતાએ તો લાલશંકરને પ્રથમથી જ વાર્યા હતા કે રાવસાહેબ માટેના ફંડની વાત બહેચરદાસ આગળ ના કાઢશો. છતાં લાલશંકરે વાત શરૂ કરી આપણા 'રાવસાહેબ' માટે ફંડ કરવાનો વિચાર છે—હેમાં આપ—" આટલું બોલ્યા ના બોલ્યા કે બહેચરદાસ ધ્રુસકી ઊઠ્યા "શું ? તમે હેને માટે ફંડ ! હેણે અમદાવાદ માટે શું કર્યું છે ? હેણે તો બધાને માહિ માહિ લડાવી માર્યા છે ! "—લાલશંકર તો ચૂપ જ થઈ ગયા, અને ડગલાના ગૂંજામાંથી અડધા બહાર કાઢેલા કાગળિયા પાછા ખોસી દીધા !

આ કેવળ એક દૃષ્ટિ અને તે કેવળ સ્વાર્થદૃષ્ટિનું જ દર્શન હતું. બાકી અમદાવાદ શહેરનો મત લ્યો તો, સાદાઈ, ગરીબો ઉપર શુદ્ધ પ્રેમભાવ, નિરભિમાન વૃત્તિ, લોકહિતસાધના ઇત્યાદિ સાચા ગુણો માટે 'રાવ સાહેબ' ને બહુધા સર્વાનુમતે ઇનામ મળે એમ હતું અભિમાન એ શી વસ્તુ છે, તે જ હેમને કલ્પનામાં આવતું નહિ હોય એમ મ્હને તો લાગે છે. અકૃત્રિમ નિરભિમાનપણું હેમના જીવનમાં ઓતપ્રોત હતું. એ ખરું કે ગરીબોનું હિત સાધવામાં સ્વહસ્તે કરતા પરહસ્તે વધારે કાર્ય કરાય એમ 'રાવસાહેબ' ને હાથે બનતું હતું રાવસાહેબે અમદાવાદ છોડ્યું ત્હાર પછી હમારે ઘેર તેમજ હેમના બીજા મિત્રોને ઘેર હરદાસ માટે ટીપ, કોઈ દક્ષિણથી આવેલા ગરીબ બ્રાહ્મણ માટે દીકરીનું લગ્ન કરાવવા માટેની ટીપ, ઇત્યાદિ ટીપો આવતી ઘણી ગઈ. અલબત, દરેક ટીપમાં પ્હેલું નામ રાવસાહેબનું અને નામ સ્હામે આંકડો પણ મોટી રકમનો હોય. માત્ર એ આંકડો લખવામાં જ, પેલાને મળવાનું તે તો મિત્રોએ ભરેલી રકમોનો સરવાળો થાય તે જ. આ યુક્તિથી બધા મિત્રો ભોમિયા થઈ ગયા હતા, અને 'રાવસાહેબ ના નામ સ્હામે આંકડો છે જ નહિ એમ માનીને ચાલતા હતા. આ હેમની રીતિથી મિત્રો ચીઢાતા નહિ, રમૂજ જ મેળવતા હતા. એ વિલક્ષણ વ્યક્તિના બીજા સ્નેહોત્પાદક ગુણો આગળ આ વાત અકલ્પ બની જતી હતી. અત્યારે સ્મરણ પટમાં એ સમર્થ મૂર્તિ, સાદાઈના અવતારરૂપ, તીક્ષ્ણ બુદ્ધિના તેજથી તેજસ્વી, સદા આનંદભરી, કે રાઈ રહી છે. તે ઉપર માન, સ્નેહ, આદર, ઇત્યાદિ ભાવોની રંગચ્છાયા પડતા એ સજીવ થઈ હૃદયને અપૂર્વ ઉલ્લાસ આપે છે અત્યારે અમદાવાદને નગરજીવનમાં જીવતું રાખનારી એક પણ હેવી સમર્થ, વિલક્ષણ, મૂર્તિ કોણ બતાવશે !

---



# મને નહીં?

૧

લેખક:

રા. ખુશાલ તલકસી શાહ,

સભ્ય, સાહિત્ય સંસદ્.

## નાટકનાં મુખ્ય પાત્રો

| | |
|---|---|
| બાબુ કિશોરમલ જે. પી. ... | ...મુંબઇનો કરોડપતિ મારવાડી. |
| કુમાર હીંમતસિંહ ... ... | ...રજપુતાનાના એક રાજાનો ભાયાત. |
| દેવીસિંહ ... ... ... | ...દીલવાડાનો રાજકુમાર, હીંમતસિંહનો મિત્ર. |
| બાબુ જગમંદરલાલ... ... | ...કિશોરમલનો જુનો દોસ્ત અને ભાગીઓ. |
| તારાદેવી ... ... ... | ...કિશોરમલની દીકરી, હીંમતસિંહની પત્ની. |

### આગલા ભાગનો ટુંક સાર

ખીતાબ મેળવવાનાં ફાંફાંમાં નિષ્ફળ નીવડેલો કિશોરમલ પોતાનો રોષ તારાદેવી પાસે કાઢતો હોય છે, ત્યાં જગમંદરલાલ આવે છે. પાછળથી હીંમતસિંહને મળવા આવેલા દેવીસિંહને કિશોરમલ મળે છે, ત્યારે જનેતા કેટલાક પ્રસંગો બનતાં જણાવે છે, કે તારાદેવીને તેના પતિ તરફથી સુખ નથી; હીંમતસિંહ સસરા તરફ પણ તોછડાઈ ચલાવે છે, ને તેની દોલત બનતી ત્વરાએ ઉરાડી દેવાની દાનત બતાવે છે. સસરો પોતાની "બાજી" પાર ઉતારવાની આશામાં બધું સહન કરીને જગમંદરની ચેતવણી અવગણે છે. ખાનગીમાં દેવીસિંહ એકે વાત કરતાં પરીબ્દ નામે સુંદરી પ્રત્યે પોતાનો પ્રેમ, ને તેને લીધે થયેલો ઝગડો હીંમતસિંહ વર્ણવે છે, કિશોરમલ આવીને તેને કૈં કદમ કરવા નિષ્ફળ આગ્રહ કરે છે. દરમ્યાન હીંમતસિંહના લેણદારો મળવા આવ્યાના સમાચાર આવતાં વ્યાજખાઉઓની પદ્ધતિ ઉપર ચર્ચા થાય છે, અને હીંમતસિંહની "સ્વાભિમાન"ની દલીલ છતાં તેમનું દેવું કાયદેસર વ્યાજે પતાવવાની ધમકી આપી કિશોરમલ જાય છે, ત્યાર પછી લેણદારો તરફથી એક ચાહુદી આવે છે, તેને તારાદેવી પોતાની ફરજ માનીને પુરેપુરું દેવું ચુકવી આપે છે. જેથી હીંમતસિંહ તેના તરફ હેત બતાવે છે. કિશોરમલ આ વાત જાણીને તારાદેવી ઉપર ગુસ્સે થાય છે. પતિપત્ની બહાર ફરવા જાય છે. કંટાળી ગએલો કિશોરમલ છંછેડાઈને હીંમતસિંહના રૂઠેલા મુકેલા રસોઇયાને બરતરફ કરે છે, તેની શરતોના ઘોડાથી ભરેલી ઘોડારનું લીલામ કરવાનો ઘોડારના ઉપરીને હુકમ કરીને તેને તથા નોકરોને મહીનાની નોટીસ આપે છે.

(હવે આગળ વાંચો)

[વિનાયક એક પોલીસ અમલદાર સાથે પ્રવેશ કરે છે.]

વિનાયક

આપની જાહેર ખબર 'સાંજ વર્તમાન' અને 'ક્રોનીકલ'માં ખાસ વધારાનો અંક કાઢી છપાઈ ચુકી છે. [પેપરની નકલો આપે છે.] જુઓ, બાપુ સાહેબ અને આ ખાનબહાદુર બરજોરજી બેજનજી બેહમાનીઆને નામદાર પોલીસ કમીશનર સાહેબે મોકલ્યા છે

કિશોરમલ

બહુ સારું! આવો ખાનબહાદુર બાવાજી, બીરાજો. [વિનાયકને] મે, બીયુ સેન અને આદીલખાંને કરેલી ફરમાશનો શો અમલ થાય છે તેની તપાસ કરો. [વિનાયક જાય છે] [થોડીવાર ચુપકીદી.]

બેહમાનીઆ

આપને આજ અમારા લોકો તરફ અણભાવ થયો હશે. પણ જરૂર ખાત્રી રાખજો, બાપુજી.... .

કિશોરમલ

[કટાક્ષમય અટ્ટહાસ્ય] આપના પર અણભાવ! એ તે કદી બને? અને તે પણ વળી નિષ્કારણ? હી! હી! હી!!

બેહમાનીઆ

માફ કરો, બાપુજી, પણ અમે તો પરમ દહાડાની રાત્રે બાર વાગ્યા લગણ એમજ માનતા હતા કે આપને માટે જી. સી. એસ. આઈ. ખાસ મુકરર કર્યો હતો. [લમણે પર હાથ પછાડી] કાલે જાણે ગવર્નરને છેલ્લી ઘડીએ કોણે ભરમાવ્યું કે એમણે આપનું નામ આ વર્ષે રદ કરવાનો તાર કર્યો. એકમ દીકરો તો એમ કહેતો દેખું કે આપસાહેબજ નામુકર ગયા,—અને તેપણ ગવર્નર ડોસાની રૂબરૂમાં [એના સામે મેખાનમેષ જોય છે.]

કિશોરમલ

આપની ભુલ થતી હશે. મારે તો વિવેક ખાતર, સભ્યતા ખાતર, આનાકાની કરવી પડે તે શું ગવર્નર ફીકલો છે કે ન સમજે? એનો કદાચ મારી રાજસેવામાં-મારી વફાદારી દીવાનગીમાં કે આપ જેવા મિત્રોને કે શંકાસ્થાન મળ્યું હશે અને તે કહેતાં અચકાઓ. એટલે આમ મન મનાવો.

બેહમાનીઆ

[સફાળો ઉઠે છે] એ શું બોલ્યા? આપની વફાદારી પર શક! ખુદ નામદાર શાહજાદા-સાહેબે પણ રાજમહેલમાં આપની અંગ્રેજ સરકાર પર વફાદારીની તારીફ કરી તો પછી અમારા જેવા શી બીસાતમાં?

કિશોરમલ

રહેવા દો બરજોરજી શેઠ! શાહજાદાએ કરેલી તારીફ તો મે ત્રણલાખ રૂપીઆ એમની સ્મારક ફંડમાં ફાળો ભરી ખરીદી હતી, એટલે એમાં કાંઈનો ભાર નહીં અને એમાં કંઈ માન નહીં. હું તો મારી એક નિષ્ઠાથી શુદ્ધ અંતઃકરણથી માનતો આવ્યો છું કે આજકાલ લોકમાં સળગાવેલી અશાંતિથી આપણા દેશનેજ હાનિ છે અને તેથીજ આ અંગ્રેજ સરકારને દરેક કાર્યમાં તન અને ધનની યથાશક્તિ સહાય આપું છું. નામદાર શહેનશાહના કાકાશ્રી ડયુક સાહેબ પધાર્યા ત્યારે તેમની ઓનરરીઅલ કરવા મળીતર જાણીતર, નામીચા અગ્રેસર હીંદુમાં મારા સીવાય કોઈએ હાજરી આપી હતી? મારેનો. -

બેહમાનીઆ

આપ જ્યારે આમ નીખાલસપણે વાત કરો છો ત્યારે મારે પણ જણાવવું જોઈએ કે ખુદ આપના પર તો કોઈને લેશમાત્ર

શંકા નથી પણ આપના...આપના [સહેજ અચકાય છે. અંતે ધૃષ્ટ થઇ તેની સન્મુખ બેસે છે.] આપના જમાઇરાજ સ્વરાજ—સભાના ઉપપ્રમુખ, અંગ્રેજ સરકાર અને અમલદારને છચોક ગાળો ભાંડનાર માટે.

કિશોરમલ

એમના પર શકને લીધે મારું નિકંદન ! અને એતો એમ બોલે છે. બાકી અંદરખાને એમનાથી અજાણ્યું નથી કે આ દેશના કરોડો લોકોને ઉશ્કેરવાથી ઉદ્‌ભવતી હાનિ દેશને પાયમાલ કરશે.

બેઇમાનીઆ

તેમ હોય પણ કદાચ. અમલદાર વર્ગમાં તેની ખાત્રી કરાવવી મુશ્કેલ છે. [પાસેની ટેબલ પર પડેલી ઘંટડીથી રમે છે.]

કિશોરમલ

ત્યારે તમે અમલદારવર્ગ–શું ઇચ્છો છો?

બેઇમાનીઆ

જો કુમારસાહેબ આ અંધાધુંધીનો, ખુનામરકીનો લોકપક્ષ ત્યજી, સરકારી પક્ષ અંગીકાર કરે તો દેશસેવા......

કિશોરમલ

[ચમકે છે.] હેં શું ?

બેઇમાનીઆ

આપના આશ્રિત–આપના કુટુંબીજનો માંથી કોઇ સરકારના સ્થંભ બનવા યોગ્ય હોય–પ્રજાજનના વિશ્વાસપાત્ર હોય તો તે આપના જમાઇરાજ. અને જો તેઓ......

કિશોરમલ

એમને તમારી–અંગ્રેજ અમલદારોની ખેવચની બહુ સાલે છે એટલે આમતો નહીંજ સમજે. પરંતુ મેં એક પેરવી રચી છે તેમાં જો તમે સહાય આપો તો ધાર્યું પાર પડે.

બેઇમાનીઆ

બતાવો જોઇએ !

કિશોરમલ

એમની રાજપુત્રોની એક મંડળી કલબ છે. અને તેમાં......[બંને આસ્તે આસ્તે ઘુસ ઘુસ કરે છે. પડદો પડે છે.]

---

## પ્રવેશ ૨ જો.

[તારાદેવીનું આરામભુવન. સઘળે નાજુક સુશોભિત શાયરચીનું. દીવાલો પર નાનકડી આંખમાં સ્વજનોની છબીઓ અને તેની સાથે તારાદેવીએ અને તેના શિક્ષકોએ આળેખેલાં સૃષ્ટિસૌંદર્યનાં અનેક ચિત્રો. એક ખુણામાં પનીહારીનું કાંસાનું પુતળું અને તેની બાજુમાં કૃષ્ણ ભગવાન અને બુદ્ધ ભગવાનની સંગેમરમરની મૂર્તિ. કાશ્મીરથી સાગીનવુડનું અનુપમ કોતરકામવાળું એક નાજુક મેજ પર લખવાની નાજની સામગ્રી. જમીન પર ઉમદા ઈરાની ગાલીચો. બારીએ વાદળી રેશમના જાપાની પડદા. અને દરવાજા પાસે ઉત્તમ કારીગીરીના ચીની કામના કુંભ.

પડદો ઉપડતાં કુમાર અને તારાદેવી ફરીને આવ્યાં જણાય છે. સમય સૂર્યાસ્ત પછી તરતનો. દીપક કોઇ જોવામાં નથી આવતો છતાં આખા આરામભુવનમાં આછા વાદળી રંગનો પ્રકાશ છવાઇ રહ્યો છે.]

હીંમતકુમાર

[તારાદેવીનો હાથ પકડી રાખ્યો છે.] અરે, વહાલી, આ સંધ્યાસમયનું શું સૃષ્ટિસૌંદર્ય ! કેવી આનંદજનક સમુદ્ર લહરીઓ !

### તારાદેવી

[તેના આમુ સ્નિગ્ધ અળકને નયને જોતી, આર્દ્ર સ્વરે, તેના ખભા પર બીજો હાથ મુકી.] ત્યારે, ખરેખર, વહાલા મારી સાથે આવ્યા તેથી અકળાયા તો નથી ને?

### હીંમતકુમાર

તારી સાથે આવવામાં અકળામણ! સાચું કહું? [ચુંબન કરે છે.] તારું સૌંદર્ય, તારા હૃદયની ખુબીઓ અનન્ય છે. જગતમાં મને તો તારી જોડી દેખાતીજ નથી.

### તારાદેવી

[મનકમાં] ખુશામત કરવા લાગ્યા. [કુમાર તેને હેતનો તમાચો મારે છે.]

### હીંમતકુમાર

નારે ઘેલી! આ તો સત્ય. હડહડતું, કળકળતું સત્ય. મે તો સ્વપ્નેએ ધાર્યું નહોતુ કે હું એક પારિજાત પુષ્પની માળા પહેરી રહ્યો છું.

### તારાદેવી

[હજુ એજ મનકમાં] તમને હવે અમે અણગમતાં નથી ને?

### હીંમતકુમાર

અણગમતી, માગી દેવી? ઉત્તરો મારે હવે એ પ્રશ્ન પુછવો પડશે, રાણીજી. મને તો લાગે છે કે હું એક વનવાસી વાઘરીને ત્યાં તું મહારાણી ગુપ્ત વેશમાં મહેમાન થઇ આવી. અદ્ભુત મહવાસનું ઓચીંતું ભય આવ્યુ ત્યાં રાણીજી-એ મુકુટ ધરી રૂપ પ્રકાશ્યુ અને મુજ વાઘરીને વિસ્મય કરી શુદ્ધબુદ્ધ હરી લીધી.

### તારાદેવી

ગભરાઇશ નહીં, ભલા વાઘરી. તારી રાણી તને દોષ નહીં દે. પણ પોતે ગુપ્ત રહી માટે પોતાનેજ દોષપાત્ર ગણશે.

### હીંમતકુમાર

પણ દાકપીછોડાની પણ હદ હોય છે. આટલી વાર સુધી ગુમ રહી, લુચ્ચી! તને શું નવા લાડી થઇ નવા લાડ કરવવાનું મન થયુ? જો એમ હોય તો તારી ઇચ્છા થઇ છે. અત્યાર લગણ [તારાદેવીના બેઉ હાથ પોતાના બને હાથોથી પકડે છે] હું તારો વિવાહિત પતિ હતો. પણ આજથી તો સાથે રમણું અને વલ્લભ થવા માગુ છુ. [પુનરાલિંગન]

### તારાદેવી

ના રે, વહાલા, સદા મારા સ્વામીજ રહો રમણુ પર તો ઘડીકની માયા. પતિને તો પ્રાણને પણ પુનર્જન્મમા ઇચ્છીએ.

### હીંમતકુમાર

અરે, વાહરે. તારી તો દંપતિઓના સુખની અનેરી ફીલસુફી છે તને મુગ્ધા કેમ કહેવાય?

### તારાદેવી

વળી ચુકયા, વહાલા. હું પણ મુગ્ધા તો છું—પણ મારી રીત જુદી! એ વિષય પર મારા ખ્યાલો આપને ગ્રામ્ય લાગશે, પણ બાળપણના બીજા સસ્કારો પેઠે એ પણ ઉંડા મૂળ ઘાલી રહ્યા છે. જ્યારે હુ નાની હતી ત્યારે મને કોઇ કહેત કે તારા બાપને તારી માતા પર સ્નેહ નથી તો હું માની શકતીજ નહીં—સમજી શકતીજ નહીં. લગ્ન એ મારા મનમા તો સૌથી શ્રેષ્ઠ, સૌથી નિકટ, સૌથી પવિત્ર ગાંઠ છે પતિ શીવાય અન્ય પુરુષ પર પ્રેમ મને તો કુદરતના કાયદા સામે વાંકે તુલ્ય જણાય છે

### હીંમતકુમાર

શાબાશ માગી દેવી! એ તો અમ રાજપુત્રોની માતાને છાજતા વિચારો મારા સુખ

# રાજાધિરાજ

## 'ગુજરાતનો નાથ'નું અનુસંધાન

લેખક.

રા. કનૈયાલાલ માણેકલાલ મુનશી,

પ્રમુખ, સાહિત્ય સંસદ

ચિત્રકાર

રા. રવિશંકર મહાશંકર રાવળ,

સભ્ય સાહિત્ય સંસદ

## નોંધ.

જેણે મારી "પાટણની પ્રભુતા" કે "ગુજરાતનો નાથ" વાંચી હશે તેને આ વાર્તાનાં કેટલાંક પાત્રોની ઓળખાણ પડશે. જેણે એ વાર્તાઓ ન વાંચી હોય તેને માટે નીચે આપેલી નોંધ ઉપયોગી છે.

જયસિંહદેવ સોલંકી .. અણહીલવાડ પાટણનો રાજા અને ગુજરાતનો નાથ.

મીનળદેવી ... ... રાજમાતા

મુંજાલ ... .. મહા અમાત્ય

ઉદો ... ... .. મંત્રી અને ખંભાતનો સત્તાધીશ

દાદાક... ... . મંત્રી, † કર્ણાવતીનો સત્તાધીશ

શોભ ... ... ... મંત્રી

ત્રિભુવનપાલ .. ... રાજાનો ભત્રીજો ને § લાટનો દંડનાયક ¶

કાશ્મીરાદેવી ... .. ત્રિભુવનપાલની પત્ની ને મીનળદેવીની ભત્રીજી

કાક ... ... . ત્રિભુવનપાલનો મિત્ર ને ભટરાજ.

મંજરી ... ... તેની પત્ની

સજ્જન ... ... સોરઠનો દંડનાયક

પરશુરામ ... ... તેનો પુત્ર.

રા'ખેંગાર ... ... જુનાગઢનો રાજા

રાણકદેવી ... ... તેની રાણી.

---

† અમદાવાદ § સાબરમતીથી દમણ સુધીનો પ્રદેશ

## આગલાં પ્રકરણોનો સાર

**સંવત** ૧૧૯૯ના ચૈત્રની એક સવારે એક જૈન સાધુ ને ઉદાનો દીકરો આમ્રભટ ભૃગુકચ્છ આગળ ઉતરે છે. આમ્રભટ દુર્ગપાલને મળવા જતાં રસ્તામાં એક યુવતીના સૌંદર્યથી મુગ્ધ બને છે. તે કાકને મળીને જયસિંહદેવનો સંદેશો તેને આપીને પાછો વળે છે. સંદેશામાં કાકને આજ્ઞા છે કે તેણે ભરુચ આમ્રભટને સોંપી જુનાગઢના ઘેરામાં જોડાવું. રાણી લીલાદેવીએ પણ કાકને તેડાવ્યો છે. દરમ્યાન જુનાગઢથી મણિભદ્ર રાણકદેવીનું તેડું લાવે છે. બધું સાંભળીને કાક દેવભદ્રસૂરિની વિદાયગીરી લેવા જાય છે, જ્યાં વાર્તાના આરંભમાં આવતા જૈન સાધુને તે ઓળખે છે, અને તેની પાછળ એક ગુપ્તચર યોજે છે, અને રસ્તે પડે છે, દરમ્યાન આમ્રભટને તેના સસરાને ત્યાં તેનો સાળો, પાટણે લાટ જીત્યાથી કડવાશભર્યા હૃદયવાળો રેવાપાલ, લુખો આવકાર દે છે. જે યુવતીના સૌંદર્યથી તે મુગ્ધ થયો હતો તેની ભાળ કાઢવા આમ્રભટ બે સૈનિકોને મોકલે છે, જેઓ કુવા આગળ બેસીને પનીયારીઓની મશ્કરી કરે છે. મણિભદ્ર મહારાજ તેમને વારવા જતાં એક સૈનિક તેને મારે છે. તેટલામાં રેવાપાલ આવીને સૈનિકનો પગ કાપી નાખે છે. આમ્રભટ આગળ ફરીયાદ જતાં તે રેવાપાલ ઉપર ક્રોધે ભરાય છે, પણ એટલામાં કાક આવી પહોંચીને ખરી હકીકત કઢાવીને સૈનિકોને કાઢી મુકે છે અને રેવાપાલને ન છંછેડવા આમ્રભટને ચેતવે છે. આમ્રભટની છોકરવાદીની નિરાશાજનક ભાળ જોતો કિંકર્તવ્યમૂઢ કાક પોતાના પરિવારને રેવાપાલને સોંપીને પોતાને કામે જવાનો વિચાર કરે છે. દરમ્યાન પ્રસંગપરંપરાથી મુંઝાયેલા આમ્રભટને તેનો સસરો તેજપાલ લીપા કટાશવાળી ભાષામાં સ્વાગત દે છે અને પોતાની સાથે દુર્ગપાલને ઘેર લઇ જાય છે. રસ્તામાં તેને એક બાલકીના રૂપાળી એડીઓ જોઇ ને તેનાથી તે મુગ્ધ થયો હતો. તે વખતે રેવાપાલ પોતાના ગુરુ બ્રહ્માનંદ આગળ લાટને જીતનારા પટ્ટણીઓ ઉપરની પોતાના હૈયાની આગ કાઢતો કાકની ગેરહાજરીમાં બળવો જગાડવાની રજા માગતો હતો અને બ્રહ્માનંદને ભગવાં છોડીને પાછા "સુવર્સેન"ના મુળ સ્વરૂપમાં બહાર નીકળવાની યાચના કરતો હતો. ગુરુએ રજા આપી, અને જરુર પડે તો ભગવાં ઉતારવાનું વચન આપ્યું. બહાર આવ્યા પછી તેને કાક મળ્યો. કાકે મંજુલકુંવરીની વાત કાઢતાં રેવાપાલ ગુસ્સે થઇને તેને મારવા દોડે છે ત્યાં બ્રહ્માનંદ તેને અટકાવે છે. કાક પોતાની અતુલ દીર્ઘદૃષ્ટિવાળી રાજનીતિની પીછાન કરાવે છે. ગુરુના સમજાવવાથી છેવટે કાકના કુટુંબનું રક્ષણ કરવાનું રેવાપાલ વચન આપે છે.

(હવે આગળ વાંચો)

## પ્રકરણ ૨૦ મું

—⊷—

### મિત્રવધૂઓ

**કા**કે ઉતાવળો બંદર પર જઇ વહાણને બંદોબસ્ત ધાર્યો પ્રમાણે થયો કે નહીં તેની ચોકસી કરી. ત્યાંથી આવી, બીજી ખટપટ પુરી કરી, તે મંજરી પાસે ગયો.

મંજરીએ સંસાર સ્વીકાર્યો હતો છતાં, તેવા ને તેવીજ મોહક, શરીરમાં ને બુદ્ધિમાં, રહી હતી. તે પહેલાંના જેવી ગર્વિષ્ઠ હતી; પહેલાંથી વધારે વિદ્વાન્ તેમજ હતી. તેની મોહીની જે જે લોકો તેના સમાગમમાં આવતા તેના પર તે પ્રસારતી.

તેનું પાંડિત્ય વિદ્વાનોમાં માન પ્રેરતું. પરદેશી વિદ્વાનો ભૃગુકચ્છમાં આવતાં એને

મળવા જતા—અને મળી, પ્રશ્નમાંથી આર્દ્ર બનેને હૈયે પરાજય સ્વીકારી, તેને સરસ્વતી જોડે સરખાવવાના અજૂકા લખતા ચારે દિશાથી જે યોદ્ધાઓ આવતા, તે દુર્ગપાલની મેમાનગીરી સ્વીકારવા જતા. તેનું મુત્સદ્દીપણું વીસરી તેની સ્ત્રીના પૂજક થઈ જતા. ભૃગુકચ્છના સામાન્ય પુરુષો, તેના પરિચયમાં આવતાં, તેને દેવી માનતા; ઘણા તેને રેવામાનો અવતાર માની, તેના દર્શન કરી કૃતાર્થ થતા. આખેડવયના પોતાના ઘરની જંજાળ વીસરવા કોઈ પ્રકારે તેની જોડે વાતચીત કરતા, અને એકજ અમીભરી દૃષ્ટિપાતની યાચના કરી રહેલા યુવકો એની એક અણધારેલી નજરના પ્રોત્સાહનથી એને રીઝવવા ભવસાગર તરવા મંડી જતા.

માત્ર જે એના સમાગમમાં ન આવતા તે પુરુષો અને સ્ત્રીઓ આ ગર્વિષ્ઠ, સ્વસ્થ, ને સ્વરૂપવાન સુંદરીની ખ્યાતિ સાંભળતા ને તેના તરફ અસ્પષ્ટ તિરસ્કારની નજરે જોતા. મંજરી આ વાત જાણતી હતી પણ તે તેમના તરફ ઘણુંજ સ્પષ્ટ તિરસ્કારથી જોતી હતી.

પોતાના પતિની અને પોતાની શક્તિમાં તેને એટલી શ્રદ્ધા હતી કે જ્યારે કાકે તેને રેવાપાલે આપેલા વચનની વાત કરી ત્યારે તેની આંખોમાંથી તણખા ખર્યા.

"શા માટે એની પાસે ભીખ માંગવા ગયા ?" તેણે હોઠ પર હોઠ દાબી પુછ્યું. "તમને—મહારથીઓના શિરોમણિને—એ યાચના કરતાં શરમ નહીં લાગી ? એટલા બધા અધીરા કેમ થઈ ગયા છો ?"

કાક લાકડવાઈ સુંદરીનો ગુસ્સો જોઈ હસ્યો

"ને હું નહીં હોઉં ને કંઈ નોકાન થાય તો ?"

"તો મને શું થવાનું હતું ? કોની મગદુર છે કે મને કોઈ કંઈ કરી શકે ?"

કાક ફરીથી હસ્યો "હા. એ તો મને ખબર છે ભૃગુકચ્છનો એકે એક જુવાન તારે માટે મરવા તૈયાર થશે."

"ના. ત્યારે લોકો માત્ર તમારા પરજ મોહી પડતા હશે." મંજરીએ હસીને જવાબ દીધો. "પણ એ રેવાપાલના મીજાજનો કંઈ પાર નથી. એનું શરણ માગતા પહેલા તો હું મરવું પસંદ કરું"

"ગાંડી ! હજુ તું તો તેવી ને તેવીજ રહી. મારા કાનમાં તોફાનના ભણકાર વાગી રહ્યા છે. અને આખા લાટમાં એકવચની હોય તો રેવાપાલ. આ અભિડને સોંપેલું કંઈ કામનું નથી"

'આખડ ! જેવો બાપ તેવો દીકરો. મને તો એનું નામ નથી ગમતું. પણ તમે નકામી ચિંતા કરો છો સોમેશ્વર છે, મણિભદ્ર છે પછી શું ? તમે તમારીજ ફીકર કરજોની ને જેવા પંદર વર્ષ પર પાટણ જીતી આવ્યા હતા તેમ આ વખતે 'પણ જીતીને આવજો"

"સાથે કાશ્મી લઈ આવું !"

'મંજરીથી વધારે સરસ મળે તો જરૂર. મારા સમ છે" મંજરીએ હસીને કહ્યું. તેજસ્વી, સુકુમાર, સ્ફટીકશી શ્વેત આ મોહિનીના ગર્વિષ્ઠ શબ્દો કાકે સાંભળ્યા. ને તે બધું વીસરી ગયો તે એક વિપશ્વાર એના મુખની અપૂર્વ રેખાઓ, એના હાસ્યની વિદ્યુત્પ્રભા તરફ હર્ષથી જોઈ રહ્યો અને પછી—યોગ્ય જવાબ વાળ્યો તેણે મંજરીને ચુંબન કર્યું

અર્ધિક મંજરી ચાર મુશી કાકના ભુજોમાં લપાઈ રહી.

•

"ભટરાજ !" તેણે ધીમેથી, અંતરની અભિલાષા ઉચ્ચારી "વહેલા પાછા આવશોની ?"

"તરત. ગભરાતી નહીં. મને કૈં થવાનું નથી."

× × ×

બંનેએ આત્મશ્રદ્ધાના આનંદમાં ચિંતા વીસારી મુકી.

× × ×

બીજે દિવસે દુર્ગપાલ વિદાય થયો. દૂર સુધી આમ્રભટ, નગરશેઠ, માધવ ને ઉભાક વળાવવા ગયા. એક મંદિરની અગાસી પરથી મંજરી ક્ષિતિજમાં અંતર્ધાન થતા વહાણ પર ઉભેલા કાકને જોઈ રહી. જ્યારે વહાણ અદૃષ્ટ થયું ત્યારે તેણે છેડાની આંસુ લુછ્યાં—નો વૈસરી ને છાતી રસો ચાંપ્યો.

તેની બે ત્રણ સખીઓ સાથે હતી તેણે આ હેતાળ હૃદયની વ્યથા મુગે મોંદે જોઈ; પણ મંજરીને એક શબ્દ કહેવાની કોઈની હીંમત ચાલી નહીં.

તેણે વૈસરીને એક સખીને આપ્યો, અને મંદિરમાં દર્શન કરવા વળી. એક વિદ્યાર્થીએ આવી દીવો કર્યો, વૃદ્ધ પુજારી લંગડાતો લંગડાતો આવી હસી હસી ખબર પુછવા લાગ્યો. હાસ્યનાં કિરણો ફેંકતી મંજરી પોતાના તેજે અંધારા મંદિરને પણ તેજોમય કરી રહી.

તે મંદિરમાંથી બહાર નીકળી અને બેનાં સહિત નગરશેઠના ઘરની કેટલીક સ્ત્રીઓ આવી. રેવાપાલ તેના તરફ તિરસ્કારની નજરે જોતો હતો તેની મંજરીને ખબર હતી; બેનાંને પણ તેનો સમાગમ પસંદ નહોતો. એટલે તેના ડોકના મરોડનો ગર્વ વધ્યો; તેના હાસ્યમાં જરાક અભિમાન આવ્યું.

"કેમ મંજરી ભાભી" બેનાંએ કહ્યું.

"સારું. કેમ છો ?"

"મારા દીયર ગયા. કેમ ?"

"હા."

"મંજરી ! આમ આવો એક વાત કહું ?"

"શું ?" કહી મંજરી જરાક દૂર બેનાં પાસે ગઈ.

"તમારા જેઠે સંદેશો કહાવ્યો છે."

મંજરી જરા ટટાર થઈ. તેની મોટી આંખો વધારે મોટી થઈ, તે એક શબ્દ બોલી નહીં.

"કહાવ્યું છે," પતિપરાયણ બેનાંએ મંજરીનો બીજાજ જોઈ પેદા થયલો ગુસ્સો દબાવી કહ્યું "કે કૈં કામ પડે તો એમને કહાવજો."

એક પલવાર મંજરીના હોઠ ધ્રુજ્યા. તેણે જવાબ વાળ્યો "બેનાં બા ! એમને કહેજો કે ભટરાજની સ્ત્રીને કોઈના સંરક્ષણની જરુર નથી."

મંજરીની આંખમાં તરવારની ધાર જેવી તીક્ષ્ણતા હતી; તેના સંસ્કારી અવાજમાં અપમાનની સારીગમના બધા સૂર હતા.

બેનાંને આ શબ્દોથી કારી ઘા લાગ્યો. પતિભક્તિ કરતાં કેળવેલી નમ્રતાને પલવાર વીસરી ગઈ; અને અપમાન પામેલી સ્ત્રીના હૃદયમાંજ વસતું—ઝેરી નાગના વિષથી પણ વિષમ ઝેર તેના અંતરમાં વસ્યું.

"હા—હું ભુલી ! તમારે ક્યાં કોઈની ખોટ છે કે એમના સંરક્ષણની જરૂર પડે." કહી બેનાં ત્યાંથી ખસી. શબ્દો નિર્દોષ હતા; પણ તેમાં રહેલું વિષ મંજરીએ પારખ્યું. એક ભયંકર દૃષ્ટિ તેણે બેનાં તરફ નાંખી, અને ગૌરવમાં માથું ઉંચું રાખી ત્યાંથી ચાલી ગઈ. તેની આંખમાં ક્રોધનાં આંસુ આવ્યાં.

તેની સખીઓએ કંઈ જાણ્યું નહીં, અને મંદિર છોડી તે બહાર નીકળી. સાંબા બૃહસ્પતિના વાડામાં જતાં પહેલાં તેને ધોરી રસ્તો થોડો ઓળંગવો પડતો હતો. તે જેવી ધોરી રસ્તા પરથી ગઈ એટલે રસ્તાની બીજી તરફથી થોડા પુરુષો સહિત એક જુવાન સાધુને આવતો જોયો. મંજરી તેની બહેનપણીઓને લઈ પાસેની ગલીમાં ઝપાટાબંધ ચાલી ગઈ; પણ તેણે પેલા સાધુનું તેજસ્વી મુખ જોયું ને પોતાની એક સાથીને કહ્યું.

"આ પેલો નવો સાધુ આવ્યો છે તે કે ? ઘણો વિદ્વાન્ લેખાય છે."

"હા. મેં પણ સાંભળ્યું છે. ભલા ભલા પંડિતોનો એની આગળ હીસાબ નથી"

હેમસૂરિની ચંચલ નજર પણ મંજરી પર પડી હતી. કાકે આગલે દિવસે ઓળખાણ આપી હતી તે યાદ આવી; કેક બાલપણમાં ખંભાતમાં જે યુવતીની પડોશમાં તે રહ્યો હતો અને જેને કાક ઉપાડી લઈ ગયો હતો તેની વીસરેલી તેજસ્વિતાનું સ્મરણ થયું.

દુર્ગપાલને કેમ આ સ્ત્રી મળી, અને તેના પાંડિત્ય વીશે લોક વાયકા શું કહેતી હતી તેની તો તેને માહીતી હતી. તેણે પાસે ચાલતા શ્રાવકને પુછ્યું.

"દુર્ગપાલની આ ભાર્યા ઘણી શાસ્ત્ર—વિશારદ ગણાય છે નહીં ?"

"જી હા." જુવાન સાધુની સર્વજ્ઞતા પર મોહ પામી શ્રાવકે કહ્યું.

---

## પ્રકરણ ૨૧ મું

### અણજાણીની ભાળ

આંબડ, તેજપાલ, માધવ ને સોમેશ્વર કાકને વિદાય કરી બંદરેથી પાછા ફર્યા. આંબડને હવે કેંક હીંમત આવી. કાકનો તેને ધાક લાગતો હતો: એટલે એની હાજરીમાં તેને ચેન નહોતું પડ્યું. હવે તો જ્યાં સુધી જુનાગઢ પડે નહીં, ને કોઈ બીજો દંડનાયક કે દુર્ગપાલ આવે નહીં ત્યાં સુધી પોતે ભૃગુકચ્છનો સ્વતંત્ર માલીક હતો એટલે તેના આનંદનો પાર નહોતો. સોમેશ્વર કાકને ઘેર ગયો; અને બાકીના બધા ભટરાજ માધવને ત્યાં જમવા જવાના હતા, એટલે પોતાની પાલખીઓ તરફ ગયા. આમ્રભટની પાલખીની આસપાસ થોડાક ખુશામતીઆને થોડાક નવા દુર્ગપાલને નીરખવ ને ઉત્સુક બનેલા લોકો ભેગા મળ્યા હતા. એક સૈનિકે એ બધાને ધક્કા મારી દૂર ખસેડ્યા; અને આમ્રભટ પાલખીમાં બેઠો. પણ ઉંચકનારા પાલખી ઉપાડે તે પહેલાં આસપાસના ટોળાંને જોરથી વીખેરતો એક જાડો માણસ ધસી આવ્યો, ને આમ્રભટની પાસે આવી નીચો વળી વળી નમસ્કાર કરવા લાગ્યો.

આમ્રભટે નેરા બોબડાને ઓળખ્યો, ને કાકે આપેલી સાવચેતી યાદ આવી નેરા લહેકાથી બોલતો હતો. "મ–મ-મહારાજને ઘણી ખ–ખંમા! દ–દુર્ગપાલ મ–મહારાજ નો જ–જ જય। જ–બાપુ ને નમસ્કાર" તેનું જાડું ઘડ જેવું શરીર નીચું વળતાં હાથીનું બચ્ચું ખુશાલીમાં ઝુકતું હોય એવો કેંક ખ્યાલ આવતો હતો. આસપાસ ઉભેલા લોકો હસવા લાગ્યા.

આમ્રભટને તરત પેલી અણજાણી સુંદરી યાદ આવી. હમીર મરવા સુતો હતો, ને નારો એટલો બાહોશ નહોતો. નેરા વિના તેને બીજું કોણ શોધી કાઢશે?

આમ્રભટે કાકની સાવચેતીની પરવા કરી નહીં. તે નેરા સામું જોઈ હસ્યો. "કેમ નેરા!"

[વધુ માટે જુવો પૃષ્ઠ ૧૯૯ ]

ठ. आनंदजी कूंवरजी पांची तरफनी भेट.



મહાન્ વિજયી તુર્ક સેનાની
ગાઝી મુસ્તફા કમાલ પાશા.

# તંત્રીસ્થાનેથી

## મી. લોઇડ જ્યોર્જની કારકિર્દિનો અંત

ગઇ તા૦ ૧૯ મી ઓક્ટોબરની સાંજે, ઇંગ્લંડના વડા પ્રધાન મી૦ લોઇડ જ્યોર્જે પોતાનું રાજીનામું આપ્યાની ખબર બહાર પડતાં દુનીઆના ઘણા મોટા ભાગે છુટકારાનો નિશ્વાસ મુક્યો એમ કહેવામાં અતિશયોક્તિ નથી. અપ્રામાણિક અને કોઇ પણ જાતના નૈતિક બંધન વિનાના જે મિશ્ર રાજ્યશાસનના એ અગ્રેસર અને પ્રતિનિધિ હતા, અને જે રાજ્યશાસન છેલ્લાં વર્ષોમાં દુનીઆના જન સમૂહને તિરસ્કાર અને ધિક્કારને પાત્ર થઇ ગયું હતું, જર્મની સાથેના મહાવિગ્રહ અને તેમાં ઇંગ્લંડનો વિજય થવાથી ઉપસ્થિત થએલી વસ્તુસ્થિતિનો લાભ લઇ એમની રાજનીતિ ઉભી થએલી હતી, અને એ મહા વિગ્રહને અંગે દુનીઆમાં ઉપસ્થિત થએલા અનેક નાશને લગતા, પ્રજાને લગતા રાજ્ય અને સમાજના બંધારણને લગતા વિકટ પ્રશ્નોનો નીકાલ કરવા માટે તેની રાજનીતિની આવશ્યકતા છે—આ પ્રમાણથી તે ટકી રહી હતી. પરંતુ જેમ જેમ વખત જતો ગયો તેમ દેશ દેશની પ્રજાના સંભાવિત રાજનેતાઓને વધારે પ્રતીત થતું ગયું કે ઇંગ્લંડની રાજ્ય-ધુરાને દોરતું અધિકારી મંડળ અને જગતનો ઉદ્ધાર કરવાની મોટી બાંએધરી દેખાડતા તેના બાહોશ નેતા, પ્રધાન પક્ષે પોતાનું, ઉત્તર પક્ષે ઇંગ્લાંડનું, અને તે સર્વ સાથે શક્ય અને સંભવિત, એટલાજ પ્રમાણમાં જગતનું ભલું કરવા ફેરાયેલા હતા. અરસપરસ વિરોધી સિદ્ધાંતોવાળા આગેવાનોનું, સત્તા અને સ્વમાનના વધારા માટે બનેલું આ મંત્રી મંડળ, પોતાનું જીવન પુરું કરતાં, વારસારા, સાયપ્રસ, રશિયા, લોહીલુહાણ આયર્લંડ, અસંતુષ્ટ હીંદ, નડ ખેર ઇજીપ્ત અને લગભગ આખી દુનીઆને નાદાર મુકે છે.



'અર્વાચિન કાળના બીજા નેપોલીઅન' મી૦ લોઈડ જ્યૉર્જ

અને છતાં મી૦ લોઇડ જ્યોર્જનું આ મંત્રી-મંડળે લગભગ છ વર્ષ જેટલું લાંબુ આયુષ્ય ભોગવ્યું, અને દુનીઆના દેશદેશના રાજનીતિજ્ઞોને હંફાવ્યા, અને જગતનું લગભગ સાર્વભૌમત્વ ભોગવ્યું! આનું કારણ શું? ભવિષ્યમાં આ સમયનો ઇતિહાસ લખનારને આ વિચિત્ર વસ્તુસ્થિતિના ઘણાં કારણો જડી આવશે પરંતુ એટલું તો બેશક કબુલ કરવું પડશે કે આ વિપરીતતાનું મુખ્ય કારણ મી૦ લોઇડ જ્યોર્જ અને તેમનો



મી૦ લૉઇડ જ્યૉર્જ ૧૯૧૩ માં

પ્રચંડ વ્યક્તિપ્રભાવ, એજ છે. લગભગ દશ વર્ષ સુધી આ અપૂર્વ પુરુષે લગભગ આખા જગત્ ઉપર જે સામ્રાજ્ય ભોગવ્યું છે તે ઇતિહાસમાં સદાને માટે ચિરસ્મરણીય રહેશે. મી૦ લોઇડ જ્યોર્જ એ દૃષ્ટિએ આધુનિક કાલના બીજા નેપોલીઅન છે. એક વ્યક્તિ કુશળ કાર્યદક્ષ, શ્રમમય અને લોકરુચિ અનુસાર વર્તન રાખી, જગતમાં સત્તા, સમૃદ્ધિ અને કેટલીક વાર, સર્વોપરિત્વ કેમ મેળવી શકે છે, તેનો એઓ નમુનો છે. આ કાર્ય સંપૂર્ણ સફળતાથી કરવું કે સહેલું નથી. મી૦ લોઇડ જ્યોર્જ એ સંપૂર્ણ સાધી શક્યા. એજ તેમની, કોઇ ન સરસાઇ કરી શકે તેવી ચાલાકી કાર્યનિપુણતા અને ચારિત્ર્ય-સમર્થતા બતાવે છે. પરંતુ એજ ગુણ

પ્રશંસાને અંતે એટલી ઊણપ ઇતિહાસકારને મન સદા રહેશે કે આટલી બધી બુદ્ધિની તેજસ્વિતાની સાથે ઇશ્વરે અનુગ્રહ કરી, વધારે સતેજ અને સમર્થ નૈતિક ભાવના ન મુકી.

## મુસ્તફા કમાલ પાશા

ઇંગ્લાંડના મી૦ લોઇડ જ્યોર્જ અને તેના મંત્રિ–મંડળને સ્વધામની યાત્રાની છેલ્લી વિદાય આપનાર તુર્કોનો નામીચો સરદાર ગાઝી મુસ્તફા કમાલ પાશા નીવડ્યો એમાં ઘણાને ઉંડી અર્થમયતા રહેલી દેખાશે. હવે સુજ્ઞાત છે તેમ લગભગ ગ્લેડસ્ટનના સમયથી ઇંગ્લંડની રાજ્યનીતિ તુર્કી તરફ ઉઘાડી રીતે સહૃદયતાભરી અને અંદરખાનેથી વિરોધી હતી. આ રાજ્યનીતિને તુર્કીના નવીન નેતાએ તેનાંજ યંત્રો વડે ફંફોસી વશ કરી છે અને તેમ કરતાં તેના આધુનિક કાળના અગ્રગણ્ય આગેવાનોને તેની શ્રેષ્ઠ પદવીથી નીચે નાંખ્યો છે. આખા યુરોપના એકત્ર બળ સામે તુર્કીનું સ્તંબુલમાં પોતાને બળે સંસ્થાપિત થવું એ નાની સરખી વાત નથી. કમાલ પાશાની ફતેહ સાથે યુરોપમાં–જગતે જગતમાં, લગભગ સૈકા પછી મુસલમાન રાજ્યસત્તા સચેત અને જાગ્રત રીતે પુનઃ ઉદય પામે છે. અને એ નવ ઉદયમાં જે અનેક ગંભીર સત્વો સમાયલાં છે તેની કલ્પના કોણ કરી શકશે? એક નવી રાષ્ટ્રજનતા અને સંસ્કૃતિને સ્થાપન કરનાર તરીકે કમાલ પાશાને અભિનંદન આપતાં દરેક હીંદીવાનને આનંદ થયા વિના નહીં રહે.

## ગુજરાતી સાહિત્ય પરિષદ્

"ગુજરાતની" છઠી સાહિત્ય પરિષદ ૧૯૨૦ માં અમદાવાદમાં મળી હતી

તે સમયે એવો ઠરાવ પસાર કરવામાં આવ્યો હતો કે સાહિત્ય પરિષદ્‌ની સાતમી બેઠક ભાવનગરમાં કરવી. એ બનાવને આજે વર્ષો થઇ ગયાં. ત્યારે હવે માલુમ પડે છે કે ભાવનગરની સાહિત્ય સભાએ ૧૫-૧૦-૨૨ ને દિને આ સંબંધમાં સભા ભરીને, સને ૧૯૨૩ ના ઑક્ટોબરમાં પરિષદની સાતમી બેઠક ત્યાં ભરવાનો ઠરાવ કર્યો છે!

આપણી કાર્યનિપુણતા અને કર્તવ્ય-શક્તિનો આથી શો વધારે સારો દૃષ્ટાન્ત હોઇ શકે? જાહેર પ્રજામાં આપણા સાહિત્ય પ્રશ્નેના પ્રેમનું આથી વધારે અર્થસૂચક માપ શું હોઇ શકે?



બાપનું કરતા શ્રી૦ જ્યૉર્જનું પરિહાસચિત્ર
—'કેરીકેચર



શ્રી૦ જ્યૉર્જ પોતાના બાગમાં




## ગુજરાતની વર્તમાન રસકલા

લેખકઃ

રા. ભટ્ટ લાલભાઇ ઉમરવાડીઆ,

સભ્ય, સાહિત્ય સંસદ.

---

ગુજરાત, નવચેતન, હાજીસ્મારક ગ્રંથ, રંગભૂમિ, સમાલોચક, હીંદુસ્થાન દીપોત્સવી અંક, ગુજરાતીનો દીપોત્સવી અંક, પુરાતત્વ, યુગધર્મ, બાલજીવન.

**રસકલામાં** ચિત્રકલા અને સાહિત્યકલાનો સમાવેશ થાય છે. ગુજરાતની વર્તમાન—દીપોત્સવીની આસપાસ પ્રકટ થયેલાં માસિકો અને વાર્ષિકોની—રસકલા તરફ આપણે ઉડતી નજર કરીશું.

### (૧) ચિત્રકલા

સ્વ. હાજીમહમદના અવસાનથી ગુજરાતી ચિત્રકલાની ઉપાસક "વીસમી સદી" બંધ થયું ને ત્યારથી ચિત્રકલાના આશકોનાં મનોહર સ્વપ્નાં અર્ધગુંથ્યાં વણસી ગયાં. ઘણાંને લાગ્યું કે ચિત્રકારોનું પ્રારબ્ધ-પુસ્તક ત્યારથી બીડાયું; કે વિધાત્રીએ આપણી ચિત્રકલાના ભાગ્યલેખ અર્ધલખ્યા જ રહેવા દીધા હતા. પરંતુ સદીની રાખમાંથી પણ આપણી ચિત્રકલા સજીવન થતી જાય છે એ આનંદની વાત છે. સદી બંધ થયા પછી થોડાક વખતે અમે અમારો પ્રયાસ હાથ ધર્યો અને એ જ અરસામાં 'નવચેતન' શરૂ થયું. તે પછી રા. રાવળે હાજીસ્મારક ગ્રંથ બહાર પાડ્યો અને તેના થોડા મહીના પછી સમાલોચકમાં, હાજીમહમદની મૃત્યુ-નોંધ લખનાર, અને અનેક ચમકારાભર્યાં શબ્દચિત્રોથી અને "નવી તરેહ"ના નાટકોથી જાણીતા થયેલા રા. નૃસિંહ વિભાકરે સદીને ટક્કર મારે એવું કલામંદિર રચવાનું જાહેર કર્યું. ક્રમવાર આ પ્રયાસની આપણે નોંધ લેશું.

ગુજરાતી ચિત્રકલા એટલે એકલા ચિત્રકારો નહીં પણ તેમની કલા પાછળ રહેલું પત્રના ચાલકનું મેરૂકળ. શું 'સદી,' શું 'ગુજરાત' કે શું 'રંગભૂમિ,' એકમાં સ્વતંત્ર સુંદર કૃતિઓ તો જુજ જ પ્રકટ થઇ છે. આપણા ચિત્રકારો આકૃતિઓ દોરી શકે છે, લીટીઓ વડે કાગળ કે કેનવાસની જગાની સીમાઓ બાંધી શકે છે એટલું જ. ચિત્રોમા રહેલાં જે તત્વો ઉચ્ચ વાતાવરણ ઉત્પન્ન કરે છે, જે તત્વો ઉચ્ચ આદર્શો ખડા કરે છે, જે તત્વો પ્રેરણા પાય છે, જે તત્વો ભાવના કેળવી શકે છે અને જે તત્વો જેનારને અપૂર્વ આનંદ આપી શકે છે તેની ગુજરાતી ચિત્રોમાં ઉણપ છે એમ સખેદ સ્વીકારવું પડે છે. ચિત્રકારોની કલ્પનાશક્તિ એટલી ઉત્તેજિત નથી તે કારણથી કે ગુજરાતી પ્રજાના જીવનમાં ચમકારા નથી તે કે કોઇ બીજા કારણથી ગુજરાતી ચિત્રકલાનો હજી આરંભ જ નથી થયો એમ અમારે કહેવું જોઇએ. ચિત્રકળા એટલે પ્રજાના જીવનનુ દર્શન, પ્રજાની આશાના પડધા, ચિત્રકારની ભાવના અને ચિત્રકારના આદર્શોના ઉછાળા. ચિત્રકળા એટલે ચિત્રકારના અને તેની પ્રજાના આત્માનુ દૃશ્યમાન સંગીત. કાવ્ય એટલે શબ્દોના ખાલી ઢગલા નહીં પણ તેથી કૈંક વધારે. ચિત્રો એટલે વાંકીચુકી લીટીઓની ખાલી આકૃતિ નહીં પણ તેથી કૈંક વધારે. કાવ્યકલા અને ચિત્રકલા ઉભયમા તેના સર્જનહારના આત્માનો ધ્વનિ ગુંજતો હોય, તેના મનોપ્રદેશ કે ભાવનાપ્રદેશનુ વાતાવરણ રચાયુ હોય, તેના તે વખતના આન્તર જીવનના ભાવો ચીતરાયા હોય. જેમ કવિ તેના સુખકાળમાં જગતને optimistic સંદેશ કહે છે, તેના દુઃખી અવસરે મનુષ્યને દયા અને માનવતા શીખાડે છે તેમ ચિત્રકારને પણ કૈં કૈં સંદેશા કહેવાના હોય છે. ગુજરાતી ચિત્રકલામા આ બધાની ઉણપ છે એટલું જ નહીં પણ કોઇવાર તો anatomy ના સાદા નિયમો પણ જળવાતા નથી અને પરિણામે કોઇવાર માથાના પ્રમાણમાં શરીર નાનુ હોય, તો કોઇવાર આઠ વર્ષની કન્યાની આખ, પચીસવર્ષની સુંદરીનું મો, અને ચાલીસ વર્ષની સ્ત્રીના પગ ભેગા કરી એક આકૃતિ ઉભી કરવામાં આવે છે. કેટલાક વિખ્યાત વિદેશી ચિત્રકારોએ પસંદ કરેલા કેટલાક પ્રસંગો mythological છે. હીંદ–ગુજરાતનો mythology, traditions, કે પુરાણોનો વારસો યુરોપ કરતાં ઉતરતો કે ઓછો ગૌરવભર્યો નથી. સંસ્કૃત સાહિત્યમાં, આપણી દેવ અને દંતકથાઓમાં, ચિત્રને અનુકુળ એવા અનેક અતિ રમ્ય પ્રસંગો છે અને છતા એક રવિવર્મા કે ધુરંધરના સંતોષકારક અપવાદ શીવાય એ દિશામાં આપણા ચિત્રકારોની કલ્પના વળી હોય એમ જણાતુ નથી ગુજરાતમા વોટ્સ, ટર્નર કે રૈનોલ્ડસ પણ હોત તો ક્યારનાં અનેક કલા-મંદિરો રચાયાં હોત. અને આપણા કલાકારો-ની દૃષ્ટિ ઐતિહાસિક, અદ્‌ભુતરસિક ગૂઢ તત્વરાગી કે દિવ્ય વસ્તુ તરફ પણ વળી હોય એમ જણાતુ નથી. ૩૨,૦૦૦ પાઉંડ ખરીદાયલા નેપોલીઅનની સ્વારીવાળા ચિત્રનો ચિત્રાયક Jean Meissonier ગુજરાતમા જન્મ્યો હોત તો આજે પાડવ કૌરવ કે રામ–રાવણના યુદ્ધથી માંડી શિવાજી કે ક્લાઇવના યુદ્ધોના ભવ્ય ચિત્રો આપણે ત્યા જનમ્યાં હોત. રોઝેટ્ટીની સ્ટેલા ચીતરનાર સર જોન મિલે ગુજરાતી હોત તો કાળીદાસની શકુંતલા કે ભવભૂતિની સીતાથી માડી ગોવર્ધનરામની કુમુદ–કુસુમ, કલાપીની શોભના, નાનાલાલની જયા કે મુનશીની

મંજરી, અસમ કે વિલાસ, ગુજરાની ચિત્રપટે દોરાયાં હોત. ગુજરાતી ચિત્રકારની કલ્પના માટે અખુટ ભંડાર પડ્યો છે. પુરાણોના ભવ્ય પ્રસંગો, હીંદનાં અમોલાં સ્ત્રીપુરુષો, મુગલ જનાનાની, બેનઝીર નાઝનીનો, ગુજરાતી સૌમ્ય ગુણીયલો, કાશ્મીરનું નંદનવન, દાર્જિલીંગનું સવાર, વેદોની ઉષા કે આગ્રાનો તાજમહેલ, પાણીપતનાં ભયાનક યુદ્ધો; કવિકલ્પનાના રમ્ય પ્રસંગો; જૌહર-વંતી ક્ષત્રિયાણી, રણે જતો રાજવીર, સંતોષી ગૃહવધૂ, આનંદી ગોવાળણ...હીંદના પર્વે પર્વે એવી અનેક રસકલાઓ જન્મી, ઉગી અને આથમી છે.

આ સ્થળે આપણી ગુજરાતી કલાને દ્રોપપાત દેવતાં પહેલાં એક વાત નોંધવી ઘટે છે. ચિત્રકારોની કલ્પના અત્યારની એકજ દિશામાં વળી તેનું મુખ્ય કારણ, તેમનો સહાયક અને પ્રેરક સ્વ. હાજીમહમદજ છે. 'સદી' દ્વારા તેણે એકજ કલા પ્રેરી અને પોષી અને તે,– ઉન્મત્ત હૃદયના મસ્ત આશકને પ્રસન્ન કરે એવી; અને ગુજરાતના ચિત્રકારોની બાલકલાને એજ જાતની તાલીમ મળી અને એજ સંસ્કારમાં તે વૃદ્ધિ પામી. આજ કારણથી ગુજરાની ચિત્રકલામાં ભવ્ય વિષયોનો અભાવ છે અને સંસ્કારી વાતાવરણ સર્જવા તે અસમર્થ છે. ગુજરાતી ચિત્રકલાની આ સ્થિતિ છે. તેથી ગુજરાતમાં સાચી ચિત્રકલા હજી જન્મી નથી એમ કહીએ તો અમે કોઈને અન્યાય કરતા નથી એમ અમે માનીએ છીએ. હાલનાં કેટલાક ચિત્રકારોમાં સાચા કલાભક્તોનાં તત્વો છે પણ તેને પોષવા અને ઉછેરવા ચિત્રકારે પુરતી મહેનત નથી ઉઠાવી અને કલાપ્રેમીઓ તરફથી તેને પુરતું ઉત્તેજન નથી મળ્યું. આ બીનાને લીધે હાજીમહમદને પરદેશી ચિત્રકલાના નમુના-નો છુટે હાથે ઉપયોગ કરવો પડતો; એજ કારણથી અમારે પણ વિદેશી બદનને દેશી વસ્ત્રાભિધાન પહેરાવવાની પ્રથા ચાલુ રાખવી પડે છે અને "કલાઃ વિના રહેવા કરતાં પરદેશી કૃતિઓ ઉપરથી માયાવી કળા ઉત્પન્ન કરવી એ સલાહયોગ્ય છે" એ સુત્ર સખેદ સ્વીકારવાનું અમને પ્રાપ્ત થાય છે.

"ચિત્રકારોને પુરતું ઉત્તેજન નથી મળતું તેથી આપણી ચિત્રકલા અધુરી અને લુખ્ખી લાગે છે" એમ એકવાર એક ચિત્રકારે કહ્યું હતું. આજ આપણી ચિત્રકલાના વિધાતાઓનાં શક્તિ ને ઉત્સાહનું માપ કાઢી આપે છે. કલાનો સાચો રસીયો જેના દીલની આગ કળા સર્જવા માટે પ્રજ્વળતી હોય, જેના રુંવે રુંવે કલા માટે પ્રાણ ન્યોછાવર કરવાની ભાવના હોય તેણે અર્થલાભ માટે બેસી રહેવું જોઈએ નહીં. તેની ઉંચાઈ 'દીપતી કલ્પના આર્થિક દુઃખનાં વાદળો છેદી શકે નહીં તો તેની કલાચેતનામાં એટલી ન્યૂનતા છે એમ સ્વીકારવું પડે......ગુજરાતી ચિત્રકલાની આ દશા છે......

## ગુજરાત

પોતાના બંધા ટીકાકારોમા સૌથી અગત્યનો ટીકાકાર તો માણસ પોતેજ થઈ શકે કારણ કે તેના વાગે તેને પોતાને જેટલી માહીતી છે તેટલી દૂરથી જોનારા બીજાને નથી હોતી. તે પોતેજ નિષ્પક્ષપાત રીતે પોતાનું નિરીક્ષણ કરે તો વધારે લાભ થાય એ સહજ છે આ માન્યતાને અનુસરી અમારા પોતાનો પ્રયાસ પર નજર કરવાની અમે આ તક લઈએ છીએ.

આગળ કહેલી વીગત ઉપરથી એક વાત સમજાય એવી છે કે 'સદી'નાં ચિત્રો દોરનાર પીંછીની પાછળ હાજીમહમદના રસતરસ્યાં દીલની ગીનગારી હતી. "ગુજરાત"ના

અંકો જોતાં જોનાર ખોલી ઉઠે છે. "આ સદી ન હોય" એ વાત અમે કબુલીએ છીએ. 'ગુજરાત' સદીનું અનુકરણ બની રહે એ પણ કોઇ ઇચ્છતું નથી. 'ગુજરાત'-માં દીલ બહેલાવે એવાં ચિત્રો નજરે નહીં પડે; પથારી પર પડ્યા પડ્યા એકાદ ચિત્રને જાણે જીવનમાં ઉતારી લેતા હોય તેમ નીરખી રહીએ એવાં ચિત્રો પણ તેમાં નહીં જડે; પ્રાણને ઘેન ચઢે ને જગત્ ભુલી જઇએ એવાં ચિત્રો પણ ગુજરાતમાં નથી. 'ગુજરાત' રસના આશકનું—ઇશ્વર કે શયતાન—ગમે તેના હાથમાંથી, ગમે ત્યાંથી, ગમે તે પ્રકારે રસપ્યાલી ઝુંટવી લેવા તૈયાર હોય એવા રસના આશકનું—પ્રીતિપાત્ર થઇ નહીં શકે. સદીનાં ચિત્રો જોનારને એકાદ રંગ-બાગ સાંભરશે, તેમ 'ગુજરાત'ના ચિત્રો જોઇ નહીં થાય. હાજીમહમદની એ મસ્તકલાને આપણે સંસ્કારી કલા સાથે મેળવી શકીએ, આનંદ અને મઝાની વૃત્તિ પોષનાર કલાને આપણે ઉચ્ચ આદર્શો અને ભાવનાઓને પ્રેરનાર કલા જોડે મિશ્રિત કરી શકીએ તો સાચી સ્વતંત્ર ચિત્રકલા જન્મતા વાર નહીં લાગે એમ અમે માનીએ છીએ એ સાધ્ય-માં અનેક વિઘ્નો છે. ભાવનાશીલ ને સંસ્કારી ચિત્રકારોનો અભાવ છે. ઉપરાંત અમારો આરંભપ્રવાસ પણ અધુરો છે અને દોષમુક્ત નથી; ચિત્રવિભાગમાં કેટલીક અક્ષમ્ય ભુલો થઇ છે અને થાય છે; છતાં એ ત્રુટી-ઓનો દૂર કરવાની અમને ઉમેદ છે અને તેમાં સૌ કલાભક્તોની અમે મદદ ઇચ્છીએ છીએ.

### હાજી સ્મારક ગ્રંથ

'ગુજરાત' બહાર પડ્યું તે અરસામાં રા. રાવળના મુખીપણા નીચે "ગુજરાતી રસ-મંદિરના દીલોજાન પુજારી' હાજીમહમદની સ્મરણમાળા રચવાનો પ્રયાસ આરંભ્યો અને પરિણામે 'હાજી સ્મારક ગ્રંથ' પ્રકટ થયો. રા. રાવલની સાહસિક પ્રવૃત્તિના પાનેપાને સ્વ. હાજી તરફના તેમના માન અને પ્રીતિ જણાય છે, પણ કલાદૃષ્ટિએ હાજીના કે "તેના પ્યારામાં પ્યારા છોડ" 'સદી'ના સ્મારક-રૂપ તે નથી જ એમ સખેદ સ્વીકારવું પડે છે. એકાદ ચિત્રના અપવાદ વિના એમાં એકે એવું ચિત્ર નથી જે ઉચ્ચ કલાના નામનું અધિકારી હોય, કે નથી તેમાં લાલિત્ય, કુમાશ કે સૌંદર્ય

'ગુજરાતી' વાતાવરણ ઉત્પન્ન કરવામાં રા. રાવલનો કોઇ હરીફ હજી નથી થયો એ જાણીતી વાત છે. અને ગુજરાતમાં કલા ગૌરવ વધે એવો એમનો ઉદ્દેશ છે એમ અમે માનીએ છીએ પણ એમની કલા સંપૂર્ણ નથી એમ તો અમારે કહેવું પડે છે. આપણે એમની કલા ઉપર નજર કરીશું.

એક ટીકાકાર લખે છે કે The highest form of the painter's art is *conceded to be the delineation of the* human figure અમે જરા આગળ વધીને કહેશું કે સર્જનહાર ને ચિત્રકારની કલાની કસોટી સુંદરી સર્જવામાં થાય છે. તે અનુસાર રા. રાવલના સ્ત્રીના ચિત્રોમાં તેમની કલાના ગુણદોષો આવી જાય છે. તે ગુજરાતના ભક્ત છે અને તેથી સ્ત્રીપાત્રોમાં ગુજરાતણ તેમની માનીતી છે. તેમની કલામાં વિવિધતા ઓછી છે અને તેથી તેમની એકની એક ગુજરાતણ જુદા જુદા સાલ્લાઓ પહેરી દેખા દે છે. તેમનામાં life wave આવ્યું છે અને તેથી તેમની ગુજરાતણ કેટલીકવાર જુની ઢબની, ચેતન અને જીવન વિનાની અને જીકરી તરફ કડવા મોઢે જોતી હોય એવી જણાય છે. તેમની કલામાં કુમાશ, માર્દવ ને મીઠાસ નથી તેથી તેમની ગુજરાતણમાં

કઠોરતા,' કઠણુતા વધારે છે; ને સંસ્કાર અને સુકુમારતા ઓછી છે અને તેથીજ કોઈવાર તે સાલ્લો પાનીથી ઘણો ઉંચો પહેરે છે. એક ચિત્રનું વર્ણન કરતાં રસ્કીને કહ્યું હતું કે "તેના વસ્ત્રના folds માં પણ grace અને divinity છે" આપણા ચિત્રકારોની સ્ત્રીઓનાં વસ્ત્રો એવાં નથી હોતાં અને છતાં ગુજરાતી સ્ત્રીઓનાં વસ્ત્રો તો એવાં માપાભર્યાં હોય છે...!

રા. રાવળની કળામાં બીજા પણ દોષો છે. વસ્તુના ભાવો આપણા બધા ચિત્રકારોનાં ચિત્રોમાં ક્વચિતજ દેખા દે છે. દાખલા રીકે "રાજાધિરાજ"માં કાક મુંજસેન પાસે આવે એ પ્રસંગ એટલો પ્રભાવશાળી છે કે બ્રીટીશ રાજ્યમાં રહી હારી થાકેલા ગુજરાતીને પણ માનચતુર ડોસા પેઠે કમર કસવાનું મન થઇ આવે. પરંતુ આ પ્રસંગ માટે રા. રાવળે દોરેલું ચિત્ર ("ગુજરાત" જ્યેષ્ઠ અંક પૃ. ૧૯૦) એટલું અલ્પસત્ત્વ છે કે તે જોઇને ફરીવાર વાચક પોતાના વીર્યહીણા જીવનમાં ગુંથાઇ જાય. ચિત્રમાં કાકના મોં પર પ્રભાવ નથી; મુંજસેનના મોં પર તેજ નથી; રેવાપાલના મોં પર મર્દાઇ નથી. રા. રાવળ જેવા ચિત્રકાર પાસેથી આવા પ્રસંગ માટે તો કૈંક વધારે કલાવાન કૃતિઓની ગુજરાત આશા રાખી શકે.

'હાજી સ્મારક ગ્રંથ' રા. રાવળની રીતિશાળીઓની કલાનું પરિણામ છે અને તેથી એમની રીતિશાળા (School)ના ગુણદોષો એમાં દેખા દે છે. અમને તો લાગે છે કે 'પ્રેમલહરી" માં * પ્રકટ થયલાં એકાદ બે ચિત્રો કરતાં પણ આ આખો ગ્રંથ કલાદૃષ્ટિએ ઉતરતો છે.

* વીસમીસદી ઓકટોબર ૧૯૧૯ પૃ. ૧૪-૧૫.

## રંગભૂમિ

આ પછી 'રંગભૂમિ'નો જન્મસંદેશ જાહેર થયો—આમ એક પછી એક ગુજરાતમાં કલાની ઉર્મિઓ પ્રકટતી જોઇ અનેક કોડભર્યા લેખકોએ ગુજરાતી રસકલાની ભાગ્યરેખાઓ ઓજસ્વી રંગો વડે દોરવા માંડી. ...અંતે સૌમ્ય કુમુદસુંદરી સાથે આવતી, તડાકા ભડાકા કરતી અલકકિશોરી પેઠે, નૂતન વર્ષની મંદ મંદ હસતી ઉષા સાથે "રંગભૂમિ" એ દેખા દીધી અને તેજ અરસામાં અલકની સાહેલીઓ જેમ 'હીંદુસ્થાન'નો દીપોત્સવી અંક અને થોડાક વખત પછી 'નવચેતન'નો દીપોત્સવી અંક પ્રકટ થયા.

'રંગભૂમિ' સંબંધે અમારે કૈંક વિસ્તારથી કહેવાની ફરજ પડે છે. 'રંગભૂમિ' જોતાં રા. વિજાકરે સ્વ. હાજીની અવસાનનોંધમાં લખેલા શબ્દો યાદ આવે છે,

જેમ સદીનો ગુજરાત પર ઉપકાર અથાગ છે તેમ સદી અજાણતાં ગુજરાતનું ગુનેહગાર પણ બન્યું છે. સદીએ ગુર્જર સાહિત્યની સુંદર કૃતિઓને જેમ ચિત્રોથી ઓર સુંદર કરી બતાવી તેમ એજ ચિત્રોના કઠોરાથી કેટલાક કચરાની પણ ખોટી કીંમત અંકાવી.

અમે માનીએ છીએ કે જે, લેખક આ પરીક્ષણશક્તિ ધરાવે છે તેનો 'રંગભૂમિ' ની ચિત્રકલામાં હાથ નથી અને તો આપણુંને પ્રશ્ન થાય છે કે 'રંગભૂમિ' શું 'સદીને પગલે ચાલવાની ઉમેદ રાખે છે? અમને લાગે છે કે 'રંગભૂમિ' જો આ જાતની કલા પ્રેરશે કે પોષશે તો કૈં પણ ઉપકાર કર્યો વિના તે ગુજરાતનું, કલાનું સૌંદર્યનું ભારે ગુનેહગાર બની રહેશે. 'સદી'માં ચિત્રોના ટીકા હતા કાકડીમાક હતો પણ 'રંગભૂમિ' માં તો

[વધુ માટે જુઓ પૃષ્ઠ ૨૦૭]

## સ્વમવધૂ

[ અનુસંધાન પૃષ્ઠ ૧૫૪ થી ]

જગતથી મને સદા માટે વાંખુટો કરી નાખ્યો હતો. મારે હાથેજ મારા ગતજીવનની કબર પર મેં જ પથ્થર મુકી દીધો હતો. મારા કેદખાનાનું દ્વાર મેં હાથેજ મેં બંધ કર્યું હતું.

હું બારી પાસે ગયો. શેરી પાસેના ચોગાનમાં અસંખ્ય સ્ત્રીપુરુષો આનંદ કરતા હતા — + + ચોગમના જગતમાં જીવન, હલન ચલન અને આનંદ ઉભરાતા હતા. મારાથી એ બધું વધુ વાર જોવાયું નહીં. મેં બારી બંધ કરી દીધી ને હું પથારીમાં પડ્યો. મારા શરીરમાં અસહ્ય કંપો અને ધિક્કારની લાગણીઓ એટલા વેગથી પ્રસરતી હતી કે જગતી પણ મેં મારી આંગળીઓ અને રજાઈને મેં ચુંથી નાખ્યાં.

કોણ જાણે કેટલી વાર હું આમ પડ્યો રહ્યો—છેવટે કોપના એક આવેશમાં મેં પડખું ફેરવ્યું ત્યારે પેલા પાદરી મિત્રને મારી ચિકિત્સા કરતાં મેં જોયો. શરમથી મેં મારું મોં હાથ વડે ઢાંકી દીધું.

"રેનાલ્ડ, દોસ્ત" તેણે કહ્યું "તને કે વિચિત્ર અનુભવ થયો છે શયતાન તને મેળવવા તડપી રહ્યો છે, પણ તેની સામે થા ને તું જીતીશ—ઇશ્વરની સ્તુતિથી, ઉપવાસથી, અધ્યયનથી તે જતો રહેશે"

તેણે મને કહ્યું કે— તે પાદરી મરણ પામ્યો હતો ને અમારા ધર્મગુરુએ મને તેની જગા આપી હતી, અને મારે મારી નવી પદવી લેવા બીજેજ સવારે જવાનું હતું. મેં હા કરી અને તે જતો રહ્યો.

બીજી સવારે તે આવ્યો × × અમે શેરીઓ વટાવતા હતા ત્યારે મેં દરેક બારીએ ને દરેક ઝરુખે ક્લેરીમોન્ડીને શોધી પણ ક્યાંઈ તે મળશેજ નહતું ને શહેર તો નિદ્રામુક્ત થયું ન હતું. છેવટે અમે શહેરના દરવાજા બહાર ગયા ત્યારે જે શહેર ક્લેરીમોન્ડીનું વતન હતું તે તરફ મેં એક છેલ્લી નજર ફેરી—બધાં મકાનો ધુમ્મસમાં ઢંકાયા હતા કોણ જાણે કેમ તે બધાથી જુદું હોય તેમ એકજ મકાન ધુમ્મસને ભેદી બહાર પડતું હોય તેમ મને જણાયું મેં મારા મિત્રને તે વિષે પુછ્યું. તેણે કહ્યું.

"ઓ ! એ તો પ્રીન્સ કોન્સીનીએ ગણિકા ક્લેરીમોન્ડીને નજર કરેલો રાજભવન છે—ત્યાં તો ભયંકર બનાવો બને છે."

તેજ ક્ષણે.—ખરેખર હું મારી કલ્પનામાંજ તે નો કોણ જાણે—પણ તેજ ક્ષણે એક શ્વેતરંગી સુકોમળ આકૃતિને અગાશીમાં આવી અમારા તરફ નજર ફેકી, જતી રહેતી મેં જોઇ હતી. એજ તે... . તે ક્લેરીમોન્ડી હતી

આહા! તેને ખબર હશે કે તે ઘરેડ ઉપરથી આતુર અને અસ્વસ્થ મનથી હું તેના ભુવનને જોઇ રહ્યો હતો ? કેક અકળ જાદુથી તે ભવન મારી નજીક જણાયું—જાણે તેમાં જઇ તેના માલેક થવા મને નોતરતું હોય તેમ ..એટલામાં મારા મિત્રે ઘોડાને એડી મારીને જરા વારમાં વળાંકને લીધે તે શહેરને મેં છોડ્યું—તે શહેર જ્યાં હું ફરી કોઇ વાર જવાનો ન હોતો.

ત્રણ દિવસની મુસાફરીના અંત અમે અમારા ઠેકાણે આવી પહોંચ્યા. તે પછી મારો મિત્ર પાછો ગયો

હું એકલો પડ્યો; મને કોઇના આશ્વાસનની પણ હુંફ ન હતી. તેથી ફરીવાર મને ક્લેરીમોન્ડીના વિચારો આવવા શરુ થયા અને અનેક પ્રયત્નો છતાં પણ તે દૂર થતા નહીં...

એક સાંજે, મારા દેવળના બગીચામાં હું ફરતો હતો ત્યારે મને લાગ્યું કે પાંદડાંઓની વચ્ચે કોઇ સ્ત્રીની આકૃતિ હતી, તેની આંખો સમુદ્ર જેવી નીલી હતી પણ તે બધું તો કલ્પનામયજ હતું. હું પેલી પાસ ગયો ત્યારે ત્યાં કોઇજ ન હતું; માત્ર રેતીમાં બાલકના પગ જેવી કોઇની નાની પગલીઓ હતી. વાડીની ચોપાસ મોટો કોટ હતો. એ પગલીઓ કોની હતી તે શોધ કરી છતાં મને અત્યાર સુધી કૈં સમજાયું નથી.

આમ એક વર્ષ પુરું થયું. પાદરીને યોગ્ય હું બધું વર્તન કર્યે જતો પણ મારી અંદર બધું વેરાન હતું; મારી ઉર્મિઓના ફુવારા શમી ગયા હતા. પાદરી જીવનનો કર્મસંતોપ પણ મેં માપ્યો નથી; મારું હૃદય બીજે ક્યાંક હતું. ઇચ્છાવિરુદ્ધ માણસ કોઇ કવિત બોલ્યા કરે તેમ ક્લેરીમોન્ડીનું નામ મારા હોઠ પર વસી રહેતું. દોસ્ત ! તું વિચાર કર—એક સ્ત્રીને જોવા બદલ વર્ષો સુધી મારી જીંદગીમાં મેં ભૂત દીઠાં છે અને સદા માટે મારું જીવન દુઃખી થઇ ગયું છે.. પણ મારી નવી જીંદગીની વાત કહું:—

એક રાતે અચાનક મારાં કમાડ જોરબંધ ખખડ્યાં. બારબારા—મારી નોકરડીએ કમાડ ઉઘાડ્યાં ને તે બાપડી તો એક વૈભવ-સજ્જ યોદ્ધાને જોઇ બીહી ગઇ. પણ તેને પેલાએ ધીરજ આપીને કહ્યું કે એને મારું કામ હતું. બારબારા તેને ઉપર તેડી આવી. તેણે કહ્યું કે તેની શેઠાણી, કોઇ ઉચ્ચ સ્ત્રી, મરણની અણી પર છે ને, કોઇ ધર્મગુરુને બોલાવા ચાહે છે. હું તૈયાર થયો. બહાર જેની હાંફ ધોળી વરાળ રૂપે બહાર આવતી હતી એવા રાત જેવા કાળા બે ઘોડાઓ ઉભા હતા. અમે વાયુની ગતિથી ઉપડ્યા. રસ્તાનો લક્ષ કરતા હોઇએ તેટલી ઝડપથી અમે આગળ વધતા હતા. પરાજય પામેલા લશ્કર પેઠે અંધારામાં ઝાડો નાસતાં હતાં. અમે એક જંગલ વટાવ્યું. તે એટલું ભયાનક અને શીતમય હતું કે મારી આંખોમાં વહેમની બીક પેઠી. અમારા ઘોડાની ખરીઓમાંથી ચીનગારા ઝરતા અને થોડે સુધી સળગતા પડી રહેતા હતા...આથી અશ્વાર પર સ્વાર થઇ પસાર થનાર બે પ્રેત જેવા અમે જણાતા. × × છેવટે અમે આવી પહોંચ્યા—

તે ગઢમાં બધું અસ્વસ્થ હતું; નોકરો મસાલ લઇ આમતેમ દોડાદોડ કરતા હતા; ઉપર દાદર પર બત્તી જણાતી ને અદશ્ય થતી. કોઇક રાજગઢ કે કલ્પનામહેલ જેવું તે સ્થળ લાગતું હતું—પેલી સુવર્ણની ડબી આપી જનાર સીધી ગુલામે મારા ઘોડાની લગામ પકડી ને હું નીચે ઉતર્યો—મેં તે સીધીને ઓળખ્યો, એવામાં એક અમલદાર જેવો મારી પાસે આવ્યો. તેની આંખમાં આંસુ હતાં.

"બહુજ મોડું, બહુજ મોડું થયું, પાદરી સાહેબ; પણ તમે તેના આત્માને ખપમાં ન આવ્યા તો તેના કમનસીબ શરીરની હવે રક્ષા કરો."

તે મને ત્યાં તેડી ગયો જ્યાં તેની મૃત દેહને સુવાડી હતી—તે ક્લેરીમોન્ડી હશે એમ ધારી હું પણ તેના જેટલુંજ દયાર્દ્ર રડ્યો...તે ઓરડામાં એક ધુરી જ્યોત બળતી હતી ને તેમાંથી અસ્થિર તેજ પડતું. પાસે ટેબલ ઉપર ફુલપાત્રમાં એક કરમાએલું પીળું ગુલાબ હતું. તેની એકજ પાંખડી રહી હતી; બીજી બધી સુગંધી આંસુઓ પેઠે ફુલપાત્ર

પમે આવી પડી હતી...ગ્રેગમ બધીજ વસ્તુઓ સુચવતી હતી કે જરૂર મૃત્યુ ને ભવ્ય મહાલયમાં આમંત્રણ કે કહેણ વિના આણી પહોંચ્યું હતુ. તેની પથારી પર નજર કરવાની મને હીમત ન થઇ. નીચા વળી મેં ઇશ્વરની સ્તુતિ કરવા માંડી ને ઇશ્વરનો ઉપકાર માન્યો કે તેણે આ સ્ત્રી અને મારી વચ્ચે કબર રચી દીધી હવે મારા હૃદયમા તેનુ નામ કૈં અપવિત્ર નહીં સુચવે.

—પણ ધીરે ધીરે આ ઉત્સાહ મંદ પડ્યો ને મારા મગજમા સ્વપ્નનો પવન ફુરફુર્યો મને લાગ્યુ કે તે ખડમા મૃત્યુનું કૈંજ નહતુ. મૃત શરીરોની મે અનેકવાર રક્ષા કરી હતી પણ તેવા અનુભવને બદલે અત્તરની ખુશ્બો, સ્ત્રી અને પ્રેમની સુગધ મેં અનુભવી–પેલી પીળી દીપક જ્યોત મૃત શરીર પાસે બળતા દીપકને બદલે આનદની પ્રભાત જેવી મને જણાઇ. આહ! મે વિચાર્યું, જે ક્ષણે ક્લેરીમોન્ડી સદાભર મારાથી વિખુટી થઇ એમ મે અનુભવ્યુ તેજ ક્ષણે કટલી મહેનતે હુ અહીં આવ્યો! મારા હૃદયમાથી એક નિઃશ્વાસ નીકળી પડ્યો. મને લાગ્યુ કે મારી પાછળ કોઇનો એવોજ નિશ્વાસ મને સભળાયો અનાયાસે મે પાછુ જોયુ–ના, એ તો માત્ર પડઘોજ હતો. પણ મારી આખો પાછી આવતા ક્લેરીમોન્ડીની પથા !,–જે તરફથી મહામહેનતે મે આખો ખાળી રાખી હતી તે પર મારી નજર પડી. તેના શરીર પર એક ઝીણુ વસ્ત્ર હતુ તેમાથી તેનુ સુદર શરીરલાવણ્ય બહાર પ્રગટી આવતુ. આહ! હસની ડોક જેવા તે સુદર અને કોમળ શરીરને મૃત્યુએ પણ કઠણ નહોતુ કર્યું કોઇ રાજરાણીના કબર માટે ચતુર શિલ્પીએ મગેમરમરનુ પુતળુ બનાવ્યુ હોય તેવા તે સુદર હતી; તાજા હિમ તીન્ય ઢકા થવી નિદ્રાવશ મા મનદેવતા જેટલી તે સુદર હતી

મારાથી વધુવાર તે સહન ન થયુ—સ્નેહ મડપની હવાએ, કરમાયલા ગુલાબની સુગધે મને મદમસ્ત કરી દીધો મે ઓરડામા આમ તેમ ફરવા માંડ્યુ ને જરા જરા વારે પેલા વસ્ત્ર નીચેથી પ્રગટ થતા સુદર શરીર લાવણ્યને હુ જોઇ રહેતો.

મારા મગજમા વિચિત્ર વિચારો આવ્યા, ઘડીભર મને એમ પણ લાગ્યુ કે ખરેખાત તે મૃત્યુવશ થઇજ નથી—માત્ર મને તે ગઢમાં બોલાવી તેનો મંથા પ્યાર મને કહી દેવાની એ યુક્તિ હોય એકવાર મને લાગ્યુ કે તેના પગ ખરેખાત સહેજ કપ્યો હતો

પણ આ ક્લેરીમોન્ડીજ હશે? મે તરત મનને પુછ્યુ એની શી ખાત્રી? પેલો સેવક? હા પણ તે તો કોઇ બીજી નોકરીમા પણ આવ્યો હોય ખરેખત આ તો વિલક્ષણ એક યોગ્યતા છે

પણ મારા હૃદયના ધબકારા કહેતા હતા તેજ છે–તે તેજ છે

હુ તે પથારી પાસે ગયો, ને આમ મને મુઝવનાર શરીરને ધ્યાનથી જોઇ રહ્યો હુ શુ કહી દઉં? તે પરિપૂર્ણ લાવણ્ય મૃત્યુના પડછાયામા હતુ, ને તેથી પવિત્ર હતુ તો પણ તેથી હુ વિહ્વળ થયો હતો. મને તો લાગતુ કે આ તેની અજાગ શાંતી એક જીવત સ્ત્રીની નિદ્રાજ છે. મૃત શરીર પાસે રક્ષા કરવા હું આવ્યો હતો એ હું વિસરી ગયો, ઘડીભર મને થયુ કે અર્ધ આચ્છાદિત તે નવ વધુના મડપમા આવેલો હુ તેનો યુવાન્ વિવાહિત છુ.

હુ શોકતપ્ત ને દર્પોન્મત્ત હતો. વાસના અને ભયથી કપતા કપતા મારી

સ્વમવધૂના શરીર ઉપર હું વાંકો વળ્યો ને ધીરેથી તેના કફનનો એક છેડો જાણે જાગી ઉઠે એવા ભયથી, હોય તેમ શ્વાસ રુંધી ધીરેથી મેં ઉપાડ્યો. મારા લમણામાં મારું લોહી એટલા વેગથી ઉછળી રહ્યું હતું કે તેનો અવાજ મને સંભળાતો હતો. મારી ભ્રમર પર પ્રસ્વેદ ફુટ્યો–જાણે મેં વસ્ત્ર નહીં પણ વજનદાર આરસ ઉંચક્યો ન હોય.

—તેજ કલેરીમોન્ડી, જે પેલી ક્રિયાને દિવસે જણાઈ હતી તે. તેનામાં મૃત્યુ છતાં પણ સચોટ આકર્ષણ હતું. ચિરકાળ સુધી મેં તેને જોયા કરી; ને જેમ જેમ હું તેને જોતો તેમ તેમ મને લાગતું કે આવા સુંદર શરીરમાંથી જીવન જતું રહ્યું હશે એમ હોય નહીં. કોણ જાણે ને ભ્રમ હોય કે કદાચ દીવાના પ્રકાશને લીધે હોય–મને લાગ્યું કે તેના મૃત દેહમાં લોહી ફરીવાર વહેતું થયું હતું અને છતાં અનંતતાની સ્થિર શાંતિથી તે સુતી હતી. મેં તેના હાથે સ્પર્શ કર્યો. તે શીતળ હતો, પણ પેલી ક્રિયાને દિવસે તે જેટલો શીતળ હતો તેથી વધારે નહીં.

ફરીવાર વાંકો વળી તેના વદન સામું હું જોઈ રહ્યો ને મારી આંખોમાંથી ઉની અશ્રુધારા તેના ઉપર પડી રહી એ! ભયંકર અશક્તિ ને નિરાશા! તે મૃત્યુકક્ષની અજાણી વેદના! રાત્રિ વધતી હતી ને મને લાગ્યું કે તે અનંત વિરહ પણ સમીપ ખેંચાતો હતો. મારો સર્વસ્વ સ્નેહ જે મૃત્યુ ઓષ્ઠમાં જાગ્યો હતો તે પર એક ચુંબન લેવાનો ઉછળો શોકમય આનંદ મારાથી દાબ્યો ન થયો.

પણ આહ! અદ્ભુત અપૂર્વતા! મારા શ્વાસમાં કોઈનો એક ધીરો શ્વાસ ઉમેરાયો ને કલેરીમોન્ડીના મોંએ મારા સ્પર્શનો ઉત્તર આપ્યો! તેની આંખો ઉઘડી, તેણે ધીરે શ્વાસ ખેંચ્યો. તેની છાતી પર મુકેલા હાથો ઉપાડી તેણે મારા ગળામાં ભેરવ્યા ને ઉન્મત્ત આનંદમાં તે બોલી:—

"આહ! રેનાલ્ડ, તું છે?" વાયના શમી જતા છેલ્લા સૂર જેવા મધુર કંઠથી તે બોલી: "રેનાલ્ડ! મે તારી એટલી વાટ જોઈ કે હવે તો હું મૃત્યુ પામી; પણ હવે આપણાં લગ્ન થયાં છે ને હું ફરીવાર તને મળીશ! રેનાલ્ડ! રેનાલ્ડ! વિદાય–હું તને ચાહું છું–મારે એટલુંજ કહેવાનું હતું. તારાં ચુંબન વડે તેં જે જીંદગી મને બક્ષી છે તે તને હું પાછી આપું છું: સત્વર આપણે મળીશું." તેનું માથું નમી ગયું પણ તેના હાથ જાણે સદાકાળ એમજ રહેવાના હોય એમ મારે ગળે વીંટાઈ રહ્યા.

સુસવાટ કરતો પવન ઓરડામાં આવ્યો. ધોળા ગુલાબની રહી ગયેલી પાંદડી પંખીની પાંખ પેઠે ફફડી ઉડી ને ગુલાબદળથી વિખુટી પડી કલેરીમોન્ડીનો આત્મા વહતી ઉડી ગઈ.

દીવો પણ બુઝાઈ ગયો; ને હું મૂર્છિત જેવો તે સુંદર મૃતદેહના હૃદયપર પડી ગયો....

જ્યારે હું જાગ્યો ત્યારે મારા દેવળની ઓરડીમાં હું સુતો હતો. ગજા માત્ર પણ બોલવા જેટલી શક્તિ મારામાં ન હતી. મને કહ્યું કે ત્રણ દિવસથી હું મૃતપ્રાય જેવો હું પડ્યો હતો. બારબારાએ કહ્યું કે તેજ રોપ્યો, મને ઝાનામાં મુકી ગયો હતો. મારી વિચાર શક્તિ પાછી આવતાં ચેત મેં બધી ઘટના તપાસી. પ્રથમ તો મને થયું કે કોઈ મેલી વિદ્યાના બળથી હું છેતરાયો હતો પણ બારબારાએ પણ એ ઘોડા અને પેલા ઘોડાઓનું એવુંજ વર્ણન કર્યું. અને છતાં કોઈની જાણમાં ન હતું કે એવો ગઢ કે મહેલ પાડોશમાં ક્યાંયે અસ્તિત્વ ધરાવતો હોય.

એક સવારે પેલો પાદરી મિત્ર આવ્યો. તેની આંખમાં કૈંક ચિકિત્સાભાવ હતો—તેની હાજરીમાં હું ગુનેહગાર હોઉં એમ મને લાગ્યું. થોડીવારે તેણે કહ્યું "પેલી સુવિખ્યાત ગણિકા ક્લેરીમોન્ડી મરણ પામી—આઠ દહાડીઆની મજેના પરિણામે. ઓ ઇશ્વર! આ કેવો હાજમો છે! કોઇ પણ માનુષી બોલ્યા ન બોલે એવા ગુનાઓએ બધા મહેમાનોને ખાણું પીરસ્યું હતું—જાણે શયતાનના દૂતો હોય. ને એ એકેકનો વૈભવ કોઇ સમ્રાટને પણ શરમાવે એવો હતો. આ ક્લેરીમોન્ડી વિશે ભયાનક કથાઓ સંભળાય છે, અને એના બધા પ્રિયતમોનો દુઃખથી કે જુલમથી નાશ થયો છે. બધા કહે છે કે તે પ્રેત હતી, પણ હું તો ધારું છું કે ને શયતાનજ હતે કબરોમાં જીવો જાગ્યા છે આ ક્લેરીમોન્ડીના કબર ગણગણી બંધ કરવી જોઇએ—બધા તો કહે છે તે આ પહેલી વાર મૃત્યુ નથી પામી. ઇશ્વર તારું રક્ષણ કરો, રોનાલ્ડ."

આટલું કહી તે ધીરે પગલે જતો રહ્યો.

વખત વીતતો ગયો. મને લાગ્યું કે મારા મિત્રની અને મારી શંકા અકારણ છે એવામાં એક રાતે મને સ્વપ્નું આવ્યું. ...મીઠી નિદ્રાની શરૂઆત પણ નહી થઇ હોય એવામાં મને લાગ્યું કે મારી પથારી આગળના પડદાઓ ખસી ગયા હતા ને તેમાંથી કોઇ આવતું હતું. હાથ રેશમી હું ઉભો થયો . . . તેજ—તેજ. મેં તરત ઓળખી, તે ક્લેરીમોન્ડી હતી.

તેના હાથમાં કબરો આગળ મુકાય છે તેવી નાની દીવી હતી. તેના શરીર પર કફન નું કપડું ઓઢેલું હતું . . . તે એટલી ગૌરાંગી હતી કે તે કફન અને તેની દેહપ્રભા દીવાના તેજમાં એક થઇ જતા. આ વેશમાં, જાણે જીવતી સ્ત્રી ન હોય પણ હોય આગળની આરસમૂર્તિ હોય તેવી તે લાગતી. મૃત કે જીવંત આરસમૂર્તિ કે જીવંત સ્ત્રી પ્રેત કે મનુષ્ય, તેનું સૌંદર્ય તો તેજ હતું. ફક્ત તેની આંખોની ભુરાશ કૈંક મંદ પડી હતી. અને છતાં તે એટલી બધી મનહર હતી કે—કે—તેના આવા પ્રવેશથી હું જરાકવાર પણ મુંઝાયો નહી.

દીવો ટમટમ ઉપર મુકી તે મારી પથારીને છેડે બેઠી. પછી જે મીઠા સ્વર મેં એનાજ કંઠમાંથી સાંભળ્યો છે તે સ્વરથી તેણે કહ્યું —

"મેં તને બહુવાર ખોટી કયો છે. તેં તો ધાર્યું હશે કે હું તને ભુલી ગઇ છું. પણ જો, હું દૂર—એટલે દૂરથી આવું છું કે જ્યાંથી કોઇ—કોઇ પણ પાછું વળ્યુંજ નથી—ત્યાં સૂર્ય કે ચન્દ્ર નથી. માત્ર આકાશ અને પડછાયા છે ત્યાં આરામ પણ નથી ને રસ્તાઓ પણ ત્યાં જડે એમ નથી. ને છતાં, જો, હું અહીં આવી છું કારણ કે પ્રેમ મોતને જીતી શકે છે આહા! મારી વાટમાં કેવા દુઃખી ચહેરાઓ ને ભયંકર આંખો મેં જોયાં છે! ને આવા શરીરને શોધવામાં ને તેમાં પ્રવેશ પામવામાં મારા જીવને કેટલું કષ્ટ પડ્યું છે! ને મારી કબર ઉપરનો પેલો પથરો! ઓ! તે કેટલો વજનદાર હતો. જો મારા હાથ પર તે ઉપાડતાં ચીરા પડ્યા છે. મારા પ્રેમ! તેને ચુંબન દઇ તે રૂઝાવી દે"

તેણે તેની શીતળ હથેળી મારા મોં આગળ ધરી. મેં વાર વાર તેને ચુમીઓ ચાંપી ને તે આનંદની અકથ્ય મધુરતાથી હસ્યા કરતી.

હું મારા મિત્રની સલાહ ને મારો પાદરી—ધર્મ વીસરી ગયો હતો. પહેલાંજ આમ ગણે, જરા પણ અચકાયા વિના હું નમી પડયો. ના મેં કૈંજ ન કર્યું. ક્લેરીમોન્ડીના સુંદર

શરીરની અનાસ્વાદિત મધુરતાથી હું તદ્દન નમી પડ્યો હતો. આહા! હું નથી માનતો કે તે શયતાન હોય. તેના સુંદર મોં પર એવું કશુંજ ન હતું. તે શયતાન હોય તો તેણે પોતાની જાતને છુપાવવા આથી વધારે ગુપ્ત કળા કદી વાપરી નહીં હોય.

તેણે કહ્યું:—

"રોનાલ્ડ, મારા પ્રેમ, મેં તને જોયો તેના ઘણા વખત પહેલાંથી હું તને ચાહતી હતી; અને હું તને બધે શોધી વળી હતી. તું મારું સ્વપ્ન હતો ને છેવટે પેલા દેવળમાં, તે દુષ્ટ ઘડીએ મેં તને જોયો, "એજ" મેં મારા મનને કહ્યું. જે પ્યારથી તને હું ચાહતી આવી હતી; ચાહતી હતી અને ચાહીશ તે બધા પ્રેમ સાથે એક નજર મેં તારા તરફ ફેંકી—તે નજર જે મોટા કાર્ડીનલના આત્માને પતિત કરવા કે કોઈ વૈભવવાળા સમ્રાટને મારા પગે પાડવાને બસ હતી—પણ તું એનો ભોગ ન થયો ને મારા પ્રેમ કરતાં તેં તારા ઇશ્વરના પ્રેમને વહાલો કર્યો આહ! એ ઇશ્વરની મને ઈર્ષા આવે છે—તે ઇશ્વર જેને તેં ચાહ્યા કર્યો છે ને હજી મારા કરતાં વધુ ચાહે છે. આહ! હુંજ કમનસીબ છું! મને એકલીને તો તારું બધું હૃદય કદી પણ નહીંજ મળવાનું—હું જેને તે એક ચુમી વડે તેં જગાડી હતી—હું મૃત્યુ પામેલી ક્લેરી-મોન્ડી—હું જે તારે ખાતર કબરના દરવાજા તોડી બહાર આવી છું અને એક તને સુખી કરવાના હેતુથી જીંદગી ધારણ કરી તે જીંદગી તને અર્પણ કરવા આવી છું."

તે બોલતી હતી; ને એકેક શબ્દ સાથે વધુને વધુ પ્રમત્ત કરે તેવાં તે લાડ કરતી. અંતે મારું મન ફરી ગયું ને છેવટે તો "ઇશ્વર કરતાં તારા તરફ મને વધારે પ્યાર છે."—એવું ભયંકર કથન કહેતાં પણ મને ભય લાગ્યો નહીં.

ત્યારે તેની આંખોનું નુર ફરી વાર પ્રકાશ્યું ને મારા શરીર પર સૂંપલા રૂપે તેના હાથ રાખી તે બોલી:

"ખરેખર! મારે માટે તારો પ્રેમ ઇશ્વર જેટલોજ છે? ત્યારે તો તું મારી સાથે, હું જ્યાં જાઉં ત્યાં આવીશ. આ તારો કાળો ઝભ્ભો છોડી દઇશ, બધા ગોઠીઆ કરતાં તું વધારે સુખી ને ઈર્ષ્યા પાત્ર થઇશ. તું તે ક્લેરીમોન્ડીનો સ્વીકારેલ પ્રિયતમ થઇશ જે ક્લેરીમોન્ડીએ પોપની અવગણના કરી હતી. આહ! કેવા સુખી દિવસો! આપણે કેવા સુવર્ણ દિવસો પામશું—આપણે ક્યારે જશું?"

"કાલે." મેં મારી ઉન્મત્ત ઘેલછામાં કહ્યું.

"કાલે" તેણે કહ્યું. "હા, હું આ વસ્ત્ર પણ બદલીશ ને મારા સેવકો જે મને મરેલી માને છે, અને મારે માટે અનો તેટલું રુદન કરે છે તેમને મળીશ પાછી ખરી. અને તારે માટે પણ દ્રવ્ય, વસ્ત્ર, વાહન બધુંજ તૈયાર રહેશે. કાલે આ વખતે. પ્રેમ! ચાલ, વિદાય!"

તેણે મારી ભ્રમર પર તેનું મોં અડકાડ્યું; દીવો ઘેર ગયો; પડદાઓ બંધ થયા, ને મને સ્વપ્ન વિનાની નિદ્રા આવી ગઇ.

સવારે હું મોડો જાગ્યો. મારું મન રાતના સ્વપ્નાથી વ્યથિત થયું હતું—અંતે મેં તે સ્વપ્નુંજ માન્યું હતું; અને છતાં ફરી વાર હું સુવા ગયો ત્યારે મારા હૃદયમાં ભય પેઠો હતો. મારી નિદ્રાને પવિત્ર રાખવા પ્રાર્થના કરી હું સુતો.

હું ગાઢ નિદ્રામાં હતો ને ફરીવાર પેલું સ્વપ્નું શરુ થયું. પડદાઓ ફરી વાર ખુલ્યા અને મારી સામે કફનમાં ફીકકી દેખાતી નહીં પણ મુસાફરના સુવર્ણ વસ્ત્રોવાળી સુશોભિત વેશમાં તે ઉભી રહી.

"સુંદર સુનાર, ઉઠ, મુસાફરી માટે આમ તૈયારી કરે છે? મે તો ધાર્યું હતું કે તું મજાનું બેઠો હોઇશ. ઉઠ, સત્વર ઉઠ; વખત એળે જાય છે."

હુ પથારીમાંથી ઉભો થયો.

"ચાલ, આ વસ્ત્ર પહેર ને આપણે જતા રહીએ" કહી તેણે વસ્ત્ર આપ્યા મે ઉતાવળે તે રાજવંશી વસ્ત્ર પહેર્યાં ને મારી આકૃતિજ બદલાઇ ગઇ. અમુક ધારનાં એ ચાર કપડાઓમાં રહેલા જાદુથી હુ ચકિત થયો.

"ચાલ" તેણે કહ્યુ "મારા રેનાલ્ડ, વહેલો થા—આપણે હજી દૂર જવાનુ છે"

મારો હાથ ઝાલી મને તે બહાર તેડી ગઇ, થોડે દૂર મોટા ચાર ઘોડા જોડેલી ગાડી ઉભી હતી. અમે સપાટ મુસાફરી કરતા હતાં તેનો કેડે મારો હાથ હતો, મારા ખભા પર તેનુ શિર હતુ તેનુ હૃદય મારા હૃદય સાથે દબાયુ હતુ

—ત્યારથી મારા બે ભવ શરુ થયા મારામા બે પુરુષો જન્મ પામ્યા—એક નાના દેવળનો પાદરી, બીજો વેશ્યા ક્લેરીમોન્ડીનો પ્રિયતમ

ખરેખર કે કલ્પનામા, વેનીસના એક રાજભુવનમાં હું હતો. ક્લેરીમોન્ડીને વૈભવ બહુ ગમતો......ને મારો પ્યાર હજારગણો વધારે પ્રમાણમાં પાડતો વાળતી.

એક દિવસ તે સહેજ માંદી પડી. મે મારા હાથમા ચારો પાડયો, ને તેણે તે હાથમાંથી લોહી ચુસ્યું. ને બોલી "ના, હું મરીશ નહીં. મારા માથુ તારામાં જો હજી ઘણો વખત તને ચાહીશ—તારા લોહીથી હુ સજીવન થઇ છું."

આ બનાવથી મને ક્રમમાં આવ્યા, ને ઘણો વખત હુ અસ્વસ્થ રહ્યો. મારો મિત્ર મને ઘણીવાર ઠપકો આપતો એક વાર તેણે કહ્યું —

"તારા હ્રદયમાં પેઠેલા-શયતાનને દૂર કરવાનો એક માર્ગ છે. કલેરીમોન્ડીની કબરની મને ખબર છે. આપણે તેને બહાર કાઢીશું એટલે તેમાં ખદબદતા કીડાઓ ને મૃત્યુની ધુળથી ફરી વાર તું તારું શુદ્ધ જીવન મેળવીશ."

હું મારી બેવડી જીંદગીથી કંટાળ્યો હતો. મેં હા કહી. અને એક રાત્રે અમે તેના કબર પાસે ગયા.

છેવટે મારા મિત્રની કોદાળી એ કફનને છેદી, જે થોડીવારે તે ઉપર લઇ આવ્યો. મેં કલેરીમોન્ડીને મારી નજર સામે જોઇ. તેના ફીક્કા પડેલા મોં પર લોહીનું એક ટીપું હતું

મારો મિત્ર સક્રોધ બોલી ઉઠ્યો. "ડાકણ, પિશાચ, ગણિકા મનુષ્યોનુ લોહી પીનાર" પછી તેણે તેના પર પવિત્ર જળ નાખ્યું ને તે માટી થઇ ગઇ.

"આ તારી પ્રિયતમ, રેનાલ્ડ!" તેણે કહ્યું. મેં નીચું જોયું. મારા અંતરમાં બધું છિન્નભિન્ન થઇ ગયું હતું. મારી ગરીબ કોટડીમાં હું પાછો આવ્યો. સ્નેહી રેનાલ્ડે પાદરી રેનાલ્ડની વિદાય લીધી પણ બીજી રાતે મેં કલેરીમોન્ડીને જોઇ.

"કમનસીબ પુરુષ" તેણે કહ્યું: "તેં આ શું કર્યું? પેલા મૂર્ખ પાદરીને તેં બધું શા સારુ કહ્યું? તું સંપૂર્ણ સુખી ન હતો? મેં તારું શું બગાડ્યું હતું કે મારી કબર પણ તેં ઉકેલી નાંખી? હવેથી આપણાં શરીરો અને આત્માઓની સાંકળ તુટી ગઇ છે. જા, હું જાઉં છું પણ મારી વાસના તને રક્ષા કરશે."

પછી તે આકાશમાં શમી ગઇ. ફરીવાર મેં તેને જોઇ નથી. પણ આહ! તેણે ખરું કહ્યું હતું. હજી પણ મને તેની વાસના રહી છે. મારી આત્મરક્ષા માટે મારે ભારે કીંમત આપવી પડી. આ! તેના પ્રેમનું સ્થાન પુરવા માટે મારા ઇશ્વરનો પ્રેમ બસ નહીંજ.

દોસ્ત! આ મારી જુવાનીની કથા. તારી આંખને કદી પણ સ્ત્રીના ચહેરા તરફ જવા ન દઇશ. પૃથ્વી શોધતી નીચી નજરેજ દુનીઆમાં તું ચાલ્યો જા. તું ભલે એટલો પવિત્ર, સ્વસ્થ કે શાંત હશે તો પણ તને સનાતન અધોગતિ આપવા આ એક ક્ષણ સુંદર સ્ત્રીની એકજ નજર બસ છે."



આંબડ મુંગો રહ્યો. તેનું મગજ બહેર મારી ગયું. તેના કાનમાં ધમ ધમ અવાજ થવા લાગ્યો.

માણસોના અંતર પારખવાનો નેરાએ ખાસ અભ્યાસ કર્યો હતો. તે મનમાં મલકાયો. હવે તેના વિના આ નવા દુર્ગપાલને છૂટકો નહોતો.

"મ-મહારાજ! વા-વાત મ-મને એવી નથી." તેણે ધીમેથી કહ્યું.

"નેરા! કે શું હશે?" મણિભદ્રના રૂમ ને રૂપ યાદ આવતાં આમ્રભટને પાછો સંશય પેદા થયો.

"જા-જાતે જોઈને નક્કી કરો."

આમ્રભટને કે રસ્તો સૂઝ્યો નહીં. નેરાની પાસે તરકીબ તૈયાર હતી.

"મ-મહારાજ! ત-તમે હવે દ-દુર્ગપાલ થયા! ભ-ભટરાજના ઘરની ખબર અંતર લેવા જોઈએ."

આમ્રભટે એક સાભાર દૃષ્ટિ નેરા તરફ નાંખી. "તું મને સાંજે મળજે."

"જી-જ-જેવી આજ્ઞા"

આમ્રભટના મગજમાં બે સ્થિતિઓ તરી આવી. એક તો અણજાણીની ભાળ મળી તેનો હર્ષ—ને બીજો તેને સિંહના પંઝામાંથી ખુંચવવી પડશે તે વિચારથી ઊભી થયેલી બીક. ભૃગુકચ્છ આવતાં પહેલાં તેણે નગર શહેરનાં સ્ત્રીપુરુષો વીશે કે તપાસ કરી નહોતી એટલે કે તેને માહીતી મળી હતી તે માત્ર તેના બાપ ઉદાએ આપી હતી; અને તે ઉદાને મંજરી વીશે માહીતી આપવા ઉપરી શકે એમ હતું નહીં. મણિભદ્ર કે ગમે તે રીતનો આપી શકે એવી સ્થિતિમાં નહોતો. આથી આંબડમહેતાના મંજરીને એક સામાન્ય સ્ત્રી સમજી રહ્યા હતા. અત્યારે નેરાની વાત એવી અણધારી હતી કે તેને માનવાનું મન થતું નહીં.

પણ એ અણજાણી નર્તકીનો તે એવો ગુલામ થઈ રહ્યો હતો, કે અનિશ્ચિત દશામાંથી છૂટવાને તે એક પગે તલપાપડ થઈ રહ્યો. જેવું માધવનું ઘર આવ્યું એટલે આમ્રભટે તેજપાલને અને માધવને કહ્યું.

"જરા વાર હોય તો મારે એક કામ છે."

"શું?"

આંબડ એક પળ ખચકાયો "જુઓની રાજેશ્વર ગયા એટલે એમને ઘેર મારે જરા જઈ આવવું જોઈએ. એના ઘરના બધાને ઠીક લાગશે"

"જમીને પછી જજો" માધવે કહ્યું.

"પછી તો આપણે શેઠને ત્યાં હેમચંદ્રસૂરિ આવવાના છે. પછી છેક સાંજે જવું તો સારું નહીં દેખાય"

તેજપાલશેઠ એમની બાડી આંખે આ શિષ્ટાચારના હીમાયતી તરફ જોઈ રહ્યા ને તેમના અડધા ગંભીર ને અડધા મશ્કરી કરતા અવાજે કહ્યું

"વાત સાચી! કાકની વહુને પણ છેક નિરાધારી નહીં લાગે તમારા જેવા સારા માણસ રીતભાત નહીં રાખે તો રાખશે કોણ? જાઓ એવા શક"

આમ્રભટ ડોસા તરફ જોઈ રહ્યો. શું એ મુદ્દો પામી ગયો! નગરશેઠના મોઢા પરથી કે પરખાય એમ નહોતું.

"ઠીક, ત્યારે હું આ આવ્યો" કહી આમ્રભટ પાલખીમાં કૂદીને બેઠો. "જલદી ચાલો. સાંબા બૃહસ્પતિના વાડામાં" માત્ર સાથે કોઈને આવવાની જરૂર નથી. તેણે તેના રસાલાના ઘોડેસ્વારને હુકમ કર્યો.

## પ્રકરણ ૨૨ મું

### જેમાં મંજરી ધારે છે કે આંબડ મહેતા ઘણો ભલો માણસ છે

આંબડમહેતાને ગૌરવ ખોવાની બીક નહોત તો તે પાલખી ઉચકનારને દોડાવત; જો લોકો તેને ગાંડામાં ગણે એમ નહોત તો તે દોડત; જો તેને પાંખો હોત તો તે ઉડત. માધવના ઘરથી આંબા બૃહસ્પતિના વાડા સુધીનો રસ્તો તેને અનેક જોજનનો લાગ્યો.

આટલા ટુંકા વખતમાં મદાંધ પ્રણયીનો સંમોહ તેના મગજમાં વ્યાપી રહ્યો હતો; અને તેથી કાકનું ઘર પોતાનુંજ છે એવો કે ખ્યાલ તેને આવ્યો હતો. એટલે, આજે સવારે જે ઘર આગળ સૈનિકો અને ખુશામતીઆની ધમચકડ હતી ત્યાં અત્યારે નિર્જનતા જોઇ તેને મનુષ્યજીવનની વ્યર્થતા પર બેચાર ઘણાજ ઉમદા વિચારો સ્ફુરી આવ્યા; અને આ નિસ્તેજ સુના ઘરમાં રહેતી સુંદરી પર દયા આવી. તે બીચારીના મનમાં શું શું થતું હશે?

તે ઘરની આગલા ચોકમાં ગયો ત્યારે થોડાં માણસો ઓસરીમાં છુટાંછવાયાં નીરાંતે લંબાવીને પડયા હતા.

એક ખુણામાં ભગવી ધજા પર જરીના ભરેલા મોટા કુકડાવાળું પાટણનું નીશાન ભાંયપર પડયું હતું; બીજી તરફ ડંકાની સાંકળી આળસમાં વાગોળતી હતી. આમ્રભટને પોતાની નવી સત્તાનો ગર્વ થયો. કાલથી જ્યાં એ હશે ત્યાં આ નીશાન ફરકશે ને આ ડંકા ગગડશે.

ને ચોકમાં થઈ અંદરના ખડકીનાં દાદરવાં બારણાં સુધી આવ્યો અને ખચકાઈને ઊભો રહ્યો. તેનું હૈયું ધબકી ઊઠયું. પરદેશમાં, પરગામમાં, લોકપ્રિય ને પ્રતાપી વીર-શ્રેષ્ઠના ઘરમાં, ધોળે બપોરે, તેની સ્ત્રીને મળવા વગર કારણે-આવીને તે ઊભો હતો. કાકની સ્ત્રીને તેના આશ્વાસન કે મદદની જરૂર! એ કારણ કેવું હસવા જેવું' માધવ ને તેજપાલે મનમાં શું ધાર્યું હશે? તેને અહીંઆથી પાછું જવાનું મન થયું.

પણ પાછું જવાય કેમ? બાળમીત્રાળા શું વિચારશે—માધવ ને તેજપાલ શું ધારે—ગામ-લોક શું ધારશે? આમ મનવિભ્રમમાં તે ઊભો રહ્યો.

અંદર કોઈ બોલતું હતું. તેનો અવાજ એક જાળીમાંથી આવતો હતો. લાકડાની ઝીણાં કાણાંવાળી જાળીમાંથી તેણે જોવા પ્રયત્ન કર્યો, પણ બરોબર સ્પષ્ટ જોવાયું નહીં. માત્ર ચાર પાંચ માણસો બેઠેલા દેખાયાં.

પણ આમ્રભટના હૃદયમાં પેલા અવાજથી અજબ ઝણકાર જાગ્યો—અવિમુક્તેશ્વરના મંદિર આગળ સાંભળી સુંદરીનો જ સ્વર! 'ઓ ભગવાન પાર્શ્વનાથ' તેણે ધીમેથી નિઃશ્વાસ મુકયો.

ને સંસ્કારી અવાજના મીઠાશ, ને ભાવ કે ન્યારાજ હતા.

"પુરાણી કાકા! પેલી ગુહકની પ્રશંસા યાદ છે કે? આ સોમેશ્વર ક્યારનું માથું ખાતો હતો. તેને સંભળાવો છો. હું તો થાકી ગઈ છું."

એક વૃદ્ધ અવાજ હસ્યો. "શું માથું ખાતો હતો?"

તે અવાજે પુછ્યું.

"એ કહે કે તમારા ભત્રીજા લાટમાં સત્તા ભોગવવાની મુકી પટ્ટણની સેવા કરે છે" પેલી સુંદરીનો અવાજ આવ્યો.

"ત્યારે શું! જયદેવ મહારાજ મોટા મોટા એક ઘડીમાં એમને બોલાવી લે. એ તો કે ત્રણ બદામના અનુચર છે?" સોમેશ્વરનો અવાજ આવ્યો "રાજપદ તો એના હાથમાં શોભે-જડી નહીં"

"તું શું સમજે?" પેલી સ્ત્રીનો અવાજ ફરીથી આવ્યો "એમ હોત તો ભીષ્મપિતા એ ધૃતરાષ્ટ્રને ગાદી શા માટે આપત? શ્રી કૃષ્ણ ઉગ્રસેનને શા માટે યાદવાધીશ થવા દેત?"

"તેમાંજ તો ધૃતરાષ્ટ્રે રાજ કર્યું ને અરાઢ અક્ષૌહિણીનું નિકંદન થયું—ને ઉગ્રસેને કર્યું યાદવાસ્થળિ થઈ" સોમેશ્વર કહેતો સંભળાયો. પેલી સ્ત્રી હસી. કેવું મધુરું હાસ્ય! આમ્રભટના મોંમાં પાણી આવ્યું "કાકા! આ છોકરાને આદિ કવિ વાલ્મીકિ-ના વચન સંભળાવો તો!"

થોડીવાર પુરાણી ધારે ખખારતો સંભળાયા ને તેના કર્કશ અવાજે તે બોલ્યો;

"धन्यस्त्वं न त्वया तुल्यं
पश्यामि जगतीतले।
अयत्नादागतं राज्यं
यतस्त्वं त्यक्तुमिच्छसि ॥ *

"સમજ્યો" પેલી સ્ત્રીનો અવાજ આવ્યો "ભરને વગર યત્ને આવેલું રાજ્ય

* ધન્ય છે તને તારા તુલ્ય દુનીઆમાં કોઈ મેં જોયો નથી કેમકે યત્ન વગર આવેલું રાજ્ય પણ તું છોડવા માગે છે—રામાયણ.

સાચ્યું, મારે ભૂતળમાં તે અદ્વિતીય રહ્યો. ત્રૈવાનેજ ધન્ય છે. તારા જેવા લોભીઆને નહીં." તે હસી. તે હાસ્યનું માધુર્ય ફરી સાંભળી આમ્રભટ અધીરો થઇ ગયો.

"વારુ" હસીને સોમેશ્વરે કહ્યું "અમે લોભીઆ તો લોભીઆ. અમારા નસીબમા નથી ભરત થવાનું ને નથી રામચન્દ્ર થવાનું."

"કેમ જાણ્યુ?" પેલી સ્ત્રીએ પુછ્યુ.

આમ્રભટનો અધીરો જીવ વધુ થોભી ન શકયો. તેણે લઘુ કહું ખખડાવ્યુ તેના મગજમાં પેલી સુંદરીના શબ્દો રમી રહ્યા હતા.

એટલામા તેની નજર પેલી સાંઢણીના હાંકનાર પર પડી. તે સાંઢણી ઉંચકવાનો પ્રયત્ન કરતો હતો. વખત છે ને તે ડંકા નીશાન અહીંઆથી લઇ જતો હશે. જેમ આદિ કવિને કાવ્યની સ્ફુરણા થઇ હતી તેમ તેનો શ્લોક સાંભળી આંબડ મહેતાને એક સ્ફુરણા થઇ, અહીંઆ આવવાનું કારણ જડયુ. "વગર યત્ને હાથમા આવેલું રાજ્ય જવા દે તે અદ્વિતીય" તે બબડયો.

મણિભદ્રે બારણુ જરા ઉઘાડયુ

"હો–હો–કોણ આંબડભાઇ! તમે કયા-થી" કહી મણિભદ્રે બારણુ ઉઘાડી આવકાર આપ્યો.

સહ કાલે જે ખંડમાં તે કાકને મળ્યો હતો ત્યાં આંબડ પેઠો. હીંચકા પર પુરાણી— કાકા ને સોમેશ્વર બેઠા હતા. અંદરના ખંડના ઉંબરા પર શોક ચુ ટતી પેલી સુંદરી બેઠી હતી.

આમ્રભટ અંબાપ્રને જોઇ રહ્યો. તેજ મુખ, તેજ આંખો, તેજ હરસો, તેજ રેખાઓ. આખા ખંડમા અખંડ યુવાના અધિકારી નૈનોના નૃત્યથી ઠેલતા સ્વર્ગનું ઉચ્છ્વાસજનક, માદક વાતાવરણ ભર્યું હતું. બે મોટા તેજસ્વી નયનો તેના પર કર્યાં હતાં. આરસ સમા શ્વેત કપાળ પર ગુચ-વાડાની કરચલીઓ હતી.

બે દિવસ થયાં જેને માટે પથેપલ પ્રાણ ઝખતો હતો તે રમણી અહીંઆં હતી. તેના રોમેરોમ ખડા થઇ ગયા. તે સ્વાસ્થ્ય ખોઇ બેઠો–ને આગળ આવી ન શકયો. તેનાં શુદ્ધ ને સાન બંને જતા રહ્યા.

સોમેશ્વર, જુવાન, સ્વરૂપવાન લાટનો યોદ્ધો. કાક શંકર હતો. મંજરી પાર્વતી હતી. એ બે વચ્ચે તેનુ હૃદય, તેની ભક્તિ, તેની સેવા વહેંચાઇ હતી. અને શંકરની ગેરહાજરીમાં અરક્ષિત પાર્વતીની અવગણના કરવા આવનાર તરફ જે દૃષ્ટિએ નંદી જુએ તે નજરે તે આંબડને જોઇ રહ્યો. તે કાકનો શિષ્ય હતો; અને ગુરુને પ્રસાદે તે સ્વાસ્થ્ય ને સમયસૂચકતા બન્ને સાધી શકતો હતો. તેણે મંજરીના કપાળ પર આવેલી કરચલી–ઓ જોઇ. શાંત, નમ્ર પણ સખ્ત, તે હીંચકા પરથી ઉઠી, બારણા આગળ આવ્યો અને આંબડ ને મંજરી વચ્ચે ઉભો રહ્યો.

"કેમ ભટજી! અત્યારે અહીંઆં"

ડુબતા તારાને જોર આવે તેમ આંબડ-ને હીંમત આવી

"સોમેશ્વર! મારે બા જોડે વાત કરવી છે." ને ઉંબરાની અંદર આવ્યો ને જેમ બોલતો ગયો તેમ તેની હીંમત વધતી ગઇ. "બા! ક્ષમા કરજો. કોઇ બહાર હતું નહી એટલે હુ પહેલેથી કહાવી શકયો નહીં."

સંસ્કારી સ્ત્રીની સ્વાભાવિક સભ્યતાથી મંજરી બોલી "આવો ભાઇ! બેસો. અત્યારે કેં?"

આંબડ જાજમ હીંચકે બેઠો. તેને સ્ફુરણા થઇ હતી તેનો તેણે ઉપયોગ કર્યો "બા! હું એક માગણી કરવા આવ્યો છુ."

"શી?" ગૌરવથી ઉચું જોતાં મંજરીએ પુછ્યું. આમ્રભટ તેની આંખોની ભભક ધ્યાનથી જોઇ રહ્યો.

"ભટરાજ તો થોડા દિવસમાં પાછા આવશે. અને હું તો માત્ર તેમનો દાસ છું: આ ડંકાનીશાન અહીંઆંજ રહેવા દો તો કેમ? હું નગરશેઠને ત્યાં પણ છઉં તો માત્ર પરોણોજ. તમારી રજા હશે તો રોજ સવારે હું ને માધવ આવી જઇશું ને બહાર બેસી થોડા ઘણાને મળીશું. બધી શોભા કાક ભટરાજનેજ ત્યાં શોભે. હું તો માત્ર તેનું છોકરું છું."

મંજરી ને સોમેશ્વરે એક બીજા સામું જોયું. એમાંથી એકને આ સૌજન્યનો મુદ્દો સમજાયો નહીં. ખરો મુદ્દો તો એમાંથી એક સમજે એમ નહોતું.

"ભાઇ! મંજરીએ કહ્યું" જ્યાં તમે રેહેતા હો ત્યાંજ એ બધી સાહેબી શોભે."

"હું અહીંઆથી સાહેબી લઇ જઇશ તો લોકો કહેશે કે આ પરદેશીએ આવીને લાટની મોટપ છીનવી લીધી. મારું કામ લાટને રીઝવવાનું છે—તેનું દીલ દુઃખાવવાનું નથી" આમ્રભટની જીભે અણધારેલી ખુબી દેખાડી. જેમ જેમ એ વાત કરતો તેમ તેમ તેના અવાજમાં, ને મોંઢા પર નીખાલસપણાના, ખરી લાગણીના ભાવો પ્રસરી રહ્યા.

"બહાર કાકભટજી બેસતા હતા ત્યાં અમે ઘડી વાર બેસીશું. તમને જરા અડચણ નહીં પડવા દઇએ." આંબડે યાચના આગળ ચલાવી.

"આને વખત છેને નહીં ગમે."

"ના. મને કૈં વાંધો નથી. હું તો આગલો ચોક વાપરતીજ નથી."

"ત્યારે તો મારી પ્રાર્થના સ્વીકારી કૃતાર્થ કરો."

"ઠીક. હમણાં ચાલે છે તેમ ચાલવા દો" આમ્રભટનું હૈયું મલક્યું. તેણે ધારેલું નીશાન પાડ્યું.

"ત્યારે, સોમેશ્વર, નીશાનદારને કહી દો ડંકોનીશાન અહીંઆંજ રહેવા દે. હું બીજા હુકમ કરી લઇશ. બા! હવે હું રજા લઇશ. ક્ષમા કરજો."

"આંબડભાઇ! જરા પાન તો લો" મણિભદ્રે કહ્યું.

"હા! માધવ ખોટી થતા હશે. હું એને ત્યાં જમવાનો છું" કહી તે મંજરી સામું જોઇ હસ્યો.

મંજરી નીચું જોઇ શાક સુંટતી હતી.

આંબડે પાન લીધું ને નમસ્કાર કરી રજા લીધી.

"કહો ના કહો પણ આંબડભાઇ સવા લાખ રૂપીઆનો માણસ છે" મણિભદ્રે પ્રમાણપત્ર આપ્યું.

"છોકરો લાગે છે સારો" મંજરીએ કહ્યું "જો એ કહે છે તે બધી વાત ખરી હોય તો તો ખોટો નહીં" સોમેશ્વરે કહ્યું "ને બીજું એક ઠીક થશે. મહારાજ પેલા હેમચંદ્રની અને આની એક ગાંઠ ધારતા હતા. અહીંઆં બેઠક થશે તો મારી એ નજર રહેશે."

[આ વાર્તાનો વધુ ભાગ આવતા અંકમાં]



# નવું સાહિત્ય

[ અનુસંધાન પૃષ્ઠ ૧૯૦ થી ]

ચીતરામણોનો, કલાની પ્રત્યેક ભાવનાને કચડી નાંખે એવાં ભયંકર ચીતરામણોનો શંભુમેળો રચ્યો છે એમ અમારે કહેવું પડે છે. દરેક સાહસની શરુઆતમાં નડતી હરકતો જોઇ શકાય એમ છે. અને શુદ્ધ અને સાચા પ્રયત્નની ઉણપો સહન કરી લેવાય છે પરંતુ ભભક અને ડાકડીમાકમાં આંજી નાખવાના પ્રયત્નને સત્કારી શકાય નહીં. કલા એટલે ચળકાટ અને ચમકારા નહીં, કલા એટલે આંખને અળખા લાગે તેવા બીહામણા ટાઇપની પસંદગી નહીં, કલા એટલે અપ્રસ્તુત, અસંબદ્ધ ચીતરામણો લાધવાં તે નહીં. આ છેલ્લા કથનનું દૃષ્ટાંત લઇએ સૌ. લીલાવતીની અતિ સુંદર અને ગુજરાતી સાહિત્યમાં થોડીજ સારી વાર્તાઓમાંની એક વાર્તા—'અવસાન, દિલનાં ને દેહનાં'—ના રસની વગર વિચારે લાધેલાં ચિત્રોને લીધે અતિ ઘણી ક્ષતિ થાય છે એ વાર્તામાં એકજ સ્ત્રી પાત્ર છે છતાં ચિત્રોમાં પાંચ જુદી જુદી સ્ત્રીઓ ગોઠવી દેવામાં આવી છે. આનું કારણ એ છે કે 'રંગભૂમિ'માં ઘણુંખરું પોસ્ટકાર્ડ અથવા સીનેમાંના ચિત્રોના તૈયાર મળેલા બ્લોકો, વાપરવામાં આવ્યા છે. પરંતુ એને લીધે કેવી ખોટી અસર ઉત્પન્ન થાય તેનું નાટકની રંગભૂમિમાંથીજ એક દૃષ્ટાંત લઇએ. "સુધાચંદ્ર"માં એકવાર જયશંકર, બીજીવાર ગમન બારોટ, ત્રીજી વાર છોટાલાલ ચોથીવાર બાપુલાલ એમ નાટકશાળાના બધાં માણસો એક પછી એક, એક દિવસેજ જુદા જુદા પ્રવેશોમાં સુધા બનીને આવે તો બીજે દહાડેથી તે નાટક મંડળીના જીવનઇતિહાસનું છેલ્લું પ્રકરણ તમામ કરવું પડે એમ નથી લાગતું ? આ ઉપરાંત વિધવાને સધવા બનાવવી, અને સ્વ. ખોલના અનેકવાર જાહેર ખબરો-પોસ્ટકાર્ડોમાં છપાઇ ચુકેલા ચિત્રોને છાપવાં એ 'રંગભૂમિ' જેવા પત્રને શોભતું નથી એમ અમારે કહેવું પડે છે.

'રંગભૂમિ' માં કલાના પ્રથમ તત્ત્વ કુમાસ અને માર્દવનીજ ઉણપ છે તથા ઉઠાવ અને દીદાર માટે જરૂરી, harmonious arrangement, વસ્તુ યોગ્ય રંગોની પસંદગી, ચિત્રો વેરવાની કલા એ સઘળું પણ વધારે કાળજીથી થવું જોઇએ એ પત્રનો આ અંક જોતા, એક સંસ્કારી અને સૌંદર્યવતી સ્ત્રીને બદલે ચટકાદાર, આંખને ખુંચે એવી, અને એક શબ્દમાં કહીએ તો નાટકી સ્ત્રીનો ખ્યાલ આવે છે અલબત્ત એમાં કેટલાંક સારાં ચિત્રો છે, પણ તે એટલા થોડા છે કે બીજી બાજુ ઘણું ઉપર થઇ જાય અને તેના પરિણામે જોનાર કહી શકે કે નાટકની રંગભૂમિ પર દેખાતી, શણગાર અને પરિધાનમાં સજ્જ થયેલી સ્વરૂપવાન નાયિકા ખરેખર તો કોઇ કદરૂપો પુરુષ હોય છે તેમ ભભકભર્યાં પરિધાનથી શણગારાયલી, 'રંગભૂમિની' ચિત્રકલા પહેલી દૃષ્ટિએ લાગે તેટલી સુંદર, રમ્ય કે મોહક નથી અમે તો માનીએ છીએ કે અંકના કલાવિભાગ તરફ શ્રી. વિભાકરે ધ્યાનજ નથી આપ્યું...'રંગભૂમિ'ના ભવિષ્યના ભીતરમાં મધુરતર કથા છુપાઇ છે એવી આશાથી "રંગભૂમિને" અમે આવકાર આપીએ છીએ.

### નવચેતન

શ્રી. ચાપશીનું 'નવચેતન' ચિત્રકળાને ઠીક ઉત્તેજન આપે છે એ આવકારદાયક વાત છે. એક વખત બંગાળા હીંદમાં સૌથી નીચી દશાએ હતો. આજે રાજકીય અને સામાજિક, કલાના અને શિક્ષણના, વિદ્યાના અને સાહિત્યના—બધા ક્ષેત્રોમાં તે પ્રથમ છે.

બંગાળામાં કવિવરઃઋત્વિજ જેવા રવીંદ્રનાથ છે અને વિજ્ઞાનના અભ્યાસી જેવા બોઝ પણ છે, ત્યાં આર્ય સંસ્કૃતિના પુરા વારસો છે, અને જડવાદ ને પશુવાદના હીમાયતીઓ પણ છે અને આ બધું એ કારણ કે બંગાળામાં જીવન છે; બંગાળાની વેગભર ધડકતી પ્રજાશરીરની નાડમાં ચેતનનો પ્રવાહ ઉછળી રહ્યો છે. અને એને લીધે સરસ્વતીની સાહેલી જેવી ચિત્રકલા પણ ત્યાં છે અમે માનીએ છીએ કે રા. ચાંપશી નિર્જીવ અને સાધનો વગરનાં ગુજરાતનાં પત્રોનું અનુકરણ (જે 'નવચેતન'માં ઘણીવાર જોવામાં આવે છે ન) છોડી દઈ બંગાળાનો ક્લાસ ગ્રીસી ગુજરાતી ચિત્રકલામાં નવીન ઉત્સાહ પ્રેરવા પ્રયત્ન કરે તો વધારે સુભગ કાર્ય થઈ શકે અલબત્ત આનો અર્થ એ નથી કે બંગાળી ચિત્રોને 'નવચેતન'માં સ્થાન આપવું કેટલીકવાર 'ઈંડિઅન એકેડેમી'માં પ્રગટ થઈ ગએલાં ચિત્રો—જેવાં કે માનસરોવર—ઉદ્ધાર કર્યો વગર 'નવચેતન'માં પ્રકટ થાય છે એ ઇચ્છવાજોગ નથી. અમે તો ઇચ્છશું કે બંગાળી કલામાંથી આપણી ચિત્રકલામાં અધુરા રહેલા રંગો પુરવા રા. ચાંપશી મહેનત કરશે. આ સંબંધમાં અમે એક વાત તરફ રા. ચાંપશીનું ધ્યાન ખેંચીએ છીએ. બંગાળાનો જીવનવિકાસ અભ્યાગતોથી થયો છે અને તેથી તેના સંસ્કારના મૂળ ઊંડાં નથી. એને લીધે બંગાળી ચિત્રમાં આર્ય સંસ્કારો અને હિંદુ આદર્શોને હજી પુરા પ્રમાણમાં મૂર્તિમંત કરી શકી નથી. અને તેથી ત્યાંની ચિત્રકલામાં અસ્પષ્ટતા, વિશ્વતાના અને મોગલ ચિત્રના મોજા પ્રમાણમાં નજરે પડે છે. આજ કારણથી બંગાળી ચિત્રકારોની રંગોની પસંદગી આપણને ખુંચે એવી હોય છે. રા. ચાંપશી આ અને આવી બંગાળી કલાની ઉણપો ધ્યાનમાં રાખી ત્યાંની વિશેષતાને ગુજરાતમાં નોતરશે એવી અમે આશા રાખીએ છીએ.

## સમાલોચક

ગુજરાતમાં સચિત્ર પત્રો તો આજકાલ છે જો કે કોઈ વાર સાહિત્ય અને સમાલોચના માટે એક વાર જાણીતું થયલું "સમાલોચક" હવે હવે ચિત્રો આપે છે અમારે કહેવું પડે છે કે એ ચિત્રો જીવતા સ્ત્રીપુરુષો જેવાં નહીં પણ દરગાહ કે કબર પર મુકવામાં આવતા બાધાના ઘાગા—પુતળાં જેવાં અથવા પહેરેક વર્ષ પર જોવામાં આવતા હતા તે લાકડાના ભયંકર દેશી રમકડાં જેવાં વધારે લાગે છે. રા. ત્રિપાઠી ચિત્રોમાં થતો ખર્ચ બચાવી સાહિત્યના બે ફોર્મ વધારી શકે તો પ્રજાની વધારે સેવા અને એમને વધારે આર્થિક લાભ થાય એવો અમારો મત છે બાકી ગુજરાતી પ્રજા પૈસા દેઈ રમકડાંઓથી પ્રસન્ન થાય એટલી બાલિશ નથી રહી એમ અમે માનીએ છીએ

## હીંદુસ્થાન દીપોત્સવી અંક

આ અંકમાં ચાર—પાંચ સુંદર ચિત્રો પ્રકટ થયાં છે પણ તેમાંના "પ્રભાતન નદામાં,' 'વસંતવિરહ,'' 'ઉપનિરહિત અપીરી,' અને ''માનભંગ માનુની''—એટલે લગભગ બધાંજ સારાં ચિત્રો—ક્લકત્તાની એકેડેમીમાં પ્રકટ થઈ ચુક્યાં છે જે ઓનારો ઉલ્લેખ નથી થયો એ ખેદજનક વાત છે. અને એ મુળ ચિત્રોનું સૌંદર્ય તો ખરાબ છપાઈમાં ડુબી ગયું છે

* * *

રા. હાજીમહમદે અમુક દિશામાં અને પ્રેરણાઓથી આરંભેલી અને ગુજરાતના

રમ્ય અને મધુર ગૃહજીવનમાં પોષાતી ગુજરાતી ચિત્રકલાની આ વર્તમાન વાર્તા છે. આપણે પ્રાર્થશું કે તેની ભાગ્યરેખાઓ યશસ્વી અને મહોજ્જ્વલ નીવડો. અસ્તુ! છેવટે ગુજરાતી ચિત્રકલાના રસિકોને અમે સવિનય કહેશું કે:

સંસ્કૃતિ એટલે રસિકતા, સંસ્કૃતિ એટલે કલા અને સાહિત્ય; સંસ્કૃતિ એટલે લલિત ચિત્ર. ગુજરાતની સંસ્કૃતિ એટલે અંગ્રેજી માસિકો અને ચિત્રો ઉપરથી પીંછીપાત્રાર્થીએ દોરેલાં હજાર મનમોહન ચિત્રો નહીં પણ ચિત્રકલાના આશકે પોતાના સર્વ સુખની આરમ બનાવી માંહે દેવું નીચોવીને બનાવેલા રંગોનું પછી ભલે એક ધાબું.*

## ( ૨ ) સાહિત્ય કલા

કેટલાક એવા કલાકારો હોય છે જેને જીવતાં રહેવા માટે પોતાની આસપાસ સદાકાલ કલ્પનાની માયાની સૃષ્ટિ રચવી પડે છે, જે સૃષ્ટિના પડછાયા તેની કલામાં અવતરે છે; કેટલાક એવા કલાવિદો છે જેની કલાચેતના સંસારી દુઃખોના ચીણગારાથીજ જન્મ પામે છે તો કેટલાક એવા પણ સાહિત્યકારો હોય છે જેમની બધી કલા દુઃખની આગાહી માત્રથી વણસી જાય છે—જેમની કલા સુખી જીવનના આનંદમાંજ પ્રફુલ્લી શકે છે. ઘણા કલાકારોની શક્તિ કીર્તિના મોહથી તો કોકની સ્નેહનતાણાના દરથી ઉત્તેજિત થાય છે; પોતાની કબર ઉપર સુખો પછી પણ કોઇ રડયો ખડો ભક્તજન ફૂલો મુકી જશે એવા આશ્વાસનથી કોઇક કલારચના આરંભે છે; કોઇ સ્વજનના હેતના કે તેની પ્રીતિઉમળકાની પ્રશંસાના લોભે કલા રચે છે, તો કોઇના હૃદયની લાગણીઓ અને વિચારોનો પ્રવાહ એટલો ધપતો હોય છે કે તે મૂર્તિમંત થયા વિના રહેતો નથી અને કોઇની કલા પોતાના થોડા-ઘણા સમાગમમાં આવનારના વિશુદ્ધ અને હેતાળ હૈયાંની ઉજ્જ્વલતાથી વૃદ્ધિ પામે છે. કલાકૃતિઓના જન્મનાં આવાં અનેકાનેક કારણો છે; પણ જેને યશ—કીર્તિના સૂર સાંભળવા નથી; જેને દ્રવ્યનો લોભ વશ કરી શકે તેમ નથી; જેને કબરનાં ફૂલોના વિચારથી હસવું આવે છે; અને જેને પોતાની હૃદયની ભરતીઓ કલામાં ઉતારવાનું કૈં પ્રયોજન જણાતું નથી અથવા તે કલામાં મૂર્તિમંત થાય યા ન થાય તેની જેને પરવા નથી કે જેને કોઇના પણ ઉમળકાભર્યાં વખાણની તમા નથી અને જેને અન્ય જનની હેતાળ લાગણીઓ અર્થવગરની લાગે છે તેની સાહિત્ય પ્રવૃત્તિ કેટલે અંશે વિકાસ પામી શકે એ સંદેહભરી વાત છે, જો કે આ જાતના કલાકાર વિરલ પણ અલૌકિક અને સર્જક શક્તિવાળા હોય છે. કલાકારના આવા ભિન્નભિન્ન પ્રકાર છે.

તાજેતરના ગુજરાતી સાહિત્યમાં ચાર પાંચ નવાં નામો નજરે પડે છે તે માંહેના રા. ધૂમકેતુ ટુંકી વાર્તાઓથી જાણીતા થયા છે. તે ઉપર જણાવેલા પ્રકારોમાંથી કઇ જાતના કલાકાર છે એનો નિર્ણય કરવો અત્યારે કઠણ છે. અત્યારે તો એટલુંજ કહી શકાય છે કે એમની વાર્તાઓમાં ગુજરાતી જીવનનાં તત્વોનાં સારા ચિત્રો રજુ થાય છે, પણ અમને ભય એ રહે છે કે એમની વિચાર અને લેખનકળા સર્વદેશીય નહીં હોવાને લીધે કદાચ તેમનાં ચિત્રોમાં એકવિધતા આવી જાય. આ વાત તરફ રા. ધૂમકેતુ ધ્યાન આપશે એમ અમે આશા રાખીએ છીએ. એમની કલાના એક સારા નમુના તરીકે તેમની "ગુજરાત"માં પ્રકટ થયલી "મશહુર ગવૈયો" ની વાર્તા

* 'ચેતન,' માર્ચ ૧૯૨૨: પ્રો. ચંદ્રશંકર અમૃતલાલ શુક્લનો લેખ: "ગુજરાત અને સંસ્કૃતિ."

તરફ અમે વાચકનું ધ્યાન ખેંચીએ છીએ.

ગુજરાતમાં બીજું અને કદાચ વધારે જાણીતું થયલું નામ સૌ. લીલાવતીનું છે. તેમની કલા કઇ ભૂમિ અને કયા સંજોગોમાં વધારે ખીલી શકે છે એનો નિર્ણય બીજા કોઇથી થાય એમ નથી છતાં જેમાં સ્વતંત્ર વિચાર દર્શાવવાની કલા, ઓળખીતાઓના જીવનને ખાપવાની અને તે આલેખવાની કલા અને સ્પષ્ટ થવાની કલા સારી રીતે દર્શાવી છે તે 'રેખાચિત્રો,' અથવા 'રંગભૂમિ'માં પ્રકટ થયલી "અપમાન દીવના અને દેહના" જેમાં મનુષ્ય હૃદયની આશા અને નિરાશાના આંસુઓથી વાચક ભીંજાય છે તે વાતો કે "હીંદુસ્થાન" દીપોત્સવી અંકમાં પ્રગટ થયલી "કલ્પનાના આધાર પર રચાયલાં સ્વપ્નોના વીનકની કથા"—ગાંગજીભાનાં જળ જોતાં—સૌ લીલાવતીની કથા પાછળ કથા સર્જવાનો હેતુ. પ્રયાસ કે ઇચ્છા જણાતાં નથી અને તેથી અમને જુદા પ્રકારનો ભય રહે છે. લોકવાયકા, પુરાણા દેવમંદિરમાં ઘુમો ખડી અચાનક આવી ચડેલો કોઇ મુસાફર પોતાની એક પલની વૃત્તિને આધીન થઇ, પ્રમત્ત બની નોબત વગાડે તેવું કૈંક સૌ. લીલાવતીની કલામાં જણાય છે બીજા ભક્તજનોને સજાગાવવા, અને તેમ કરી તેમની પ્રશંસા મેળવવા મનોવ્યાપાર કર્યે જતા પુજારીઓ જેવા આપણા ઘણા કલાકારોની કલાથી સૌ લીલાવતીની કલા જુદી પડે છે. પરંતુ પુરાણા દેવમંદિરમાં નોબત વગાડનારની પ્રમત્તતા કઇ ઘડીએ ઉતરી જશે તે જેમ અનિશ્ચિત હોય છે તેમ સૌ. લીલાવતીની કલા ચપળ અને વેગવાન પણ અસ્થિર છે. અમે ઇચ્છીએ છીએ કે આ સંબંધમાં અમારી શંકા ખોટી કરે.

ત્રીજું જાણીતું થયલું નામ રા. મસ્તફકીરનું છે. 'સદી'ના વાચકોને એ નામ પરિચિત લાગશે અને ઘણા એમ જાણશે કે 'સદી'ના એમના લેખો રમતાં દમજાં દમજાં પ્રગટ થયલા એમના લેખો વધારે કલામય છે સ્ટીવનસને એક જગાએ કહ્યું છે કે કેટલાક લોકો ગળામાં રુ મુકી હસતા હોય તેવું ફીકું હસે છે—કે ફુટે. અત્યારે હસી શકવાની કલા બધા લોકમાં નથી આપણું આખું ગુજરાત રડે છે તે પણ ફીકું અને હસે છે તે પણ ફીકું અને પરિણામે આજ કેટલા વર્ષોથી સાધારણ witty અથવા પુરેપુરા ludicrous પુસ્તકોને હાસ્ય રસના ભંડારો ગણવામાં આવે છે. રા. મસ્તફકીરના લેખોમાં આપણા પોતાના સંસારના ચિત્રો દોરવાનો શુભ પ્રયત્ન થયો છે અને તે માટે અમે તેમને અભિનંદન આપીએ છીએ.

બીજા કેટલાક આશાકારદાયી નામો રા. કાલેલકર, રા. રામનારાયણ પાઠક અને રા. નરહરી પરીખના છે. જુના ગુજરાતીઓનો એક આક્ષેપ છે કે નવા ગુજરાતમાં અભ્યાસવૃત્તિનો અભાવ છે. રા. કાલેલકર અને રા. પરીખના લેખો આ આક્ષેપને ખોટો પાડે છે એ આનંદની બીના છે. અમે ધારીએ છીએ કે આ ગૃહસ્થોની પ્રવૃત્તિ ગુજરાતની જ્ઞાનતૃષા જગાડવામાં સારો ફાળો આપશે

જેમ ગુજરાતી ચિત્રકળામાં કલાકારની કલ્પનાને વસંત તો ક્વચિત જ બેસે છે તેમ સાહિત્યકલામાં પણ કલાકારની કલ્પના ઉડી શકતી નથી એવું જણાય છે. અને પરિણામે પરાયી કૃતિઓને પોતાકી બનાવવાની લાલસા દિવસે દિવસે વધતી જાય છે. આનો એક દાખલો "નવચેતન" ના દીપોત્સવી અંકમાં મળે છે 'મહીસાં રા. વિનોદકાંતનો પ્રકટ થઇ ગયેલો લેખ "માનવીનું ભવિષ્ય"

'નવચેતન'માં કોઇ રા. જીજ્ઞાસુએ અક્ષરશ: પ્રકટ કરાવ્યો છે. આવી બીના અતિખેદજનક અને સખત ટીકાને પાત્ર હોવી જોઇએ. એજ અંકમાં રા. નાનાલાલનું એકવાર પ્રકટ થઇ ગયલું "ભારત" કાવ્ય પ્રકટ થયું છે રા. ચાપશી આ વિષય પર ધ્યાન આપશે એમ અમે આશા રાખીએ છીએ.

'રંગભૂમિ'નો સાહિત્ય વિભાગ કલા વિભાગ કરતાં ચઢીઆતો છે. ગુજરાતના ઘણા જાણીના લેખકો તેમાં દેખા દે છે ખાસ કરી, ૨૦૦૦ વર્ષ પૂર્વની ઉજ્જયિનીની નાટકશાળાને આપણી નજર આગળ ખડી કરતો પ્રો. ભુચનો લેખ, સૌ. લીલાવતીની વાર્તા અને ગ. કૌશિકરામનો લેખ ધ્યાન એંચે છે. એજ અંકમાં રા. ચંદ્રશંકર પંડ્યાનો* એક ગદ્ય-લેખ પણ છે જેમાં લેખક જણાવે છે કે તેમના ઘણા મિત્રોએ તેમના ગદ્ય-લેખોની પ્રશંસા કરી છે અને આશા રાખીએ છીએ કે 'રંગભૂમિ'માં પ્રકટ થયલો આ લેખ તેની વાનગી નથી.

આ વર્ષના "ગુજરાતી"ના દિપોત્સવી અંકમાં જુના જાણીતા રાખેલા નિબંધો પત્રો ઐતિહાસિક, સાહિત્યપ્રધાન વિચારપ્રધાન અને બીજા ઉપયોગી લેખો હમેશ માફક જણાશે. આજ અંકમાં સ્વ. ગોવર્ધનરામના 'પ્રેમરાજ અને સાધ્વી' નાટકનો એક ભાગ પ્રકટ થયો છે એ સબંધી કૈંક કહેવાની અમને ફરજ પડે છે. આ નાટકમાં સરસ્વતીચંદ્ર અને કુમુદસુંદરીની ઉત્તરાવસ્થાનું ચિત્ર આલેખાયું છ. વિદેહી લેખકોના અપ્રકટ લેખો તેના મૃત્યુ પછી પ્રકટ કરતી વખતે સાવચેતી વપરાવી જોઇએ એ નિયમ આ પ્રસંગને લાગુ પડે છે, કારણ કે અમે માનીએ છીએ કે આ નાટકના પ્રકાશનથી સ્વ. ગોવર્ધનરામે રચેલી યોજના નાશ પામે છે "સરસ્વતીચંદ્ર' ની સામે ગુજરાતની મોટી ફરીઆદ એ હતી અને છે કે ગુજરાતી સ્ત્રીમંડળના સૌભાગ્યચંદ્રિકા, જેવા કુમુદસુંદરીના દુર્ભાગ્યના કથારચનાને લીધે ગુજરાતની સહૃદયતાને ભારે આઘાત થાય છે કુમુદના વિધાતાએ આ આક્ષેપ લગભગ ત્રીજા ભાગ પછી જોયો અને તેનું સમાધાન પણ યોજ્યું જેના પરિણામે એ કથાને છેલ્લે પાને 'થેલી મારી કુસુમ'નો કૃત્રિમ પ્રસંગ રચાયો અને ત્યારજ એ અપૂર્વ જગતને તેના વિધાતાએ શમાવી દીધું, અને એ ઠીક થયું, કારણ કે તમાં લેખકની કલા પણ જળવાઇ રહી છ આ રચનાને પરિણામેજ વાચકની કલ્પના પણ સ્વતંત્ર રહી. સરસ્વતીચંદ્ર અને કુસુમ સુખી થયાં હશે એવી મીઠી કલ્પનામાં દુ:ખી કુમુદસુંદરીને વીસરવાનો વાચકે પ્રયત્ન કર્યો અને એ ઝાંઝવાં જેવાં આશા—ચિત્રથી વાચક આપકાએ પોતાની કરેમાએલી લાગણીને જીવતી રાખી આ નાટકમાં પોતાના સૌમ્ય પણ શીકા મો પર પોતાને થયલા અન્યાયને અને વેઠેલા દુ:ખની મૌન શોકકથાને વહની કુમુદસુંદરી ફરીવાર દેખા છે અને તેની સાથે તથા કુસુમના ઉત્તરાવસ્થાના આલેખન સાથે વાચકને કમકમા થઇ આવે છે. સામાન્ય વાચકોની લાગણી આવી છે. બીજા જ્ઞાનીઓની ગમે તે હોય અને એ સામાન્ય વાચકોને લીધેજ 'સરસ્વતીચંદ્ર'ની મહત્તા ટકી રહી છે એ ભુલાવું જોઇએ નહીં. આ બધા વિચારોની દૃષ્ટિએ અમે માનીએ છીએ કે આ નાટક અપ્રકટ રહ્યો હોત તો વધારે યોગ્ય થયું હોત.

એ અંકમાં બીજા કોઇ કોઇ લેખો પણ વાંચી જવા જેવા છે

'હીંદુસ્થાન'ના સંચાલકોને એમના વાર્ષિક અંક માટ અમે પૂર્ણ અભિનંદન

# એની તમોને ઘણી જરૂર છે !

## કીર્લોસ્કર હળ

બે બળદથી ચાલે એવો હળ નં. ૧૧.



કીંમત રૂ. ૩૫

આપની જમીન વધારે ઉંડી અને સારી ખેડીને તેમાંથી પહેલાં કરતાં વધારે પાક પેદા કરવો હોય તો આ સુધરેલા લોઢાના હળનો ઉપયોગ કરો. જુના લાંકડી હળ કરતાં કીર્લોસ્કર હળના ઉપયોગથી વખત, ખરચ, અને મહેનત આ ત્રણ બાબતનો બચાવ થાય છે. ત્રણ લાખથી વધારે ખેડુતો હાલ આ હળનો સંતોષથી ઉપયોગ કરે છે. આપની ખેતી સારી ફાયદાસર થવી જોઈએ એવું જો તમોને લાગતું હોય તો [illegible] આ હળનો ઉપયોગ કરો.

એ શીવાય અમારે ત્યાં શેરડી પીલવાનાં ચીચોડા, કડબના કકડા કરવાના સંચા, કોસના સુધરેલા લોઢાના ગરેડીયાં, મકઇ છોલવાના સંચા અને અનેક જાતનાં બીજા નાના મોટા હળ તૈયાર થાય છે. વધારે ખુલાસા માટે લખો:—

કીર્લોસ્કર બ્રધર્સ, લીમીટેડ;
કીર્લોસ્કર વાડી (જી. સતારા)

માર્ગશીર્ષ ૧૯૭૪ અંક ૨

# ગુજરાત



સાહિત્ય સંસદ તરફથી —

કનૈયાલાલ માણેકલાલ મુનશી, બી. એ. એલ એલ. બી. એડવોકેટ.
લવાજમ હીંદુસ્તાનમાં, રૂા. ૮. દેશાવર. રૂા. ૧૦ છૂટક રૂા. ૧.
ઠેકાણું:-ગુજરાત કાર્યાલય, હોમજી સ્ટ્રીટ. કોટ, મુંબઈ, નં ૧.








TIGER
REGISTERED
BRAND
TRADE
MARK
SAGAR & CO.
GOLPITHA
BOMBAY
गजकर्ण
मलम

# ગુજરાત

(દર માસની આખરે પ્રકટ થાય છે)

પુ. ૨ માર્ગશીર્ષ ૧૯૮૪ની અનુક્રમણિકા અંક ૩

## મુખ્ય ચિત્રો



## લેખો



---

* પૃષ્ઠ ૨૬૩ પર "રા હરિલાલ પ્રાણજીવન ત્રિવેદી" છપાયું છે તે સુધારીને ઉપર મુજબ વાંચવું.

ધી સાહિત્ય પ્રકાશક કંપની લીમીટેડ માટે પં. દી. મનજીએ કયસરે હીંદ ઇલેક્ટ્રીક પ્રેસમાં નં. ૭૪, હોમજી સ્ટ્રીટ કોટ, મુંબાઈ મધ્યે છાપ્યું અને નં. ૫૩, મેડોઝ સ્ટ્રીટમાં આવેલી ધી સાહિત્ય પ્રકાશક કંપની લીમીટેડ તરફથી વિજયરાય કલ્યાણરાયે પ્રકટ કર્યું.

☞ વાર્તાઓ તથા નાટકોના સર્વ પાત્રો કાલ્પનિક છે અને તેમાંના કોઇપણ પાત્ર કે પ્રસંગ જીવતા સ્ત્રીપુરુષો નથી.

લવાજમ હીંદમાં રૂ ૮, દેશાવર રૂ ૧૦
છુટક નકલનો રૂપીઓ એક

---

# અમારો પોષ માસનો ખાસ સ્ત્રી-અંક

**ગયાં પચાસ વર્ષમાં ગુર્જર સ્ત્રીનો વિકાસ (સચિત્ર):** ના. નરસિંહરાવ ભોળાનાથ દીવેટીઆ. ગુજરાતનો નારીસમાજ ગઇ અર્ધી સદીમાં કેવાં કેવા પરિવર્તનોમાંથી પસાર થયો છે તેનો સમર્થ શૈલીમાં લખાયલો તાદૃશ્ય ચીતાર સંખ્યાબંધ આકર્ષક ફોટો-ચિત્રો અને સ્કેચ સાથે.

**જો હું પુરુષ હોત તો** સૌ. સરોજિની મહેતા એક મહત્વના અને મનોરંજક પ્રશ્નનો તેવોજ ઉત્તર આપતો મનનીય લેખ.

**ગુર્જર સાહિત્યનાં પ્રતાપી સ્ત્રી-પાત્રો (સચિત્ર)** રા. રણજિતલાલ હરિનાથ પંડ્યા. સાહિત્યચર્ચાનું એક અગત્યનું જ અંગ આપણા સાહિત્યમાં આરંભનો ખાસ વાંચવાયોગ્ય લેખ જેમાં 'સરસ્વતીચંદ્ર' 'હાસ્યત્રિપુટી' 'જયા અને જયંત' 'ગુજરાતનો નાથ' આદિ કૃતિઓના સ્ત્રી-પાત્રોનું રસભર ચારિત્ર્યનિરૂપણ લેખકની કલમેરાની જેજરાની ખાનીમાં નજરે પડશે ચિત્રકારો રા. દત્તાત્રેય, રા. જોશી અને રા. સજીવ.

**જોન ઑફ આર્ક (સચિત્ર)** સૌ. બહેન લીલાવતી સ્વદેશ ખાતર જાન કુરબાન કરી માનવ ઇતિહાસમાં અદ્વિતીય કીર્તિ પામનાર વીરાંગનાનાં ગુણલક્ષણનું અતિ પ્રોત્સાહક આલેખન. ચાર વૈવિધ્યમય ફોટો-ચિત્રો સાથે.

**દયારામની ગોપી (સચિત્ર)** રા. શંકરપ્રસાદ છગનલાલ રાવળ ગુજરાતના એક અગ્રગણ્ય કવિવરના ગોપિકાના આદર્શ વિશે રસપ્રદ વિવેચન. ચિત્રકાર રા. ગોરધનભાઇ પટેલ.

**સૌંદર્યની શોધ** (સચિત્ર): રા. મસ્ત-ફકીરની લાક્ષણિક અને લોકપ્રિય શૈલીનો એક વધુ નમુનો, જેમાં તેઓ નવા પ્રદેશમાં સાહસ ખેડતા બહાર પડે છે. પાંચ વિવિધ ચિત્રો સાથે.

**સ્ત્રી–સંશોધક મંડળનો સમારંભ** (સચિત્ર): રા. કનૈયાલાલ માણેકલાલ મુનશી. આ વિશાળ સંસારના નારીકુલમાં અર્ઘ્ય આપવા યોગ્ય નારી કેવા પ્રકારની હોઇ શકે ? એ મહાપ્રશ્નની ચર્ચા કરવા એકત્રિત થએલા વિદ્વાન્ સંશોધકોની મીજલસનો રસ પડે ને ફકડા થાય તેવો અનુપમ ને આનંદજનક અહેવાલ,–રા. ગોરક્ષકરનાં અર્થસૂચક ચિત્રો સહિત.

**સાંપ્રત સમયની સ્ત્રી ને પુરાણ કાળનો પુરુષ** (સચિત્ર): રા. બટુ લાલભાઇ ઉમરવાડીઆ. મનુષ્યજીવન પર પડેલાં સ્ત્રીના અતુલ પ્રભાવની ઝાંખી કરાવતું મનોરમ શબ્દચિત્ર. ચિત્રકારઃ રા. ગોરધનભાઇ પટેલ.

**જુઓ ભાઇ વાત વિચારી રે**: રા. પ્રેક્ષક. આધુનિક કાળની સ્ત્રીઓનો હ્રદયસ્પર્શી ચીતાર આપતું એક સરસ કાવ્ય.

આ શીવાય સંસ્કૃત સાહિત્યના વિલાપોનું રસદૃષ્ટિએ અવલોકન, કેટલાંક જાણીતાં લેખિકાઓની કૃતિઓ, તથા બે ત્રિરંગી તેમજ સામાન્ય રંગીન અનેક ચિત્રો, અને બેટ–અપનાં કેટલાંક તદ્દન નવીન આકર્ષણો પણ આ ખાસ અંકમાં આપવામાં આવશે. તે ઉપરાંત, **રાજાધિરાજ, નવું સાહિત્ય, તંત્રીસ્થાનેથી** એ રસમય ચાલુ વિષયો.

---

**નોંધઃ** સાહિત્ય સંસદ્ તેમજ "ગુજરાત"ને લગતો પત્રવ્યવહાર "ગુજરાત" કાર્યાલય, નં૦ ૭૪ હોર્નબી સ્ટ્રીટ, ફોર્ટ મુંબાઈ નં૦ ૧—એ શીરનામે કરવાની ખાસ સૂચના કરવામાં આવે છે.

## અમારા સુજ્ઞ વાચકોને—

પ્રેસની ચાલુ અગવડોને લીધે બે માસથી "ગુજરાત"નો અંક બહાર પડવામાં કંઇ વિલંબ થાય છે તે સહૃદય વાચકો દરગુજર કરશે એવી આશા છે. નિયમિતતા વધુ અંશે જાળવવાના અમારા પ્રયાસો ચાલુ જ છે—જેમાં વાચકો પોતાની ધીરજથી સહકાર આપી રહે તેમ ઇચ્છીએ છીએ.

વ્યવસ્થાપક "ગુજરાત."




પુસ્તક ૨ | માર્ગશીર્ષ ૧૯૭૮ | અંક ૩

## જય થજો જય થજો—

જયા વગ્યા

આર્ય સંસ્કારની પીયૂષ પ્રસરાવતા,
પરશુ નિજ સ્કંધપર નિરંતર ધારતા,
પ્રબલ કાલાગ્નિસમ અરિદલ વિદારતા,
રુદ્રઅવતાર ભડવીર વિપ્રેન્દ્ર તે

**રામ ભાર્ગવ વડા,—**

શત્રુને મારતા, મિત્રને તારતા,
પ્રેમ ને શૌર્યના સૂત્ર સ્વીકરાવતા,
કર્મહીન જગતને પરમ કર્તવ્ય નિષ્કામનો
પાઠ શીખવાડતા,
વિષ્ણુના અંશ યોગીન્દ્ર ગરુડધ્વજ

**કૃષ્ણયાદવપતિ—**

રુધિરમય જગતને મોક્ષનો પ્રેમમય
માર્ગ દર્શાવતા,
લોકહિતનિરત ને સત્યવચની સદા,
સત્યમાં અચલ આગ્રહ વળી ધારતા,
શત્રુ કે મિત્રમાં, શુદ્ર કે વિપ્રમાં
સર્વમહીં અદ્ભુત સમાનતા માનતા,
સુવ્રત, અજાત શત્રુ, સદા સૌમ્ય તે
મહાત્મા ગાંધી ઉપનામથી લોકમાં
પરમ વિખ્યાતિને પામતા

ધર્મઅવતાર ધર્મવીર

**મોહન મહાન નર,—**

એવી આ

સુભટ સંગમ સહિત

કુક્કુટધ્વજ સજ્જિત

સૈન્ય જેના અજિત

બર્બરક જિષ્ણુ ભડાંક પ્રૌઢ પ્રતાપી મહા
પટ્ટણાધીશ જયસિંહ તે સિદ્ધરાજેન્દ્રની

પુનિત

ગુજરાતનો.



બૌદ્ધ સ્થાપત્ય

સાંચીના તોરણનો ઉત્તર ભાગનો દેખાવ




સાંચીનો જગપ્રસિદ્ધ સ્તૂપ

## ઇ. સ. પૂર્વે ૫૦ થી ઇ. સ. ૭૫૦

લેખક

રા. ગજાનન વિશ્વનાથ પાઠક

હિંદુસ્થાનમાં સ્થાપત્યના જુનામાં જુના દાખલાઓ ઇ સ પૂ ૨૫૦ ની લગભગથી મળી આવે છે. તે પહેલાના નથી મળતા. આ વચન પહેલા હિંદમાં સ્થાપત્ય નહોતું તેમ તો નક્કી કહી શકાય, કેમકે સ્થાપત્યકીય ( આર્કિટેક્ચરલ ) બાંધકામોના વર્ણનો ઘણા જુના કાલના લખાણોમાંથી મળે છે પુરાણોમાં આવા વર્ણનો બહુ કવિત્વભરેલાં, અને કલ્પનાને ઉત્તેજે તેવી રીતે લખાએલા છે. રામાયણમાં લંકાને સુવર્ણની કહી છે તેમાં અયોધ્યા નગરીનું દશરથ રાજાના મહેલનું તેમજ મહાભારતમાં મયદાનવની રચેલી સભાનું વર્ણન આપણને હાલના જમાનાના કરતા પણ કાંઇ ઉંચી કલ્પનાભૂમિ પર લઇ જાય છે. તેમજ સંસ્કૃત શિષ્ટ સાહિત્ય સમયમાં એટલે કે સાતમા આઠમા સૈકામાં બાણ કવિએ વર્ણવેલા સ્થાપત્યના વર્ણનો અસાધારણ છે. તેની સૌંદર્યભાવનાઓ, હાલના કરતાંએ ક્યાંય ચઢીઆતી છે કવિ કાલિદાસની કૃતિઓમાંથી

---

* હિંદુસ્થાનના સ્થાપત્ય પર એક પુસ્તક લખવા લેખકને ઇચ્છા છે એ પુસ્તકનું આ પહેલું પ્રકરણ છે. ધીમે ધીમે બધાં પ્રકરણ થયા બાદ પુસ્તકરૂપે બહાર પાડવા ઉમેદ છે. વાચકો તરફથી સૂચનાઓ સાભાર સ્વીકારવામાં આવશે.



'ઇજીપ્તનો પીરામીડ જોનારમાં કૈંક કર્કશ ચમત્કાર ખડો કરે છે.'

ણુ કૈંક અલૌકિક રસ સામગ્રી ખડી થાય છે. ઉપરાંત ઇ. સ. પૂ. ૩૦૦ માં મળેલાં કામોમાં ટલીએક તખ્તીઓમાં મકાનોના નમુનાઓ રેલા છે તેજ સુંદર છે, અને પૂર્ણ છે. આટલી બાબતો પરથી એમજ કહેવું પડે : એ વખત પૂર્વે સ્થાપત્ય તો હશે. એટલું- જ નહીં પણ તખ્તીઓના નમુના અને સાહિત્યમાં આલેખાએલું સ્થાપત્ય એ પૂર્વ- કાળમાં થએલા પ્રયત્નોના પરિપાક જેવું જ છે.

ત્યારે આ પહેલાંના નમુનાઓ નથી મળતા એનું કારણ એમ ગણાય કે એ બાંધકામો ગાઢ ટકાઉ પદાર્થોનાં બનેલાં નહીં હોય. હાલમાં બ્રહ્મદેશમાં જેમ કેટલાંક મકાનો લાકડાનાં જોવામાં આવે છે, તેમ પહેલાં લાકડાનાંજ મકાનો થતાં હશે. હીંદુસ્થાન એક બહુ ફળદ્રુપ દેશ છે. પહેલાં જંગલો ઘણાં હતાં, અને પથરો ખોદી કાઢવાની કે ઇંટો પકવવાની સંપૂર્ણ કળા કદાચ ત્યાર નહીં આવી હોય, કદાચ તેને લાકડાં આડે વાપરવાની જરુર નહીં જણાઇ હોય, એટલે બાંધકામના મુખ્ય પદાર્થ તરીકે લાકડું વપ- રાયું હશે. છતાં એમ અનુમાન થાય છે કે પાયામાં પત્થરો વપરાએલા, પણ ઉપરનું ચણતર તો લાકડાનું થએલું. એ જ્યાં લાકડાનાં થયાંજ હશે એમ માનવાનું બીજું કારણ એમ છે કે ઇ. સ. પૂ. ૩૦૦ માં મળી આવતા દાખલાઓમાં જે કોતરકામ છે તેમાંનું ઘણું લાકડામાં થતા કોતરકામને મળતું છે, અને તેમની રચનાશૈલી પણ લાકડામાં થતી રચના જેવી છે.

ત્યારે આ ટકાઉ પદાર્થો-પત્થર, ઇંટ— નાં બાંધકામો જ્યારથી આપણને જડયાં ત્યારથી તે અત્યાર સુધીનાં બાંધકામોનાં, તેમનાં રૂપ, રચના અને હેતુ પરત્વે ચાર મોટા વર્ગો પડે છે. એ વર્ગોને "શ્રેણી"

કરી કેળવણીનું આયકામ છે તે ખબર પડી, પછી જ્યારે આપણે તેને તેના નાના વિભાગો થી સમજીએ ત્યારે ઘણો આનંદ થાય છે. આ ચાર શ્રેણીના વાસ્તુ કાળક્રમ પ્રમાણે નીચે પ્રમાણે —

( ૧ ) બૌદ્ધ ( ૨ ) હીંદુઓ અને જૈન ( ૩ ) મુસલમાની તથા મુગલ, અને ( ૪ ) યુરોપીય. વાચકોને આ ચારેય પદ્ધતિ આ તેના અનુક્રમથી સમજાવવી એવી આ લેખકની યોજના છે, જેમાંનો પહેલો વિભાગ રજુ કરવાનો આ પ્રયાસ છે.

બૌદ્ધ સ્થાપત્યના લગભગ બધાજ દાખલાઓ ધર્મબળને લીધેજ થએલા છે. લગભગ બધાજ દેશોમાં સ્થાપત્યની શરૂઆત ધર્મભાવથી પ્રેરાઇને થએલી છે, તેમાંથી આપણે જુદા પડી શકયા નથી આ ધર્મ-બળ–પ્રેરિત સ્થાપત્ય આપણને ચાર વિવિધ રૂપમાં દર્શન આપે છે (૧) સ્તુપ (૨) કોતરણી ને તોરણો ( ૩ ) ચૈત્યો ને વિહારો ( ૪ ) લાટ કે સ્થંભો. આ બધાને આપણે ક્રમસર જોઇએ, સમજીએ

## સ્તુપ

એનો આકાર જમીન પર ટોપનો ઉંધો વાળેલો પડેલો હોય ને એ જેવો દેખાય, તેવો હોય છે. ને ઈંટોનો કે પથ્થરનો નક્કર



કાર્લીની ગુફાનો અંદરનો દેખાવ



આકૃતિ ૪
કાર્લીની ચૈત્ય ગુફાનો 'પ્લાન'

બાંધેલો હોય છે. તેનો બાંધવાનો હેતુ, બુદ્ધ ભગવાનના અવશેષને સાચવી રાખવાનો, કે પછી બુદ્ધ ભગવાને જે સ્થળે કંઈ સ્મરણીય કાર્યો કર્યો હોય તે જગાની એંધાણી તરીકે બાંધવાનો હતો. અવશેષમાં બુદ્ધના શરીરનો કોઇ પણ ભાગ, હાડકું કે ઉચ્ચ પછી દાંતજ ગણવામા આવે છે. ને તેને સ્તુપ પર એક વેદિના જેવો આકાર કરી તેમાં મુકી દેવામા આવે છે પછી કોટચાર એ વેદી જેવા ભાગ પર એક છત્ર જેવું પણ કરવામા આવે છે આવા સ્તુપો મોટામાં મોટા કદથી નાના મકાનમા મુકી શકાય તેટલા કરવામા આવે છે. હીંદનો મોટામાં મોટો સ્તુપ દુનીયામા મોટામાં મોટા ગણાતા ઇજીપ્તના પીરામીડથી બીજે નબરે આવે છે. આવો મોટો સ્તુપ અનુરાધાપુરમાં છે. અને જુનામા જુનો સ્તુપ ભોપાળમાં સાંચી નામના સ્થળે છે આ સ્તુપ બાંધનારાઓની અંત પ્રેરણા ( સ્પીરીટ ) બરાબર ઇજીપ્તના પીરામીડો બાંધનાર જેવીજ જોરદાર છે. પણ તેનો આકાર "પીરામીડ"થી જુદો પડે છે. પીરામીડ ત્રિકોણાકાર હોઇ આજુબાજુની સૃષ્ટિથી જુદો પડી તેને જોનારમાં કંઇક કંઇક ચમત્કાર ખડો કરે છે. જ્યારે આ સ્તુપોનું રૂપ, આકારરૂપી ઘુમટને મળતું હોઇ આજુબાજુની

સૃષ્ટિમાં સાદશ્ય ખડું થઇ ઇશ્વરી શક્તિનો ખ્યાલ અબાધિતજ રહે છે. આજુબાજુની



સાંચીના કઠેડાના બારીક નકસીકામનો નમુનો

સૃષ્ટિમાંથી ઉપજતા આપણા ઇશ્વરી બળ વાળેના વિચારોમાં આ સ્તુપના રૂપથી ખાસ કંઇ વિક્ષેપ થતો નથી. સપાટ ભૂમિ ઉપર જાણે કે કોઇ દૈવી શક્તિએ અદ્રશ્યથી લાવી મુકયો હોય તેમ જણાતો કદમાં ઘણોજ મોટો, મનુષ્યકૃત ચિરસ્થાયી સ્તુપ જોનારને દંગ બનાવી દે તેવો છે. મનુષ્ય તેના કદ આગળ તૃણ સમાન દેખાય છે. આવા સ્તુપોના દાખલાઓ સાંચી અને ભાર્હુત (ઇ. સ. પૂર્વે ૨૦૦) અમરાવતી અને સારનાથ ( ટુંકો કેડો ), અને અનુરાધાપુરમાં છે. આવા મોટા સ્તુપોથી નાના કદના સ્તુપો આગળ વર્ણવવામાં આવતા ચૈત્યોમાં મુકવામાં આવ્યા હોય છે.

### કઠેડા અને તોરણો

કઠેડા એ મોટા સ્તુપોની આસપાસની વાડને ઠેકાણે છે અને તોરણો ચાર દિશાએ મુકાએલા દરવાજા છે. પણ આ બન્નેમાં ઉપયોગના હેતુઓ ઉપરાંત ધાર્મિક હેતુ પણ છે. કઠેડામાં તેમજ તોરણમાં જે ત્રણ આડા પત્થરો છે તે એ ધર્મમાં બુદ્ધ ધર્મ અને સંઘને ઠેકાણે છે. હીંદુ ધર્મની ત્રિમૂર્તિનું આ બુદ્ધ ધર્મમાં અનુકરણ છે, ને તેનું દર્શન આપણને કઠેડા અને તોરણોમાં રાખેલા આડા ત્રણ ચોથી થાય છે. તોરણોમાં ઘણું નકસીકામ છે. તેમાં પણ સાંચીમાં જળવાઇ રહેલા તોરણોમાંથી આપણને જુના સ્થાપત્યનો બોધ મળે છે. ઉપરાંત તેમાં લોકજીવનની ગાથાઓ, ને દેવોનાં ચિત્રો છે. આવા કઠેડાઓ અને તોરણો સાંચી અને ભાર્હુત સ્તુપો આસપાસ હજુ ઉભા છે. એમાં સાંચીના તોરણનો એક ભાગ મુખપૃષ્ઠ પર આપ્યો છે. લેખને મથાળે આપેલું ચિત્ર સ્તુપની આખી યોજના બતાવે છે. વચમાં સ્તુપ ને આજુબાજુ કઠેડા અને તોરણ છે.

### ચૈત્યો

ચૈત્યો બુદ્ધ લોકોનાં દેવળો કે સભાસ્થાનો છે. તેમાંનાં લગભગ બધાંજ ડુંગરોમાં કોરી

કાઢેલાં છે. તેમને સામાન્ય લોકો ગુફાઓના નામથી જાણે છે. આ ચૈત્યો આકૃતિ 'અ' મા (પૃ. ૨૨૩) બતાવ્યા પ્રમાણે લબચોરસ હોય છે. અને તેના મુખદ્વાર સામેનો છેડો ગોળ હોય છે જ્યાં ફરતી જગા રહે તેવી રીતે નાનો સ્તુપ મુકેલો હોય છે તળીઆની પહોળાઇના ત્રણ વિભાગો હોઇ વચલો ગાળો જરા પહોળો રાખી બાજુના સાંકડા રાખવામા આવે છે, અને પછી સડક ને ફુટપાથને જુદાં પાડવાને વચમા ઝાડવાઓ રોપેલા હોય છે. તેમ અહીંઆ થાભલાઓ રોપેલા હોય છે. આ ગોઠવણી ખ્રીસ્તી દેવળને બહુ મળતી હોઇ યુરોપીઅનોને ઠીક ગમી છે. આ થાંભલાઓની હારો પછી મુખદ્વારની બરાબર સામે આવેલા સ્તુપની પછવાડે ફરે છે ચૈત્યમાં અજવાળુ બહારના અગ્રદ્વારમાથીજ આવે છે. પણ તે પુરતું હોય છે દ્વારમા ઉભા રહીને જ્યારે સ્તુપ તરફ મો રાખી જોઇએ છીએ ત્યારે સરખા આકારના થાંભલાઓની હારો દૂરના સ્તુપમા મળી જતી જણાઇ આપણી દષ્ટિને પોતાની સાથે સા ખેંચીને સ્થિર કરે છે. ચૈત્ય ઉપરનુ આચ્છાદન પણ નળાકાર હોઇ સ્તુપ પરના આપણા ત્રાટકમા મદદ કરે છે આવા ચૈત્યોના સારામા સારો દાખલો કાર્લીની ગુફાઓનો છે

## વિહારો

વિહારો એ ચૈત્યની આજુબાજુ રહેવાનાં સ્થળો છે. ઘણે ભાગે ચૈત્ય, એ પવિત્ર પૂજનીય સ્થાન હોવા ઉપરાંત શિક્ષણ લેવાના સ્થાન તરીકે પણ વપરાતાં. થાંભલાઓની હારો પાસે શિષ્યોની હારો બેસી જતી, અને સ્તુપની સામે મો રાખી કે સ્તુપની નજદીકમા અગ્રદ્વાર તરફ મો રાખી ગુરુ બેસતા હશે. આમ શાળા, રહેવાના સ્થળો, અને પવિત્રસ્થાનનો એક રમણીય સમૂહ બની જતા હાલની પશ્ચિમની યુનીવર્સીટીઓ જેવાં એ બની રહેલા. આ વિહારોમાં વસવાટની અનુકુળતા માટે ટાંકા રાખવા મા આવ્યા હોય છે કેટલાક વિહારો તો પર્વત માથી ચારે બાજુ કોરેલા અને માળીવાળા કરવામા આવ્યા છે. તેમા નીચેથી ઉપર ના માળીમા ચોગ્યતા પ્રમાણે રહેવાનુ હતુ અને ગામથી દૂર અને માત્ર પારમાર્થિક જીવન ગાળવાનું. ત્યા સઘળે પવિત્ર અને એકજ જાતનું વાતાવરણ બની રહેતુ. ઝરણાઓ ખળખળ કરતા



કેડાના કોતરકામનો બીજો નમુનો

વહેતા હોય, પક્ષીઓનો કોલાહલ આનંદપ્રદ હોય ત્યા આવા વાતાવરણમાં ગુરુશિષ્યો વાત્સલ્યપ્રેમથી રહેતા હશે ત્યારે કેટલું આનંદ

મદ લાગતું હશે ! આવા આનંદની કૈંક ઝાંખી કરવી હોય તો મુંબાઈની નજીકમાંજ આવેલી કાર્લાની અને કનેરીની ગુફાઓ જોવી.

પણ બૌદ્ધ સમયના અને હીંદના સર્વથી સુખી કાલના પરિપાકરૂપ ૫–૬–૭ મા સૈકાની અજંટાની ગુફાઓ જોવા જેવી છે. નીઝામ હૈદ્રાબાદના રાજ્યમાં એ આવેલી છે. એ પૂર્ણ જાહોજલાલીના વખતમાં થએલી છે. હીંદનો એ શિષ્ટ સમય, કે જ્યારે શિષ્ટ સંસ્કૃત ભાષામાં વિજ્ઞાન તેમજ કાવ્યોનાં પુસ્તકો લખાયાં એ વખતે પુરાણો પુરાં થઇ ગયાં હતાં કાલિદાસથી નાટ્યકલા પૂર્ણ શિખરે ચઢેલી. બાણ કવિની રસસામગ્રી પણ એજ સમયની. આ બધાનું દર્શન આપણને એ અજંટાની ગુફાઓમાંથી મળે છે. એ ગુફાઓમાં ભીંતનાં ચિત્રોએ સર્વ હીંદુ તેમજ યુરોપીય પ્રવાસીને આકર્ષ્યાં છે. તેમાં બુદ્ધજીવન, લોકજીવન અને ધર્મજીવન આલેખાએલું છે. રંગીત તેમજ કાળાધોળા રંગનાં એ ચિત્રોમાં રંગની ભભક હજુ જેવીને તેવીજ છે. હીંદની ચિત્રશૈલીનો અભ્યાસ તેમાંથી મળે છે. ને તેનો વિકાસ તેના પરથી માંડી શકાય. પણ દીલગીરી છે કે માત્ર કલકત્તાની ચિત્રશાળાએજ એનો વિકાસ કર્યો છે. બાકીની ચિત્રશાળાઓ હીંદની ચિત્રકલાના વિકાસ માટે નકામીજ ઠરે છે.



અજંટાના એક સુંદર વિહારનો "પ્લાન"

### લાટ કે સ્તંભો

આ શબ્દોનો અર્થ સ્પષ્ટજ છે. બુદ્ધ ધર્મ પ્રવર્તાવનાર મહાન્ અશોકના સમયમાં એ થએલા છે. એની કલ્પના મૂલધ્વજ સ્તંભ પરથી થએલી છે. અશોક રાજાએ જ્યાં જ્યાં ધર્મોપદેશ કર્યો છે ત્યાં ધર્મારોપણના ચિહ્ન તરીકે આવા સ્તંભો રોપેલા છે. તે સ્તંભો પર અશોકના આદેશો લખેલા હોય છે આ સ્તંભો પાછા સ્તુપની માફક આપણને ઇજીપ્તના આવાજ સ્તંભોનું સ્મરણ કરાવે છે. પણ ઇજીપ્તના એ સ્તંભો ઇજીપ્તની કલામાં રહેલા મહાન્ કદનું રક્ષણ બતાવી આપે છે, ત્યારે આપણા સ્તંભો કદમાં નાના છે. આ સ્તંભોમાં દીલ્હીનો લોહસ્તંભ જગપ્રસિદ્ધ છે. આ લોહસ્તંભ સમુદ્રગુપ્તે ઇ. સ. ૪૧૫ માં રોપાવ્યો છે. આ સ્તંભોનું અનુકરણ પછી તો જૈનોએ અને બ્રાહ્મણોએ પણ કર્યું છે.

આ ધાર્મિક કાર્યો ઉપરાંત આપણને કેટલાક બૌદ્ધકાલનાં જૈનોપયોગી બાંધકામો પણ મળી આવે



ભરહુતનો કઠેડો

ઉપરાંત પાણીના ટાંકાં અને કુંડો પણ થએલાં જોવામાં આવે છે. કુદરતી વિહાર હીંદવાસીઓને મુળથીજ પસંદ છે. અને એટલા માટે તેઓએ નદીઓ ઉપર નહાવાધોવાના ઘાટ, જળાશયો, કુંડો વીગેરે કર્યો છે, એટલુંજ નહીં પણ તેઓએ નહેરો પણ કરી છે પણ આ બધાના પાકા બાંધકામ નો પાછળા વખતમાંજ થએલા છતાં જુનામાં જુનું તળાવ ઇ. સ. પૂર્વે ૪થા સૈકામાં થએલું તે એક જગાએ મળી આવેલું છે. એથી પણ વધારે નવાઇનું તો એ છે કે ઇ. સ. પૂર્વે બીજા અને ત્રીજા સૈકામાં બાંધેલા ગરનાળાઓ હાલના નવા રચનારાઓને અજાણાંજ આવે છે ને તે સુંદર પણ છે.

આટલે સુધીના બાંધકામો બૌદ્ધ છે એ પછી ખાસ બૌદ્ધ ધર્મને માટે મકાનો થયાં નથી. બૌદ્ધ

છે. એ વખતના ઘરોનો ખ્યાલ આવી શકે તેવા દાખલાઓ તો આપણને મળી શકતા નથી. પણ સાંચી અને ભરહુતના સ્તુપોના કઠેડાઓ અને તોરણો માં એવી કેટલીક તખ્તીઓ છે કે જેમાં ઘરો કોરેલાં છે. એ ઘરોમાં ઓટલીઓ દુકાનો અને ઉપરાઉપર બે માળ, વળી રવેશ, ઝરૂખા વીગેરે પણ છે. આ પરથી એમ ખ્યાલ કરી શકાય કે પહેલાના ઘરો લાકડાના પણ સારાંજ થતાં હશે.



'અજંટાઃ ઓગણીસ'નંબરની ચૈત્ય ગુફા

## આગલાં પ્રકરણોનો સાર

**સંવત ૧૧૯૯**ના ચૈત્રની એક સવારે એક જૈન સાધુ ને ઉદાનો દીકરો આમ્રભટ ભૃગુકચ્છ આગળ ઉતરે છે. આમ્રભટ દુર્ગપાલને મળવા જતાં રસ્તામાં એક યુવતીના સૌંદર્યથી મુગ્ધ બને છે. તે કાકને મળીને જયસિંહદેવનો સંદેશો તેને આપીને પાછો વળે છે. સંદેશામાં કાકને આજ્ઞા છે કે તેણે ભરુચ આમ્રભટને સોંપી જુનાગઢના ઘેરામાં જોડાવું. રાણી લીલાદેવીએ પણ કાકને તેડાવ્યો છે. દરમ્યાન જુનાગઢથી મણિભદ્ર 'રાણકદેવીનું' તેડું લાવે છે. બધું સાંભળીને કાક દેવભદ્રસૂરિની વિદાયગીરી લેવા જાય છે, ત્યાં વાર્તાના આરંભમાં આવતા જૈન સાધુને તે ઓળખે છે, અને તેની પાછળ એક ગુપ્તચર યોજે છે, અને રસ્તે પડે છે. દરમ્યાન આમ્રભટને તેનાં સંસરાને ત્યાં તેનો સાળો, પાટણે લાટ છડ્યાથી કડવાશભર્યો હૃદયવાળો બનેલો રેવાપાલ, લુખો આવકાર દે છે. જે યુવતીના સૌંદર્યથી તે મુગ્ધ થયો હતો તેની ભાળ કાઢવા આમ્રભટ બે સૈનિકોને મોકલે છે, જેઓ કુવા આગળ બેસીને પનીઆરીઓની મશ્કરી કરે છે. મણિભદ્ર મહારાજ તેમને વારવા જતાં એક સૈનિક તેને મારે છે. તેટલામાં રેવાપાલ આવીને સૈનિકનો પગ કાપી નાંખે છે. આમ્રભટ આગળ ફરીઆદ જતાં તે રેવાપાલ ઉપર ક્રોધે ભરાય છે, પણ એટલામાં કાક આવી પહોંચીને ખરી હકીકત કહાવીને સૈનિકોને કાઢી મુકે છે અને રેવાપાલને ન છંછેડવા આમ્રભટને ચેતવે છે. આમ્રભટની છાકરવાદીના નિરાશાજનક ભાળી લેતો કિંકર્તવ્યમૂઢ કાક પોતાના પરિવારને રેવાપાલને સોંપીને રવાને થવાનો વિચાર કરે છે. દરમ્યાન આમ્રભટને તેનો સસરો તેજપાલ દુર્ગપાલને ઘેર લઇ જાય છે. તે વખતે રેવાપાલ પોતાના ગુરુ બ્રહ્માનંદ આગળ પટ્ટણીઓ ઉપરની પોતાના હૈયાની આગ કાઢતો કાકની ગેરહાજરીમાં બળવો જગાડવાની રજા, તથા જરૂર પડ્યે સેનાપતિ "ધ્રુવસેન"ના મુળ સ્વરૂપમાં બહાર પડવાનું વચન તેમની પાસેથી મેળવે છે. પછી તેને કાક મળ્યો. કાકે મુઞ્જાલકુંવરીની વાત કાઢતાં રેવાપાલ કાકનો વધ કરવા દોડે છે, જેને બ્રહ્માનંદ વારે છે. ગુરુના સમજાવવાથી છેવટે કાકના કુટુંબનું રક્ષણ કરવાનું રેવાપાલ વચન આપે છે. કાકના રવાને થયા પછી મંજરીને રેવાપાલની સ્ત્રી સાથે ઓળખાણ થાય છે. દરમ્યાન આમ્રભટને ખબર મળે છે કે તેનું મન હરી જનાર યુવતી તે મંજરી પોતેજ છે, તેથી તે કંઇક બહાનું કાઢીને મંજરીના ઘરની રોજ મુલાકાત લેવાની રજા તેની પાસેથી યુક્તિથી મેળવે છે.

(હવે આગળ વાંચો)

## પ્રકરણ ૨૩ મું

---

### જેમાં હેમચંદ્રસૂરિ ચકિત થાય છે

આંબડના મગજમાં પહેલી વાર ગાડીમાં જોડાયલા નવા ઘોડાનો તોર આવ્યો. તેને લાગ્યું કે તે મોટો માણસ હતો; લાટનો સત્તાધીશ હતો; આ બધાં તેના હુકમને તાબે હતાં અને તેમાં મંજરી જેવી મોહક સ્ત્રી માટે ઉપેદર થયલા મોહનો ઉત્સાહ તેની રગેરગમાં નાચતો હતો; અને આજે પ્રથમ પ્રયાસમાં ફતેહ મળી હતી, એટલે તેનો જીવ તાનમાં હતો. પોતાના પ્રતાપમાં પુરેપુરો વિશ્વાસ તેને પહેલી વખત આવ્યો.

તે છેક કાચો નહોતો. એકદમ જઇ તેજપાલ અને માધવને નવી યોજના કહી દેવી તે તેને ડહાપણભર્યું લાગ્યું નહીં. તેનો આનંદ બહાર દેખાયો ખરો; પણ તેજપાલ

ને માધવે તેને નવી સત્તાના નીશાનું પરિણામ માન્યું.

આખરે માધવને ત્યાં જમણવાર પુરો થયો, અને ત્રણે જણા તેજપાલ નગરશેઠને ત્યાં આવ્યા.

તે ત્રણે શેઠને ઘેર આવ્યા તે પહેલાં થોડી વાર પર હેમચંદ્રસૂરિ આવ્યા હતા. રૈવાપાલ ઘરમાં હતો, તેણે આ જુવાન સાધુની આગતાસ્વાગતા કરી ચોરા પર બેસાડ્યા. સૂરિની સાથે આવેલા આસપાસ બેઠા.

રૈવાપાલ આ નવા સાધુને આગલે દિવસે મળી આવ્યો હતો, અને તે ભૃગુકચ્છ કેમ આવ્યા છે તેનો મુદ્દો સમજવા તેણે પ્રયત્ન કર્યો હતો. પણ આ બાળક દેખાતા સાધુનું વ્યક્તિત્વ વિચિત્ર હતું વાક્યો તે એવાં બોલતો કે તેનો મુદ્દો સ્પષ્ટ ન સમજાય, અને છતાં તેણે ઘણોજ અર્થ સૂચવ્યો છે એવો ખ્યાલ આવે અને તેની વાતચીતમાં એવી જાતની અસ્પષ્ટ વિદ્વત્તા હતી કે સાંભળનારને તેના જ્ઞાનની અગાધતાનો ખ્યાલ તરત આવે. તેની વાત કરવાની રીત અને અપરોક્ષ રીતમાં સત્તા ને જુસ્સો દેખાતા નહીં પણ હતા ખરા—એમ સાંભળનારને તરત લાગતું.

"રૈવાપાલજી! તમારી ખ્યાતિ સાંભળી હું પ્રસન્ન છું તમારા કુળની ને તમારા પિતાની કીર્તિને તમે દીપાવી છે. માત્ર અસંતોષ કોઈને થાય કે જેવા તમે રણવીર છો તેવા ધર્મવીર નથી."

"મારાથી બનતું હું કરું છું" રૈવાપાલે કહ્યું તેને સાધુઓ સાથે વાત કરતા કંટાળો આવતો "પણ જરા શૈવ મંદિર તરફ પક્ષપાત ખરો નહીં?" હેમચંદ્રસૂરિએ પુછ્યું આ ઉમરથી તેણે જૈન ને શૈવ સંપ્રદાય વચ્ચે વિરોધ છે એવા આ-દોલનો ધીમેથી ને ખુબીથી પેદા કરવા માંડ્યા હતા

"તમારા જેવા યોદ્ધાને વૈરાગ્યાત્મક શુદ્ધ વૃત્તિ આવતાં વાર લાગે અને રાજસિક ધર્મ તરફ વલણ પણ થાય. પણ તમે તો લાટના શ્રાવકશ્રેષ્ઠ છો તમારે તો પહેલા આપણા ધર્મનું પોષણ કરવું જોઈએ"

રૈવાપાલ આ ડાહ્યા યુવકનો બોધ જરા અધીરાઈથી સાંભળી રહ્યા પણ તેણે જવાબ આપ્યો નહીં સૂરિએ આગળ ચલાવ્યું. "વારુ ત્યારે શસ્ત્ર શા સારુ સજો છો? તમે તો અહિંસાધર્મ સહેલાઈથી સ્વીકારી શકો."

"મને અહિંસાધર્મ રુચતો નથી"

"અરેરે!" મીઠાશથી હસી સાધુએ કહ્યું. "તમે પ્રભાત એક વાર આવો. તમારો પણ અભિપ્રાય બદલાશે."

"લાટ નહીં છોડવાનું મે વ્રત લીધું છે."

"એમ! શા સારુ?"

'લાટનું સૌભાગ્ય જતું રહ્યું છે. તેની દુર્દશામાં હું તેને કેમ છોડી જાઉં? જો લાટની વિજયસેના ખંભાત આવત, તો હું જરૂર આવત.' નિરાશાભર્યા અવાજે રૈવાપાલે કહ્યું "જયદેવ મહારાજના રાજ્યમાં આમ ઉણપ કેમ લાગતી હશે એ મને સમજાતું નથી'

'આપને ન સમજાય એ સ્વાભાવિક છે" જરા કંટાળાથી રૈવાપાલે કહ્યું. બીજી પળે તેને ખ્યાલ આવ્યો કે સૂરિ માત્ર વાત કરતો નહોતો પણ તેની પાસે વાત કઢાવતો હતો. તેણે તરત વાત ફેરવી. "આપ ક્યાં સુધી રહેશો? લ્યો આ માધવ ને આનક મહેતા આવ્યા.' કહી તે મોઢું બંધ કરી ઉંચો ખસીને બેઠો

"અરે પ્રભુજી! ક્ષમા કરજો! માધવભટે તો એવું જમાડ્યું કે વખતનું ભાનજ ન રહ્યું!

મુજ રંકનું ઘર પાવન થઇ ગયું." કહી તેજપાલ શેઠે દંડવત્ પ્રણામ કર્યા. આંબડે પણ પ્રણામ કર્યા; માધવે નમસ્કાર કર્યા. અને સૂરિજીએ બધાને 'ધર્મલાભ' આપ્યો. પાટણની રાજ્યસત્તાના પ્રતિનિધિના આ ત્રેખળ તરફ એક તિરસ્કારભરી નજર નાંખી દેવાપાલ ત્યાંથી ચાલ્યો ગયો.

"સૂરિજી મહારાજ ! આપણે ઉપર જઇશું. જરાક મારે જરા પુછવું છે." તેજપાલે ત્યાં આશ્રિત બેઠા હતા તેને દૂર કરવા કહ્યું.

"ના. શું કરવા ! અમે હવે જઇશું." કહી બીજા બધા ઉઠી, સૂરિને પગે લાગી ચાલ્યા ગયા.

"આંબડ" હેમચંદ્રે કહ્યું. "હવે બોલ ! શું કરવું છે?"

"બીજું શું ? જેમ ચાલે છે તેમ ચાલશે."

હેમચંદ્રે જરાક અજાયબીથી આસભટ ની સામું જોયું.

"એટલે?"

"લશ્કર તો આ ભટરાજના હાથમાં છે. બીજો કારભાર ગઇ ને હું કરીશું."

"પણ તને શા માટે અહીંઆં મોકલાવ્યો છે તે તો તને ખબર છે."

"હા !"

"ત્યારે હવે તારે લાટની સત્તા કાકના હાથમાંથી તારા હાથમાં લેવી જોઇએ. જુઓની" હેમચંદ્રે તેજપાલ તથા માધવ તરફ ફરીને કહ્યું "અહીંઆં કાકની સત્તા ત્રિભુવનપાલે એવી જામવા દીધી છે કે લાટ ખરેખરું એનું છે મહારાજાનું નથી એમ લાગે છે. તેથી મહારાજે કાકને બોલાવી લીધો ને આંબડને મોકલ્યો. હવે તમે ત્રણ પાટણની સત્તાના પ્રતિનિધિ છો. તમારે એવી યુક્તિ રચવી જોઇએ કે જેથી કોઇ એક હાથે કરેલી સત્તા પાછી મહારાજના હાથમાં આવે."

"પણ હવે એ ક્યાં છે ?" માધવે કહ્યું.

"એ ગયો તો ખરો. મહારાજ તો ધારતા કે એ એમના શાસનનો અનાદર કરી અહીંઆંથી નીકળશેજ નહીં."

"હા. તેથીજ મને પણ આજ્ઞાપત્ર મળ્યું હતું, કે કળથી કે બળથી કાકને અહીંઆંથી રવાના કરવો" માધવે કહ્યું.

"આંબડ મહેતા" તેજપાલે કહ્યું "મારા પર પણ એવું આજ્ઞાપત્ર લાવ્યા હતા."

"કાક તો ગયો" આંબડે કહ્યું "હવે શું બાકી રહ્યું ?"

"એની માત્ર ગેરહાજરીથી શું થયું ? એની સત્તા ખરેખરી તોડવી જોઇએ. નહીં તો એ કાલે-પાછો આવે તો ?" સૂરિએ પુછ્યું. તેજપાલ ડોસાની બાડી આંખ હેમચંદ્રથી આંબડ ને આંબડથી હેમચંદ્ર તરફ ફરી ફરી. આવી વખતે એક અક્ષર બોલી પોતાનો અભિપ્રાય જણાવે એવો કાચો વાણીઓ તે નહોતો.

"પણ હવે બાકી શું રહ્યું !" જરાક અધીરાઇથી આંબડે પુછ્યું.

"પહેલું તો એકે એના માણસોને દૂર કરી, તેમના હાથમાં રહેલી સત્તા તમારા હાથમાં લેવી જોઇએ."

"પણ હવે કોના હાથમાં સત્તા રહી છે?"

"સોમેશ્વર નવા ગઢનો કીલ્લેદાર છે. એના મિત્ર આભાશેઠ કોઠારી છે. એના ઘરનો ગાશુલ રુદ્રમલ્લ લાટસેનાનો નાયક છે. એ ત્રણે જવા જોઇએ." હેમચંદ્રે કહ્યું. તેજપાલ ને માધવ આ બાલક સાધુના અરિની માહીતી. ને શક્તિ જોઇ દીંગ થઇ ગયા. માત્ર આંબડના મગજમાં સોમેશ્વરના નામથી મંજરીનું સ્મરણ શરુ થયું. મંજરી તેની હતી એમ તેને લાગતું હતું; તેનો માન-મોભો વધારવાનો તેણે નિશ્ચય કર્યો હતો.

અને આ તો તેનાં માણસોને બરતરફ કરવાની, તેની સાહેબી છીનવી લેવાની, તેના પતિની પ્રતિષ્ઠા તોડવાની વાતો થતી હતી. એને લાગ્યું કે આ વાતો તો તેની પોતાની સાહેબી લુંટવાની થતી હતી. કોઇ પોતાનું અપમાન કરતું હોય તેમ એને લાગવા માંડ્યું.

"અને ડંકાનીશાન" શાંત સૂરિની સૂચના આગળ ચાલી "પણ કાકને ત્યાં છે. મંગાવી લો!"

આંબડના માથા પર ઘા પડ્યો. એ ડંકાનીશાન તો કાકને ત્યાંજ રહે એવું વચન તે મંજરીને આપી આવ્યો હતો. શું તે ત્યાંથી મંગાવી લેવાં! શું મંજરીના ઘરને નિસ્તેજ બનાવવું! શું લાટની સામ્રાજ્ઞી જેવી સુંદરીને એક સામાન્ય ઘરની ગૃહિણી બનાવી દેવી! આંબડના મગજમાં તેના ઘરના ઓરડાનું માદક વાતાવરણ પ્રસરી રહ્યું. તે વાતાવરણમાંથી એ મોટાં તેજસ્વી, જાદુભર્યાં નયનો તેના તરફ નિરખી રહ્યાં હતાં, ઠપકામાં જોઇ રહ્યાં હતાં. ને નયનો સ્પષ્ટ રીતે તેને પુછી રહ્યાં હતાં—'આંબડ મહેતા! તમે મને વચન આપ્યા પછી—મારા ઘરને નિસ્તેજ કરશો! લાટમાં મહેતું મારું સ્થાન લઇ લેશો?' અધીરા પ્રણયીનું, તેનું ઉત્સાહી હૃદય આ પ્રાર્થનાનો અસ્વીકાર કરી શક્યું નહીં. જ્યાં સુધી તે હતો ત્યાં સુધી કોની મગદુર હતી કે તેની—હા—તેની મંજરીની સાહેબી સામે આંગળી કરી શકે!

"આંબડ! શુ વિચારમાં પડ્યા છો?" સૂરિનો શાંત અવાજ આવ્યો. આંબડ કલ્પનાસૃષ્ટિમાંથી પાછો આવ્યો; પણ તે સૃષ્ટિમાં કરેલો નિશ્ચય સાથે લાવ્યો.

"આપે લેવું શું કહ્યું!" જરાક તોરમાં તેણે પુછ્યું.

"કાકને ત્યાંથી ડંકાનીશાન મંગાવી લો" જરાક સખ્તાઇની અસર હેમચંદ્રના અવાજમાં હતી.

"શા માટે?" આંબડે ગુસ્સાથી ધ્રુજતે અવાજે પુછ્યું.

"મહારાજની આજ્ઞા છે તેથી."

"મહારાજે મને એવી આજ્ઞા આપી નથી." તેજપાલ ને માધવ બન્ને જોઇ રહ્યા. એ બે હેમચંદ્રને અને આંબડને તો એકજ સમજતા હતા.

"એટલે તું ડંકાનીશાન કાકને ત્યાં રાખશે?"

"હા જી."

"તું શું કહે છે. તો તો કાકજ સત્તાધીશ છે એમ લોકો માનશે."

"એમાં શું જશે?" આંબડે પુછ્યું. "મહારાજનો ભ્રમ છે કે કાક નીમકહરામ છે. એણે તો મહારાજને લાટ અપાવ્યું. ને હવે પારણું નગુણું શા માટે વગર વાંકે એની સત્તા લઇ લે?"

સવાર સુધી આંબડના અભિપ્રાય એટલા જુદા હતા કે ત્રણે જણા ચિત્રામણ બની ગયા.

"પણ ઉદા મહેતાએ એજ પ્રમાણે કરવા કહ્યું છે." કચવાયલે અવાજે હેમચંદ્રે કહ્યું.

"ગુરુશ્રેષ્ઠનો દુર્ગપાલ હું છું. ઉદા મહેતા નથી." આંબડે કહ્યું.

હેમચંદ્રસૂરિનું મોઢું ફીકું થયું. તેજપાલ કાકનો દુશ્મન નહતો અને આંબડનો આ અભિપ્રાય જોઇ તેણે પણ ઉમેર્યું "આંબડ મહેતાની વાત તો સાચી છે. નહીં તો લાટમાં લોકો ગુમરાગુમ કરી મુકશે."

"આંબડ!" સૂરિએ કહેવા માંડ્યું પણ બીજો વિચાર આવતાં તેણે નમસ્કાર કરીને અને

માધવને કહ્યું, "તમે જરા મને એકલા વાત કરવા દેશો ? આંબડને ભાન નથી કે એ શું કરે છે."

આંબડનું ધ્યાન નહોતું તે તો કલ્પનામાં એક સુંદરીના નયનયુગલમાંથી ઝરતા આભારનો સ્વીકાર કરી રહ્યો હતો. શેઠ અને માધવ બન્ને ઊઠી જરા દૂર ગયા.

"ગાંડા ! તું શું બકે છે તેનું ભાન છે ?"

"હેમસૂરિજી ! દુર્ગપાલ હું છું. તમે નથી. તમારે મારી વાતમાં વચ્ચે આવવું નહીં."

"પણ આટલા સારુ તો હું ખંભાતથી અહીંઆઈ આવ્યો."

"મેં નહોતા બોલાવ્યા" આંબડે જવાબ દીધો. "બાપાએ મોકલ્યા છે તે પુછી આવો તેને."

"તું રાજદ્રોહ કરે છે હો.' સખ્તાઈથી સૂરિએ કહ્યું.

"હું તેં માત્ર એક જુના રાજસેવકની આબરૂ લુંટાવા નથી દેતો."

"ત્યારે એના માણસો પણ રહેવા દેશે ?'

"જેમ ચાલતું આવ્યું છે તેમ ચલાવીશ." આંબડે આશ્વાસન આપ્યું.

"ત્યારે હું હવે અહીંઆથી જતો રહીશ." સૂરિએ છેલ્લી ધમકી આપી.

"જ્યારે ઇચ્છા થાય ત્યારે"

"ઠીક." જરા તિરસ્કારથી હેમસૂરિએ કહ્યું. તરત તેના સુંદર અવાજે પલટો માર્યો

જાણે કે હોયજ નહીં તેમ તેણે શાંત રીતે મોરો પાડી કહ્યું "ભાઇ, તમે જાણો ! તમારા ધ્યાનમાં આવે તેમ કરો. મને તો ઠીક લાગ્યું તે કહ્યું."

નગરશેઠ અને માધવ આ સાંભળી પાસે આવ્યા. આંબડને લાગ્યું કે તેણે મોટો વિજય મેળવ્યો. તેણે કહ્યું.

"મહારાજ ! કાલે સવારે આપણે મળીશું પણ સાબા બૃહસ્પતિના વાડામાંજ."

સૂરિ હસ્યો. "હા, લોકોને ત્યાંજ જવાની ટેવ હોય તો ભલે ત્યાં મળજો. ચાલો હવે હું જઈશ તેજપાલ શેઠ ! હું હવે થોડા દિવસમાં અહીંઆથી વિચરીશ.

"એમ કેમ ? એકદમ."

"હા જરા આમ આવશો" ઉઠીને સૂરિએ તેજપાલ શેઠને બોલાવ્યા. શેઠ ગયા.

"આ જતિઓ વચ્ચે આવું ન આવતા હોય તો વધારે સારુ" નાગર માધવે ઉદ્ગાર કાઢ્યો

"ત્યારે શું" આંબડે જવાબ દીધો. તેની કલ્પનામાં બે લલિત મનોહર હોઠો તેને શાબાશી આપતા દેખાયા

× × ×

"સવાર પછી આંબડ કોઇને મળ્યો હતો' સૂરિએ પુછ્યું.

"એ કોકની સ્ત્રી મંજરીને મળી આવ્યો" શેઠે જવાબ દીધો.

કોઇ બોલ્યું નહીં. સૂરિએ મનમાં નિશ્ચય કર્યો કે તે સ્ત્રીને મળવું જોઇએ

---

## પ્રકરણ ૨૪ મું

### ભૃગુકચ્છનો નવો ગઢ

આંબડ મહેતાના સુંવાળા મુખ પર સંતોષ છવાઇ રહ્યો હતો. આખરે ભૃગુકચ્છ આવવાનું કે ખોટું નહોતું તે ખરેખરો દુર્ગપાલ બન્યો હતો, અને મંજરી જેવી અપૂર્વ સુંદરી પણ સાંપડી હતી તે એકલો પડ્યો પડ્યો હસ્યો. વિધિને કરવું હોય છે તો શું નથી કરતી.

શું તેનું રૂપ હતું ? શો તેનો મોહક અવાજ હતો ! શી તેની આંખની ઝળક

હતી ? ને તેની સાથે તે બોલ્યો હતો, બેઠો હતો. તે જરા હસી પણ હતી. ને કાલે સવારે તે તેને ઘેર જઇ પોતાની નવી સત્તાનો દમામ પણ દેખાડી શકશે.

સ્વપ્ન સમું મોહક વાતાવરણ ચારે તરફ છવાઇ રહ્યું હોય એમ લાગતું હતું. રગે-રગમાં જાદુઇ ઝણકાર ઝામ્યો હતો એવું પણ લાગતું હતું. સૂર્ય ને આકાશના રંગમાં, સૃષ્ટિની રચનામાં કૈં અવર્ણનીય આકર્ષકતા જણાતી હતી. પાકા, વિલાસીની રસિકતાથી તે આંખો મીચી આ બનાવનો અનુભવ કરી રહ્યો. એકદમ તેની આંખ આગળ મંજરીનું ઉમ્દું, સ્વરૂપવાન શરીર ખડું થયું. તેનાં અંગેઅંગમાં ઉભરાતા મોહે તેને આંજી નાંખ્યો. જાણે બેભાન અવસ્થામાં હોય તેમ તે માત્ર તેનાં વિકસિત નયનો તરફ જોઇ રહ્યો.

તેની કલ્પનાદષ્ટિ આગળ સવારે દીઠી હતી તેવી મંજરી દેખાઇ—ગર્વભરી, પ્રતાપી ને વિદ્વાન્. તે તેના જેવાથી શરમાઇ નહોતી, ખંચાઇ નહોતી, તે અંજાઇ નહોતી તેને મન પોતે અનેક પ્રશંસા કરતા યુવકોમાંનો એક હતો.

તેના મોહઘેલા હૈયામાં શીત પ્રસર્યું. ઉદા મહેતાના પુત્રની પદવીનો આ સુંદરીને હીસાબ નહોતો; શ્રાવકશ્રેષ્ઠના મોભાનું તેને માન નહોતું; ખંભાતની યુવતીઓનાં હૈયાના હાર માટે તેને પરવા નહોતી. પાટણની સેનાના મહારથીઓ તેની સેવા કરતા હતા; ભૃગુકચ્છના વિદ્વાન્ શિરોમણિઓ તેની પૂજા કરતા. તેની ને પોતાની વચ્ચે અભેદ્ય અંતર-પટ હતો. અને આ પારદર્શક પટમાંથી, એક મૂર્ખ છોકરું પેલી તરફ મુકેલી ખાંડની એક અદ્દભુત મૂર્તિ જોઇ, મોંમાં પાણી લાવે તેમ પોતે કરી રહ્યો હતો.

તેનો આત્મસંતોષ જતો રહ્યો; તેનો દર્પ નષ્ટ થયો; તેની આશાની અટારીઓ તુટી ગઇ. અત્યાર સુધી તેની એક મીઠી નજરે યુવતીઓ આકર્ષાઇ આવતી; પણ આ યુવતી તો પોતે તેના પગ આગળ જઇ પટકાય તોયે આંખની પલક હલાવે એવી નહોતી. આંબડને પરસેવો પરસેવો થઇ ગયો.

થોડીવારે તેનું અભિમાન સતેજ થયું. પ્રણયીની કલા પ્રતાપીને આવડતી નથી એ સૂત્રનું ભાન થયું. રસઘેલી સુંદરીઓ મહત્તા પાછળજ મરી ફીટતી નથી એ સિદ્ધાંતે તેને આશ્વાસન આપ્યું. હૈયાં રીઝવવાની કઠણ કલા તો તેના જેવા કોઇ અદ્દભુત કલાકારને હાથેજ ચઢી હોય છે. માત્ર આ વખતે તેની ખરેખરી કસોટી થયા વિના રહેવાની નથી એમ લાગ્યું.

આવા તર્કવિતર્કો કરતાં આમ્રભટે આખી બપોર કાઢી. મંજરીનાં દર્શન ફરીથી કેમ કરી શકાય તેના ઉપાયો તે ખોળી રહ્યો હતો. એટલામાં એક પાર્શ્વકે ખબર આપી કે સોમેશ્વર ભટ્ટ મળવા આવ્યા છે. આળસુ આમ્રભટ ટટ્ટાર બેઠો થઇ ગયો. તેની મંજરીનો માણસ ! શી વિધિની સાનુકૂલતા ! શું મંજરીએ નવા દુર્ગપાલને બોલાવવા મોકલ્યું હતું ? તેણે સોમેશ્વર ભટ્ટની મારફત કૈં સંદેશો મોકલ્યો હતો ?

સોમેશ્વર તે બેઠો હતો ત્યાં આવ્યો ને નમસ્કાર કરી વિનયથી બેઠો. આમ્રભટે નમસ્કાર સ્વીકાર્યો. થોડી વાર બંનેએ એક બીજા સામું જોયા કર્યું.

"કેમ ભટ્ટજી !" આમ્રભટે પુછ્યું.

"મહારાજ !" શાંત વિનયથી સોમેશ્વરે કહ્યું. "આપને ગઢ જોવા લઇ જવા આવ્યો છું."

"હા." હસીને આંબડે કહ્યું "ગઢની કુંચીઓ તમારી પાસે છે તે મેં સાંભળ્યું.

ચાલો." કહી આંબડ કપડાં પહેરી તૈયાર થયો. જે સોમેશ્વર મંજરીની સેવામાં રહેતો, તેની સાથે ફરવું પણ આંબડને સુખદાયક લાગ્યું.

"સોમેશ્વરજી". જ્યારે તેઓ પાલખીમાં બેસી મઠ તરફ જવા લાગ્યા ત્યારે આંબડે વાત ઉપાડી "તમે ભટરાજ કાકના કે સગા થાઓ ?"

"પ્રણોજ દૂરનો. એ મારા ગુરુ થાય."

"એ બહુ જબરા માણસ છે ?" કાક પરથી મંજરીની વાત પર કેમ અવાય તેનો વિચાર કરતાં આમ્રભટે પુછ્યું.

"તમે બધા એને માત્ર સામાન્ય વ્યવહારમાં ઓળખો છો. એટલે એની ખરી જબરાઇનો ખ્યાલ તમને કદી આવે નહીં."

"નાં. ના. એમ તો શું ?"

"મહેતાજી! એની ખરી કીંમત કરવાને તો મારી માફક તમારે એના ચરણ સેવવા જોઇએ. એની યુદ્ધકલા ને બુદ્ધિ, એના આચાર ને વિચારનો ત્યારેજ ખ્યાલ આવે. એ તો કલિકાલ છે, ને ભૃગુકચ્છ પરાધીન છે એટલે કાકભટ દુર્ગપાલ તરીકે સડે છે."

"ત્યારે પાટણ કેમ નથી આવતા?"

સોમેશ્વરે એક તીક્ષ્ણ નજર આંબડ પર નાખી "તમારા રાજાની, કે મંત્રીઓની મગદુર ક્યાં છે કે તેને ત્યાં આવવા દે એ બીચારાઓને ભાગતાં ભાય ભારે પડી જાય."

આમ્રભટ ખડખડ હસી પડ્યો. શું આ છોકરાનું અભિમાન ને અજ્ઞાન ! સોમેશ્વર જરાક દયાથી હસીને જોઇ રહ્યો.

"સોમેશ્વર તેં પાટણ જોયુ છે ?"

"ના."

"મહારાજાને, મારા બાપાને, ને મુંજાલ મહેતાને જોયા છે ?"

"ના જોયા તો નથી, પણ તેમને વાગે સાંભળ્યું તો ઘણું યે છે."

"ત્યારે એ બધાથી તારા ગુરુ જબરા!"

"હું તો આટલું જાણું છું. વર્ષોનાં વર્ષો થયાં પણ તમારાથી નથી જુનાગઢ સર થતુ કે નથી ધારા લેવાતું. અને જેણે લાટ સર કર્યું, જેણે એકલે હાથે નવઘણ રા' પકડ્યો, ને શેષનાગ પાસેથી જેણે મુંજાલ મહેતાનો છોકરો આણી આપ્યો તે મહારથીને પાટણમાં રાખવાની તમારા મહારાજા ને મંત્રીઓમાં હીંમત નથી, ને તેનો આદર કરવાની પ્રામાણિકતા નથી."

"તું પણ તારા ગુરુની માફકજ છટાથી બોલે છે" આંબડે હસીને કહ્યું "કે ગુરુપત્ની પાસે આ બધુ શીખી આવ્યો !"

એક પળવાર સોમેશ્વરની આંખમાં વહેમ આવ્યો. "કોઇ દહાડો તમે બાની વિદ્વત્તા જોઇ છે ?" જરાક તિરસ્કારથી સોમેશ્વરે પુછ્યુ.

"ના. સાંભળ્યુ ઘણુ છે."

"કોઇ પંડિતને જઇ પુછી આવજો."

આમ્રભટના મોમાં પાણી આવ્યુ "તમે તો ગુરુ ને ગુરુપત્ની બન્નેના મોટા ભક્ત છો."

સોમેશ્વરના અંતરમાંથી પૂજ્યતાનો ભાવ પ્રગટ્યો "ભટજી ! એ બેના ચરણ સેવવા શીવાય બીજી મને હોસ નથી."

"ત્યારે એ બેમાં જબરું કોણ ?' જરાક હસીને આંબડે પુછ્યુ.

"એ સવાલનો નિર્ણય મને આજે બાર વર્ષે પણ સુઝ્યો નથી. આમ્રભટજી ! ભટરાજ યુદ્ધના મહારથીઓ બનાવે છે. ને બા પથ્થરના પંડિતો બનાવે છે. એ બેમા મોટું કોણ તે કેમ સમજાય ?"

આમ્રભટને હેમચંદ્રસૂરિ યાદ આવ્યા. તેણે પોતાના પર સત્તા બેસાડવાનો પ્રયત્ન

કર્યો હતો તે આંબડને સાલતો હતો; અને અને તો તેની જરા મશ્કરી કરવાનો ઉદાત્ત વિચાર તેના મગજમાં સ્ફુર્યો.

"તમારાં આ પંડિતો જોડે વિવાદ કરે છે?"

"હા ! એમને રુચે તો."

"અમારા ખંભાતના એક શાસ્ત્રવિશારદ અહીંઆં આવ્યા છે. તે આને મળવાનું કહેતા હતા." આંબડે ગપ્પું માર્યું.

"આ એમ ગમે તેને મળતાં નથી" સોમેશ્વરે ઉત્તર વાળ્યો.

"આપણે અહીંઆં ઉતરવાનું છે કે ?" આમ્રભટે ગઢ ને જુના શહેર વચ્ચેની ખાઇ આગળ પાલખી આવતાં કહ્યું.

"હા."

એટલામાં જુના અને નવા શહેર વચ્ચેની ખાઇ આગળને ઓવારે તેઓ આવી પહોંચ્યા. પાલખી ઉભી રહી, અને આસપાસ ઉભેલા માણસોના નમસ્કાર ઝીલતા એ બન્ને જણ ખાઇ આગળ વાટ જોતી હોડીમાં બેઠા. થોડીવારમાં તેઓ નવા ગઢ તરફ ઉતર્યા ને ગઢમાં જવા માટે ટેકરો ચઢવા લાગ્યા.

સોમેશ્વર જાણીતો હોવાથી ઝપાટાબંધ ચઢવા લાગ્યો. પાછળ હાંફતો હાંફતો આંબડ ચઢ્યો.

"સોમેશ્વર આ નવું શહેર તો હમણાં જ વસ્યું."

"હાજી. પહેલાં નાનો ગઢ હતો તે મહાની ભટજીએ આ નવો કરાવ્યો."

"મજબુત દેખાય છે."

"મહારાજ ! આ ગઢ ચાલીશ વર્ષનો ઘેરો ખમે એમ છે."

"હેં ?" ચકિત થઇ આમ્રભટે પુછ્યું.

"હા." થોડીવાર બન્નેએ મુગે મોઢે ચઢ્યા કર્યું. આખરે તેઓ દરવાજા પાસે પહોંચ્યા. "આ દરવાજો અત્યારે બંધ કેમ છે ? સવારે તો ઉઘાડો હતો."

"ભટરાજ ગયા ત્યારે માત્ર પેલી તરફનું બારણું જ ઉઘાડવું એમ કહી ગયા છે."

"એમને ભૃગુકચ્છની ઘણી ચિંતા થતી લાગે છે." જરા કચવાઇને આંબડે કહ્યું.

"એમને ન થાય તો કોને થાય ?" તિરસ્કારભરી આંખે સોમેશ્વરે પુછ્યું.

"ખરું. પણ દુર્ગપાલ તો હું છું હવે" હસીને આમ્રભટે કહ્યું.

"તમે નવા છોને" શાંતિથી સોમેશ્વરે કહ્યું.

સોમેશ્વરે દરવાજાની બારી ઉઘાડી એટલે અંદરથી એક સૈનિક દોડતો આવ્યો.

"દેવા ! એતો હું સોમેશ્વર" સોમેશ્વરે કહ્યું "ને આ નવા દુર્ગપાલ. પધારો આમ્રભટજી."

તેઓ અંદર પેઠા અને આમ્રભટને કોટ પર થઇ સોમેશ્વર લઇ ગયો.

આંબડ આ નવા ભૃગુકચ્છનો કોટ જોઇ અજાયબ થયો. નવું ભૃગુકચ્છ નદીના ઘસ પર આવેલા વિશાળ ને ઉંચા ટેકરા પર વસાવવામાં આવ્યું હતું. અને ટેકરા પરથી બાંધેલો કોટ નદીની સપાટીથી એટલો ઉંચો હતો કે આ ગઢ કદી લઇ શકાય એવો ખ્યાલ પણ આવે એમ નહોતું.

"આ ગઢ આટલો મોટો શા સારુ કર્યો છે ?"

"કારણકે ચારે તરફ ફરતાં રેવાખાઓ કરી રાખ્યો છે." સોમેશ્વરે કહ્યું. "જરુર પડે તો આખું ગામ અંદર રાખી શકાય. આજે એમાં ત્રણ હજાર સૈનિકો નીરાંતે રહી શકે એમ છે."

"પણ કોઈ ઘેરો ઘાલે તો આવડા મોટા ગઢમાં લોકો ભુખે મરે."

"ના! એની બાંધણી એવી છે કે ત્રણ પાસે તો એને ભય જ નથી. જરૂર પડે તો પાંચ સાત માણસો એને મહીનાના મહીના સુધી સાચવી શકે એમ છે."

"આ પેલું શું છે?" એક બારના તરફ હાથ કરી આમ્રભટે પુછ્યું.

"એ કોઠાર"

"આવડો મોટો?"

"હા! ને એ હમેશા ભરેલો રાખીએ છીએ."

"હમણાં કોણ ઘેરો ઘાલવાનું હતું?"

"ચેતતો નર સદા સુખી" કહી બન્ને જણ ચારે તરફ ફરવા નીકળ્યા.

---

## પ્રકરણ ૨૫ મું

### દેવો નાયક

સોમેશ્વર ને આમ્રભટ ગઢ તપાસતા હતા ત્યારે દેવો નાયક મુંગે મોંએ પાછળ ચાલ્યા કરતો. તેની સફેદ દાઢી પવનમાં ફરફરતી હતી. તેની આંખો માનના નીચી નમેલી હતી. છતાં તેના વૃદ્ધ પણ સશક્ત હાથે તેણે ભાલો અસ્વાભાવિક સખ્તાઈથી પકડી રાખ્યો હતો. તેના કરચલીવાળા કપાળ પર અત્યારે ઘણી કરચલીઓ પડી હતી. થોડી થોડીવારે તે ચોરીથી આમ્રભટ તરફ જોતો.

તે ધ્રુવસેનનો જુનો સૈનિક હતો, અને ઠાકના અનુચર તરીકે તે પાટણના લશ્કરમાં આવ્યો હતો. ધ્રુવસેન પડ્યો, લાટનું સ્વાતંત્ર્ય



દેવો નાયક

તેની સફેદ દાઢી પવનમાં ફરફરતી હતી ...... તેણે ભાલો અસ્વાભાવિક સખ્તાઈથી પકડી રાખ્યો હતો.

ગયું, પાટણનું રાજ્યચક્ર આવ્યું તેની તેને કંઈ પરવા નહોતી. દરરોજ સાંજના તે તેની એકાંત મઢીમાંથી નીકળતો, ઠાકને ઓટલે

જઈ બેસતો—ને જ્યારે કાક ઘરમાં આવે ત્યારે પુછતો "ભાઈ! કેમ છે." કાક હસીને કહેતો "કેમ દેવા! ખુશીમાંને?" તે જવાબ દેતો "હા ભાઈ!" ને મુગે મોઢે પાછો જતો. આખી સૃષ્ટિમાં આટલીજ ચીજમાં તેને રસ હતો.

એના એકલા જીવને સંસાર જોડે જોડવાની એક માત્ર દોરી કાક હતી. અને એ દોરી પકડી તે ભવસાગર તરવા તૈયાર હતો. તેના એકલક્ષી મગજમાં કાકનું સ્થાન એવું હતું કે કાકની પરિસ્થિતિમાં કંઈ પણ ફેરફાર થાય તે એને રુચતું નહીં. કાક દુર્ગપાલ થયો, સ્ત્રી પરણ્યો, ભટરાજ થયો—તે એને જરાએ ગમ્યું નહીં, આ દરેક ફેરફારથી કાક જાણે તેનો મટી પારકાનો થતો જતો હોય તેમ એને લાગ્યું હતું.

કાકે તેને ગઢના કોઠારનો નાયક નીમ્યો તે પણ તેને ગમ્યું નહીં; છતાં એના ભાઈના હુકમનો તે અનાદર કરી શક્યો નહીં.

ગઈ કાલે તે શીરસ્તા મુજબ સાંબા બૃહસ્પતિને વાડે ગયો હતો, અને કાકને મળ્યો હતો.

"દેવા! હું વંથળી જાઉં છું."

દેવાએ ઉંચું જોયું. તેની આંખમાં અધીરાઈ હતી.

"હું આવું ભાઈ?"

કાક હેતથી હસ્યો "ના રે દેવા! પછી અહીંઆં કોણ?"

"જી."

"આને જોતો રહેજે."

"જી" દેવાએ કહ્યું ને તે બેસી ગયો. તેના જડ હૃદયને ન સમજાય એવી વિયોગની વેદના થઈ. કાક થોડીવાર તેની સામું જોઈ રહ્યો. ને તેના હૃદયની વ્યથા સમજ્યો.

"દેવા! હું આવી લાગ્યો. તું ગઢ સાચવજે."

"જી" કહી દેવો જોઈ રહ્યો. તેની આંખમાં ઝળઝળીઆં આવ્યાં. માતાનું એકનું એક બાળક કોઈ છીનવી જતું હોય તેવું તેને લાગ્યું. "ભાઈ! હું જાઉં છું."

"હા. જોતો રહેજે."

દેવો મુગે મોઢે બેસી રહ્યો. ને ઘરમાં જતા કાક સામું જોઈ રહ્યો. થોડીવારે તેણે નિઃશ્વાસ મુક્યો, ને માથું હલાવતો તે ગઢમાં પાછો આવ્યો. ત્યારથી તેનું માથું નમ્યું ને તે બોલતો બંધ થઈ ગયો. તેને લાગ્યું કે તેનો 'ભાઈ' તેને ફરી મળવાનો નહીં.

અત્યારે નવા દુર્ગપાલને જોઈ તેની આંખમાં ઝેર આવ્યું. તેના 'ભાઈ' શીવાય બીજું કોઈ દુર્ગપાલ થાય તે તે જોઈ શક્યો નહીં.

તેણે મુગાં ચાલ્યા કર્યું. કોઠાર આગળ આવી આમ્રભટ ને સોમેશ્વર નદી સામું જોઈ રહ્યા. દેવો ધીમે રહીને સોમેશ્વર પાસે ગયો અને કહ્યું.

"સોમેશ્વર" દેવાએ કહ્યું "તમને વાર લાગશે?"

સોમેશ્વર હસીને ફર્યો. કાકનાં બધાં માણસોને દેવા તરફ પ્રીતિ હતી. "દેવા કેમ? આજે 'ભાઈ'ને વાડે જવું છે?"

"હા વખત થયો."

"પણ આજે તારા 'ભાઈ' તો નથી."

"તેમાં શું?"

"જા ત્યારે" સોમેશ્વરે કહ્યું.

"સોમેશ્વર! કોઠાર જોવો હોય તો જોઈ લો?"

"તમારે કોઠાર જોવો છે?" સોમેશ્વરે આંબડને પુછ્યું. આંબડને આ નાયકની અ-

સ્વભાવતઃ અને સોમેશ્વર જોડે બોલવાની રીત પસંદ ન આવ્યાં.

"આ કોણ છે?" આંબડે તિરસ્કારથી પુછ્યું.

"એ ભટરાજનો વિશ્વાસુ નાયક છે ને અહીંના કોઠારનો રખેવાળ છે."

"આમ જવાને ક્યાં અધીરો થયો છે!" જરા રુવાબમાં નવા દુર્ગપાલે પુછ્યું.

દેવાની નીચી નમેલી આંખ જરાક પહોળી થઈ.

"એ તો ભટરાજને વાડે જવા માંગે છે. એને રોજની ટેવ છે."

"તમારા માણસો ઘણું જ મોઢે ચડેલા છે" આમ્રભટે કહ્યું. દેવાએ ઉંચુ જોયુ.

સોમેશ્વરને કપાળે કરચળી પડી. "મહારાજ! દેવો સામાન્ય સૈનિક નથી પણ ઘરના માણસ જેવો છે. જા દેવા!" સોમેશ્વરે કહ્યું. દેવો બોલ્યા વગર ચાલ્યો ગયો.

"દરેક સૈનિક ઘરનો માણસ હશે તો પછી આ ગામનુ થશે શું?"

"ભટજી!" સોમેશ્વરે કહ્યુ "આ માણસ જેવો વિશ્વાસુ બીજો માણસ નથી. એનું અપમાન કરવામાં શો ફાયદો?"

"અહીંઆં દુર્ગપાલ શીવાય આખા ગામનું માન જળવાતુ લાગે છે."

"જુવોની. આજે વર્ષો થયાં દરરોજ તે ભટરાજને ત્યાં જાય છે ને જરી, ઘોડીવાર ઓટલે બેસશે ને પાછો આવશે. એને ત્યાં ગયા વિના નહીં ચાલે."

"મને આવા નોકરો નહીં પરવડશે."

"ત્યારે આવા નોકરો તમને મળશે પણ નહીં" જરાક હસીને સોમેશ્વરે કહ્યું. તેઓ આગળ ચાલ્યા.

× × ×

દેવો નાયક મુંગે મોઢે ગઢમાંથી ઉતરી, જુના શહેરમાં થઈ સાંભા બૃહસ્પતિના ચોકમાં આવ્યો ને કાકને ઓટલે બેઠો. તે મુંગે મોઢે, જાણે કોઈના આવવાની વાટ જોતો હોય તેમ બેસી રહ્યો. અંધારું થયું ત્યારે તેણે ઉંચું જોયુ, અને કાકની વાટ જોવી નિરર્થક છે એમ ખ્યાલ આવતાં ખસ્યો.

"કોણ છે?" બારણું ઉઘાડતાં અર્ધુંભટે પુછ્યુ

"હું દેવો નાયક."

"કેમ?"

"ના અમસ્થો."

"કોણ નાયક!" અંદરથી મંજરીનો અવાજ આવ્યો. તે બહાર આવી "આવની દેવા! બહાર કેમ બેસી રહ્યો છે."

"કંઈ નહી. અમસ્થો" કહી તેણે નીસાસો મુક્યો

"દેવા! તારા ભાઈ થોડા દહાડામાં આવશે."

ડોસાએ ડોકું ધુણાવ્યુ "ના બા! હું નહીં મનું"

"કેમ" જરાક ફીકુ હસીને મંજરીએ કહ્યુ

"કાલે મારી છાપરી પર ઘુવડ બોલતું હતુ"

"અરે તેમાં શું?" મંજરીએ હીંમતથી કહ્યુ "તારા ભાઈ તો આવ્યા સમજની"

"ભાઇ તો આવશે. પણ મને નહીં મળે બા'! ફીકાભાઈને બતાવશો."

આ ડોસાનુ હેત જોઇ મંજરીની આંખમાં પાણી આવ્યુ "આવની અંદર!"

દેવો અંદર ગયો, ને પોસરીને જોઇ પાછો નીકળ્યો. તે ધીમે ડગલે ને ભારે હૈયે ગઢ તરફ વળ્યો, ત્યારે થોડી રાત થવા આવી હતી. તે નીચી નજરે ગઢ તરફ ચાલ્યો.

ખાઇ પાસે આવતાં તેને બે પુરુષ ગઢ તરફ જોઇ રહેલા દેખાયા. તેણે ઉંચું જોયું, ને ખંખાર્યું.

"કોણ છે?" તેણે પુછ્યું.

એક આખુએ માથે ને ખભે શાલ વીંટી હતી. તે આગળ આવ્યો.

"શું છે?"

"અત્યારે શું કરો છો?" સાવધ દેવાએ સવાલ કર્યો.

"ઓહો કોણ દેવો!"

દેવાએ ધ્યાનથી જોયું "તમે કોણ?"

"રૈવાપાલ. મને ઓળખ્યો નહીં?" રૈવાપાલે જરાક શાલ ખસેડી કહ્યું.

"ભાઇ તમે કે અહીંઆં."

"જરા ફરવા આવ્યા છીએ, અત્યારે ક્યાં કાકને પૈર જાઇ આવ્યો? તારો 'ભાઇ' તો ગયો?" રૈવાપાલે તિરસ્કારથી કહ્યું.

"તેમાં શું? થોડે દહાડે પાછો."

"અરે કં ગાંડો થયો છે?"

"કેમ?"

"એ તો હવે આવવાનોજ નહીં."

"શું!" ડોળા કાઢી દેવાએ પુછ્યું.

"જયદેવમહારાજ એને ભૃગુકચ્છ નહીં આવવા દે."

"કેમ જાણ્યું!"

"એણે પોતે મને કહ્યું."

"ને આ નવો દુર્ગપાલ અહીંઆં રહેવાનો?"

"હા! દેવા તારે ને મારે કર્મે. કાક માની બેઠો હતો કે એને કોણ પુછનારું છે હવે એ પસ્તાશે. દેવા! તારે પણ ગઢ છોડવો

"કેમ?"

"નવો દુર્ગપાલ તો એમાં પટણીઓ વસાવશે?"

"અરે કેં વાત છે?"

"જોજે ત્યારે. તમે કોઇ મારું માનતા નથી. પણ તમારો કરેલો ગઢ તમારું સત્યાનાશ વાળશે જોજો."

દેવો મુંગો ર૧.

"બે હજાર પટણીઓ એમાં ભરાઇ બેસશે તો તમારા આખા દેશને ત્રાહ ત્રાહ પોકરાવશે."

"એમ કોની મગદુર છે કે આખા દેશને દુઃખ દઇ શકે?"

"તમારો મોટો દુર્ગપાલ હતો તેને તો ઘડીના છઠા ભાગમાં દેશપાર કર્યો. હવે તમારું કોણ? આંબડ ખભાતી ને માથેર નાગર" રૈવાપાલ તિરસ્કારથી હસ્યો. "ને એક જણ ભુલ્યો?"

"કોણ?"

"નેરો બોગડો"

"નેરો બોગડો!" સ્તબ્ધ બની દેવા નાયકે પુછ્યું

"શું કહો છો!"

"દેવા" રૈવાપાલે નરમાશથી કહ્યું "હું કદી જુઠું બોલ્યું છું—તારા ભાઇ અને મારે વેર છે. પણ તે ગમે તેવો પણ લાટનો હિતેચ્છુ હતો. તે પણ ગયો—ને જોજે હવે ફરી આવવાનો નથી."

દેવાને ફમકમાં આવ્યાં.

"આંબડ માત્ર તકની વાટ જોતો બેઠો છે! ને આજે મારાં સાંભળનાં નેરાને ભટ બનાવ્યો ને ગઢમાં કાલથી રહેવા આવવાનો હુકમ કર્યો. બોલ લાટનું આવી બન્યું કે નહીં."

દેવો બોલ્યો નહીં; પણ તેનાં રુંવેરુંવાં ખડાં થઈ ગયાં. કાંઈ ધ્રુવડ બોલ્યું તે કે નારણસરજ.

"દેવા! એકજ રસ્તો છે" રેવાપાલે કહ્યું

"શો?"

"મઠમાં આખું વર્ષ ચાલે એટલો દાણો છે."

"તમે ક્યાંથી જાણ્યું"

"અમે ત્યાંથી. ત્યારે પટણીઓને હાથ ધસતા કરવા હોય તો એકજ રસ્તો છે.

"શો?"

"ત્યાંથી અનાજ લઈ જવું જોઈએ"

"ક્યાં!" ચકિત થઈ દેવાએ પુછ્યું.

"અમે ત્યાં."

"ને ભાઈ આવે તો?" દેવાએ પુછ્યું.

"દેવા! મારી બીજી કંઈ મતલબ નથી. હું જગનાથ ભગવાનના સોગન ખાઈને કહું છું. મારે તો આજ આ પટણી સૈન્ય ગઢમાં મળાક ન મ્હાલે એટલું જ જોઈએ છે. એક કામ કરે છે? હમણાં અનાજ કાઢી નાખ ને તારા ભાઈ આવશે, તો બીજે દિવસે હું બધી કોઠાર ભરાવી આપીશ."

"કોઈ જાણે તો?"

"કોણ જાણવાનું હતું?"

"પણ નીકળે કેવી રીતે."

"એ રોજ રાતે નર્મદાના ઓવારા આગળ મારાં માણસો હોડી, લઈ આવશે. તું ઉપરથી ગુણ ગબડાવજે."

"મારા ભાઈ વઢે."

"ગાંડા! તારા ભાઈ ફરી આવવાના નથી." રેવાપાલે સંમ્તાઈથી કહ્યું. 'દેવાને કમકમાં આવ્યાં. તેને કાલે રાતે બોલેલું ધુવડ સાંભર્યું.

"ભાઈ આવશે તો પાછું આપશો?"

"હા!"

"તમારી સાત પેઢીના બોલથી?" દેવાએ પુછ્યું.

"હા. દેવા! મારી સાતે પેઢીના બોલથી."

દેવો થોડીવાર બોલ્યો નહીં. તેણે એકદમ ઉંચું જોઈ કહ્યું "મહારાજ! કાલે રાતે હોડી મોકલજો. જો તેરા બોબડાની વાત ખરી હશે તો હું ગુણો ગબડાવીશ." કહી તે ઝપાટાબંધ ચાલ્યો ગયો. રેવાપાલ હસ્યો. "લાટનું નસીબ જોર કરે છે." તે બોલ્યો, ને સાથીને લઈ ચાલ્યો ગયો.

[આ વાર્તાનો વિશેષ ભાગ આવતા અંકમાં]



# મયખાનું આ ખાલી પડયું !*

લેખકઃ
રા. સીતારામ શર્મા

સાકી કહીં દેખાય ના,
અહીં જામના ટુકડા પડયા;
મહેરીસનાં કૈં ચિન્હ ના,
મયખાનું આ ખાલી પડયું !

જાલ્લદ શીરાઝી મદ્યનાં,
સહુ પીપ ખાલી આથડે;
પીનાર ને પાનાર વીણ,
મયખાનું આ ખાલી પડયું !

આશક અને માશુક તણી
રકઝક પરસ્પર ના થતી;
રંગીજનોના રાગ વીણ,
મયખાનું આ ખાલી પડયું !

મુરશીદ ક્યાં, ક્યાં ઓલીઆ,
ક્યાં મસ્ત મસ્તાના બધા ?
દીદાર કોનાં ના થતાં,
મયખાનું આ ખાલી પડયું !

ગુલબદન એ નાજનીં ના,
ગાલની લાલી વિના;
ઉડતા શરાબની પ્યાલી વીણ,
મયખાનું આ ખાલી પડયું !

દેઇ દગો ચાલી ગયા,
ફરી વાયદો આવા નહીં;
સાંચા સનમ સોબત વિના,
મયખાનું આ ખાલી દીસે !

મહેરીસ ખુબ ભરાયે હો, જામે શરાબ ભલે ફરેઃ
માશુક એક મળે નહીં મયખાનું તો ખાલી દીસે !

---

* વસઈના તાડવનના એક દેખાવથી સૂચિત



જમીન ઉપર તાર વિનાના સંદેશા માટેનું યંત્ર. મુંબઈ પાસે એક નાના ટાપુ ઉપર આ યંત્ર ગોઠવેલું છે

વહાણ ઉપર તાર વિનાના સંદેશા માટેનું યંત્ર

# વગર તારે સંદેશા મોકલાશે


લેખક

રા. કેશવપ્રસાદ છોટાલાલ દેસાઈ,
બી એ એલએલ. બી.


આપણા દેશમાં તાર, તથા મુંબઈ અને અમદાવાદમાં ટેલીફોન તો હવે ઘરગથ્થુ થઈ ગયા છે. નાનું બાળક પણ ટેલીફોનમાં વાત કરે છે અને જાણે આખા શહેર-નાં શહેર તારને જાળે બાંધી દીધાં હોય તેમ લાગે છે. આ ટેલીફોન તારના દોરડાથી સંધાયેલાં હોય છે તે તો સૌ જાણે છે. આ દોરડાં નાખવા, સાચવવા, અને સમા કરવાની માથાકૂટ ઘણીજ છે. વળી હવે નવા સંજોગો ઉભા થયા છે. હવાઈ વહાણોમાં દિવસે દિવસે સુધારા થતા જાય છે, અને રેલ્વે તથા સ્ટીમરની માફક તેણે પણ અગત્યનું સ્થાન મેળવ્યું છે. આ હવાઈ વહાણો આકાશ-માં ઉડતાં હોય, ત્યારે જમીન સાથે કે એક બીજા સાથે તારથી સંધાયેલાં હોઈ શકે નહીં તેમને માટે તો તાર વિના સંદેશા મોકલવાના યંત્રની જરૂર છે. આવું એક યંત્ર તો અત્યારે પણ બરોબર ચાલુ થઈ ગયું છેજ. તાર વિનાના સંદેશા હમણાં પણ મોકલી શકાય છે. પરંતુ આ સંદેશામાં અને ટેલીફોનમાં ફેર છે. તારની ભાષા સંકેત-ભાષા છે. તેમાં સંદેશા આવે, તે જાણકાર માણસ લે, અને તેમાંથી સાદી ભાષામાં લખીને આપણને આપે. પરંતુ ટેલીફોનમાં તો ખુદ બે માણસો સામસામા વાતચીત કરી શકે. આ રીતે વાતચીત કરવા માટે પણ હવે તાર વિનાના યંત્રોની શોધ થઈ છે. બે છેડે યંત્ર જોઈએ. વચમાં તારના સાંધણની જરૂર નથી.



"અહો! કેવી મઝેની વાત છે!"
આ બાળક તાર વિનાના સંદેશા સાંભળે છે. રાત્રે સુતાવખતે સુંદર વાત એક પ્રખ્યાત વાત કહેનાર આ પ્રમાણે સેંકડો બાળકોને કહે છે.

મુસાફરોની સલામતી ખાતર, તાર વિનાના સંદેશા મોકલવાનાં યંત્રો હોવાંજ જોઇએ, એટલે અત્યારે તો અસંખ્ય વહાણોમાં આ યંત્રો ગોઠવાઇ ગયાં છે. આટલાંટીક મહાસાગરના બે કીનારે પ્રથમ ૧૯૦૨ની સાલમાં સંદેશા મોકલી શકાયા હતા. બેની વચ્ચે છેટું ૧૮૦૦ માઇલનું છે. લાંબા અંતરે આવા સંદેશા મોકલવાનો આ પ્રથમજ અખતરો હતો. હવે તો તાર મારફતના સંદેશા જેટલાજ તાર વિનાના સંદેશા સફળ થઇ ગયા છે. અને અંતરની બાબત મહત્વની ગણાતી નથી.

ત્રીસ વર્ષ પહેલાં, ઇંગ્લંડની પોસ્ટ-ઓફીસના એક અમલદાર સર વીલીઅમ પ્રીસે તાર વિના સંદેશા મોકલવાની યોજના ટુંકા અંતર માટે કરી હતી. પણ ત્યાર પછી માર્કોની નામના ગૃહસ્થે તેમાં ઘણાજ સુધારા કરી, ઘણા લાંબા અંતર સુધી સંદેશા મોકલવાની શોધ કરી. તેણે ૧૮૯૭માં આવા સંદેશાનાં યંત્રો બનાવવા કંપની સ્થાપન કરી અને અત્યારે તો તે કંપની સાથે સંબંધ ધરાવતી પેટા કંપનીઓ સમસ્ત દુનીઆ ઉપર સ્થળે સ્થળે છે.

પ્રથમ આ તાર વિનાના સંદેશા મોકલવાનું, વહાણો તથા જમીન વચ્ચે, હતું. ૧૯૦૦ની સાલથી કેટલીએક કંપનીઓએ પોતાનાં વહાણો ઉપર આ યંત્રો દાખલ કરવા માંડયાં. પરંતુ બે વર્ષ ઉપર ગ્રેટ બ્રીટનમાં વહાણ સંબંધી કાયદામાં એવી કલમ ઉમેરવામાં આવી કે ૧૬૦૦ ટનની ઉપરના દરેક વહાણમાં,



જુની છત્રીના ખોખાને આ ચબરાક છોકરો 'એરીઅલ' તરીકે વાપરીને તાર વિનાના સંદેશાના યંત્રનો લાભ લે છે.



ધર્મગુરુ પોતાના દેવાલયમાંથી માઈલો સુધી તાર વિનાના સદેશાથી ઉપદેશ મોકલે છે.

લડાઇના વખતમાં આવા સદેશાથી વહાણોને દિશાસૂચન કરવામાં આવતુ હતું. તેમજ તટસ્થ પ્રજાના વહાણોને લડાયક વહાણો ક્યા ક્યા છે તેની માહીતી આપવામાં આવતી હતી. આ તાર વિનાના સદેશા મોકલવાનાં મોટા થાણા, હમણા પણ દિવસમાં ગણીવાર ખરા ટાઇમ સબધી સદેશાઓ સર્વત્ર મોકલે છે. એટલે બધેજ ઘડીઆળો મેળવી શકાય છે. ભર દરીએ દિશાઓ ખોળી કાઢવા માટે ખરા ટાઇમની બહુજ જરૂર પડે છે

દોરડા વગરના તાર જેવા સદેશા મોકલવાનું ફતેહમંદ થયું ત્યારે દોરડા વગર વાત કરવાનું ટેલીફોનનું યત્ર પણ સફળ કરવા યત્ન થાય તેમાં કંઇજ નવાઇ નથી. લડાઇ દરમીઆન આ માટે થોડા યત્નો થયાં હતા પણ તે સફળ નહોતા થયા. પરતુ શાંતિ સ્થાપન થયા પછી આ વિષયની શોધખોળ ઘણી આગળ ચાલી છે અને "રેડીઓફોન" હવે એક અગત્યના યત્રની કોટિમાં આવ્યું છે. હજી ઘણા લાબા અતરે આ પ્રમાણે વાતચીત બરોબર થતી નથી. સામાન્ય સદેશા મોકલવામાં વીજળીનું બળ જોઇએ છે, તેના કરતા ત્રણગણું બળ, આ પ્રમાણે વાતચીત કરવામાં જરૂર પડે છે પરતુ આવાં વધારે વીજળીક બળ સાથેના યત્રો ઘણા સફળ થયા છે. અને થોડા સમયમાંજ ઇંગ્લંડ અને ન્યુઝીલડ વચ્ચે વાતચીત કરી શકાશે એમ લાગે છે. દોરડા સાથેના ટેલીફોન-વાત કરવાના યત્રો કરતા દોરડા વિનાની વાત કરવાના યત્રો સસ્તા છે તેમજ તેમાં અવાજ વધારે શુદ્ધ અને મજી રીતે સાભળી શકાય છે. અમેરીકાના લોકોએ તેમની રીત મુજબ, રેડીઓફોન સબધી પણ જાહેરાત કરી મુકી છે. તે માટે ત્યા કપનીઓ નીકળી છે. અને મોટી વેપારી ઓફીસમા તે યત્રો ગોઠવાઇ પણ ગયાં છે. ન્યુયોર્ક અને કનાડા વચ્ચે "કોન્ટીનન્ટલ સ્પેશીઅલ" નામે એક ટ્રેન દોડે છે. તેમાં મુસાફરોની એક સાથે રેડીઓ યત્ર ગોઠવ્યુ છે તે દ્વારા દરેક મુસાફર બહારની દુનીઆ સાથે વાત કરી શકે છે પુના રેસ સ્પેશીઅલમા થોડા વર્ષોમા આવી કંઇક ગોઠવણ થાય તો કંઇ નવાઇ નહીં

ઇંગ્લડમા પણ હવે રેડીઓફોન વધારે પ્રમાણમા લોકપ્રિય થતા જાય છે. પરતુ હોલડમા તો તે બહુજ સામાન્ય થઇ ગયા છે. હેગના એક સ્થળમા ઉત્તમ સગીતના જલસા થાય છે. તે રેડીઓફોન દ્વારા બધે સભળાય તેવી યોજના કરેલી છે, દર સોમવારે અને ગુરુવારે આ જલસાઓ આખા રોપમા સભળાય છે. ઘણી વેર જગરના



સાથે લઇ જઈ શકાય તેવું માર્કોની કંપનીનું તાર. નાના સંદેશા માટેનું તેમજ તાર વિનાના ટેલીફોનનું યંત્ર

ભાવ, તથા વર્તમાન પત્રોના છેલ્લા સમાચારો પણ આ યંત્રદ્વારા સર્વત્ર જાહેર થાય છે.

આપણા દેશમાં પણ તાર વિનાના સંદેશા મોકલવાનાં યંત્રો તો છે; વળી કૅનેડા, દક્ષિણ આફ્રીકા, અને હીંદ એ સ્થળમાં ભારે બળવાળાં યંત્રો ગોઠવીને આખા સામ્રાજ્યને વધારે નિકટ કરી દેવાની યોજના મંજુર થઇ ગઇ છે. અને આ માટે હીંદમાં સર્વથી શક્તિમાન યંત્ર મદ્રાસ ખાતે ઉભું થશે એમ આપણે થોડા વખત ઉપર વાંચ્યું પણ હતું. હીંદની અંદર આવાં યંત્રો ઉભાં કરવાની સત્તા, કાયદો કરીને, સરકારે પોતાના હાથમાં રાખી છે. પરંતુ હવે તે કાયદામાં સુધારો થયો છે, અને આ યંત્રો બનાવવાના, તથા રાખવાના, પરવાના વધારે પ્રમાણમાં આપવાની ગોઠવણ થઇ છે. આ યંત્રોના વધારે ઉપયોગથી વેપારને જરુર લાભ થશે. અત્યારે કલકત્તા, મુંબાઇ, કરાંચી, મદ્રાસ, રંગુન, અને પોર્ટ બ્લેરનાં તાર વિનાનાં સ્થાનકો, ઋતુ સંબંધી સંદેશાઓ દરરોજ મોકલે છે, અને અલીપોર તથા કોલાબા ઓબ્ઝરવેટરીમાંથી રોજ બે વાર ખરા વખતની—ટાઇમની—ખબર પણ દરેક સ્થળે મોકલવામાં આવે છે. વળી હવેથી અરબ્બી સમુદ્ર, અને બંગાળી ઉપસાગરમાંથી ઋતુ સંબંધી સમાચાર આ સ્થાનકોને મળે તેવી યોજના થઇ છે. ઉપર જણાવેલાં સ્થળો ઉપરાંત દીલ્હી, લાહોર, અલ્લાહબાદ, નાગપુર, આદિ સ્થળોએ પણ આ યંત્રો છે.

હવે આ સ્થાનકો લોકોના ઉપયોગમાં વધારે આવે તેવી વૃત્તિ સરકારની થઇ છે.

વધુ માટે જુવો ૨૯૭



# લીલા

અખંડ વૃક્ષ અને સુકુમાર લતાની સૃષ્ટિમાં પોતે પણ કુદરતનો એક ચમત્કાર છે અને એ ચમત્કારમાં કુદરત ફરી એક ચમત્કાર સર્જી રહી છે એમ માનનાર નવવધૂની એક જુની કથા


કહેનાર.
રા. પ્રેમરાય ગૌરીશંકર,
એમ. એ.

ચિત્રકાર:
રા સુશીલ


દુનીઆ સારીનો પ્રકાશ જ્યાં આથમે છે ત્યાંથી ઘણે દૂર એકાંતમાં એક ફુલવાડી હતી. વાડીના એકાંતનું રખોપું કરતી પેલી ટેકરીની પુંઠે, વ્યગ્ર, આકુલ માનવ–સમાજ તરવરતી હતી, પણ તેનો કોલાહલ ફુલવાડીમાં કદી ન સંભળાતો.

સુજામીની સમૃદ્ધિ પેઠે પૂર્ણ તેજે બપોર તપે ત્યારે પણ સાધુના સંતોષ જેવી શીળી સંધ્યા એ વાડીમાં રહેતી, જટાધારી વૃક્ષોની આસપાસ તપભંગ માટે આવેલી અપ્સરા સમી ફુલવેલીઓ ઓપામ સૌંદર્ય અને સૌરભ રેલાવતી, પરંતુ એ સહુમાં લીલા જેવી સુંદર અને લીલા જેવી રસભર કોઈ વેલી ન હતી.

ઉત્તમ રમણીઓના મર્મમાં રસ, કલા, સાહિત્યની સમ લીલા પામી હતી, અને માનવહૃદયથી ત્રાસી જતી ત્યારે ફુલવાડીમાં તેને નિર્દોષ મૈત્રી અને જ્ઞાનમેળ મળતાં.

સંધ્યા નવયુવાન દંપતીના જીવનરંગો આકાશમાં જ્યારે પુરતી ત્યારે અંબોડના ઝાડ નીચે બેઠી બેઠી તે કલ્પનાએ દૂરદૂર સગી શોધી લેતી.

પ્રિયતમના હોઠ પરનું ઝેર ચુમતી જુલીએટ, તો કોઈવાર સ્વામીદર્શનની એક ક્ષણ અને જન્મભરનો વિયોગ સ્મરતી શકુંતલા, હૈયાની હૂંફે હિમદગ પાગળાવની રુદ્રમુગ્ધા પાર્વતી, તો કોઈવાર નિત્ય આશુકની નિરાશાને ન દેખાતાં, ન સહાતા આંસુએ હારવાનો વ્યર્થ પ્રયત્ન કરતી કુમુદ—નોની કલ્પનાસૃષ્ટિના અતિથિ બનતા અને એ સહુના દુઃખ, ભય અને આશાના પૂરમાં લીલા તણાતી.

પ્રભાત યુવાન્ હૃદયનાં આશા અને ઉત્સાહના રંગો આકાશમાં પુરે ત્યારે તે વાડીમાં ફરતી અને ફુલવેલ અને પશુ-પક્ષીના જીવન છલકાતા વ્યવહારમાં તેજ વિશ્વની સૃષ્ટિ હોય તેમ ભળતી.

માનવસમાજમાંથી લીલાના જીવનમાં એકજ અતિથિ આવ્યો હતો. તેને લીલા સાથી કહેતી, મારી વર કહેતી. તે પોતે સાથી કહેતો, વર માનતો, માલીક પેઠે વર્તતો. ધંધે તે ફત્તેહમંદ એન્જીનીઅર હતો, શરીરે કદાવર હતો. ચહેરે દેખાવડો હતો. તેને જોયાથીજ લીલા ગોહ પામી. કુદરતમાં જે બનાવ આરંભથી અંત સુધી તેણે વારંવાર જોગ્યો હતો તે તેના જીવનમાં બનવા માંડયો હતો. એ લીલા તુરતજ સમજી ગઈ.

લીલા શરમાળ ન હતી. શરમાળ છોકરીઓનો ઢોંગ ને જાણતીજ નોં'તી. માબાપ અને અન્ય મોટેરાંઓની ગફલતી અને ગ્રામ્યતાથી જે વ્યવહાર દરેક છોકરી સમજી જાય છે, નવવિવાહિત સખીઓ પાસે એકાંતમાં કૈંક વધુ સમજે છે, પરણેલીઓની વાતચીતમાં અનેકવાર દ્વીઅર્થી શબ્દો દ્વારા સાંભળે છે અને જે વાત પ્રથમ પ્રસૂતિ પછી ઘણીખરી સ્ત્રીઓ વધારે સ્પષ્ટતાથી ચર્ચે છે તે સમજવા છતાં ન સમજવાનો અને અણસારે પણ ન ઉચ્ચારવાનો ઢોંગ લીલામાં ન હતો.

That spurious virtue in a maid
A virtue but at second hand;
They blush because they
understand.

આ spurious virtue કુદરતના વાસમાં ઉછરેલી લીલામાં ક્યાંથી હોય ? લીલાની ફુલવાડીની દીવાલ ઉપર એક ચિત્રરંગી બિલાડ એક દહાડો આવ્યો, અને તેની શ્વેતા પણ સંકેત હોય તેમ આવી અને પરસ્પરનાં સંવનન પરિશીલન થયાં. કેટલાંક અઠવાડીઆં પછી શ્વેત છતાં ચિત્રરંગી ધાબાંવાળાં બચુડીઆં ફુલકયરામાં પતંગીઆં પકડવાની રમત રમતાં ત્યારે એ ચિત્રરંગી ધાબાંનો ઇતિહાસ પુરેપુરો જાણતી. તેથીજ લીલા સમજી કે તેની જીવનવાડીની દીવાલ કુદાવી તેનો સાથી આવ્યો તે સંવનન માંગવા અને આપવા માટે; તેના દીલમાં તે સાથીનો બહારભીતરનો રંગ જાણવાની આતુરતા વધી કારણ તેનાં સંતનનાં દેહો ઉપર કેવા રંગનાં ચિત્રો પડશે તે જાણવા ઉત્સુક હતી.

સાથીનો સહવાસ મળતાં આ ઉત્સુકતા સંતોષવાનું, સ્ત્રીની મર્યાદાથી અને માદાની આતુરતાથી તેણે શરુ કર્યું. તેણે જાણ્યું: લલિતકલાને નામેજ તે અકળાતો. ચિત્રકાર અને કવિ તેને નમાલા લાગતા. સાહિત્ય કરતાં ગણિતને તે ઉંચુ માનતો. તત્ત્વજ્ઞાન સડેલ મગજના ધખારા લાગતા. સૌંદર્ય કુદરતમાં તેને દેખાતું નહીં, માત્ર સ્ત્રીના સૌંદર્યનો તે આશક હતો. લીલાનાં સુકુમાર છતાં માંસલ અંગો તેને આકર્ષી રહ્યાં. પોતાની તંદુરસ્તી અને જોરનો તેને દર પળે ખ્યાલ હતો. લગ્નમાં બીજું શું જોઇએ. લીલાનું સંવનન તેણે કર્યું અને લીલાને પણ ઘડીભર લાગ્યું કે શારીરિક સૌંદર્ય અને તંદુરસ્તી એ સંવનનનાં પરમ તત્ત્વો છે. તેની શ્વેતા અને શ્વેતાના સાથીને બીજો શો આનંદ હતો. "કુદરતનું જીવન એજ આદર્શ જીવન" તેના શંકાશીલ મનને, સાથીના પ્રથમ સહવાસથી ઉન્મત્ત બનેલા હૃદયે કહ્યું.

"પણ ઉન્મત્ત ન હોત તો હૃદય જોઇ શકત કે માનવીએ કુદરતને તો ક્યાંય પાછળ મુકી

જોઈને સાંભળવા ઊભી. લીલા! લગ્નમાં પુરુષ સ્ત્રીને રાખે છે. પોતાના સાથી તરીકે નહીં પણ સાધન તરીકે. સંતતિ માટે નહીં પણ સહવાસ માટે. સ્ત્રી પુરુષને નીભાવે છે તે સાધન તરીકે નહીં પણ સાથી તરીકે—માટેજ સાંજના તમારી વાતચીત અને તારા સ્વરમાં રહેલી પડઘાણી સાંભળી તને સ્પષ્ટ સમજાવવાનો મેં નિશ્ચય કર્યો......"

"પણ માસી! બધાજ સરખા......"

"હા, બધાજ! પુરુષ નાનપણથીજ, કેળવણીથી, અન્ય પુરુષોના સહવાસથી, ઓલાદની અસરથી સ્વાર્થી બની જાય છે. મા, બહેન, સ્ત્રી સહુને પોતાની જાતથી કૈંક નીચા દરજ્જાના માને છે. મા પોષણનું અને રક્ષણનું સાધન, બહેન રમત અને ભાઇ કહેવાવાનું સાધન અને સ્ત્રી ઘર ચલાવવાનું અને વાસનાનું સાધન. સ્ત્રી તો સાધન, સાથી નહીંજ ....."

"ઓ માસી!"

"હમણાંથી જાણ્યું સારું, લીલા! તેથીજ કડવું સત્ય કહી દીધું. સાંજના તને એણે ગાંડી કહી અને તને લાગ્યું કે એણે લાડમાં કહ્યું. લાડમાં હશે પણ તું જો મક્કમ થતે તો ખરેખર ગાંડી ઠરવી હસી કાઢતે. હું અનુભવે જાણું છું કે સ્ત્રીને સંતાન જોઇએ છે. માટે ન છૂટકે ગાંડી ઠરીને પણ પુરુષને નીભાવી લે છે. પુરુષને સ્ત્રી જોઇએ છે. મુંઝાતી નહીં બેટા, પણ એક વાત ધ્યાનમાં રાખજે કે સાચી ખોટી કૈં પણ પુરુષ પાસે આશા ન રાખતી તો નિરાશ નહીં થવાય."

લીલાને વિદાય દેતાં માસીએ અનુભવી આંખે જોઇ લીધું કે લીલા કન્યા મટી વહુ બની હતી એટલુંજ નહીં પણ લીલાના હૈયાંમાં કૈંક રહસ્ય હતું જે માસીને કહેવાને તે અધીરી અધીરી બની રહી હતી, છતાં કહેતી નહોતી.

બાગના દરવાજે વિદાય લેતી વખતે લીલાને હૈયે ચાંપતાં ગળગળે સાદે માશીએ તેના કાનમાં કહ્યું કે તે રહસ્ય જાણતી હતી. લીલા હર્ષથી રડી પડી અને દીલના ઉન્માદમાં તેની સુકુમાર દેહલતા ઉપરની માસીની વત્સલ આંખો કે તેના મોહક દેહ ઉપરની તેના સાથીની વિકારવાળી આંખો, કૈં તેણે જોયું નહીં.

. . .

તેઓ દેહરાદુન ગયાં. સ્થાનિક અફસર તરીકે તેનો ત્યાં મોભો હતો. જંગલ સાફ કરવામાં તે મશગુલ રહેતો. પડોસના અમેરીકન મીશન સ્કુલ અને હૉસ્પીટલની સીસ્ટર્સ લીલાની સખીઓ બની ગઇ. પણ મન બહેલાવવા કોઇના સહવાસની તેને જરૂર હતી. તેના પરમ રહસ્યનાં ધ્યાનમાં તેનાં રાત-દિવસ સ્વપ્ન પેઠે વહી જતાં. સુંદર અને તંદુરસ્ત દંપતીનો લગ્નનો પહેલો મહીનો જે સુખમાં જાય તે સુખ તેને હતું. તેનો ઘણોખરો વખત ઘોડા ઉપર કે જંગલમાં તંબુમાં ગાળતો. લીલાના રહસ્યનું તેને ભાન ન હતું. એક સાંજે ટેકરીના ઢોળાવ ઉપર તેને ખભે માથું ટેકવી, લીલા ખીણની શોભા જોતી હતી ત્યારે તે રહસ્ય તેણે જાણ્યું. તેના ઉપર શી અસર થઇ તે જાણવાનું લીલાને ભાન પણ ન હતું. પ્રચંડ વૃક્ષ અને સુકુમાર લતાની સૃષ્ટિમાં પોતે પણ કુદરતનો એક ચમત્કાર છે, અને એ ચમત્કારમાં કુદરત ફરી ચમત્કાર સર્જી રહી છે એટલુંજ એને ભાન રહ્યું.

પણ—

[ વધુ માટે જુવો પૃષ્ઠ ૨૮૮ ]



# સહેલગાહ

લેખકઃ
રા. બટુ લાલભાઇ ઉમરવાડીઆ,
બી. એ., સભ્ય, સાહિત્ય સંસદ્.

ચિત્રકારઃ
રા. શિવરામ સજીપ

સહેલગાહ ?—તેની મઝે આગળ કવિતાની ચોપડી નકામી છે—પણ સહેલગાહની મઝે મુલાયમ ગલીચાઓના એશઆરામ જેવી નથી; સહેલગાહમાં તો શરીરને કસવાના પ્રસંગો આવે છે અને તેમાં જ તેની મઝા છે. તમે શરીરના થાક્યા હો તો સહેલગાહે ન જવું. શેરબજાર કે રુના સટ્ટામાં હાલહવાલ થયલાને વૈરાગ્યશતકની ચોપડી જેટલી અકારી લાગે તેટલી જ સહેલગાહ તમને અકારી લાગશે. મનના થાકની વાત જુદી છે. ખાસ કરી તમે તમારી સ્ત્રીથી કંટાળ્યા હો, ઘરમાં પેસતા વેંત તમારા સ્વમાનને કે સુખી સ્વભાવને કચડી નાંખે તેવી તેની વર્તણુંકથી તમે થાકી ગયા હો તો એકાદ સહેલગાહ જેવો ઇલ્મ બીજો નહીં જડે. સહેલગાહમાં તમે તમારું મનનું ધાર્યું કરી શકશો; "પાણું ભુલી ગયા!" એમ કહેનાર તમારી સામે કે સાથે નથી એ લાગણીમાત્રથીજ વર્ષોનો તમારા મનનો થાક એક પળમાંજ ઉતરી જશે; દરેક નાની બાબતમાં પણ તમારે પોતે નિર્ણય કરવાનો હોવાથી તમારા પોતીકા ઘરમાં કોઇએ છીનવી લીધેલું કે ભુલાઇ ગયલું તમારું પોતાપણું જાગૃત થશે; તમારી જોખમદારી જોવા તપાસવાનું તમે શીખશો; તમારી હયાતી નિરર્થક કે નીરસ નથી એવું પહેલીવાર તમને ભાન થવા માંડશે.. ......

સહેલગાહમાં સાધનો ઓછાં તેમ મઝા વધારે. ગાડી કે બીજાં વાહનમાં મઝા નહીં પડે; ખરી મઝા તો પગપાળે જવામાં છે. કવીન્સરોડના સુંવાળા રસ્તા પર ચાલવાની ટેવવાળા પગો આથડતા, ઠોકરાતાં ટેકરા ચઢે ઉતરે, તમારો પગ સરકે ને સાથીઓ હસી પડે કે ચુપ રહેવા પ્રયત્ન કરવા છતાં પણ તમારા નોકરથી હસાઇ જવાય......
આહ! એ બધી મઝા વાહનમાં નહીં મળે. અને સાધનો પણ ઓછાં

હોય તેમ સારું. ખરી સહેલગાહમાં તો જોઇએ માત્ર સીગરેટનું ટીન, ખુબ ખાધું અને નોકર નહીં.

સહેલગાહની મઝનો તમારા સાથીઓ કેટલા અને કેવા છે તે પર આધાર રાખે છે. એકલપણામાં એકાંત છે. તમારો સ્વભાવ જડસુ અને ચીવટ હોય તો એકાંત સારું નહીં. અજુટ સૌન્દર્યવંતી વનદેવતા હસ્તી હસતી તમારી સામેજ ઉભી હશે, કે સ્વપ્ન નાં સોણું જેવી સુકુમાર ઉષા ધીમે ધીમે પાલવ પ્રસારતી તમારી સમીપમાં આવતી હશે ત્યારે તમારું મન તમારા દફતરમાં રહી ગએલું સરવૈયું કે વેપારને મોકલવાની પડીકું યાદ આવતાં તે ઉપર વિચાર કરવા બેસી જશે...પણ ઘણું કે વધારે સાથીઓ હોય તો ભીડ થશે. બને તો એકજ સાથી સારો. છતાં તેની વહુ રૂખી કે અનાડી ન હોય, તેનો કાંઇ કઠોર ન હોય, અવારનવાર સામટી વાતે તે હસી શકતી હોય, અને તેનું મોં મીઠું હોય તો તેના સાથમાં વળી કંઇ ઓર મઝા આવશે. પોતાની સ્ત્રી કરતા બીજી સ્ત્રીઓના સોબત હમેશાં વધારે રુચિકર હોય છે. ને તમારા ફુટડાપણા પર જોઇએ તેટલો અંકુશ પણ રાખશો અને છતાં તમારા પર પોંક તમને કરવાના જેવું નહીં લાગે.

તમારો મિત્ર મુછ હોય ને તમારો રસભાર ધ્યાન હોય તો સહેલગાહનો વિચારજ મૂકી વાળજો, નહીં તો બે પોલીસમેન પહેરો કરતાં સાથે સાથે જતા હોય તવું થશે. તમારો સાથી ફીલ્સુફ પણ ન જોઇએ નહીં તો તમારા પગે કાંટાના ઉઝરડા ભરાય લોહી નીકળતું હોય ત્યારે તે જીંદગીની નિઃસારતા સમ્બંધે વિચાર કરવા બેસશે. તે કવિ પણ ન જોઇએ નહીં તો ઘેર આવતી ગોવાળણની દસથી ઝાંખી દેખાતી આકૃતિ જોઇ તે ત્યાં ને ત્યાં કવિતા લખવા બેસી જશે, ને તેમાં પેલી સુંદર ગોવાળણની મદભર આંખો, તેનું ખીલેલું શરીર કે યૌવન એ જોવાનું તમારે રહી જશે. ને ધાર્મિક પણ ન જોઇએ નહીં તો તમારા પગ તળે એકાદ અળસીયું છુંદાતા તે પ્રાયશ્ચિત કરવા બેસશે. ને ટાપટીપીઓ પણ ન જોઇએ નહીં તો તેના કપડા પર એકાદ ડાઘ પડતા તેની કમનસીબીના બબડાટમાં આખા દિવસના મઝા ધુળ મળશે. ને ગંભીર સાક્ષર તો નજ જોઇએ નહીં તો ખાડામાં ભરાયલા પાણીમાં થઇ છબછબ કરતા પેલે પાર જવાની ગમ્મત પડતી મુકી તમારે પાછું ફરવું પડશે. તે તો ટેકરાઓ ચઢે એવો, કાદવ ખુંદે એવો, વાડો કુદે એવો રેતીના ઢગ પર દોડે એવો ને હસે, રડે ને તોફાન કરે એવો હોય તોજ ખરી મઝા પડશે.

જો એકજ દિવસની સહેલગાહે જવાના હો તો આગલી રાતેજ નીકળી પડવું ઠીક છે કે જેથી કોઇ ટેકરા ઉપર સવાર જન્મ પામે ત્યા વખતસર જઇ પહોંચો. રાતે શરૂઆત કરી કેક કહ્યું છે પણ જન્મતા પ્રભાતને જોવાના લ્હાવામાં એ કૈંજ નથી. ત્યારે આછા પાતળા અંધારા દોડાદોડ કરી રહ્યા હશે. સવારના પંખીઓ આંખ ઉઘાડી કલ્લોલ કરવા સજ્જ થતા હશે; આકાશના ધ્રુ પડદી અને, નાટકના પડદાની પાછળ નટો તૈયાર થાય તેમ, નભદેવતાઓ રંગ ઝારીઓ લઇ ઉષાને ઓવારવા સજ્જ થતી હશે...તમે અજાણે ઉભા રહી જશો "શું અદ્ભુત છે!" તમે કહેશો. આકાશી બધી સવારો ચમકણી થતી થઇ તેથી પરતાયો અને હવેથી વહેલા ઊઠવાનો નિશ્ચય કરશો જે નિશ્ચય બીજે દિવસ સુધીજ ટુકી જશે....



આમ તમારી કલ્પના કે કે કરાવી લેશે તમારામાં કલ્પનાશક્તિનો ઊણપ હોય તો સૌંદર્ય ક્યાં ગોતવું એની વીમાસણમાં તમે ચારેપાસ જોતા બાઘા જેવા ઊભા રહેશો. બાળકોના ખુશખુશાલી કલ્લોલ જેવા નગીના કેસરવર્ણા, સામે કાંઠાના વૃક્ષકુંડમાં, આકાશમાં તમને સૌંદર્ય જેવું નહીં જણાય અને છતાં તમારો ફેરો અફળ તો નહીં જાય થાકીને તમે બાલસૂર્યના કુમળા તડકામાં, દરીઆણી પર લંબાવી એકાદ બગાસું ખાશો તો પણ તમારો ફેરો સફળ થશે.

ટેકરાઓ ચડવામાં તેથી પણ વધારે ગમ્મત છે. ટેકરો ચડી રહો કોઈ રાજા ગઢ જીતે તેટલો તમને આનંદ થશે ઊંચા ટેકરા ઉપર ઊભા રહી નીચે નજર કરશો ત્યારે નીચેની ઓછીઝીણી દેખાતી ચીજોથી તમારો અહંભાવ સંતોષાશે અને તેથી—તમે ઊંચે-ઉપર છો એ લાગણીથી—તમને અજાણે આનંદ થશે...સમુદ્રકીનારેના રેતીના ટેકરા-પર દોડાદોડ કરવામાં પણ મઝા પડે છે ઇતિહાસનો અભ્યાસી કોઈ વાર પોતાને શિવાજી મહારાજ જેવો સરખાવી દે છે, જીંદગીના ફીલસુફને, સાંજના ખુસાલી રેતીની તીચિરેખાથી અસ્થાયી જીવન સંબંધે વિચાર સુઝે છે, બાળકના વાર પડી જતી રેતીની ભગવીઓ જોઈ, ભગ્નાશ પ્રેમીને તેના ભૂત જીવનના મનોમંડપ સાંભરે છે રેતીના ટેકરાઓમાં સિંહાસન બનાવી એમાંથી પણ ઓર આનંદ આવે છે કારણકે તે સિંહાસન સર્જવામાં જાતમહેનત કરેલી હોય છે. જાતીકી વસ્તુઓ પેઠે તે પ્રિય હોય છે. આપણા દીવાનખાનાઓની ખુરશીઓ પણ આપણેજ બનાવી હોત તો તેમાં તેમની વખતે વગર ચેન પડત . .

અમદાવાદ માનીતી થવાનું કારણ તેની નિરંકુશતા છે પ્રીન્સેસ સ્ટ્રીટ કે ભુલેશ્વરમાં કોટ-ટોપી બગલમાં મારી, ટ્રામ જતી રહેતી હોય અને અતિ અગત્યનું કામ હોય તો પણ ઘણા દોડી શકતા નથી તેના કારણ છે કોઈ વાર પોલીસદાદા અટકાવે, કોઈ વાર ટ્રામ કે મોટરમાં આવી જવાની બીક લાગે, કોઈ વાર પાછળથી કોઈ તોફાની પારસી પોરીઓ "ઓર" કરી બુમ મારે, તો નાહક રમૂજેતી અને પશ્ચાત થાય ઘણી વાર કોઈ જોતું ન હોય છતા બધી આખો આપણું-નેજ જુએ છે એવી લાગણી થાય, કોઈ વાર "કોઈ ઓળખીતું મળી જાય તો શું કહે!" એવો વિચાર આવે. અમદાવાદમાં

આવાં કારણો નથી. એમ નહીં કે ત્યાં નિયમો નથી. સત્તાપ્રેમી સમાજની હાકેમી તો ત્યાં પણ છે; અને એ સમાજના અણલખ્યા હુકમપત્રમાં "સહેલગાહમાં તોફાન કર્યા વિના ગંભીર થવું એ દોષયુક્ત છે" એમ કહ્યું છે. સહેલગાહમાં કોઇ ઓળખીતું મળે તો ઘણીવાર ગંભીર માણસોને પણ તોફાની થવું પડે છે...તોફાનના પ્રકાર અનેક છે અને તે સ્વભાવાધીન છે.

લોકો ગમે તે કહે, તોફાન કરવું પણ સહેલું નથી, કેટલાક એવા પ્રકૃતિરહો છે જેમને તોફાન કરવાનો હુકમ થયો હોય તો તેમને મૂઢ જેવા જોઇ રહેવું પડે. આવા સ્વભાવવાળા માટે મિત્ર સાથે છાતીભર પાણી સુધી નદીમાં નહાવા ઉતરી મિત્ર ઉપર પાણી ઉરાડવું એટલે તે પણ સામો પાણી ઉરાડશે અને બચાવ માટે તમારે સામું પાણી ઉરાડવું પડશે. આ આપમેળે તમારી વૃદ્ધ પ્રકૃતિના ખડકમાં તોફાનની એક ધરેડ પડશે, આમ તમે તોફાનની બારાખડી શીખવા માંડશો જેને પરિણામે તમને લાગશે કે જગતમાં ચોમગ આનંદ અને ઉજાસના ફુવારાઓ તો ઉછળી રહ્યા હતા પણ તમેજ બેધ્યાન હતા; અને સંકેત શબ્દો બોલવાથી જાદુગરના ખજાના ઉઘડે તેમ તે નવી વિદ્યાના પરિણામે જીંદગીના નવા ઉદ્યાનો તમારી સંમુખ ખુલી જશે...

કદાચ તમારો સાથી શરમાળ હોય અને બીજાં બધાં—ખાસ કરી તેની પત્ની—જોતાં હોય તો તે મિત્રને તમારા તોફાની સ્વભાવનો એકદમ ભોગ બનાવશો નહીં. તેથી કદાચ તેનું મન ખાટું થઇ જશે.

સૂર્ય કૈક તપવા માંડે એટલે વખતસર નાસ્તો કાઢવો જોઇએ. કદાચ કોઇક ભુખ્યું થયું હોય તો તેને તમારા આનંદમાં રસ નહીં પડે—सर्वेगुणास्तांद्रुलमाश्रयन्ते ॥ એ નિયમ ઇશ્વર પેઠે સર્વ દેશ, કાલ અને સંજોગો ઉપર એકહથ્થુ સત્તા ચલાવે છે... નાસ્તા માટે હરીઆળીની બીછાત કે વડની છાયા ઠીક પડે...તમને ભુખ વધારે લાગી હોય અને નાસ્તો થોડો હોય તો ખાસ કરી તે વહેંચવાનું કામ તમારા મિત્રની પત્નીને આપવું એ સારું છે—તેના પતિ કરતાં તમારે ભાગે તેને હાથે વધારે આવશે અને તમને આગ્રહ પણ વધારે થશે....

નાસ્તા વખતે, જે તોફાનોમાં તમારા મિત્રની પત્નીએ ભાગ લીધો ન હોય તે સંબંધી મૌન રાખી જેમાં તમે સાથે રહ્યાં હો તે વીશે અને તેમાં પણ તેના વીશે વાતો કરવાથી આખો દિવસ મીઠો જશે; અને આથી પોતાનાં પરાક્રમો વીશે વાતો કરવાની અતિ સહજ લાલસા અટકાવતાં તમે શીખશો. એટલું ધ્યાનમાં રાખજો કે તમારી વાતો ગહન વિષયો સંબંધી ન હોય. સ્ત્રી ગમે તેટલી ભણેલી કે ચતુર હોય, તેને નજીવી વાતોથી વધારે આનંદ થશે અને તેનો પતિ તો એવી વાતો કરવા-સાંભળવાથી ટેવાયેલોજ હશે....

તમારો મિત્ર અને તેની પત્ની દરરોજ બહુ વાતે વળતાં ન હોય તો પણ કૈંક બહાનું કાઢી તમારે થોડીવાર દૂર થવું ઇચ્છવાજોગ છે. વસ્તુ ન હોય ત્યારે બીનજરુરી હોય તો પણ તે માટે ઇચ્છા થાય છે, અને તમે છુટા પડશો તો સાથે રહેવામાં ન જોએલી ઘણી વસ્તુઓ જોવાનું પણ તમને પ્રાપ્ત થશે.

થોડેક દૂર એક ઝાડી પાસે પડ્યા પડ્યા સીગરેટના ગોટા કાઢતાં ચોપાસ બેદરકાર નજર કરવામાં ઠીક મઝા પડે છે. ઓફીસમાં કારકુની કરનારનું કે ગુમાસ્તાગીરીનું તમારું જીવન ભુલી જશો અને જે સ્વમાન ખીલવવાની

જરૂર છે તેની શરૂઆત કરતાં શીખશો. આ એકચક્રે મત્તા મચાવવામાં તમારા દીલની આગ, ઈશ્વરી મત્તા સામેની તમારી રોજની ફરીઆદ, તમે ભુલી જશો તમારા-શેઠ કે સાહેબનું અંગવાજીવન ને મીલહાકેમી તમને તુચ્છ લાગશે .. ..

તમારા મિત્રની પત્નીને ગાતાં આવડતું હોય તો સહેલગાહની રોનક પુરી ગણાય. તેને ન આવડતું હોય અને તમે ગાઈ શકતા હો તો તમે ગાશો નહીં. તમારું સંગીત ગમે તેટલું સારું હશે તો પણ સુંદરીના મધુર હૈભાવ કરતાં વધુ મીઠું નહીં લાગે

સહેલગાહ કેમ પુરી કરવી એ બહુ કઠણ નથી ધીરે ધીરે અસ્ત પામતા સૂર્ય પેઠે ધીરે ધીરે ગમે તે પાછા વળી શકે છે.

પાછા વળતાં તમારા સ્વભાવમાં અનેક ફેરફારો શરૂ થયા હશે તમે કંજુસ હો, સામા માણસની લાગણીઓ, સુખદુઃખ કે અગવડો જોવાની ટેવ નહીં હોય તો તે સ્વભાવ સુધરશે. જીંદગી સાવ અંધારી કે અકારી નથી એમ લાગશે, તમારા મનમાં આનંદની ઉર્મિઓ પ્રકટ થશે, તમારો આત્મા પ્રફુલ્લ થનો જન

...પણ હા, રખે તમે તમારી પત્નીને કહેતા કે "આજે તો ખુબ મઝા પડી." નહીં તો તમારો બધો આનંદ નવાં દુઃખોમાં ક્યા કયા શમી જશે...અને મિત્ર–પત્નિને આજાકાલા સ્મરણો દિનરાત આવે જતા હોય તો પણ તે સાથે આવી હતી એમ તો, તમારી પત્નીને કદી પણ ન કહેશો. નહીંતર... ...કે નહીં !





# ઐતિહાસિક દૃષ્ટિબિંદુ

લેખકઃ
રા. કનૈયાલાલ માણેકલાલ મુનશી,
બી. એ. એલએલ. બી. એડવોકેટ,
પ્રમુખ, સાહિત્ય સંસદ.

જીવંત ઇતિહાસ એ જનમંડલના આત્મવિકાસમાં ઘણીજ અગત્યની વસ્તુ છે. જે જનમંડલનો ઇતિહાસ નથી તેને ભૂત જીવનમાં ગર્વ નથી હોતો, વર્તમાન જીવનમાં રસ નથી હોતો, ને ભાવિ જીવન માટે હોંસ નથી હોતી.

સમાજ ને જીવનના પ્રશ્નો ઉકેલવાની ઇચ્છા ઇતિહાસે દર્શાવેલા દૃષ્ટિબિંદુ વિના નિરર્થક છે; કારણકે જ્યાં સુધી એ દૃષ્ટિબિંદુથી પ્રશ્નોનું નિરાકરણ કરવામાં આવે નહીં ત્યાં સુધી સમાજ અને જીવનનો પ્રવાહ સ્વાભાવિક ને સરલ માર્ગે વહેવડાવવાની આશા સદાય નિષ્ફલ જાય છે. ઇતિહાસની સ્પષ્ટ જણાયા વિના રહેશેજ નહીં, કે જ્યાં સુધી એ જીવંત વ્યક્તિ કયે ધોરણે ઘડાઇ છે, તે અને તેના વિકાસનો પ્રકાર અને ઉદ્દેશ સમજાય નહીં ત્યાં સુધી તેનું જીવન ધારેલી દિશામાં લઇ જવું કે કેળવવું એ કેવળ અશક્યજ છે.

પણ ઇતિહાસ શબ્દ એવા એવા અર્થમાં વપરાય છે કે આ સંબંધમાં તેનો યથાસ્થિત અર્થ ધ્યાનમાં રાખ્યા વિના તેનું દૃષ્ટિબિંદુ શું તે નક્કી થાય એમ નથી.

રાજ્યારોહણની તિથિના સમૂહોને, રાજાવલિની પરંપરાને, વિગ્રહોની ભયાનક જીતોને

મોટા, જગવિખ્યાત ઇતિહાસકારોએ ઇતિહાસનો જુદો જુદો અર્થ કર્યો છે. પુરાણકારોએ ઇતિહાસનાં લક્ષણો, સર્ગ, પ્રતિસર્ગ, વંશ, મન્વંતર અને વંશાનુચરિત ગણ્યાં છે હીરોડોટસે રસિક વાર્તાઓને ઇતિહાસ કહ્યા છે. કાર્લાઇલે મહાપુરુષોનાં જીવનમાંથી પ્રસરતા તેજનું પ્રતિબિંબ તેજ ઇતિહાસ એમ માન્યું છે.

આધુનિક ઇતિહાસકારોએ આ આદર્શોને હલકા ગણી સંધિઓ, વિગ્રહો, ને રાજાઓના રાજ્યાભિષેકોની યાદમાં છુપાએલા જીવન-પ્રવાહની દિશા અને પ્રભાવ આંકવાના પ્રયત્નો કરવા માંડ્યા છે. ઇતિહાસને રાજાઓના યશોગાનની ભૂમિકાપરથી જનસમાજની પ્રગતિની કથાની ભૂમિકા ઉપર આણવામાં આવ્યો છે. છતાં પણ જુદા જુદા સમયના સ્ત્રીપુરુષોની રહેણીકરણી, તેમના રીતરીવાજો તથા તેમની આર્થિક અને રાજકીય સ્થિતિના વર્ણનમાંજ ઇતિહાસનો હેતુ સમાઇ જાય છે એ માન્યતા પણ અમને વાસ્તવિક લાગતી નથી. આવા પ્રકારના વર્ણન બહુ ઉપયોગી થઇ પડે છે ને ઇતિહાસ માટે જરુરી સાધનો પુરાં પાડે છે, પણ સામાજિક જીવનના આ સંગ્રહસ્થાનોને ઇતિહાસની અમુલ્ય ઇમારતનું નામ અપાય નહીં.

"ઇતિહાસ' ના અર્થનો વિચાર કરતાં પહેલાં એટલું ધ્યાનમાં રાખવું જોઇએ કે ઇતિહાસ ગમે તે જનસમૂહનો હોઇ શકે નહીં. પણ જ્યારે એક જનસમૂહ કોઇએક કારણે નીરાળો પડે ત્યારેજ તેના ઇતિહાસનો આરંભ થાય છે. આનાં કારણો ત્રણ છે —

આત્મ રક્ષણ માટે (૧) એકત્રવાસ (૨) આર્થિક યા ભૌગોલિક સ્વાસ્થ્ય ભોગવવા પ્રદેશમાં વસવાટ અથવા (૩) એક રાજ્યચક્રની આધીનતા. આ ત્રણમાંથી ગમે તે કારણસર જુદા જુદા જનસમૂહો એક બીજાથી જુદા પડી નીરાળા બને છે ગ્રીક અને આર્યોનો ઇતિહાસ તે નીરાળી પડેલી એકત્રવાસ કરતી જાતિને ઇતિહાસ છે. હીંદનો ઇતિહાસ તે આર્થિક અને ભૌગોલિક સ્વાસ્થ્ય ભોગવતા એક દેશમાં વસતા જનસમૂહનો ઇતિહાસ છે બ્રીટીશ સામ્રાજ્યના ઇતિહાસનો વિષય બ્રીટીશ રાજ્યચક્રની આધીનતા ભોગવતા મંડળો છે

જ્યારે ઉપના ત્રણમાંથી એક કારણને લીધે એક જનસમૂહ બીજાથી જુદો રહેવા માંડે છે, જ્યારે તે સમૂહના સ્ત્રીપુરુષો પરસ્પર સંબંધને લીધે એકજ પ્રકારની ભાષા ઉપજાવે છે, જ્યારે તેઓ પોતાને યોગ્ય રહેણીકરણી રીતરિવાજો તેમજ વિચારની સામાન્ય મર્યાદાઓ બાંધી સમગ્ર (collective) જીવનની શરૂઆત કરે છે ત્યારે આ નીરાળો સમૂહ સ્પષ્ટ બની જનમંડળ તરીકે વ્યક્તિત્વ પામે છે. આ વ્યક્તિત્વ તે સમુદાયના સ્ત્રીપુરુષોના દેશકાળને લઇને ઘડાએલા સ્વભાવ અને બુદ્ધિના તાણાવાણાથી રંગેરંગાએલું હોય છે અને આખો સમુદાય આ વ્યક્તિત્વનો, વાણી અને કર્મ તેમજ સામાજિક ને રાજકીય સંસ્થાઓ દ્વારા વિકાસ કરતાં જાણ્યે અજાણ્યે મથન કરે છે. અને તેમ કરતાં તે પોતાની વિશિષ્ટ સંસ્કૃતિને જન્મ આપે છે, પરિણામે જે માત્ર સહવાસના બંધનથી બંધાએલો જનસમૂહ હતો તે સમાન સંસ્કારની એકતાનતા મેળવી સંસ્કારાત્મક વ્યક્તિ (cultural unit) બને છે.

આ સ્થિતિએ પહોંચ્યા પછી તે સમુદાયને પોતાના વ્યક્તિત્વનું ભાન થાય છે, અને તે સાંસ્કારિક અસ્મિતા પ્રાપ્ત કરે છે આ જનમંડળના સ્ત્રીપુરુષો પોતાના સંસ્કારો માટે ગર્વ ધારે છે, તેને

શુદ્ધ કરવા મથે છે; તે સમવાય તે ખીલે તેવી સંસ્થાઓ સ્થાપે છે. તે તેમનાં સંતાનોમાં દૃઢ બનાવવા કેળવણીની પદ્ધતિ શોધી કાઢે છે; તેનો નિરંકુશ વિકાસ થાય એવું રાજ્યતંત્ર સ્થાપે છે; અને સાહિત્યના મંદિરમાં તેની વિશુદ્ધ અને અમર મૂર્તિ ઘડી ભવિષ્યની પ્રજાની પ્રેરણા માટે મુકી જાય છે. તે સમુદાયની આવી સાંસ્કારિક અસ્મિતા જ એના જીવનનો હેતુ બનીને રહે છે.

જ્યારે જનસમૂહનું વ્યક્તિત્વ પ્રગટે છે, ત્યારે તે સમૃદ્ધ ઇતિહાસનો વિષય બનવાને લાયક થાય છે. જ્યારે તે સંસ્કારાત્મક વ્યક્તિ બને છે ત્યારે તે ઇતિહાસનાં ખરાં સાધનો ઉપજાવે છે. જ્યારે તેમાં સાંસ્કારિક અસ્મિતા પ્રગટે છે ત્યારે તેના વ્યક્તિત્વનું સ્વરૂપ, દિશા ને પ્રાબલ્ય નોખાં દેખાય છે, ને તેનો ઇતિહાસ ભવિષ્યની પ્રજાને ઉપયોગી થઇ પડે છે. આ નજરે જોતાં એક દેશ, એક જાતિ, કે એક પ્રજારૂપે નીરાળા મનેલા જનસમુદાયના લાક્ષણિક સંસ્કારોમાં સમાયલું વ્યક્તિત્વ તે સમુદાયનાં પરાક્રમો, સંસ્થાઓ, રીતિનીતિ, શાસનકલા ને સાહિત્યમાં વિકાસ પામે તેના ક્રમની નોંધ તેનું જ નામ ઇતિહાસ કહી શકાય. ઇમર્સનના શબ્દોમાં કહીએ તો "સમસ્ત જનસમૂહમાં રહેલા આત્માએ આદરેલાં કાર્યોની કથની તે ઇતિહાસ.'

માંડ્યા, ત્યારથી તેમનું વ્યક્તિત્વ સંસ્કારાત્મક થવા માંડ્યું, અને હીંદુ સંસ્કૃતિનો પ્રારંભ થયો. તેઓ જેમ જેમ પોતાને અનાર્ય કરતાં વધારે શુદ્ધ ને સંસ્કારી માની નીરાળા ને શ્રેષ્ઠ માનવા લાગ્યા; જેમ જેમ સમાજની પ્રણાલિકાઓ, કેળવણીની પદ્ધતિ–અને જીવનનાં આદર્શો, તેમનું ઐતિહાસિક સાતત્ય અને લાક્ષણિક સંસ્કારો કાયમ રાખે એવાં થવા માંડ્યા તેમ તેમ તેઓ સાંસ્કારિક અસ્મિતા અનુભવવા લાગ્યા. આખરે પોતાના સંસ્કારોનું ભાન આર્યોમાં એટલું તો સ્પષ્ટ થતું ગયું કે આપણા મંડલના વ્યક્તિત્વ (એટલે કે આત્મા)નો સદાય નવે રૂપે વિકાસ કરવો એ જ જીવનનું લક્ષ્ય થયું. આ જ કારણસર હજારો વર્ષ વીત્યાં તોએ–અનેક સામ્રાજ્યો અને સંસ્કૃતિઓ ઉદ્દભવી અને નષ્ટ થઇ ગઇ તોએ કાલના મોંમાંથી બચી જઇ આર્યાવર્તની શુદ્ધિ અને સાતત્યનું ભાન આપણે રાખી શક્યા છીએ.

આ પ્રમાણે જોતાં આખા દેશના જીવનના મણકાઓ આ વ્યક્તિત્વના સાતત્યને દોરે સરે છે. જે નર્મદાએ સત્યયુગમાં પતિને મરતો બચાવવા પતિવ્રતના બલથી સૂર્યનારાયણનો રથ થંભાવ્યો, તે આદર્શ સતીની ભાવનાની હીંમતથી કરોડો સતીઓ આ



• એવામાં તેણે અમને જોયા ને કરુણ ચીસ પાડી તે દૂર દૂર નાસી ગયો!

# દીવાનો

લેખક
રા. મનુભાઈ જેષ્ઠારામ ત્રિવેદી
ચિત્રકાર
રા. હરિલાલ પ્રાણજીવન ત્રિવેદી

કોલેજમાં મને અંગ્રેજી સાહિત્યના અધ્યાપકની નોકરી મળી ત્યારે મહાલક્ષ્મીના દરીઆ કીનારે મારે માટે કોઈ સારો બંગલો રાખવાનું મેં મારા મિત્ર રમણલાલને લખ્યું. મહા મહેનતે એણે એક બંગલો શોધી કાઢ્યો પણ તેમાં એક વાંધો હતો. ત્યાં આસપાસ રહેતા બધા લોકોમાં એવી વાત ચાલતી કે એ બંગલો ભુતાવળીઓ હોઈ, કોઈ પણ માણસને રહેવાને કામ લાગે એવો નહોતો. રમણલાલે આ વાત લખી પુછાવ્યું હતું કે મહાલક્ષ્મીને બદલે બીજે કોઈ સ્થળે બંગલો મળે તો રાખવો કે નહીં.

પણ ઘણી નાની ઉમ્મરથી મારો સ્વભાવ તોફાનમાં ઝંપલાવવાનો છે. મેં મન સાથે નિશ્ચય કર્યો કે મહાલક્ષ્મી પરનો તેજ બંગલો રાખવો. આમ કરવામાં મને કોઈ પણ પ્રકારની અડચણ પડે એમ નહોતું. કોઈ કારણસર હું પરણ્યો નહોતો અને સઘળું કામ હાથે કરી લેવામાં મને એક પ્રકારની મઝા લાગતી હોવાથી ભટ કે ચાકર કોઈ મેં રાખ્યા નહોતા. આથી ભુતાવળીઆ મકાનમાં રહેવા જતાં મને કોઈ પણ અટકાવી શકે એમ નહતું.

બે મહીનાની અવધમાં હું મુંબાઈ ગયો અમનો ફર્નીચર સાથે મળ્યો હતો

એટલે બહુજ જરુરી વસ્તુઓ શીવાય વધારે કંઇ લઇ જવું પડ્યું નહીં, ને પહેલેજ દહાડે બંગલામાં રહેવા જઇ શક્યો.

તે રાત્રિ રમણુ મારે બંગલેજ રહ્યો. રાતના બાર વાગ્યા સુધી ભૂતની વાટ જોઇ અમે થાક્યા અને સામે ઉછળી રહેલા દરીઆને કીનારે જઇ બેઠા.

મહાલક્ષ્મી તરફના દરીઆના ભાગમાં નાના મોટા પુષ્કળ ખડકો છે ને રાત્રિને સમયે ચંદ્રના પ્રકાશમાં એનો દેખાવ મોહક અને ભયંકર લાગે છે. આ દેખાવ જોતા અમે ત્યાં બેઠા હતા એવામાં સફેદ કપડામાં સજ્જ થયલો કોઇ આકાર કીનારે કીનારે ચાલતો દૂરથી અમારા તરફ આવતો જણાયો. તે પાસે આવતાં જણાયું કે તે કોઇ શ્રીમંત મુસલમાન યુવક હતો. ઘડીમાં દરીઆ તરફ જોતો, ઘડીમાં સ્થિર ઉભો રહી ચંદ્રને એકીટસે નીહાળી રહેતો, અને બધી વખત ગઝલના સૂર કાઢતો તે અમારી તરફ વધતો હતો. છેક પાસે આવ્યો ત્યાં સુધી તેણે અમને જોયા હોય એમ જણાતું નહતું. અમારાથી થોડેક દૂર ઉભા રહી, દરીઆની સામે જોઇ રહી તેણે કારમું હાસ્ય કર્યું. પછી દિશાઓ ગાજી ઉઠે એવે સાદે

તેં શું કર્યું આ શું કર્યું ?

એમ ગાયું ! અમે અજબ થઇ જોઇ રહ્યા. એવામાં તેણે અમને જોયા ને એક કરુણ ચીસ પાડી તે દૂર દૂર નાસી ગયો ! કલાક એ કલાક અમે ત્યાં બેસી રહ્યા, પણ તે પાછો આવ્યો નહીં. આખરે કંટાળીને અમે બંગલામાં જઇ સુઇ ગયા.

* * *

બીજે દિવસે રાત સુધી મેં ખુબ વિચાર કર્યો ને એક યુક્તિ શોધી કાઢી. રાત્રે ઘડીઆળમાં બારના ટકોરા થતાંજ હું કીનારે જઇ બેઠો ને સાથે મારી સારંગી લેતો ગયો. થોડા વખત પસાર થયા પછી તેજ આકાર આગલા દહાડાની માફકજ મારી તરફ આવતો જણાયો. આગલા દહાડાનાજ શબ્દો ફરી પાછા સંભળાયા. મેં સારંગીના સૂર ઠીક કર્યા ને તે આકારના સૂર સાથે સૂર મીલાવી સારંગી વગાડવા માંડી. તે આકાર—તે મુસલમાન યુવક—પાસે આવ્યો, શાંત ઉભો રહ્યો, ઘડીભર મારી તરફ જોઇ રહ્યો, ને ધીમે પગલે ચાલ્યો ગયો ! તે દિવસે તે કારમું હસ્યો નહીં, કરુણ ચીસ પાડી નાઠો નહીં ! એક દિવસ વધારે મેં મારો અખતરો અજમાવ્યો. નિયમ પ્રમાણે તે આવ્યો, મારી પાસે બેઠો, પોતાનું ગાયન ગાયું ને મુંગો મુંગો ચાલ્યો ગયો ! પછીને દિવસે તે સૌથી વધારે આકર્ષાયો. એનું મૌન તુટ્યું. મારી સામે ફાટેલી આંખોએ જોઇ રહી એણે પુછ્યું: "તમે જગતમાંના નથી, ખરું ?"

હું ન સમજ્યો. મેં પુછ્યું: "કેમ ?"

દરીઆનાં ઉછળતાં પાણીમાં તેણે થોડી વાર જોયા કર્યું. પછી મારી તરફ ફરીને કહ્યું: "જગત્ મને દીવાનો કહે છે; જગત્ મારાથી દૂર નાસે છે. જગતમાં એક પણ એવું માણસ મને નથી મળ્યું જે મારા દીલની વાત સમભાવથી સાંભળી લે. મને લાગે છે કે તમે સાંભળશો. સાંભળશો ? કહું ?"

દરીઆનાં પાણી વધારે ને વધારે ઉંચાં ઉછળતાં હતાં; ચંદ્ર પૂર્ણ કળાથી પ્રકાશી રહ્યો હતો; મારી સારંગી બાજુએ મુકીને હું તેની વાત સાંભળવા આતુર થઇ તેની સામે જોઇ રહ્યો.

ધીમા મધુર સ્વરે તેણે બોલવા માંડ્યું: "આ સામે બંગલો છે તે મારા પિતાનો. આજથી દશ મહીના પર અમે અહીંથી હાલ રહીએ છીએ ત્યાં ગયા. મારા પિતાનો હું એકનો એક છોકરો છું. એમનું મારા પર સંપૂર્ણ હેત છે. એઓ મને દીવાનો

નથી ગણાતા. ને જ્યારે મારી વાત હું એમને કહેવા જાઉં છું ત્યારે એમનું મોં ઉતરી જાય છે, એઓ રડવા જેવા થઇ જાય છે! એનું કારણ ખુદાને માલુમ! પણ તમે સાંભળો. 'બરાબર અગીઆર મહીના પર એક રાત્રે આઠેક વાગે હું મારા મિત્રો સાથે તમે બેઠા છો તેજ જગ્યાએ તડાકા મારતો બેઠો હતો. પુનેમની રાત હતી ને દેખાવ રમણીય હતો. મને બરાબર યાદ છે કે પેલી તરફ ઢોળાવવાળો રસ્તો દેખાય છે ત્યાંથી એક બગ્ગી ગાડી દોડતી આવી ને અહીં ઉભી રહી. અમે સહજ જોઇ રહ્યા. ગાડીમાંથી કોઇ વૃદ્ધ ગૃહસ્થ ને તેની પાછળ—તેની પાછળ પેલી ઉતરી! મેં શું કહ્યું? 'પેલી'—અરે! સાહેબ, હું કવિ નથી, બાકી તેનું વર્ણન કરી સૌંદર્યને શરમાવત. હું ચિત્રકાર પણ નથી, નહીં તો એનું મર્મભેદક ચિત્ર ચીતરત, તે જોઇ જગત્ આશ્ચર્યચકિત થઇ જાત. એ બેહીશ્તની હુરી હતી. હું એને જોઇ રહ્યો. થોડો વખત ફરીને એ ચાલી ગઇ, પુર્ણિમાની રાત્રેની તે ભયંકર ઘડીએ એને લઇને ગાડી ચાલી ગઇ!

"મિત્રોને વિદાય કરી, હૃદયને નુમાવી દઇ, હું ધીરે પગલે ચાલીને ઘેર જઇ સુઇ ગયો. પાછલી રાત સુધી મેં બીછાનામાં આળોટયા કર્યું. આખરે મારી આંખ મીંચાઇ, નિદ્રામાં મને સ્વપ્નું આવ્યું. અમે બે મળ્યાં. અહીં આટલામાંજ એક નાનકડી બંગલી બાંધીને રહ્યાં. એ નાનકડી બંગલીમાં બેહીશ્ત ઉતર્યું ને એ બેહીશ્તમાં રહીને મારી હુરી પર મેં કવિતાઓ લખી, તે વાંચી જગત્ ગાડું બન્યું. એક રાત્રે અમે બે હોડીમાં બેઠાં ને દૂર દૂર કોઇ અજબ સ્થાને ચાલતાં ગયાં. ને અજાયબ પ્રદેશને કીનારે હોડી બાંધી અમે ઉતર્યાં. એ અજાયબ પ્રદેશમાંથી કોણ-આરા હેતભર્યા સાદે મને બોલાવતું હતું? સાદ ખુબ જોરમાં સંભળાયો ને જાગૃત થતાં મેં જોયું કે મારા પિતા બીછાના આગળ મારા મુખ તરફ જોઇ રહી ઉભા હતા! 'બેટા, બપોર થયું; ઉઠ હવે' એમનો આગ્રાનુ હુકમ થયો હું સફાળો થઇ ઉઠ્યો. પણ પેલું સ્વપ્નું? રાત પડતાં આશાભેર હું અહીં આવ્યો. બે વાગ્યા સુધી બેસી રહ્યો પણ તે હુરી પાછી આવી નહીં. આજે અગીઆર મહીના થયાં હું નિયમિત અહીં આવું છું. જગતે મને દીવાનો ગણ્યો છે ને મારી પેલી હુરીને હું એક સવાલ મોઢેથી પુછું છું તે સાંભળી અહીંનાં બધાં લોકો મને ભૂત માને છે! સાહેબ, તમને કંટાળો આપ્યો; પણ તમારો સમભાવ હું કદી પણ ભુલીશ નહીં."

તે બોલી રહ્યો. મારું હૃદય "રડું રડું" થઇ રહ્યું હતું ને હોડ કરડી હું ચંદ્રને ને સમુદ્રને વારાફરતી જોયા કરતો હતો. એવામાં તે ચમકીને ઉભો થયો. દરીઆના પાણીમાં દૂર દૂર આંગળી તાકી દૃષ્ટિ ત્યાંજ રાખી એણે મને પુછ્યું: "પેલું જોયું—પેલું?"

મેં આંખ તાણીને જોયું પણ કંઇ દેખાયું નહીં. પણ એની દૃષ્ટિ તો ત્યાંજ હતી. "ઉભા રહેજો હોં," કહી એ કીનારેથી પાણીમાં ઉતર્યો, ને દોડવા લાગ્યો. એ થોડેક દૂર ગયા પછી મને ભાન આવ્યું. હું ચમક્યો ને હડકો મારી એની પાછળ દોડ્યો. પણ હું એને પકડી પાડું તે પહેલાં તો એણે ઝંપલાવ્યું. મહામહેનતે પાણીમાંથી કાઢી હું એને—એના શરીરને—કીનારે લઇ આવ્યો. એનું માથું નીચું રાખી શરીરમાંનું પાણી બહાર કાઢ્યું, પણ તે નકામું હતું. એ ગયો હતો—'દીવાનો' જગતથી દૂર થયો હતો!

મેં એના મુખ પર નજર નાંખી. હોઠ પર ગેબીપેઠ વિજય દર્શાવતું ગર્વભર્યું હાસ્ય રહ્યું હતું.

(હવે આગળ વાંચો)

હીંમતકુમાર

[સ્વગત] પરીણાહ ક્યાં અને આ ક્યાં ! [કિશોરમલ આવે છે. કિશોરમલને આનંદાવેશમાં] પધારો સસરાજી. બપોરના બનાવથી આપ હજુ પણ ગુસ્સામાં છો! હજુ પણ આ બેખબર, બેદરકાર, બેપરવા નાદાન જમાઈ પર રીસમાં છો ? કહો શો નિશ્ચય કર્યો એ કૃતઘ્નના સંબંધમાં ? [હસતો હસતો કોચ પર બેસી જાય છે. પગ પર પગ ચઢાવી ખુબ તાનમાં આવેલો જણાય છે.]

કિશોરમલ

હાજી, મેં મારો નિશ્ચય કરી મુક્યો છે!

હીંમતકુમાર

જબરદસ્તીવાળો.

કિશોરમલ

જરુરીઆત–ફરજીઆતને લીધે.

હીંમતકુમાર

આપને પુછું તો કે અવિનય થયો ગણશો ?

કિશોરમલ

નાજી. ઉલટું મારે આપને જણાવવાની ફરજ છે. [પોતે પણ બેસે છે. આંખો સ્થિર, ગંભીરપણે કુમાર સામે માંડે છે. વાત તદન કઠોર, નિષ્ઠુર સ્વરે કરે છે.] જ્યારે મેં આપને મારી એક પુત્રી દીકરી આપી અને ૧૦ લાખ રૂપીઆનું દાયજું આપ્યું ત્યારે મારી પાકી નિષ્ઠા હતી કે આપના જેવા સુશીલ, વિચારવંત પુરુષ આળસાઈમાં સદાકાળ વ્યતીત કરવા નહીં ઇચ્છે.

હીંમતકુમાર

[સહેજ કરડાકીમાં] ફરી એજ મુદ્દા પર આવ્યા, સસરાજી.

કિશોરમલ

માત્ર વાતના અનુસંધાન વાસ્તે એક થાદી તરીકે મારે એ વિષય પર દષ્ટિ નાંખવી પડે છે હવે હું સમજ્યો કે રાજ-કુટુંબમાં અવતરેલા આપ જેવા મહાપુરુષોથી સામાન્ય માણસ માફક કામ થાય નહીં, અને એ મારી ભુલની આપ દરગુજર કરશો એવી મારી અરજ છે.

હીંમતકુમાર

[ફરી ખુશ મીજાજમાં] અરજ મંજુર છે !

કિશોરમલ

પણ મારી ઉપરોક્ત ભુલમાં મેં મારા ઘરનું બંધારણ એટલું ફેરવી નાંખ્યું કે મારા એકલાથી તેનો ઉપભોગ થાય નહીં. આપ કબુલ કરશો કે આપણા બે વાસ્તે સંપત્તિ તો એક મારીજ છે; અને તેથી મને જણાય છે કે જેટલા પ્રમાણમાં આપના સંબંધથી ઉદ્ભવતી આશાઓ મારે રોકવી પડે છે, તેટલા પ્રમાણમાં જો હું વૈભવ વિલાસ મારા ઘરમાં કમતી કરું તો તે માત્ર ન્યાયસર, રીતસર, વ્યવહારસરજ ગણાવું જોઈએ. એટલા માટે મેં આ ઘરની વ્યવસ્થામાં કેટલાક અગત્યના ફેરફારો કરવાનું ઉચિત ધાર્યું છે. અને આશા છે કે કુમાર સાહેબ તેમાં સંમત થશે.

હીંમતકુમાર

[એજ ખુશમીજાજે] બાપુ કિશોરમલને બદલે આપનું નામ રાજા ટોડરમલ રાખ્યું હોત તો સાનુકૂલ કહેવાત. બોલો, કયા સુધારા કરવા ધાર્યા છે. મારા મોટા ફડનવીસ !

કિશોરમલ

આપની સંમતિ માટે હું આભારી છું. મેં નિશ્ચય કરી ઠરાવ જાહેર કર્યો છે કે......

હીંમતકુમાર

માફ કરો, આબુજી. પણ જો આપે નિશ્ચય કરી ઠરાવ જાહેર કર્યો હોય તો પછી મને મસલતમાં બોલાવવાની શી અગત્ય છે!

કિશોરમલ

એટલેજ હું આપની સલાહ નથી માગતો. માત્ર ખબર આપી વાકેફ કરું છું.

હીંમતકુમાર

હેં! તમે મારી સલાહ નથી માગતા? [સહેજ ચોંકેલો.]

કિશોરમલ

આપને એથી અજાયબી લાગે છે?

હીંમતકુમાર

સહેજસાજ! પણ હું આજ એવા ખુશમીજાજમાં છું...

કિશોરમલ

પહેલો સુધારો, અબ્બાજી! .....

હીંમતકુમાર

'અબ્બાજી!'

તમે કુમાર સાહેબને બદલે...

કિશોરમલ

"કુમાર સાહેબ" કે "અબ્બાજી" એમાં અર્થ તો એકજ. સસરો જમાઈને એમ ઉદ્દેશે તે ગેરવાજબી નથી!

હીંમતકુમાર

[સહેજ નાખુશ] કબુલ. આપ તરફથી તો ખાસ આવું સંબોધન મારે માનપ્રદ ગણવું જોઈએ. વારુ ત્યારે આપનો પ્રથમ સુધારો? [ખડખડ હસે છે.]

કિશોરમલ

[ઉઠી ઉભો થાય છે. રોષયુક્ત સ્વરે] એ કે આજ પછી આપે મને બનાવો છો તે ટેવ નાબુદ કરવી. આપનો દરબારી હજુરી મશ્કરાનો વેશ મારાથી ભજવાતો નથી!

હીંમતકુમાર

[ઉઠી તેને મનાવે છે.] અરે એટલી મજાકમાં રોષ!!

કિશોરમલ

[એજ સ્વરે] હું સારી રીતે સમજું છું, કુંમાર, કે આપની નજરે હું એક અદના બેવકૂફ છું. અને આપ મારી પુત્રીને વર્યા તે મહેરબાની ખાતર......



હીંમતકુમાર. [હવે તો હદ થઈ! હસવું રોકાયું રહેતું નથી! એટલે ખુરશી પર ફસડાઈ જઈ બેહદ હસે છે] હોઈ કિશોરમલ એક કેકારપુર!! હી! હીહી!'' હી!!!

હીંમતકુમાર

અરે એમ હોય!

કિશોરમલ

[ઉશ્કેરાઈ ગયેલો] પણ આટલું ખાત્રી-

થી માનજો કે મારી સ્થવી આંગલીમાં જેટલી હુશીઆરી છે તેટલી આપના આખા પાંચ સજના અંગમાં નથી. મારે અમીરી કે રાજકુલનો દાવો નથી! મને વંશપરંપરા ઉતરતી રાજકુનેહમાં શ્રદ્ધા નથી!!

હીંમતકુમાર

ખરેખર! [હસે છે.]

કિશોરમલ

આપ ભલેને હસો. પણ હું તો આ દેશના આગેવાનો કહે છે તેવા ઉદાર વિચારનો લીબરલ માણસ છું. હું મનુષ્યમાત્રની પરીક્ષા તેમના ગુણ પરથી કરું છું, નહીં કે તેમના ખાનદાન પર અને વડવાઓના નામ પરથી. વડીલોપાર્જિત દ્રવ્ય તેમજ વંશપરંપરાના ઉતરી આવેલા નામની મને લેશ પણ કીંમત નથી. હું આપની રાજની ખાનદાનીથી અંજાતો કે ગભરાતો નથી.

હીંમતકુમાર

મારામાં આપને ગુણ જોવામાં આવ્યા ખરા કે?

કિશોરમલ

નહીં બિલકુલ નહીં.

હીંમતકુમાર

નહીં? ત્યારે મને આપની એક પુરી તનયા કેમ આપી વારુ? (તદ્દન ગંભીરપણે પ્રશ્ન કરે છે. જોકે એની આંખમાં હસવું અતિશય બલથી રોકવાને લીધે પાણી આવતાં જણાય છે.)

કિશોરમલ

(તદ્દન મુંઝાઇ જાય છે.) તમને મારી દીકરી કેમ આપી?

હીંમતકુમાર

હાજી! આપની કંઇ મકસદ તો હોવીજ જોઇએ.

કિશોરમલ

(ફગલાયલો) મારી મકસદ?

હીંમતકુમાર

(વકીલ માફક જાણે દલીલ કરતો હોય તેમ આંગળીને વેઢે એક પછી એક મુદ્દાઓ ગણે છે.) જુઓ, આપની પુત્રીને મારા પર સ્નેહ તો હોઇજ ન શકે કારણ કે લગ્નવેળા એ મને બરાબર પીછાનતી નહોતી: (બીજી આંગળી) મારું કરજ તો આપને આકર્ષી શકે એવી લોહચુંબક જેવી શક્તિ ધરાવે નહીં. (ત્રીજી આંગળી) અને હવે આપ કહો છો કે મારું કુલ, મારું નામ અને ખાનદાન એ પણ આપને લોભાવી શકે નહીં. ત્યારે આપની મતલબ શી? (કમ્મરે એક હાથ મુકી તેના સામું તીક્ષ્ણ દૃષ્ટિથી જોય છે.)

કિશોરમલ

(આટલીવારમાં સાવધ) આપ ધારો છો તેમ હોય તો પણ શું? મારી દીકરીના સુખ સાથે જો મારો સ્વાર્થ પણ સધાતો હોય તો તે બે સાથે સાધવાની પેરવી કરવામાં મને કોણ દોષપાત્ર કહેશે? કોણ મને કહેશે કે આવો જમાઇ, જે મને પણ ઉપયોગી થાય, અને જેને મારી દીકરી પણ દરેક રીતે પસંદ કરે છે. તેને શોધવામાં મેં મનુષ્યના કે દૈવી કાયદાનો ભંગ કર્યો છે? પહેલાં મારી દીકરીનો વિચાર કર્યો, કારણ કે તે મારો ધર્મ! પછી મેં મારો પોતાનો સ્વાર્થ યોજ્યો, કારણ કે તે મારો હક!

હીંમતકુમાર

(તેની પાસે આવી તેને સંતોષવા ઇચ્છતો હોય તેમ) હું કે એમ કહેતો નથી. માત્ર તમે મારામાં જોઇએ તેટલો વિશ્વાસ ન રાખ્યો એટલે મને જરા વસમું લાગે છે.

કિશોરમલ

(જરા નરમ) તમારામાં વિશ્વાસ શી રીતે આવે! તમે મને એક પણ તક આપી છે?

હીંમતકુમાર

(પ્રથમનીજ રીતે) જરાક જેટલી મજાક કરી તેમાં અવિશ્વાસ! હું કબુલ કરું છું કે મેં બાહ્ય દેખાવ પર કદાચ ઘટતું ધ્યાન નહીં આપ્યું હોય, અને કોઈ વાર આપસઆપસમાં મેં તમારું જોઈએ તેટલું માન નહીં રાખ્યું હોય! પણ કોઈ પણ મોટી બાબતમાં તમે મને ચકાસશો તો જણાશે કે હું સ્વભાવે બહુ સ્થિર અને અવસરે સમજુ છું! (તેનાથી જરા દૂર થઈ કોચ પર બેસે છે) જેમ મને આપ એક સ્વરૂપ છો, તેમ આપ મારા બધી સ્વપ્ન થવાની વકી નાખો એમાં હું કૈં પણ અજુગતું જોતો નથી! તમે મેવા-ક ખુલ્લા દીલથી જણાવો કે આપને હું કેમ ઉપયોગી થઈ મદદગાર થાઉં!

કિશોરમલ

સાચું કહું, કુમાર સાહેબ? (કુમાર માથું હલાવે છે.) મારી એ ઉમેદ છે કે આપ અહીંના આજના સગોનો, આપના નામનો, કુળાધના સમાજમાંના સ્થાનનો લાભ લઈ, કુળાધ સરકારના મંત્રી બનો!

હીંમતકુમાર

(પુનઃ ગુસ્સામાં) વળી એજ વાત! મેં આપને એક વાર કહ્યું છે કે અમલેજ મહારીનો હું મર્કટ થઈશ નહીં.

કિશોરમલ

હું આપને મર્કટ બનવાની સલાહ આપતો નથી.

હીંમતકુમાર

(કંટાળીને) પણ ત્યારે, તમારે શું કહેવું છે તે કહી દોને!

કિશોરમલ

(હથામણુ મો) મને પોતાને આગળ આવવાની, જાહેર થવાની, માનઅકરામની ઉમેદ છે. (કુમાર વિસ્મિત) હું પોતે અજ્ઞાન રહ્યો પણ અજાણ્યો રહેવા નથી માગતો. આપ જ્ઞાની છો. રાજકાર્યકુશલ છો સુવિખ્યાત છો! મને સમૃદ્ધિનું ગુમાન હતું, પણ કેવળ પૈસા ખર્ચી, લાંચ આપી, ખુશામતો કરી મેળવેલા હલકામ કે દરજ્જાથી લોક પર, જનસમાજ પર અસર થઈ નથી શકતી! અને હવે તો એવો સમય છે કે માત્ર પૈસાને બળે સરકારી અમલદાર મને સન્માની શકે નહીં કારણકે પબ્લીક ઓપીનીઅન—પ્રજામત—જેવી વસ્તુ છે! આપની રાજદરબારમાં કદર છે, પીછાન છે જરૂર છે. આપ જો તેનો લાભ લઈ આગળ આવો, સરકારી પક્ષને આપના નામ અને અનુભવનો ટેકો આપો તો મને પણ .. ..

હીંમતકુમાર

પણ આપને જોઈએ શું? સરકાર હવે તમે જાણો છો તેમ અમ રાજ્યાશ્રી કરતાં તમ વેપારી આલમની સારી કદર કરતાં શીખે છે! અને એમાં નવાઈ શી? તમે સોદા ધીરધાર કરવામાં, ગજ ભરી કાપડ વેચવામાં કે શેર ભરી ઘી તોળવામાં જે જનસમાજ જુઓ છો, લોકરુચિ ઓળખતા શીખો છો, તે મખમલના બાજુનરા માડી પેઢી ફરનારા અમ જેવા રાજવંશીઓ શું જાણે!

કિશોરમલ

હું પણ આજ સવારે વસુને એમજ કહેતો હતો.

હીંમતકુમાર

એ તો સ્વતઃસિદ્ધ છે. અને એટલેજ હું આપને પૂછું છું કે આપ જાહેરમાં આગળ કયે માર્ગે આવવા ઇચ્છો છો, કેટ

રીતે માનપાન મેળવવા ચાહો છો ? આપને પ્રજાકીય પ્રતિનિધિ થઇ આમની સભામાં જવું છે કે સરકારે નીમેલા રાજમંત્રાલયના સભ્ય બનવું છે ? કે હીંદ સરકારના પ્રતિનિધિ તરીકે સીહા અને શાસ્ત્રીની જગ્યાએ સામ્રાજ્યની સભામાં સીધાવવું છે ?

કિશોરમલ

મારાથી રાષ્ટ્રીય પ્રશ્નોનો અંગ્રેજીમાં બરાબર ખુરદો કરી શકાય નહીં.

હીંમતકુમાર

ત્યારે શું આપને માત્ર રાજના વંશપરંપરાના મંત્રીની પદવી જોઇએ છે, અંગ્રેજી સમ્રાટના ઉમરાવ બનવું છે ?

કિશોરમલ

(ગુહ્ય કથા નથી સમજતો અને પોતાના સ્વાભાવિક લોભપ્રવાહમાં તણાઇ જાય છે. આતુર સ્વરે.) હા ! એવું થાય તો !! મને લોર્ડ કિશોરમલ ઓફ કેદારનાથ બનાવે તો......આપ માનો છો કે...

હીંમતકુમાર

હા. પણ આપને એટલું ઉંચું, અસાધારણ પદ આપવા વાસ્તે આપે શું કર્યું છે? (મહાકષ્ટે હાસ્ય રોકે છે.)

કિશોરમલ

મેં શું કર્યું છે તેનું લીસ્ટ મેં આગમજથી તૈયાર કરાવ્યું છે અને સરકારને મોકલાવ્યું છે: અત્યાર સુધી ૩૦ લાખ રૂપીઆની મેં બરબાદી કરી છે. અને જોઇએ તો એક ક્રોડ રૂપીઆ સરકારને અનામત આપવા બેંકમાં તૈયાર છે. ચેક લખવો બાકી છે.

હીંમતકુમાર

[હવે તો હદ થઇ! હસવું રોકાયું રહેતું નથી! એટલે ખુરશી પર ફસડાઇ જઇ બેહદ હસે છે.] લોર્ડ કિશોરમલ ઓફ કેદારપુર !! હી ! હીહી !!! હી !!!!

કિશોરમલ

(હવેજ ભાન આવે છે.) અરે તમે તો મને બનાવો છો. (ઠાકોર દેવીસિંહ આવે છે.)

હીંમતકુમાર

આવ, ભાઇ, આવ ! હી ! હી !!! હી !!! તું જાણે છે મારા દાદાના દાદા સંગ્રામસિંહે રાણા સંગ સાથે સીક્રીના મેદાનમાં બાબર સાથે બાથ ભીડી લોહી શા માટે રેડ્યું હતું ? તને ખબર છે. હી ! હી !! હી !!! કે એના દીકરા સજ્જનસિંહે પ્રતાપની પુઠે રહી અકબરશાહને શા માટે હંફાવ્યો હતો ? હું કહીશ કે. સુભટસિંહે ઔરંગઝેબને શા વાસ્તે રડાવ્યો હતો? શા વાસ્તે મારા દાદાએ મહાદજીને ત્રાહિ પોકરાવી હતી અને લોર્ડ લેકને નસાડ્યો હતો ? શા માટે મારા બાપે બાળપણમાં લોર્ડ ગોફને બળવા વેળા બીવડાવ્યો હતો ! કહે જોઉં કહે !!! (દેવીસિંહ સમજતો નથી.) તે સૌ એટલા માટે કે એમનો કુળદીપક કપુત બાજખાઉં કમઠીચોર મારવાડીનો ઘરજમાઇ બની અંગ્રેજની નોકરી કરે અને સસરાને અંગ્રેજ સમ્રાટનો અમીર બનાવી લોર્ડ કિશોરમલ ઓફ કેદારપુર કહેરાવવાની હોંશ પુરી કરાવે !! હી ! હી ! હી !

દેવીસિંહ

એટલે ? (હીંમતસિંહ બેહદ હસે છે. કિશોરમલ કિંમૂઢ થઇ ગયો છે. દેવીસિંહ ઉભયને જોય છે.)

હીંમતકુમાર

આજ સવારે–હી હી !!—મારા પર જે પહેલી ચઢાઇ કરવામાં આવી હતી તેની આ મતલબ !

કિશોરમલ

(ગુસ્સાને લગામ આપે છે.) અને ઠાકોર સાહેબ આપ જાણો છો મેં ૩૦ વર્ષ સુધી દરરોજ ૧૪ કલાક સુધી પરસેવામાં રેબઝેબ થઇ મહેનત ઉઠાવી તેનું કારણ? આપ કહેશો કે મેં તે અરસામાં પૈસો પૈસો અને પાઇ પાઇ કરી રૂ. ૪ કરોડની મુડી એકઠી કરી તે શા માટે? તે એટલા માટે કે નામદાર કદરદાન કુમારશ્રી હીંમતસિંહજી— જે સુવર્ણના ઢોલીઆ પર પીંછાના બીછાનામાં મોજ માણે, અથવા પાણીપત અને રણથંભોરના રણ–મેદાનને બદલે પુના કે કલકત્તાના રેસ–મેદાનમાં સહેલ કરે!

દેવીસિંહ

ઠીક કહ્યું, બાપુ સાહેબ!

હીંમતકુમાર

હું પણ એજ કહું છું. આવું છટાદાર ભાષણ કરનારા તો ઉમરાવની સભામાંજ શોભે! હી! હી!!

નોકર

(આવી, સલામ કરી કોઇને ખાસ સંબોધ્યા વિના) નીચે કોઇ ગૃહસ્થો બંગલો જોવા આવ્યા છે!

હીંમતકુમાર

કયો બંગલો (હસવું માંડ માંડ બંધ કરે છે.)

નોકર

જી. હજુર, આપ નામવરનો.

હીંમતકુમાર

તે શું એ લોકો બંગલાને સંગ્રહસ્થાન સમજે છે?

કિશોરમલ

(નોકરને) જા, એ ગૃહસ્થોને મોટા દીવાનખાનામાં બેસાડ. (નોકર જાય છે.) માફ કરજો, જમાઇરાજ! આપના આનંદજનક વાર્તાલાપમાં આપને કહેતાં હું ચુકી ગયો કે આપ રહો છો એ બંગલો મેં ભાડે આપવાનો વિચાર કર્યો છે!

હીંમતકુમાર

હેં!

કિશોરમલ

જે સુધારાની હું આપને વાત કરતો હતો તેમાંનું એક.

હીંમતકુમાર

ત્યારે પછી મારે કયાં રહેવાનું?

કિશોરમલ

મારા ભાગમાં મને એકલાને જોઇએ તેના કરતાં બહુ વધારે જગ્યા છે. આપ પણ ત્યાંજ સમાઇ શકશો. અલબત કહેવાની જરૂર નથી કે આપના બંગલા સાથે તબેલા વગેરે પણ ભાડે આપવામાં આવશે.

હીંમતકુમાર

અને મારા ઘોડાઓ! એ પણ શું તમારા બંગલામાં સમાવી શકશો? (હવે ખુબ ગંભીર કડક થઇ ગયો છે.)

કિશોરમલ

(તેના સામું જોયા વિના બેસી જાય છે.) વેચી નાખજો.

હીંમતકુમા

ત્યારે હું શું પગે ફરું?

દેવીસિંહ

હા. કસરત સારી થશે. તને કસરતની જરૂર છે!

કિશોરમલ

(તેજ ઢબે.) અને ઉપરાંત મારી ઘોડાગાડી છે. મારી ઓફીસો બંધ હશે ત્યારે આપ બેલાશક વાપરજો.

(ભીમસેન સ્વતંત્ર ગૃહસ્થના પોશાકમાં પ્રવેશ કરે છે.)

હીંમતકુમાર

(કરડાકીમાં) કેમ, ભીમા, આ વેશ ?

ભીમસેન

કુમાર સાહેબ પાસે મારે માફ રાજીનામું ધરવું છે

હીંમતકુમાર

રાજીનામું ! આજે ? આવતી કાલે મોટી ઝપાઝપી છે તે વીસરી ગયો ? યુદ્ધના આરંભ પહેલાં નાસભાગ !

ભીમસેન

મારે નાક કપાવવું ન હોય તો નાસભાગ કરવી પડશે. આપને ત્યાં ઝપાઝપીમાં આપના સસરાજી લસણની ચટણી અને ખીચડીનાં પકવાન માત્ર કરવાનો હુકમ કરે છે !

હીંમતકુમાર

(સસરાને) લસણની ચટણી ?

કિશોરમલ

હાજી. મને બહુ પ્રિય છે. બીજું નવું નવું મને કે મારા મિત્રોને પચતું નથી એટલે આ વરધી આપી છે.

હીંમતકુમાર

(ભીમસેનને) તારું રાજીનામું મંજુર છે. જાઓ. (ભીમસેન જાય છે) ચાકરે, સસરાજી, આ ઘર તો હવે બેહેસ્ત બનવાનું ! મને તો ભય લાગે છે કે અહીં જો વધારે વાર રહીશ તો હું નબળોપોચો થઇ જઇશ માટે આવતી કાલેજ અહીંથી કુચ કરી જઇશ. (ગુસ્સામાં પગ પછાડે છે)

કિશોરમલ

(તેની પરવા કરતો ન હોય તેમ કઠણ સ્વરે) હું અતિશય દીલગીર થઇશ. પણ આ ઘર કંઇ કેદખાનું નથી ! આપ જવા ધારો છો તો કરવા શું ધાર્યું ? કયો ધંધો કરશો ?

હીંમતકુમાર

ધંધાની કોણ વાત કરે છે ?

કિશોરમલ

આજબી છે ! આપ જેવા નામવરને એ સામાન્ય વિચાર ક્યાંથી આવે ? છતાં તારાદેવીને ખાવું તો જોઇશે ! (હીંમતસિંહ અને દેવીસિંહ ડિગ્રૂડ) આપ કંઇ પાંચ દશ રૂપરડી પર કુમારપદ ચલાવી શકવાના હતા ? આજ સવારે પાંચ લાખ રૂપીઆ મારવાડીને આપ્યા ત્રણ લાખના ઘોડા અને મોટરકારો લીધી છે ! બે લાખ આયુર્વાલય અને રાસ્તરચીનામાં નાખ્યા ? બીજી કાસીલનું બીલ સાડાત્રણ લાખનું અને મારા પાસેથી ઉપાડેલી રકમ તો હું ગણતો નથી ! તારાદેવી પાસે અવશેષ રહ્યું છે તેથી નીભાવ થશે નહીં. માટે ધંધો તો કોઇ અવશ્ય પકડવો જોઇશે (એક મીનીટ જોયા કરે છે કુમાર પર અસર થઇ જાણી, જરા ફરસ્ત ધારે છે) જેવા નામદાર નેકનામ હીંમતકુમારની ઇચ્છા. સેવક ભીમસેનનો હીસાબ તપાસી પગાર આપવા માટે જવાની રજા ચાહે છે ! (જાય છે.)

(આ રસિક નાટકનો અતિ આકર્ષક ટુકડો હપતે હવે પછી આપવામાં આવશે)



# લાલશંકર ઉમિયાશંકર



("સ્મરણમુકુર," લેખાંક ૭ મો.)

લેખકઃ

રા. નરસિંહરાવ ભોળાનાથ, બી. એ., સી. એસ.

અમદાવાદ પ્રાર્થના સમાજના ખરેખરા જીવનસ્વરૂપ વ્યક્તિઓ—ભોળાનાથ, મહીપતરામ, અને લાલશંકર એ ત્રણ ગણાય. લાલશંકર ઉમિયાશંકરનું જીવનચરિત લખવાનું આ સ્થળ નથી. પરંતુ હેમના કેટલાક જીવનપ્રસંગોનો સ્પર્શ કાંઈ કાંઈ કરવો પડશે. ગોપાળરાવ હરિ દેશમુખના એ કોર્ટશિરસ્તેદાર હતા. ત્હેની પૂર્વે હાઈ સ્કૂલમાં શિક્ષક હતા. સ્કૂલમાં શિક્ષક, સ્મૉલકૉઝકોર્ટમાં શિરસ્તેદાર, અને, ત્હાંથી સબૉર્ડિનેટ જજ—એમ પગથિયાં એ ત્રણ જણ ચ્હડેલા હેમાંના લાલશંકરનું નામ, અન્ય ગુણો તથા પ્રસંગોને બળે, ગુજરાતના સામાજિક અને ધાર્મિક ઇતિહાસમાં કાયમનું કોરાઈ રહેશે. ભોળાનાથના તથા મહીપતરામના સહકારી-પ્રાર્થનાસમાજના કાર્યમાં—એ હતા; જોકે મહીપતરામના એઓ શિષ્ય હતા તેથી હેમનાથી તેમ જ ભોળાનાથથી વયે બહુ ન્હાના હતા તેથી બંનેથી અસમાન હતા. ભોળાનાથ અને મહીપતરામ બંનેના ઉત્સાહનો વારસો લાલશંકરને મળ્યો હતો. ભોળાનાથનું પ્રતાપી સ્વરૂપ તો હેમના પછી બીજામાં પ્રગટ નહોતું.

લાલશંકરના ઉત્સાહને બળે હેમણે ઠેર ઠેર પ્રાર્થનાસમાજો સ્થાપી હતી; જે જિલ્લામાં હેમની બદલી થાય ત્હાં પ્રાર્થનાસમાજની સ્થાપના ખરી જ. વીરમગામના સબજજ તરીકે હેમને અમુક દિવસો ધોળકે પણ કોર્ટ ભરવી પડતી હતી; એ જે ઠેકાણે જાય ત્હાં પ્રાર્થના મંડળ ભરાય; તેથી હેમની પ્રાર્થનાસમાજને જંગમ પ્રાર્થનાસમાજ, Travelling પ્રાર્થનાસમાજ, એમ નામ રમૂજમાં મિત્રમંડળમાં અપાતું હતું. દક્ષિણમાં પંઢરપુર, અહમદનગર, વગેરે સ્થળોમાં લાલશંકરના ભક્તિભાવને લીધે, એક સાધુ જેવા મામલતદાર દક્ષિણમાં "દેવમામલતદાર" કહેવાઈ ગયો હતો તે નામસાદૃશ્યથી લાલ-

શંકરને પણ દક્ષિણામાં મોકો "દેવમુનસફ" કહેતા હતા. પંઢરપુરનો અનાથ બાલાશ્રમ લાલશંકરને લીધે જ સ્થપાયો, ટક્યો, અને વૃદ્ધિ પામ્યો હતો. એ સંસ્થા સ્થાપવાને અંગે હેમનો પરિશ્રમ અનહદ અને અનુપમ હતો.

બોલવામાં, ચાલવામાં, સર્વ ક્રિયાઓમાં લાલશંકર ઉત્સાહભરને લીધે ધાંધલિયા, ઊતાવળા, લપઝપિયા, જણાતા હતા. બોલને બોલતે સ્મરણશક્તિની તપાસ, સુધારો, સ્થિરના કરવાના વ્યાપારમાં—"ના, હે!—હા."—એ શબ્દો હેમના લક્ષણરૂપ બની ગયા હતા. જાતે મહેનત પુષ્કળ કરી, બીજા ઓનેથી કામ કશી કશાને પોતાની કળા હેમનામાં અજબ હતી. એમ કરવામાં જરાક સત્યને ધમરોળ પ્હોંચે તો એઓ અચકાતા નહિ. "ભોળાનાથ લેડીઝ ઇન્સ્ટિટ્યુટ"નું મકાન હેમના જ અથાગ અને અડગ પ્રયાસથી બંધાયું,—એ માટે ભોળાનાથ સ્મારક ફંડના રૂપિયા ૩૦,૦૦૦) લાલશંકર હાથ નહિ ને એકઠા થાય નહિ.—મકાન બંધાતું હતું ને દરમ્યાન રોજ સ્હવાર સાંઝ દેખરેખ માટે લાલશંકર આવતા; મજૂરો કારીગરો સાંઝે ઊઠવાનું કરે, તો ઘડિયાળ ગૂંઝામાંથી કાઢીને, "હજી તો પાંચ પણ નથી વાગ્યા" કરીને ખોટો વખત પણ કહી દેતા પરંતુ આ લગભગ નિર્દોષ દોષ હતો. એ મકાન માટે સરકાર તરફથી ઇમારતી લાકડાં મગાવવાની ઇચ્છા લાલશંકરની થઈ. હું તે વખતે સરકારમાં નોકરી ઉપર હતો. અમદાવાદમાં એક વાર રજા ઉપર હું આવેલો તે વખતે લાલશંકર કહે—"સારાં સાગનાં લાકડાં સરકારથી ચઢાવીને મોકલશો?" મ્હેં કહ્યું "લાવવાનું ખરચ ખડું થઈ જશે." તો કહે—"શું કામ થાય? ત્હાં ભાવનગર વગેરેના વ્હેપારીઓ છે, ત્હેમના વ્હાણ માલ લઈને આવે તે ભેગા જરાક આપણાં લાકડાં મૂકાવી દેવાં, એટલે બસ!"—મ્હેં કહ્યું કે "એમ તે બને? વ્હેપારી લોકોને એટલું ઘસાવું જ પડે ને? તે શા માટે ઘસાય? હું અમલદાર માટે મ્હારી શરમે જ એમ કરાવવું? એ મ્હારાથી નહિ બને."—"જાઓ, મ્હારા ભાઈ! તમે તો કાંઈ કામના નહિ"—કરીને હેમણે મ્હારો કાંકરો કાઢી નાંખ્યો!

લાલશંકરે દક્ષિણમાં નોકરી લાંબા વખત-વચગાળામાં કરેલી, તે પછી ગુજરાતમાં એ પાછા આવ્યા, ત્યારે સંગીતની માહિતી અને કળા પોતે સેતા આવ્યા એમ એઓ માનતા હતા; ખરું જોતાં રાગ, સૂર, તાલ—સર્વ વાતથી એઓ પ્રથમ તેમ જ પછી અસ્પૃષ્ટ જ હતા. મ્હારા પિતાએ ગુજરાતી સાહિત્યમાં મરાઠી ઝ્હ અભંગ અને હિંદીનો પ્રવેશ અને પ્રચાર કર્યો હતો, લાલશંકરે દક્ષિણમાં અભંગ ગવાતા સાંભળેલા અને આવ્યા પછી હમને કહે—"તમે પીલુ રાગમાં અભંગ ગાઓ છો ખરા?"—મ્હારા પિતાએ કહ્યું—"તમે જ ગાઈ બતાવો"—ગાયું: ગાયું? અવાજ કર્યો, જે'માં બાર સુરમાંનો એકાદ રડ્યો ખડ્યો, ભૂલ્યો ચૂક્યો, આવતો હતો, રાગ તો કલ્પવાનો જ હમને સૂઝ પડી, હેમને લગારે ખોટું ન લાગ્યું

પોતાના ઉપર બાલ્ય અથવા યૌવન કાળમાં જે મુરબ્બીઓએ ઉપકાર કરેલા ત્હેનું ઋણ સ્મરણચિહ્નની સ્થાપનાદ્વારા વાળવાના લાલશંકરના ત્રણ પ્રયાસોમાંથી પ્રથમ ગોપાળરાવ હરિના સ્મારકમાં નિષ્ફળ ગયા તે મહેશ્વરદાસના પ્રસંગ વિશેના ઉલ્લેખમાં હું કહી ગયો છું; બાકીના બે પ્રયાસોમાં

સફળ થયા; ત્હેનાં પ્રત્યક્ષ ચિહ્ન ભોળાનાથ લેડીઝ ઇન્સ્ટિટ્યૂટ, અને મહીપતરામ અનાથાશ્રમ અમદાવાદમાં સાક્ષીરૂપ છે. લાલશંકરનું સ્મરણ તાજું રાખનારો હેમના જેવો કોઇ ખંતીલો, ઉદ્યોગી, આગ્રહી પુરુષ હજી સુધી પ્રગટ નથી થયો એ કેવી ખેદની વાત ?

લાલશંકરની કીર્તિ હેમના "અંકગણિત"-થી કાયમ રહેશે તે કરતાં વિશેષ દૃઢરૂપે હેમનાં સામાજિક અને ધાર્મિક કાર્યોથી સ્થિર રહેવાની. વિધવાઓને ન્યાય મળે, હેમની સ્વતન્ત્રતાનો નિરોધ કરનારી રૂઢિનું બળ તોડાય, એ દિશામાં હેમનો પ્રયાસ અવિરત અને આગ્રહયુક્ત હતો. જીવન-માર્ગનો અંધકાર દૂર કરી નવજીવનના પ્રકાશમાં મૂકાયલી અનેક વિધવાઓ લાલ-શંકરને પિતાના જેવા પૂજતી હતી. જેણે આટલી બધી સુખી સંતતિ પોતાની પાછળ મૂકી, ત્હેને કોણ નિઃસંતાનપણાનું દૂષણ દેશે ?..

મ્હારા પિતાના મરણ પછી, હમારા કુટુમ્બના સાથી અને અડગ મિત્ર એક લાલશંકર હતા. હેમની તરફથી મ્હને મળેલાં અનેક આશ્વાસનો, સહાયતા, ઇત્યાદિની નોંધ અહિં થાય નહિ. એ સત્પુરુષની આકૃતિ નયન આગળ પ્રત્યક્ષ થાય છે: ઊંચાઇમાં ઓછા, શરીર બાંધી દડીનું, આંખો બુદ્ધિ-મય તીક્ષ્ણતાવાળી, મુખમુદ્રા આનન્દભરી, સમભાવ ઝરતી, એક કલાકમાં ચાર કલાક જેટલું કામ કરે હેવી ચાલાકીવાળું અને અને ચપળ શરીર,— કોઇને પણ આઘાત ના કરનારી હૃદયની આર્દ્રતા,—આદિ ગુણો પ્રગટ કરતી મુખશોભા;—આ સર્વ રેખાઓ-માં આત્માની ઉજ્જ્વલતાનું તેજ પૂરીને, ચિત્રકાર ! તું ચિત્ર ચીતરજે. મ્હેં માત્ર રેખાઓજ આપી છે.

---

## પ્રભાત વંદન

લેખક:

**રા. કારમલન**

(અંજનીગીત)

સતત ઉરે આ તેજ વરસજો
સતત પ્રભા આ મનુ–ગૃહ ભરજો
સતત અનિલ વેણુ આ
સરલ મનુ–કુલ કર્ણ પ્રવરજો !

નહીં ઘનમંડલ કો દિશ દેખું
હાસ અમોલભર્યું મુખ પેખું
નિર્મલ વ્યોમ સદાએ
આત્માઓ અમ નિર્મલ કરજો !

ચહુ પાસે દ્યુતિનાં જલ હલકે
શિશુ સરખી અવનીમહીં ઝળકે
ઓવારા તમ તેજ તણા એ
સતત પ્રભો ! અમ નયને ભરજો

મનુકુલની કુંળી કુંપળીઓ
આપ તણા ઉદ્યાને
રસ અર્પી વિકસી રસભરીઓ
પ્રભુ ! આશીઃ દઇ પૂર્ણ ખીલવજો

---




(૧)

લેખક
રા. હીંમતલાલ ગણેશજી અંજારીઆ,
એમ. એ. એલએલ. બી.

ભૂગોળ અને મનુષ્ય જીવન—ચાર વ્યાખ્યાનો પ્રગટ કર્તા રા. મનુભાઇ ગોપાળજી મહેતા, આચાર્ય, અધ્યાપન મંદિર અમદાવાદ, કીં. આના ૭

પૃથ્વીના સ્વાભાવિક વિભાગો પાડી તેમાં વસતા મનુષ્યોનું જીવન કેવું થતું પામ્યું છે તેનો ખ્યાલ આપવાનો પ્રયત્ન આ વ્યાખ્યાનોમાં કર્યો છે, અને પ્રયત્ન ઘણે અંશે સફળ થયો છે એમ કહેવામાં અચકાવું પડે તેવું નથી. જુદા ભૌગોળીક મનુષ્યનું જીવન કેવા સંજોગોને લીધે કેવી કેવી વિવિધતા અને વિચિત્રતાવાળું બની રહ્યું છે એ રસભરી રીતે કહેવામાં આવ્યું છે ગુજરાતી ભુગોળ પુસ્તકોમાં આવી જાતનો વિચાર નહીં થએલો હોવાથી નવી દિશા બતાવવાનું કાર્ય પણ આ વ્યાખ્યાનોએ કર્યું છે. ભરતખંડ માટેની ભક્તિ ચોથા પાનાના ઉપરાર્ધ ઉપરથી જોઇ શકાય છે. ભરતખંડના ભૌગોલિક ઐક્ય વિષે કરેલી ટુંકી નોંધ અને મોઢાની હાથની સંસ્કૃતિ વીશે રા. બળવંતરાય ક. ઠાકોરના ઉતારેલા વિચારો (પાન નવ ૬) દરેક હીંદીએ અને ખાસ કરી હીંદી શિક્ષકે ધ્યાનપૂર્વક વાંચવા જેવા છે.

અધ્યાપન મંદિરના આચાર્ય આટલાં ચાર વ્યાખ્યાન નવીન જ આટલી ન પડે, અને શિક્ષકના ધંધા માટે તૈયાર થવા તેમની પાસે આવતા વિદ્યાર્થીઓને તાલીમ આપતાં સમસ્ત ગુજરાતના શિક્ષકોને પણ ઉપયોગી થાય એવી એક બાબતો આમ પ્રકાશમાં મુકતા જાય એ કાંઇ નહીં ઇચ્છે?

આવા વ્યાખ્યાનોની કીંમત છે તે કરતાં ઘણી ઓછી હોય તો શિક્ષકોમાં વધારે પ્રચાર પામે એ વાત લાગતાવળગતા સ્વીકારે એમ ઇચ્છીએ છીએ.

ચણીઓર ભેગાં કરનાર રા. જુગતરામ ચીમનલાલ દવે. પ્રગટ કરનાર: ગુજરાત વિદ્યાપીઠ. કીં આના ચાર.

સુંદર છપાઇ અને સુઘડ બાંધણીથી જોતાંજ ગમી જાય તેવું આ નાનું પુસ્તક બાળકો માટે વધતા જતા પુસ્તક ભંડારમાં સારો ઉમેરો કરે છે. એગાં કરનાર

રા. જુગતરામ કુદરતી બક્ષીસવાળા શિક્ષક છે એમ 'ચણીબોર સંબંધે શિક્ષકો સાથે વાતચીત' નામની સૂચનાપત્રિકા પરથી જણાઇ આવે છે. 'નાના વિદ્યાર્થીઓને તો કવિતા મોઢે કરાવવી ન હોય, કવિતાએ પોતેજ તેને મોઢે લાગી જવાનું હોય' એ સત્ય આપણા કેટલા શિક્ષકો સમજતા હશે?

આ સંગ્રહ ૬થી ૮ વર્ષનાં બાળકોને નજરમાં રાખી કરેલો છે, એમ સંગ્રહ કરનાર જણાવે છે. ૬, ૭, ૮ ત્રણ વર્ષમાં વીશ કે બહુ તો ત્રીશ કવિતાઓ મોઢે કરાવવી પુરતી માનીએ તો આ સંગ્રહમાં પસંદગીના ક્ષેત્રનો પણ સ્વીકાર કરવામાં આવેલો ગણવો જોઇએ. ૬૯ કવિતાઓમાં નરસિંહ મહેતો, મીરાંબાઇ, કાલિદાસ એ જુના કવિઓ, દલપતરામ નર્મદાશંકર, નવલરામ એ મધ્યકાલીન, અને નાનાલાલ, ખબરદાર, લલિત વગેરે આધુનિક કવિ—એ બધામાંથી ચુંટણી કરવામાં આવી છે; અને તે ઉપરાંત લોકગીત, શેરીનાં છોકરાં અને ભાઇની બહેન એ ત્રણ નામે જુનાં પ્રચલિત ગીતો કે ઉક્તિઓનો પણ ઠીક લાભ આપવામાં આવ્યો છે. પરંપરાથી ઉતરી આવતાં ગીતોમાં અર્થનો વિચાર રાખવો કે કેમ એ ચર્ચાનો વિષય છે. 'ધોધા બાપજી, મામાનું ઘર કેટલે' ના જેવાંમાં અર્થ બંધ બેસતો કરવા ઘટતો ફેરફાર કરવો, કે તે તો જેમ બોલાતાં આવેલાં આપણે સાંભળ્યાં હોય તેમજ કાયમ રાખવાં એ જરા વિચારવા જેવું તો છે.

સંગ્રહમાંનાં રવીંદ્રનાથ ટાગોરનું 'ઉપરાણું' (પા. ૩૪) કે 'અંધેરી નગરી' (પા. ૧૪૦) જેવાં ગીતો બાળકોને પ્રિય થઇ ગયાનો અનુભવ હોય તો તે બાબતો પણ સાધારણ બાળક કરતાં કંઈ જુદી પ્રતિનાં હશે એમ કહેવું જોઇએ. વળી 'બેઠો માળો બાંધતો' (પા. ૬૭), 'કરતાં જાળ કરોળીઓ' (પા. ૧૨૪), 'ઉંદર અને ઉંદરડી' (પા. ૬૮), 'હું આળસુ કે તું' (પા. ૧૨૨) ના જેવાંને કાવ્યોની ભાગ્યે કહી શકાય તેવાં છે. તેવાંને દાખલ ન કરવામાં આવ્યાં હોત તો સંગ્રહમાં કંઈ ઉણપ રહી જાત એમ કહી ન શકાય એમ લાગે છે. તેમ 'માધાવાવ' (પા ૪૭)નું લોકગીત મોટાંઓ માટે સુંદર અને ભાવપૂર્ણ હોવા છતાં નાનાં બાળકને તેવો કરુણરસ ન ચખાડ્યો હોત તો સારું એમ લાગી આવે છે. આવો થોડોક મતભેદ જાહેર કરવા સાથે પણ એટલું તો સ્વીકારવુંજ જોઇએ કે સંગ્રહ ભેગો કરવામાં બહુ વિવેક વાપર્યો છે. મૂળ હેતુ ઉચિત અને ઉદાર રાખવામાં આવ્યો છે, બાળકોની વૃત્તિ પર સારી નજર રાખવામાં આવી છે, અને 'જાગને જાદવા' (પા. ૧) 'ઓ પેલો ચાંદલીઓ' (પા. ૩), 'આ, મને ચાંદલીઓ વહાલો' (પા. ૫) 'તારા' (પા. ૭), 'નોતરું' (પા. ૨૨), 'કુકડો' (પા. ૭૦), 'મેવલો' (પા. ११), 'સુરજને નમસ્કાર' (પા. ૨૦), 'દેશી, દેશી, દેશી' (પા. ૨૫) વગેરે અનેક સુંદર ગીતો બાળકોને ગમી જાય અને તેમનો આનંદ અને રસથી શીખવી શકાય તેવાં છે. હાલરડાં બધી બહેનોને માટે ઉપયોગી થઇ પડે તેવાં છે, અને 'આજ દીવાળી કાલ દીવાળી' (પા. ૬૦) 'હોળી હોળી હુતાશણી' (પા. ११), 'બે બોલજમના' (પા. ૨૯), 'ગેડી દડો' (પા. ११૯) વગેરે પ્રચલિત ગીતો આવા સંગ્રહમાં સ્થાન પામ્યાથી જળવાઇ રહેશે. આમ સર્વ રીતે જોતાં 'ચણીબોર' એ એક સુંદર, સુવાચ્ય, ઉપયોગી અને આવકાર લાયક સંગ્રહ થયો છે અને આશા રાખીએ છીએ કે તે દરેકે દરેક ગુજરાતી ઘરમાં દાખલ થઇ જશે.

( ૨ )

લેખક·

રા. શંકરપ્રસાદ છગનલાલ રાવળ

કાઠીઆવાડની જુની વાર્તાઓ ( યાને કાઠિઆવાડનું કંકરથ સાહિત્ય.) યોજનાર રા. હરગોવિંદ પ્રેમશંકર ત્રિવેદી મહુવા. મૂલ્ય રુપીઆ અઢી

કાઠીઆવાડના સ્થળે સ્થળ વેરાયલા દુર્લભ લોકસાહિત્યને એકઠું કરી તેની યોજના કરી ફોર્બ્સ ગુજરાતી સભાનુ આર્થિક સાહાય્ય લઇ ભાઇ હરગોવિંદ ત્રિવેદીએ આ પુસ્તક પ્રસિદ્ધ કરી આપણા સાહિત્યની ખરે-ખર, સાચી સેવા કરી છે.

વાર્તાઓ અને તેમના મૂળનુ રસિક હાર્દ સમજાવવામા સહાયરૂપ થઇ પડે તેવો વિદ્વત્તા ભર્યો અને વિસ્તૃત "પ્રવેશક" આપણા ઇતિહાસરસિક અધ્યાપક બળવતરાય ઠાકોરે લખ્યો છે. "પ્રવેશક" વાચકને આ કૃતિના ગુણગૌરવમા યથાર્થ અને સુખી પ્રવેશ કરાવે છે. એટલુંજ નહીં પણ એના આ લેખકની વાર્તાપ્રિય શોખીન સુખી બાલ્યાવસ્થાના પ્રેમાળ સંસ્મરણોથી શરુ કરી વિષયની ઉચ્ચતાના શૃંગો ઉપર આપણને એ શ્વાસ-ભર્યો અને ઉત્સાહભર્યો વિહરાવી પુરી રસમીમાસા સમજાવે છે

આ પુસ્તકની ઓગણત્રીશ વાર્તાઓ વાચકને એની મેળેજ વાચી જવાની અમે ભલામણ કરીશુ. પ્રેમના અદ્‌ભુત પ્રદેશોમા પ્રેમી પુરુષો કેટલે ઉચે ઉડે છે તેની આ અદ્‌ભુત નાની કથાઓ છે.

કુદાની ભાષા આપણી પુરાણી વસ્તુઓની માફક આપણા જ્ઞાનપ્રદેશમાથી લુપ્ત થઇ જાય તે પહેલા કાળના ચોકઠામા જડી લેવાની છે. રા ત્રિવેદી જેવા એ પ્રકારની સાહિત્ય સેવા ઉઠાવી શકે ઉપરના આવા વિસ્તૃત વિવરણ વગર ગુજરાત કાઠીઆવાડમાંથી ઘણાજ જુજ વાચકો આ વાર્તાઓનુ હાર્દ સમજી શકે એમ છે.

રા ત્રિવેદીના ગુણોનુંજ માત્ર દર્શન કરાવવુ અમે ઉચિત ધારતા નથી. દુહા પરના એમના વિવરણમા અતિવિસ્તૃતતાના દોષથી એઓ મુક્ત રહી શકયા નથી. જોઇએ તે કરતા વધુ શબ્દો કેટલે સ્થલે વાચકને નાહક રસભગની નિરાશાનો કંટાળો આપે છે. એમની શૈલી રસાળ છે, અર્થ-વાહિની છે, છતા જોઇએ તેવી ખીલેલી રુઢ કે સચોટ હજી થઇ નથી.

પુસ્તકના બીજા ભાગની સામગ્રી તૈયાર છે તેની અમે આતુરતાથી વિશેષ સફલ સ્વરૂપ-મા વાટ જોઇશુ.

# તંત્રીસ્થાનેથી

## રવીંદ્રનાથ ને રાષ્ટ્રધર્મ

જગ કવિવર રવીંદ્રનાથ એમની વિશ્વભારતી માટે પૈસા ઉઘરાવવા મુંબાઇ આવી ગયા, અને તે પ્રસંગે પોતાના અભિપ્રાયો પણ પ્રજા સમક્ષ રજુ કર્યા.

ગુરુકુળ, હીંદુ યુનીવર્સીટી, ગુજરાત શારદાપીઠ ને શાંતિનિકેતન એમ ચાર મહા • પુરુષોએ–મહાત્મા મુનશીરામ, પંડીત માલવીયા, ગાંધીજી અને ડા૦ રવીંદ્રનાથે ચાર કેળવણી આપવના ભગીરથ પ્રયત્નો કર્યા છે તેમાં પહેલા ત્રણ રાષ્ટ્રધર્મ પર રચાયા છે ને રવિબાબુનો પ્રયાસ આંતર રાષ્ટ્રીય ભાવના પર રચાયો છે એમ કહેવામાં આવે છે અમને આંતર રાષ્ટ્રીય ભાવના પર ઝાઝો મોહ નથી એટલે જે સદ્ભાવ અમે બાકીના ત્રણ પ્રયત્નો તરફ રાખી શકીએ છીએ તે શાંતિનિકેતન તરફ રાખવો કઠણ પડે છે પણ જ્યારે એ સંસ્થા ઊભી રાખવા માટે પૈસાની મદદ માંગતા રવિબાબુ રાષ્ટ્રીયધર્મની સામું બંડ ઉઠાવવાનો પ્રયત્ન કરે છે ત્યારે અમને એમની પ્રવૃત્તિની ઉપયોગિતા વીશે શંકા પેદા થાય છે



આંતર રાષ્ટ્રીયતા એ "વસુધૈવ કુટુંબકમ્" જેવી એક મોહકરી ભાવના છે; ને એક સ્વપ્ન તરીક, ભયંકર રસાકસીના ઘર્ષણની કર્કશતા વીસરાય તે માટે ઘણી જરૂરની છે. ને કોઇ સમયે—કાળાંતરે એ ભાવના જનતા સિદ્ધ પણ કરી શકે.

પણ આજે હીંદે એ ભાવના પાછળ ગાંડા બનવું, ને રાષ્ટ્રીયતાનો "સાંકડો ધર્મ" વીસારી મુકવો ' એમ રવિબાબુ શીખવવા નીકળ્યા છે.

અમને હીંદ માટે ખેદ થાય છે—ને રવિબાબુના પ્રયત્ન માટે વધુ ખેદ થાય છે.

રાષ્ટ્રીયતા એ સંકુચિત ધર્મ છે એ માન્યતા અમને ભ્રમભરી લાગે છે, અને રાષ્ટ્રધર્મની ઘણીજ સંકુચિત સમજ ઉપર એ માન્યતા રચાઈ છે.

જનસમુદાયની પોતાની સંસ્કૃતિનો વિકાસ પોતાની સંસ્થાઓની સ્વમાને ખીલવટ, પોતાના ભૂતકાળનું જ્ઞાન ને ભાવિનું દર્શન, અને પોતાના વર્તમાનમાં અડગ આત્મશ્રદ્ધા,

આનું નામ રાષ્ટ્રધર્મ. જનમંડલની આત્મસિદ્ધિ તેનું નામ રાષ્ટ્રધર્મ. સમગ્ર જીવનની રસાકસીમાં ઉભા રહેવાનું પ્રથમ સાધન—અને એ જીવનનું લક્ષ્ય સાધવાનું પ્રથમ પગલું તે રાષ્ટ્રધર્મ. યોગિને સ્થિતપ્રજ્ઞ થયા વિના ચાલે તો જનમંડલને રાષ્ટ્રધર્મ વિના ચાલે. જનતાની પ્રગતિ ગમે તેવી થાય તોપણ રાષ્ટ્રધર્મ વિના જનમંડલોની સિદ્ધિ નથી.

પણ હજુ જનતાની દશા સુધરી નથી. યુરોપના હાથ પરનું લોહી સુકાયું નથી, એશીઆના ત્રણો રુઝાયા નથી ગોરી પ્રજાનો દોર નમ્યો નથા, કાળી પ્રજાની ગુલામગીરી ટળી નથી. અત્યારે ચાલી રહેલી રસાકસી, અત્યારે વ્યાપ્ત રહેલો અસંતોષ આ દુઃખભારે દબેલી પૃથ્વી પર પણ કદી ન દેખાયાં હોય એવા ભયંકર સ્વરૂપમાં દેખાય છે. અને દબાયેલી પ્રજાઓનો ઉત્કર્ષ જ્યાં સુધી સધાયો નથી ત્યાં સુધી આ દશા બદલાવાની નથી. આ ઉત્કર્ષ રાષ્ટ્રધર્મ સ્વીકાર્યા વિના કેમ સધાય તે અમને સમજાતું નથી. અને આવે સમયે રાષ્ટ્રધર્મ વીસરાવાનો પ્રયત્ન એ એક દેશદ્રોહ તો શું પણ જનતાદ્રોહ સમું ભયંકર પાપ દેખાય છે.

ગાંધીજી સમા વિરલ વિશ્વપ્રેમી અને અહિંસાવાદીઓને પણ રાષ્ટ્રધર્મ વિના મુક્તિ દેખાઇ નહીં. અને હીંદી જેવી પ્રજાના શિથિલ અંગોમાં પણ રાષ્ટ્રધર્મનો અદ્ભુત સંચાર થયો છે; અને તેને પ્રતાપે આ પુરાણા ને પ્રતાપી રાષ્ટ્રકેસરોની આંખોમાં અનેરું તુર આવ્યું છે, તેની ગર્જનામાં ગંભીર પડઘા સંભળાય છે.

આવે વખતે રાષ્ટ્રધર્મની વિરુદ્ધ ચળવળ કરવા એક સંસારી હીંદી નીકળે એ દુઃસહ છે; અને રવિબાબુનો પ્રયાસ ગમે તેવી શુદ્ધ બુદ્ધિથી પ્રેરાયો હોય તોપણ અમને નિંદ્ય લાગે છે એમ કહ્યા વિના ચાલતું નથી.

## સંગીતનો ઉદ્ધાર.

સુશિક્ષિત કે નિરક્ષર, વૃદ્ધ કે બાલ, સ્ત્રી કે પુરુષ કોઇ ને પણ એક સરખી રીતે હૃદયંગમ થઇ ઉચ્ચ ભૂમિકામાં લઇ જઇ વિહાર કરાવનાર કોઇ પણ કલા હોય તો તે સંગીત છે. કમ ભાગ્યે આવી સ્વર્ગીય કલાની અધોગતિ એટલે દરજ્જે થઇ ગઇ હતી કે તેનું સંકલન અનીતિ સાથે થઇ ગયું હતું. આને પરિણામે સાધારણ રીતે હીંદુસ્થાનમાં અને વિશેષે કરીને ગુજરાતમાં એની એટલી અવગણના થતી કે આ કલાની મુખ્ય ઉપાસક સ્ત્રીઓ તો તેનાથી અભિજ્ઞ રહેતી, જેને લઇને આપણા સાંસારિક જીવનને રસિક બનાવવાનાં સાધનોમાં એક મહાન્ ન્યૂનતા જણાતી.

આમ હોવાથી મુંબાઇની યુનીવર્સીટીના વાઇસ ચૅન્સેલર સર ચીમનલાલે હાલ ગાંધર્વ મહાવિદ્યાલય તરફથી ભરાયલી સંગીત પરિષદને પ્રસંગે યુનીવર્સીટીના શિક્ષણક્રમમાં સંગીતને સ્થાન આપવાની જે આશા આપી છે તેને અમે વધાવી લઇએ છીએ. પોતે આપેલી આશા જો સર ચીમનલાલ ફલીભૂત કરશે તો બીજી બાબતોમાં મતભેદ હોવા છતાં એટલું પણ કર્યું એમ ગણી અમે અભિનંદન આપવા ચુકીશું નહીં. આ પ્રસંગે અમદાવાદની વિદ્યાપીઠનું આ વિષય તરફ લક્ષ ખેંચીએ તો તે અયોગ્ય નહીં ગણાય.

## વગર તારે સંદેશા મોકલાશે

[ અનુસંધાન પૃષ્ઠ ૨૪૮ થી ]

વેપારીને તો રેડીઓફોન બહુજ ઉપયોગના છે, કેમકે બજાર ભાવ ઘેર બેઠા મળે તો ઘણોજ લાભ થાય અત્રે પણ આ યંત્રો માટે એક કંપની ઉભી થઇ છે. તેણે શેર બજારમાં ટેબલ ઉપર આવા યંત્રો મુકવાના અખતરા કરી જોયા છે અને કહેવાય છે કે તે સફળ નીવડયા છે *

વળી આ યંત્રો મારફતે તીજોરીના ખડમાં ચોર આવે તો બીજા ખડમા ઘંટ વાગે, અથવા પોલીસ ચોકી ઉપર પણ આપોઆપ ખબર પડે, તેવી ગોઠવણ પણ થઇ શકે છે. પરંતુ સર્વેથી વધારે લાભ તો જુદા જુદા ગામમા જે વેપારીની પેઢી હોય તેને થઇ શકે તેમ છે મુંબાઇ અને સુરત, અમદાવાદ, કે બીજા બહારગામ વચ્ચે વેપાર કરનાર ઘણીજ પેઢીઓ આપણે ત્યા છે. તે સર્વેને આથી લાભ થશે એમ સંભવ છે.

પરંતુ આ શોધખોળનો કેવળ લાભજ લેવાની વૃત્તિ આપણી ન હોવી જોઇએ. આપણે તેથી વધારે ઉંડા ઉતરીને તેમા રસ લેવો જોઇએ. આ શોધોનો, આ યંત્રોનો અભ્યાસ કરી, આપણા વૈજ્ઞાનિકોની શોધક બુદ્ધિ, સતેજ થવી જોઇએ આકાશ-space-ના ગુણ આપણા પ્રાચીન પુસ્તકોમા પણ નજરે પડે છે. કદાચ તે વીશેનો પૂર્વેનો અભ્યાસ પશ્ચિમ પ્રદેશો કરતા પણ જુનો હશે. પરંતુ એ જ્ઞાનને વ્યવહારમાં ઉતારી-કુદરતી સત્તાને કબજે કરી—તેને મહાન કરી-પોતાના ઉપયોગમા લેવાનું તો પશ્ચિમ વાસીઓએજ જાણ્યું છે આપણે પણ વિરાગ વૃત્તિનો ત્યાગ કરી આ કુદરતી બળોનો ઉપયોગ કરવા પાછળ શોધક બુદ્ધિ દોડાવવી જોઇએ. અત્યારે સમસ્ત જગત્ સાથે આપણે સ્પર્ધા કરવાની છે, આપણે કદાચ હીંદ બહાર ન જઇએ પણ બહારથી લોક અહીં આપણી સાથે સ્પર્ધા કરશે તેમા ટકી રહેવાનું, આ નહીં તેમ નહીં એમ નેતિ નેતિથી નહીં બને પરંતુ તેમની સાથે તેમનીજ રીતોથી સ્પર્ધા કરવાથીજ વિજય મળશે.



* આ કંપનીનું મુકામનું ઠેકાણું "ધી ઇંડીઅન સ્ટેટ એન્ડ ઇસ્ટર્ન એજન્સી" The Indian State & Eastern Agency Post Box 371, or 70, Apollo Street,, Fort, Bombay, ૭

## લીલા

[અનુસંધાન પૃષ્ઠ ૨૫૨ થી]

એક રાત્રે તે થાકથી ઉંઘમાં પડી હતી. તેના હૈયામાં સુખ અને ચેનની મસ્તી હતી. તેની આંખ ઉપર ઉંઘનો ભાર હતો ત્યાં તે એચિંતી જાગી ગઇ. પાસે સ્વસ્થ થતો તેનો માલીક પડયો હતો. જન્મમાં પહેલીજવાર લીલા રોષથી મુક્ત રહી. જાણે કૈંજ ન હોય તેમ માલીકે સીગરેટ સળગાવી અને અંધારામાં પણ ભુખ્યાં જંગલી જાનવરની યાદ આપતી તેની આંખોમાં નશાનો ચળકાટ દેખાતો હતો. તે ખડખડાટ હસ્યો; લીલાના ગળામાં હાથ નાંખ્યો. તે આઘી ખસી ઉભી રહી.

"આમ આવ જોઉં!" સહજ કરડા, સહજ પડામણા પણ પૂર્ણ માલીકીના દોરથી તેણે કહ્યું.

"જવા દો!" પોતાને પણ અસંભો પમાડે તેવા રોષભર્યા અવાજે લીલા બોલી. જવાબમાં તેનું કાંઇ મજબુત પકડાયું. તેની આંખે અંધારાં આવવા જેવું થયું. મશીનાં ચાકો અંધારામાં નતાપીળા અક્ષરે લખાયાં હોય તેમ દેખાયાં.

"પુરુ...પણ હોય છે." શ્વેતાનું સંવનન થઇ રહ્યા પછી એક પરોઢના મિલટે તેનો સદ્‌ભાવ રોક્યો ત્યારે શ્વેતા બાપલુની ક્રૂરતાએ તેના ઉપર તુટી પડી હતી એ યાદ આવ્યું. બીજીજ ક્ષણે હાથ છટકાવી તે બીજા ઓરડામાં નાસી ગઇ અને દરવાજો બંધ કરી દીધો. શ્વેતાને ત્યાથી બેચારવાર આવી પાછો આવ્યો જ ન હતો તેમ ભુખ્યા કા આવ્યો નહીં જતો હોય! તેનું કપાળ

પશુની કથા પરસ્પરને સવિસ્તર કહે ત્યારે નહીં માનવું કે કાં તો ચિરકાળની ઓળખાણ તૂટવાની થઇ છે કે કાં તો ચિરકાળનું સખ્ય ખધારું સુકયું છે.

કેટલાક દહાડા વીત્યા પછી, તેની બધી આવચેતી ઉતી. એક રાતે તે ફસાઇ. માલીકને રોગ કે ક્ષુદ્રોજ હતો. જે વાક્ય દરેક મજબુત પુરુષ પોતાની ગુલામ સ્ત્રીને કહે છે તે તેણે કહ્યું લીઝાની આજીજી, રોષ, છુટવાના ફાંફાં નિષ્ફળ ગયા માલીકે અટ્ટહાસ્ય કર્યું અને તેને મજબુત પકડી બીજીજ ક્ષણે તેના કાંડામા વાઘણની દાઢ જેવી તીક્ષ્ણ બત્રીસી પેઠી. માલીકે છછેડાયેલા જાનવર જેવી બરાડ પાડી, હાથ છટકાવ્યો, અને દરવાજા તરફ ઝડપથી જતા આકાર તરફ હાથમાં આવ્યો તે હંટર ફેંક્યો ઘા પીઠ પર લેતા આકાર બેવડો વળ્યો અને અંધારામાં અદ્રશ્ય થયો ગુસ્સામા અને નીશામા ચકચુર માલીક બીછાના પર પડ્યો.

સવારના તે મોડો ઉઠ્યો અને આગલી રાતનો બનાવ યાદ કરવા લાગ્યો, ત્યા નોકરે ચીઠી આપી. લીઝા મીશનના હેડક્વાર્ટર્સ મા મેટ્રનને ત્યા રહેવા ગઇ હતી જ્યા સુધી યોગ્ય વર્તન ચલાવવાનુ વચન ન આપે ત્યા સુધી ત્યાંજ રહેવાનો તેણે નિશ્ચય કર્યો હતો માલીક તિરસ્કારથી હસ્યો લીઝાને સખ્ય જવાબ મોકલાવ્યો છ આઠ દહાડા જંગલમાં ઉંડું જવાનુ હોવાથી પોતે ઘેર નહીં આવે એમ લખ્યુ અને ઘોડા ઉપર સ્વાર થઇ ચાલ્યો ગયો

લીઝા ઘેર આવી પણ તેની તબીયત વધુ બગડી. જેને વાસ્તે તે આ બધુ ખમતી હતી તે તેનુ જીવનસર્વસ્વ નાશ પામશે એ બીક લાગી અને બજાર ઘ ગઇ. ડૉક્ટર ડારવીનને પોતાની બીક કહી. વન અકાળ થઇ પડશે એમ કહ્યુ બીજી સ્ત્રીઓ મુગે મોઢે જે બાલહત્યાઓ સહી લે છે તેની સામે લડતી આ સુકુમાર રમણી પર તેને ભારે માન આવ્યુ. તેણે તેના ભયને હસી કાઢ્યો. રોજ પોતા સાથે ફાર્મા ફરવા આવવા કહ્યું. અને રોજ સાંજે લીઝા, ડારવીન સાથે ફરવા નીકળતી સાથે કેઝરીન પણ આવતી. કેઝરીન ડોક્ટર ડારવીનની પાળેલી વાઘણ હતી. એક આરબ ફકીર પાસેથી બચ્ચુ હતી ત્યારે ડારવીનને મળી હતી અને મીશન હાઉસનુ રમકડું હતી. લીઝા અને કેઝરીન રોજ મળતા ડૉક્ટર કોઇવાર ફરવા ન આવી શકે તોએ કેઝરીન તો આવતીજ અને આમ બેઉના સાચા સખ્ય બંધાયા.

દુષ્ટ વાતો હવામા ઝેર પેઠે પસરે છે. જ ગતના ઉંડાણમાંથી પણ યા વાતો લાવતો. એક દહાડો લીઝાએ સાંભળ્યુ કે એન્જીનીઅરીંગ ખાતાના કામદારોએ હડતાળ પાડી છે કારણ કે અફસર સ્ત્રીઓને રંજાડતો હતો. લીઝા બેહોશ બની ગઇ. "પુરુષને સ્ત્રી જોઇએ છે" કેવું કડવુ, કાપતું સત્ય! થોડીવારે શરીર શુળથી વીંધાવા માંડ્યું અને...

જ્યારે તે શુદ્ધિમા આવી ત્યારે ડૉક્ટર ડારવીન કપાળે આંગળી ટેકી બેઠા હતો. પાસે મેટ્રન ઉભી હતી. હોશમાં આવેલી જોઇ લીના માટે કંઇ પીવાનુ લાવવા તે બીજા ઓરડામા ગઇ લીઝાએ ડૉક્ટરની સામે જોયુ અને હૈયુ કપાઇ જતું હોય તેમ તે ડસકા લાગી ડૉક્ટર પાસે આવ્યો અને તેનો હાથ હાથમા લઇ બોલ્યો "ડીઅર મેડમ! જીંદગી એ લડાઇ છે. પોતાનાંનુ અને પોતાનુ મોત એ રોજનો બનાવ છે. પણ એની સામે જોનાર કુદરતનો આદેશ સમજે છે. એને પુડ દેનાર કુદરતનો ગુનેહગાર બને છે."

પણ લીલા તો ડૉક્ટરનો હાથ મજબુત પકડી વધુ રડવા લાગી–તે ક્ષણે દરવાજો જોરથી ઉઘડ્યો, અને માલીક દાખલ થયો. ડૉક્ટર ડારવીન સામે ગુસ્સાથી જોઇ રહ્યો. માલીકની પુંઠે ત્યાંનો પાડોશી ડૉક્ટર આવ્યો. "ડૉક્ટર ડારવીન" માલીકે ગુસ્સાથી અને મશ્કરીભરી સભ્યતાથી નમતાં કહ્યું "મારી ચાલુ ગેરહાજરીમાં તમે મારી વહુની બહુજ માવજત રાખતા હતા એ ખબર હું વારંવાર સાંભળતો હતો. પણ મારી સ્ત્રીના મિત્રો પસંદ કરવા એ હક્ક મારોજ છે એમ, હું જરા જુના વિચારનો હોવાથી માનું છું. એટલે દીલગીરી સાથે મારે તમારી સારવારનો અસ્વીકાર કરવો પડશે...."

"ઘણી ખુશીથી' તે હાલકા અમેરીકને દર્દીના કમરમાં કંઇ પણ સીન ન થવા દેતાં ઠંડાઇથી કહ્યું "મારા બાહોશ મિત્ર ડૉક્ટર ફર્ગ્યુસન ઉપર મારો એટલો તો વિશ્વાસ છે કે મારા મિત્ર અને દર્દી વહાલા પ્રેમ લીલાને એમની સારવાર મળતી જોઇ હું ઓર ખુશી છું" અને દર્દી તરફ 'ગુડનાઇટ' નજર ફેંકી તે જતો રહ્યો.

કેટલાક દહાડા પછી લીના ઉઠતી થઇ–પણ તે ફુલવાડીના મીઠા ગુલાબ જેવી લીલા તો તેની આશા સાથે મરી ગઇ હતી. મેટ્રન પાસેથી તેણે ડૉક્ટર ડારવીનના અપમાન વીશે અને પોતા ઉપરના કલંક વીશે સાંભળ્યું. તેનો માલીક તો પાછો જ ગયો હતો. ડૉક્ટર ડારવીન અ બાલા ગયો હતો, એટલે સાંજના તે મીશન હાઉસના દેવળ પાછળની ઝાડીમાં તે રોજ સાંજે ફરવા જતી અને બાળપણના સ્વપ્ન અને નિરાશામય ભાવિ ઉપર વિચાર કરતી બેસતી. એક દહાડો તેના માલીકે ચીઠી મોકલી. તે મીશન હાઉસ પાછળ રોજ સાંજે જતી હતી તે તેને ખબર હતી. "બે દિવસમાં હું આવીશ ત્યારે ખુલાસો કરવો ભારી પડશે. ત્યાં કોને મળે છે એ હું જાણું છું" તેણે લખ્યું હતું. લીલા હસી પણ એ હાસ્યમાં ફુટકેલ હૈયાની સુક્કી નિરાશા હતી. સુર્યાસ્ત થતાં ફરી તે ફરવા નીકળી અને ઝાડીના ઝુંડમાં અદૃશ્ય થઇ. ...

ઝાડીની પછવાડે તેનો માલીક દાંત પીસી ચાલતો હતો, ગુસ્સાથી તેનો ચહેરો સફેદ મારી ગયો હતો. તેણે મેળવેલી બાતમી સાચી હતી. થોડીવારે ઝાડી ડુંગર ઉપર ડૉક્ટર ડારવીનની ફેલ્ટ દેખાઇ. તે અંબાલાથી વળી આવ્યો હતો.

પાંચેક મીનીટ પછી ઝાડીમાં ખડખડાટ થયો. લીલાએ હરખથી બુમ પાડી "જાન મન! શરીફ!" તેના શબ્દો સંભળાયાં. માલીકે દાંત કચકચાવ્યા. ભાગ્યું તુટેલું અરબી તે જાણતો હતો પ્રેમીનેજ સંબોધાય એવાં વાક્યો બોલતી લીલા ઘણે દહાડેના મિલનનો ખમ વાગતી લાગી અને એક ચુંબન –.... બસ માલીકનો ગુસ્સો ટીરાઇના અજગર પેઠે ઉછળ્યો. ઘડી ભર બેઉને ઠાર કરવા મન થયું, પણ લીલા માટે વધારે ક્રૂર થવા ઠરાવ કરી પ્રથમ તેના પ્રેમીને ઠાર કરવા તેણે, સ્થળ કલ્પી, પીસ્તોલ ફોડી. એક કારમી ચીસ પડી, એક ઘરાળી ફુલબતી ત્રાડ સંભળાઇ, તે આગળ કુદ્યો. લીલાના નોહી વહેતા અને ધ્રાચી તરફડતા શરીરની ઉપર ઉભેલી રાત્રણની આંખમાં દુઃખનાં આંસુ વનાં.

## ઐતિહાસિક દૃષ્ટિબિંદુ

[ અનુસંધાન પૃષ્ઠ ૨૯૨ થી ]

દરેક જનસમૂહની લાક્ષણિક ભાવનાઓ તેના જીવન અને સાહિત્યમાં વિકાસ પામે તેનો ક્રમ નોંધવો એજ ઇતિહાસનો વિષય ગણીએ તો ઐતિહાસિક દૃષ્ટિબિંદુ કોને કહેવાય તેનો તરત ખ્યાલ આવશે. આ ભાવના, "આત્મા" કે વ્યક્તિત્વ કેવે પ્રકારે એક જનમંડલમાં ભૂતકાલમાં પ્રગટ થયાં તે નક્કી કરી તેનીજ દૃષ્ટિએ આધુનિક જમાનામાં પ્રશ્નોનું નિરાકરણ કરવું, નવી ને વિષમ પરિસ્થિતિ સાથે સમાધાન કરવું, ને જીવનની કીંમત આંકી તેને વિકસાવવું એ ઐતિહાસિક સંપ્રદાયનું કાર્યક્ષેત્ર કહી શકાય.

આ પ્રમાણે જોતાં ઇતિહાસ કે ઐતિહાસિક દૃષ્ટિ નક્કી કરતાં, ઇતિહાસના વિષયરૂપ જાતિ, દેશ કે, પ્રજા હોય તેની ચાર દશાઓનું નિરીક્ષણ કરવું જોઇએ,

૧ દરેક જાતિ, દેશ કે પ્રજા વ્યક્તિત્વ પામે છે તે.

૨ તે વ્યક્તિ સંસ્કારગ્રાહક થાય તે.

૩ તે વ્યક્તિ સાંસ્કારિક અસ્મિતા પ્રાપ્ત કરે તે.

૪ પોતાના સંસ્કારો ને ધોરણેજ પોતાનો વિકાસ નક્કી કરે તે.

આ ચોથી દશા જનસમૂહને ઘણીજ અગત્યની છે. જેમ મનુષ્ય પરસંસ્કાર સ્વીકારવાથી પરતંત્ર ને નિરાધાર બને છે, અને જેમ આત્મવિકાસથી आत्मन्येव आत्मना तिष्ठ રહેવાથી તે અપૂર્વ ને પ્રતાપી થાય છે તેમ જનસમૂહ પણ જો પોતાના નિયમો છોડી પરસંસ્કારોનું અનુકરણ કરી પોતાનો વિકાસ કરવાનો પ્રયત્ન કરે તો ઉત્ક્રાંતિક્રમ ઉંધો ચાલવા માંડે છે. સાંસ્કારિક અસ્મિતા વીસરાતી જાય છે. સંસ્કારભ્રષ્ટતા આવતી જાય છે અને જે તાંતણે સમાજનું વ્યક્તિત્વ બંધાયું હોય છે તે તુટવા માંડે છે. પણ જો જનસમૂહ પોતાના સંસ્કારને ધોરણે પોતાનો વિકાસ નક્કી કરે તો સંસ્કારો ઉત્તરોત્તર વૃદ્ધિ પામતા જાય છે, 'આત્મા'ની ઉન્નતિ થાય છે, અને જનસમૂહ સંપૂર્ણ કલાઓ શોભે છે.

આ દૃષ્ટિબિંદુ હીંદીઓ લગભગ ખોઇ બેઠા હતા. યુરોપી વિદ્વાનના મત પ્રમાણે આપણો સંસાર સુધારવો, પાશ્ચાત્ય રાજ્યનીતિને ધોરણે આપણી રાજકીય ભાવનાઓ રચવી અને અંગ્રેજી લેખકોની ગણત્રીથી આપણા જીવનનું માપ લેવું; આ ગયા પચાશ વર્ષમાં તો સર્વમાન્ય સિદ્ધાંતો થઇ રહ્યા હતા. પરિણામે આપણામાં એ માન્યતા ઘણે ઠેકાણે નજરે ચઢતી કે આપણે નિર્જીવ ને સંસ્કારહીણ છીએ, આપણો ઉદ્ધાર અંગ્રેજી કેળવણીથીજ થાય છે અને થવાનો છે, આપણો મોક્ષ પરદેશી સંસ્કાર સ્વીકારવામાંજ છે. આ ઐતિહાસિક દૃષ્ટિબિંદુએ અક્ષમ્ય એવી માન્યતાએ આપણો ઉત્ક્રાંતિક્રમ ઉંધો વાળ્યો હતો. આપણને એવો પણ સંશય ઉભો થવા માંડ્યો હતો કે આપણા જનમંડલમાં વ્યક્તિત્વ નથી અને આપણા સમાજમાં કૈં જીવંત તત્વો નથી.

પણ આર્યાવર્તમાં રહેલા 'અમર આત્મા' ને આર્યોના લોહીમાં વહેતી સાંસ્કારિક અસ્મિતા આપણું ખરું દૃષ્ટિબિંદુ આપણને વીસરવા દે એમ નથી. અને ઐતિહાસિક દૃષ્ટિબિંદુ મેળવવા સાહિત્યકો ને નેતાઓ મથી રહ્યા છે. પણ હજુ આપણો ઇતિહાસ દરિદ્ર અવસ્થામાં પડ્યો છે. એટલે ખરું ઐતિહાસિક દૃષ્ટિબિંદુ ક્યાંથી સંભવે?

રાષ્ટ્રીય સાહિત્ય કાર્યાલય, અમદાવાદ. મૂલ્ય. ૧૨ આના.

શબ્દ ગરબી: સંગ્રાહક: રા. ભીખાભાઇ પુરુષોત્તમ વ્યાસ. પ્રકાશક: નવશક્તિ સાહિત્ય મંદિર. ગોધરા. મૂલ્ય આના ચાર.

ઐતિહાસિક રાસ-સંગ્રહ. ભાગ. ૩ તથા ૪. સંશોધક: શાસ્ત્રવિશારદ-જૈનાચાર્ય શ્રી વિજયધર્મસૂરિ, પ્રકાશક: શેઠ પ્રેમચંદ રતનજી તથા શેઠ ચંદુલાલ પુનમચંદ. ભાવનગર. કીંમત રૂ. ૨-૦-૦ અને રૂ. ૨-૮-૦.

પ્રાચીન તીર્થમાળા સંગ્રહ ભાગ ૧. સંશોધક: શાસ્ત્રવિશારદ જૈનાચાર્ય શ્રી વિજયધર્મસૂરિ. પ્રકાશક: રા. અમૃતલાલ છગનલાલ અને રા. અનોપચંદ નરસિંહદાસ સેક્રેટરી શ્રી યશોવિજયજી જૈન ગ્રંથમાળા. ભાવનગર. કીંમત રૂ. ૨-૮-૦.

ખેડાની લડત. લેખક રા. શંકરલાલ દ્વારકાદાસ પરીખ. પ્રકાશક: રાષ્ટ્રીય કાર્યાલય. અમદાવાદ. કીંમત રૂ. ૧-૮-૦.

મણિકાંત કાવ્યમાળા (સચિત્ર): લેખક: રા. શંકરલાલ મગનલાલ પંડ્યા. પ્રકાશક: રા. મોહનલાલ લલ્લુભાઇ સોઢ્ઠતરીઆ. ઠે. લખમીદાસ ખીમજીનો માળો. ગણેશવાડી, મુંબઇ નં. ૨. કીંમત રૂ. ૩-૦-૦.

હીંદ સ્વરાજ: લેખક: મહાત્મા ગાંધી. નવજીવન પ્રકાશન મંદિર. અમદાવાદ. કીંમત રૂ. ૦-૬-૦.

આશ્રમ ભજનાવલિ: સંગ્રાહક અને પ્રકાશક: રા. નારાયણ મોરેશ્વર ખરે. સત્યાગ્રહાશ્રમ. સાબરમતી. કીંમત રૂ. ૦-૧૨-૦.

છોટમકૃત કાવ્ય સંગ્રહ ભાગ ૧: પ્રકાશક: રા. જમીલાલ મણિલાલ ગજ્જરના તથા રા. સોમનાથ મનસુખરામ. સોલ એજંટ: રા. જીવનલાલ અમરશી મહેતા. અમદાવાદ. કીંમત રૂ. ૨-૦-૦.




પુસ્તક ૨] પૌષ ૧૯૭૯ [અંક ૪

## જય થજો જય થજો—

જયાં વસ્યા

આર્ય સત્કારની પીમળ પ્રસરાવતા,
પરશુ નિજ સ્કંધપર નિરંતર ધારતા,
પ્રબલ કાલાગ્નિસમ અરિદલ વિદારતા,
રુદ્રઅવતાર અડવીર વિપ્રેંદ્ર તે

રામ ભાર્ગવ વડા.—

શત્રુને મારતા, મિત્રને તારતા,
પ્રેમ ને શૌર્યનાં સૂત્ર સ્વીકારાવતા,
કર્મહીન જગતને પરમ કર્તવ્ય નિષ્કામનો
પાઠ શીખવાડતા,
વિષ્ણુના અંશ યોગીંદ્ર ગરુડધ્વજ

કૃષ્ણ યાદવપતિ—

રુધિરમય જગતને મોક્ષનો પ્રેમમય
માર્ગ દર્શાવતા,
લોકહિતનિરત ને સત્યવચની સદા,
સત્વમાં અચલ અડગ વળી ધારતા,
શત્રુ કે મિત્રમાં, શૂદ્ર કે વિપ્રમાં
સર્વમહીં અદ્ભુત સમાનતા માનતા,
સુવ્રત, અજાત શત્રુ, સદા સૌમ્ય તે
મહાત્મા ગાંધી ઉપનામથી લોકમાં
પરમ વિખ્યાતિને પામતા

ખડગખેલનાર ખડવીર

મોહન મહાન નર,—

એવી આ

સુભટ સંગ્રામ સહિત

કુકડધ્વજ સજ્જિત

સૈન્ય જેના અજિત

ગર્જંત ઉષ્ણ ભડાકે પ્રૌઢ પ્રતાપી મહા
પૃથ્વીપતિ જયસિંહ તે સિદ્ધરાજેંદ્રની

પુનિત

ગુજરાતનો.

# ભક્તકવિ મીરાંબાઇ

## તેમના જીવનના બે પ્રસિદ્ધ પ્રસંગો



વિષનો પ્યાલો રાણે મોકલ્યો રે,
  દેજો મીરાંને હાથ;
અમૃત જાણી મીરાં પી ગયાં,
  જેને સહાય શ્રી વિશ્વનો નાથ.

સાંઢવાળા સાંઢ શણગારજે રે,
  જાવું સો સો રે કોસ;
રાણાજીના દેશમાં મારે,
  જળ રે પીવાનો દોષ.



પુસ્તક ૨ ] **ગુજરાત** [ અંક ૪

# નારી-જ્યોત્સ્નાને

લેખક

રા. લલિત

(મરાઠી સાખી)

નારી જ્યોત્સ્ના! દેશવિધાત્રી! અમર મનુકુળવેલી!
પ્રેમ-કાર્ય, ભક્તિકર્તવ્ય, ગોપાલન કર્મમરેલી—
ખીલવે જન્મભૂમિ સંતાન!
જે તુજ દુધડે રસમસ્તાન!

આ-દષ્ટિના દસ્યુ મીટઆરી, ઉદાત્તભાવે ભેની—
દષ્ટિ-કોણથી પુરુષભાવને ઉદ્ધારી, તું રહેતી—
પ્રજાની સંસ્કૃતિને વિધાન,
સુહૃદની સમાનાંતર સ્થાન!

લલિત પ્રભુની લીલામૂર્તિ! સ્વદેશપુત્રી પ્રેમલા
દેવકુમારી પુનિત પુણ્યની! સમદર્શક તુજ નેનલા:
તારા ધર્મે જીવન પ્રફુલ્લ!
તારા પુણ્યે તો રસ-ફૂલ!



# અડધા સૈકામાં ગુજરાતની સ્ત્રી જાતિમાં રૂપાન્તર

("સ્મરણમુકુર" લેખાંક ૮)


લેખક

રા. નરસિંહરાવ ભોળાનાથ દીવેટીઆ,
બી. એ., સી. એસ.

ચિત્રકાર:
રા. દત્તાત્રેય


"ગુજરાત" કાર્યાલયે આશા રાખી આ વખતનો અંક 'સ્ત્રી-અંક' નીકળવાનો, એટલે હેમાં કાંતો સ્ત્રીઓજ લખે, અથવા કાંતો સ્ત્રી વિષેના લેખ આવે. આ સ્થિતિ મ્હારી આગળ મૂકાતાં બે મુશ્કેલીઓ ઉભી થઈ. સ્ત્રી બનીને લખવું એ અશક્ય, "ગુજરાત"ના તન્ત્રીને શું શક્ય બનશે, અથવા તે શું કરશે તે પ્રભુ જાણે. બીજી મુશ્કેલી એ આવી કે સ્ત્રી વ્યક્તિ વિષે સ્મરણમુકુરમાં લખવા માટે કોઈ વ્યક્તિ, કાલક્રમનો ભંગ થયા વિના લખવી? આ બંને અડચણો દૂર કરવાને નવો માર્ગ આજ લઉં છું. 'સ્મરણમુકુર'નો આરમ્ભ જે સમયમાંથી થયો છે ત્યારથી આજ સુધીમાં ગુજરાતની સ્ત્રીજાતિમાં શાં શાં રૂપાન્તરો થયાં છે તેનું સિંહાવલોકન કરી જવું, પૂર્ણ, સુરેખ, પ્રતિબિમ્બ આપવા માટે તો વધારે સામર્થ્યવાળી લેખની જોઈએ. આ રૂપાન્તરો વિવિધ દિશામાં થયાં છે પ્હેરવેશમાં, રીતરિવાજમાં, જ્ઞાનવિકાસમાં, ધાર્મિકતામાં, હૃદયગુણમાં, અનેક દિશામાં. ટૂંકામાં મુખ્ય મુખ્ય દિશા તરફ દૃષ્ટિપાત કરી શકાશે, સવિસ્તર દર્શન માટે તો પુસ્તક લખવું પડે. આ દૃષ્ટિક્ષેપ તણ ગુજરાત ઉપરજ નખાશે, કાઠિયાવાડને છોડી દેવો પડશે, મુખ્ય કારણ એ કે કાઠિયાવાડની સ્ત્રીઓનો પરિચય મ્હને પૂરેપૂરો નથી, જો કે.

"આમર કરી આતુ કરે, ગરમર કરે આચાર,
પાવટડે પાણી ભરે, સોરઠ કેરી નાર."

એ લોકકાવ્યમાં પ્રગટ થતી રસમય મૂર્તિ, અથવા તો

"જ્હાં પ્રેમભક્તિના ગાન ભક્તજને ગાયાં,
જ્હાં રણસંગરમાં ઇતિહાસ શૂરના રંગ્યા
એ અદ્ભુત દેશની બાળ રમણીને વીર સતી
સોરાષ્ટ્રની ઉચ્ચાર પધારો ભગવતી"

એ સંસ્કારોદ્બોધક સંસ્કારી કાવ્ય-પંક્તિઓમાં આલેખાયલી ચિત્તાકર્ષક છબી મ્હારા હૃદયના રસખંડમાં છપાયલી હોઈ પ્રાચીન સમયના ધ્વનિ મૂક આવે સાંભળાવે છે,

પરંતુ આ અડધા સૈકાની કાઠિયાવાડી સ્ત્રી—જાતિસ્વરૂપે—મ્હારા નિકટ પરિચયની બ્હારજ છે. તો તળ ગુજરાતને જ અવલોકીશું એટલે બસ થશે.

આ અડધા સૈકાના આરમ્ભકાળમાં પણ ભુતકાળના આદર્શ આલેખતાં ગીતોમાં કે'વાં પ્રતિબિમ્બો પ્રગટેછે ?

> ઘાઘાનો ઘાઘરો, બુરાનપુરી ચીર,
> અતલસનું કાપડું તે રહ્યું ઠીકાઠીક,
> ઝીણા મારુજી હો રાજ !

એ વર્ણનમાં ઘેરલેરેલો, અનેક કરચોલીઓ પાડેલો, ઘમ્મર ઘાઘરો ઘૂમાવતી, અને 'ઠીકાઠીક' રહેલો અર્થાત્ તસતસતો રહેલો કમખો પ્હેરી યૌવનવિકાસમાં આનન્દ ભોગવતી, ગુજરાતની જૂના સમયની લલના નજર આગળ ખડી થાયછે. કમખો અતલસનો, મજબૂત વણાટના રેશમી કપડાનો; ઝીણું જાપાની, ચીનાઇ, વિલાયતી, ગાઝનો, કે "વાયલ"નો પોલકો નહિ; ફૂલેલી બાંહ્યો ને લેસની ઝાલરો લટકાવેલો નહિ, પણ 'ઠીકાઠીક,' સજ્જડ, રહેલો કમખો.

બીજું ચિત્ર—

> ઝીણા ઝરમર વરસે મેહ, ભીંજે મોરી ચુંદલડી
> લાગ્યો નંદકુંવરશું નેહ; ભીંજે મોરી ચુંદલડી;
> લાખ ટકાની મ્હારી ચૂંદડી, માંહિ ટપકી ઝીણો આમુલ રે,
> પાંચ પચાનો ઘાઘરો, ને ફરતાં મેલ્યાં ફૂલ;
> ભીંજે મોરી ચુંદલડી.

વિવેચન કરી છબી ફીદી નહિ નાંખું; ઘાઘરો ઢંકાય, ના ઢંકાય, ફરતાં ફૂલ નાચતાં જણાય ના જણાય, હેવી 'ઓઢણી' આ ચૂંદડી શબ્દમાં સમજવાની છે એટલું કહી દઉં.

એ મારવાડ, રજપૂતસ્થાનના સંસ્કારવાળો વેશ ભૂતકાળને સોંપીશું. આજથી ૫૦—૫૫ વર્ષથીજ આરમ્ભ કરીશું. મ્હારી માતાની છબી જોઉંછું; જન્મ પછી જેનું મુખ પ્રથમ દીઠું તે. નાકમાં, કાનમાં, કોટમાં, હાથમાં, પગમાં ઘરેણાં કાંઇક આગળ પડતાં; સાડી શરીરનાં સર્વ અંગોનું સુભગ સંગોપન થાય એમ પ્હેરેલી, લાંબી, કુહુણીને અડકતે અટકેલી બાંહ્યોની, ગળા સૂધી રક્ષણ કરનારી, કમખાચોળી; વાળ કાંઈક કપાળ ઉપર નીચા હોળેલા; કપાળમાં કંકુની આડ, નહિ મ્હોટી નહિ ન્હાની; માથા ઉપર લુગડું જરાક જ તિરકસ, વધારે ભાગે સીધું રહી એક કાનની ધારને કોર અડકે ન અડકે એમ રહેલું;—આ છબી આજ જોવામાં કદ્ધિ નહિ આવે. એ જમાનો કમખા પ્હેરવાનો પણ હતો; વિશેષ ભાગે કમખા જ સ્ત્રીઓનાં ત્રણ વસ્ત્રાંનું એક હતું,—ચણિયો, સાડી, અને કમખો. કબજાએ કમખાનું સ્થાન લેવાનો આરમ્ભ એ સમયમાં કમખાચોળીથી થયો લાગેછે. છતાં તે પછી લાંબા કાળ સૂધી કમખાનું રાજ્ય ચાલ્યું હતું; ટાંઢ્યના દિવસોમાં કમખાચોળી કે કબજો, બાકી કમખો જ, જેનું કાર્ય સ્તનાંશુક શબ્દમાં સમાય હેતું જ, વાંસાનું રક્ષણ બિલકુલ થવાનું નહિ, તેમ ડોક નીચેનો ભાગ પણ અનાચ્છાદિત રહેવાનો; વાંસા ઉપર માત્ર બે કસોની દોરીઓ આવે તે આચ્છાદન ગણાય તો જુદી વાત.

એ સમયમાં કન્યાશાળા એ વસ્તુ અસ્તિત્વમાં નહોતી; છતાં મંમાને લખતાં વાંચતાં ગૃહસંપ્રદાયથી આવડતું હતું. નાગર સ્ત્રીઓ વિશે ભવૈયાના એક ઉખાણામાં દ્યોતક પંક્તિઓ છે:

"નાગરવાડા કેમ જાણિયે ?"—એ પ્રશ્ન પૂછાતાં ઉત્તર મળેછે:—

> "ન્હાનીશી નાર ને નાકમાં મોતી,
> પિયુ પરદેશ, ને પાટડી જોતી,



“મ્હારી માતાની છબી જોઈ” ૩

લખે કાગળ ને નિર્ગમે દહાડા,—
એવી એંધાણીએ નાગરવાડા
શરીરની નાજુકાઈ, ધનસમ્પત્તિ, નાગર પુરુષની દેશાટન કરવાની સાહસશક્તિ, નાગરાણીની પતિપરાયણતા, એ લક્ષણોનું વ્યંજન કરનારા આ વર્ણનના અંશો સાથે

'લખે, કાગળ' એ લક્ષણમાં નાગરાણીની શિક્ષિત સ્થિતિ પણ વ્યંજનથી જણાવીછે, તે, પ્રકાશ અન્ધકારને સબળ બનાવે તે ન્યાયે, નાગરભિન્ન સ્ત્રીઓની અશિક્ષિત દશાને વિશેષ દ્દઢતાથી પ્રદર્શિત કરેછે. નાગર, બ્રહ્મક્ષત્રી, કાયસ્થ એ ત્રણ મુખ્ય **પાંઢરપેશા** વર્ગ ઉપરાંત, ત્હેમની સમીપ આવતા વિરલ વર્ગમાં સ્ત્રીઓ શિક્ષિત હતી; પણ કાગળપત્ર લખે વાંચે, વિષ્ણુ–સહસ્ર નામનો પાઠ કરે, ગીતાજી (વખતે) વાંચી જાણે, કેટલાંક સ્તોત્રો ભણી જાણે, એટલી મર્યાદા એ સમયના સ્ત્રીશિક્ષણની હતી. આ સ્થિતિમાં રહેલી ઊનતાનું પૂરણ અન્ય રીતે થતું; ભજનો, પદો, ઇત્યાદિ મુખપાઠ હોઈ, પુરાણાદિકની કથાના શ્રવણથી મળેલી બહુશ્રુતતા, ઊનતાપૂરક બનતી.



"ગળામાં રુદ્રાક્ષની માળા પ્હેરી હાથમાં ગૌમુખી લઇ એકાગ્ર ભાવે પૂજા કરનારી વૃદ્ધ બાઇ"

સાંસારિક અને આર્થિક સ્થિતિનું પ્રતિબિમ્બ દર્શાવનારી લગ્નાદિક પ્રસંગોમાં ગવાતાં ગીતોમાંની એક પંક્તિ યાદ આવે છે:

"કાકા સેવઇંની રોટલી,<br>
ને ગળગળિયો કંસાર,<br>
ભેગાં બેશી આરોગિયે,<br>
જો પૂજ્યા હોય મોરાર."

હાલના વખતમાં કોણ ધઉંને કોણ અડકશે? જૂના સમયમાં એ ઉત્તમ પદાર્થ ગણાતો જણાયછે. આ પંક્તિયોની પૂર્વે "જેને તે પેટ ચાર દીકરા," "ચારે તે વહૂ પાયે પડે," ઇત્યાદિ વચનોનો સંદર્ભ આવે છે તેથી 'ભેગાં બેશી આરોગવા'માં સંયુક્ત કુટુમ્બની સંસ્થાનું દર્શન થાયછે. હાલ પણ એ સંસ્થા લુપ્ત નથી થઈ; પરંતુ વ્યક્તિવાદનાં બળોએ એ સંસ્થાનો દુર્ગ ઠેર ઠેર તોડી નાંખ્યો છે જ. સંયુક્ત કુટુમ્બની દ્દઢતાનો પાયો જેમ સ્ત્રીવર્ગ હતો, તેમ એ સંસ્થાને અનિષ્ટ બનાવી હેનું બળ શિથિલ કરનાર પણ ઈર્ષ્યા, કલહ, ઇત્યાદિ ઉત્પન્ન કરનાર સ્ત્રીવર્ગ જ હતો. પરંતુ આ અપ્રાસંગિક વિષય આટલેથી જ બસ કરીશું.

સ્ત્રીવર્ગને એ પ્રાચીન, એટલે આજથી અડધા સૈકા ઉપરાંતના, સમયમાં સાંસારિક જીવનમાં દૃષ્ટિમર્યાદા કાંઈક સંકુચિત હતી: આડોશપાડોશી, મિત્રવર્ગનાં કુટુમ્બ, વગેરેમાં મળવા કરવા જવું; જ્ઞાતિભોજન, લગ્નાદિક પ્રસંગે ઓરિયો વેતાડવો, મરણ પ્રસંગે ઉતગ સાડી કમખા પ્હેરીને રોવા ફૂટવા જવું, નિત્ય કાર્યમાં દેવદર્શને જવું અને ત્હાં સખીમંડળ સાથે સુખદુઃખની વાતો કરવી;—આ મર્યાદાનો વિકાસ કદચિત્ યાત્રા કરવા જવાય ત્હારે કાંઈક થતો. ધાર્મિક વૃત્તિ તરફ જોતાં, એ સમયમાં ઊંડી વિચારને પોષક છતાં હૃદયભાવને ઊંડો સ્પર્શ કરનારી પ્રવૃત્તિ સબળ હતી. ગળામાં રુદ્રાક્ષની માળા પ્હેરી હાથમાં

બીજા ક્રમનું પ્રતિબિમ્બ ચિત્ર નંબર ૩ માં જણાશે. ચોળી-કાંઈક ક્રમપાગોળી જેવી જ અને ટૂંકી બાંહ્યની. હાથમાં સાંકળાં, બંગડીઓ, ચૂડીઓ; જમણી કોણી ઉપર કડું કે વાંકડું; કાનમાં કાંટા, વેણા; નાકે વાળી; પગમાં જાડાં કડલાં; સાડી સાથે નિરકસ



ચિત્ર નં ૪

ગોઠવાતી ઓઢેલી;–એ નવો વિકાસ બતાવે છે. એ સમયમાં શુદ્ધ ક્રમપો હજી પ્રચારમાં હતો જ; સચિપરત્વે હેનો સ્વીકાર થતો. એ જ સમયમાં ઊઘાડા પગ પણ રહેતા, અને સપાટ કે સ્લિપર પણ પ્હેરાતાં. ચિત્ર નં. ૮ માં આ દૃષ્ટિગોચર થશે; તેમજ ચિત્ર નં. ૫ માં.

આ સમયમાં કન્યાશાળાઓનાં દ્વાર ઊઘડેલાં હતાં. આ સમયમાં . છોકરાઓના ભેગી છોકરીઓ છૂટી છવાઈ ભણતી હતી. સ્વતન્ત્ર કન્યાશાળાઓ પ્રગટ થતાં સ્ત્રીવર્ગની જ્ઞાનમર્યાદાને કાંઈક વિકાસનો પ્રસંગ મળ્યો. હજી બાકી બહુ હતું. પરંતુ પૃથ્વી ભરતખંડ કરતાં મ્હોટી છે, ત્હેમાં વિવિધ પ્રજાઓ વસે છે, ઇત્યાદિક ભાન થવા માંડ્યું. સંગીતનું શિક્ષણ દાખલ થયું નહોતું. પરંતુ ગરબાની સંસ્થાનું બળ ઈ. સ. ૧૮૬૦–૭૦ માં જે હતું તે સંગીતવૃત્તિને પોષક હતું એટલું જ નહિં, પણ એ સમયની ગરબા ગાવાની પદ્ધતિમાં જે આકર્ષકતા હતી, તે હાલના સમયમાં જોવામાં આવતી નથી. તાલ અને સુરની સાચવણી તે સમયમાં થતી તે હું હવે ક્વચિતજ દેખું છું. હાલની રંગભૂમિ ઉપર વિકાસ પામેલી, અને મુંબાઈની કન્યાશાળાઓમાં પ્રવેશ પામેલી, ગરબીમાં વિવિધતા આણવાના પ્રયાસમાં કાંઈક અતિ કૃત્રિમતામાં પડી જતી, અને તાલયોજનામાં પગ ઠોકવાના લટકાને સ્થાન આપતી, ગરબાની પદ્ધતિમાં એ જૂની પદ્ધતિનું સાદું સૌન્દર્ય મ્હને જડતું નથી. હું સાતેક વર્ષનો હોઇશ તે વખતનું એક ચિત્ર મ્હારી દૃષ્ટિ આગળ ઊભું થાયછે: સ્થળ–અમદાવાદ શહેરની બ્હાર, દક્ષિણ દિશામાં આવેલો નવા પરાની બહુચરાજી માતાનો ચોક; સમય–પાછલો પ્હોર, સન્ધ્યાકાળ પૂર્વેનો; આ સ્થળે અને આ સમયે પંદર વીસ તરુણ સ્ત્રીઓ ગરબો ગોઠવાઈને ઊભેલી, ગરબા ફરતી ફરતી અટકીને સાખી ગાયછે: બે જણીઓ ગવડાવે છે, ને બાકીનીઓ ઝીલે છે.

"ઠુમ ઠુમ વાગે ઘૂઘરી, લટકણિયાળો ચાલ,
ખીટડિયાળા કેશ છે, મ્હારાં કામણગારાં નેન;"

સાખી પૂરી થતાં જ, સાખીના મન્દ પ્રવાહમાં અંતર્ગૂઢ રહેલા તાલમાનના સૂક્ષ્મ ઝરણાની એક સંવાદિતાથી સંકળાઈ જતા પ્રગટ તાલવાળી પંક્તિઓ ગવાયછે

"હું તો ઊભો રહ્યો છું વાટે, સજની નારી રે,
ત્હારું મુખ જોવાને માટે, શશી પ્યારી રે"

બાલ્યકાળના સંસ્કારે વિશેષ રંગ આ ચિત્રમાં પૂર્યો હશે કે કેમ ? પણ મ્હને એ ચિત્રમાં રહેલું સાદું સૌન્દર્ય.—સાદું છતાં વિશિષ્ટતાવાળું સૌન્દર્ય—હજી પણ મન્ત્રમુગ્ધ બનાવેછે.

ધાર્મિક દૃષ્ટિ આ મધ્યસમયની સ્ત્રીઓની કેવી હતી ? જૂના વિચારો, સંસ્થાઓ, હજી તેમના મનને પોતાની પકડમાં રાખી રહ્યા હતા. પરન્તુ એ પકડ કાંઈક શિથિલ થવાનાં ચિહ્ન જણાતાં હતાં. કાંઈક "ખાવું, પીવું, ખેલવું," તેમાં આ જીવનકાર્યની સમાપ્તિ હોય એમ એ સમયના સ્ત્રીવર્ગના મન ઉપર છાપ પડી હશે એમ લાગે છે.

હવે એક દસકો આગળ આવીએ ચિત્ર ૬ હું જુવો. સાડી ડાબી બગલમાંથી સરી જઈને જમણા ગાલ ઉપર થઈ, માથાના જમણા પાના ઉપર થઈને, જરાક તિરકસ ગોઠવાયલી, ડાબા કાનને અડકી ના અડકી, ડાબા હાથની પાછળ દઢ રહેલી છે જમણા હાથનું સંગોપન કરીને, છતાં ખભા ઉપર પાલવ તરફની કોરવાળો છેડો જમણા ખભા ઉપર સાદા સૌન્દર્યથી રચાયો છે કેડણી ઉપર અટકતી મ્હોળિયાવાળી કબજા ની બાંય, ગળા સુધી પ્હોંચતો કંઠનો કાપ, ચ્હેરો વિનીત છતાં સુરેખ કબજો, શોભા અને મર્યાદા બન્નેને પુષ્ટિ આપેછે. નાકમાં વાળી નથી કાનમાં આછા કાંટા છે, કપાળી માં નહિ ચાંલ્લો, નહિ ચ્હાંલ્લો, ચ્હેરો કંકુનો ચાંલ્લો છે. માથાના વાળ, નહિ નીચા હોળેલા, નહિ ઊંચા ટોળેલા, નહિ ફૂલ પાડેલા સ્વાભાવિક પણ સુન્દર, સાદી રચનામાં સુરેખ હોળેલા, સીધી સેંથીથી વિશેષ સુરુચિયુક્ત બન્યા છે

આ સમયમાં સ્ત્રીશિક્ષણ આગળ વધ્યું છે કાંઈક અંગ્રેજીનું જ્ઞાન મળવાના સાધન આરમ્ભાયાંછે વિદ્યાભ્યાસ ઉપર અભિરુચિ



ચિત્ર નં ૫

વધતી જણાયછે. સંગીતશિક્ષણ ગરબીઓ દ્વારા શાળાઓમાં પ્રવિષ્ટ થયું છે. 'નવલ ગરબાવળી' અને બાપાલાલની 'સુબોધ-ગરબાવળી' એ સુરત તરફ 'વલ્લભગરબા-વળી' એ શરૂ કરેલી પ્રથાને ચાલુ રાખી વિશેષ રુચિકર સ્થિતિ પ્રગટ કરીછે. બ્યારાની

ગરબીઓનો સમય ભૂત કાળમાં વિલીન થયો. આ સંગીતદૃષ્ટિયે ખેદજનક વાત છે.

ધર્મભાવનાનો કાંઇક વિકાસ આ સમયમાં થયો જણાયછે. પ્રાર્થનાસમાજે પ્રેરેલી ધર્મવૃત્તિ અ શન: ઘણાં ગૃહમાં સુખશાન્તિપ્રદ થતી જણાયછે. જો કે ઊંડી ધર્મદૃષ્ટિ તો કંહિ પ્રાપ્ત થઈ દેખાતી નથી.

(૩)

હવે રૂપાન્તર કાંઇક ઉત્કટરૂપે દૃષ્ટિગોચર થાયછે. ઉપર પછીનો દસકો નયન સમક્ષ આવતાં એ સ્થિતિ જણાયછે. એક શિષ્ટ વર્ગની સ્ત્રીએ વાંકી સેંથી પાડી, અંબોડો નવા રીત્યનો ગૂંથીને બોચી ઉપર ઢળતો રાખ્યો. એક "ઈવનિંગપાર્ટી"માં બધી બીજી સ્ત્રીઓ આ જોઈ રહી, કાંઇક ટીકા થઈ, કાંઇક અનુકરણની વૃત્તિ થઈ; પાર્ટી વિસર્જન થતાં વાંત એ સ્ત્રીની સહચારિણીઓ જોવા આવી; "અલી! ત્હારો અંબોડો ને વાંકી સેંથી બતાવ્ય." પણ પેલીએ તો વાળ બીજી રીતે હોળી નાંખી સાદો અંબોડો વાળી દીધો હતો!—જાણવામાં આ સમયથી વાંકી સેંથીનો પ્રચાર શરૂ થયો. દક્ષિણની સ્ત્રીઓમાં ઉઘાડું માથું રાખવાના રિવાજે કરેલી અનુકૂલતાને લીધે માથામાં ફૂલ, ગજરા (વેણી), પ્હેરવાનો રસિક પ્રચાર છે તે ગુજરાતમાં માથે લૂગડું હોડવાની રીતને લીધે ગુજરાતી સ્ત્રીઓની શૃંગાર-રચનામાં ભિન્ન અંશ રહી ખામી આણેછે. છતાં અમુક પ્રસંગે, અથવા કોઇ કોઇ વ્યક્તિયોની રુચિને બળે, માથે હોડેલા લૂગડા નીચે અંબોડા ગજરાથી વીંટાયલા જોઇયે છિયે. તેમજ Fancy dress—સ્વચ્છન્દ-શૃંગાર—તરીકે ઉઘાડા માથામાં અંબોડામાં ફૂલ રસિક રીત્યે ખોસવાના પ્રકાર તે અપવાદ સ્થિતિ જ છે. આ રીત્યની શૃંગારરચનાનો આરમ્ભ પણ ઉપર નોંધેલા પ્રસંગથી જ થયેલો સ્મરણમાં આવે છે.

એ જ સમયમાં એક નવી શૃંગારરચનાનો આરમ્ભ થયો: જમણા ખભા ઉપર લૂગડાનો પાલવનો છેડો, અથવા અધવચનો સળ, રસિક રીતે ગોઠવીને Safety-pin brooch (સેફ્ટી-પિન બ્રૂચ) ખોસીને માંહિ ફૂલ પાંદડાં લટકતાં ગોઠવવાં. પ્રથમ આ રચના ઉપર ટીકાના પ્રહાર થયા. અને અંતે એ પ્રહાર કરનારાંએ જ એ પદ્ધતિ સ્વીકારી. દસકો બે દસકા વીતતા પ્હેલાં તો ફેશનનું રાજ્ય વ્યાપી ગયું; સેફ્ટી-પિનો સાડીમાં સાત ઠેકાણે; છાતીનો છેડો ડાબા બગલમાં સજ્જડ રહી જમણા ખભા સુધી સુશ્લિષ્ટ તિરકસ જવાને બદલે, ઝૂલતો, ઢીલો, છાતીનું સંગોપન કરવાનું કર્તવ્ય તજતો, સુરુચિને તૃપ્ત કરતી સુપ્રમાણતાનો અનાદર કરતો ફેશનની વિજયપતાકા રૂપ ફરફરવા લાગ્યો; વાંકી સેંથી; માથાના વાળનાં ફૂલ પાડી કપાળને સુરુચિને આઘાત આપે તેમ ઢાંકવાનો મોહ; દેહલતાને સુભગ રીતે છાજે કે ના છાજે પણ ફૂલેલી, ટૂંકી, ટૂંકી, ટૂંકી, ભુજના અડધા ભાગથી વધારે ભાગને કુરૂપતા અર્પી પ્રગટ કરતી ટૂંકી બાંહો, ત્હેને ઝાલરનાં લટકણિયાં; અંગયષ્ટિની સુરેખ ઘટનાને અનુકૂલ રહેતી સાડીની સુશ્લિષ્ટ રચનાને દૂર ફેંકી દઈ, ઘાઘરા જેવા સાડીના કલ્લા—આગળ, પાછળ, આજૂ બાજૂ—ખોશી કોળિયો જેવી અરુચિકર રચના; પગની ઠોકરે શાડીની કોર ફાટે, અથવા રસ્તામાં લૂગડાના કચરા વડે ઝાડૂ વળાય એટલાં નીચાં પ્હેરેલાં લુગડાં;—ઇત્યાદિ અતિ કૃત્રિમ,—સૌન્દર્ય, સુરુચિ ઇત્યાદિ ગુણોને વિરોધી—વેશયોજના પ્રચારમાં આવી-ચિત્ર નંબર ૬ ઠ્ઠામાં આ વર્ણનનો બદ

ભાગ પ્રતિબિમ્બિત થયેલો જોશો. કપાળમાં ચાંદલાનો પણ લાગ થયેલો જોવામાં આવશે. આ ચાંદલો અમારા સમયમાં ભ્રમ્મરની વચમાં જતો રહ્યો હતો, હવે પાછો સુભાગ્યે સૌન્દર્યદેવીની આજ્ઞા માનીને—પુનરુદય પામ્યો છે. એ ચાંદલાના સ્વરૂપ—ઝીણી આંખથી ખાડીને કપાળના પમાણુ જોડે વિરોધ આવે એટલા મ્હોટા કમકા સુધી—હવે નજરે પડે છે. કપાળમાં મ્હોડ-વાના ચાંદલા—ચળકતા, સફેદ, લીલા, લાલ,—તે તો પ્રાસંગિક શૃંગાર-રચનાના અંશ છે પણ તે હવે કાંઈક લુપ્ત થવાના ચિહ્ન જણાય છે,—અને તે માટે સૌન્દર્યદેવી અશ્રુપાત જ કરશે.



ચિત્ર નં ૧

રસિક વાચકને આ ચિત્રપરંપરામાં એક વાત જણાઈ આવી હશે,—નાકની વાળીનું આરમ્ભકાળમાં પ્રાધાન્ય, મધ્યકાળમાં અને છેવટના કાળમાં રહેલો લાગ. પરંતુ નાકમાં જડ—એક જ નંગની ચુંદી—એ નાકની વાળીનું સ્થાન લેતી હોય કવચિત્ જણાય આવે છે. જડથી સૌન્દર્ય કાંઈક વધારે દીપે છે હેની ના નહિ કહેવાય. પરંતુ ઇતિહાસ શું કહે છે! મુસલમાનોનો ભરતભૂમિમાં પ્રવેશ થયો તે પૂર્વે નાસાભૂષણ આ ભૂમિમાં કદિ પણ જાણ્યું નથી—સાહિત્યમાં, કોશમાં, કદિ એ ભૂષણ માટે નામ નથી, એટલું જ નહિ પણ મૂળમાં નાકની વાળી તે ગુલામગિરીનું ચિહ્ન હતું, તે આખો પુરુષની ગુલામ છે એ ખાસ ઠરાવીને સ્ત્રીજાતિની સૌન્દર્યમોહની બુદ્ધિને જરાક ખુશ કરનારો પ્રયાગ ભૂષણ રૂપે વાળીને ગણાવીને થયો. આજના સ્ત્રી-સ્વાતંત્ર્યના જમાનામાં નાકની વાળીનો ત્યાગ તે પુરુષોની નીચે ગુલામગિરી સામે બળવાખોર બળવાનું જ ચિહ્ન ગણીશું? બીજું ભૂષણ અસલ સૌન્દર્યવર્ધક અને પુરુષનું ધ્યાન ને સ્થળે જડી લઈને આકર્ષક વસ્તુ તરીકે ભૂષણ,—ગાલના, હડપચીની વચમા ધર ઉપર, કપાળમાં ઝીણાં ટપકાં જે ટપકાં—છૂંદણાં વગેરેમાં લલનાઓને આનન્દ થતો હતો. હવે એ સ્વરૂપસાર લાગ્યો છે. સ્વાભાવિક સૌન્દર્ય જેવું પુરુષોના નયનોને જડી લેનારું વશીકરણશસ્ત્ર બીજું શું છે? સૌન્દર્ય હોય તો અન્ય વશીકરણશસ્ત્ર પુનરુક્ત છે, સૌન્દર્ય ના હોય તો તે શસ્ત્ર નિષ્ફળ છે.

કાનના ભૂષણમાં આ દેશના જૂના સમયના લોળિયા, વિલાયતી ફૅશનનો પ્રવેશ થતાં પ્રચારમાં આવેલા "એરિંગ' (ear-rings), વગેરેની ગણના કરવા નહિ બેસીએ. પણ એટલું નોંધીશું કે 'એરિંગ'નો પ્રવેશ ૪૦-૪૫ વર્ષ ઉપર થયો. કેટલાક વર્ષ તે ટક્યા, અને હવે વિરલ વ્યક્તિઓ જ એ ભૂષણનો આદર કરે છે.

ચસમાં! ચસમા રહી ગયા! આજથી પચાસ વર્ષ પૂર્વે ચસમાં તે ઉત્તરાવસ્થાની દૃષ્ટિશક્તિની ક્ષીણતાનું અંગ હતું. 'ચાળીસા'

શબ્દ જ એ સ્થિતિસૂચક છે. હવે પુરુષને તેમ જ સ્ત્રીને તરુણવયમાં પણ ચસમાં પ્હેરવાં તે સાધારણ વાત છે. આ સ્થિતિ ફૅશનની સેવાનું પરિણામ નથી; સામાન્ય રૂપે તો નથી જ. કોઇ વ્યક્તિને સંબન્ધે એ મોહનું ફળ હશે તે જુદી વાત. આ સ્થિતિનાં કારણો અન્યત્ર જડશેઃ જૂના સમયમાં 'બાવળિયા'નું ભરત ભરવા જેવા કામમાં આંખ્યની ઝીણવટનો ખપ પડતો તે માત્ર વિરલ સ્થિતિ હતી; બાકી વાંચનની ભિનતા; તેહમાં હાલના સમયનાં ઝીણાં ઝીણાં ટાઇપ અને નઠારા કાગળોનો તે સમયમાં અભાવ; એ સ્થિતિને લીધે આંખ્યોને શ્રમ ઓછો પડતો હતો. હવે ઓગમદી આંખ્યોને આઘાત કરનારાં બળ પૂર જોસમાં પ્રવર્તેછેઃ શિક્ષણને અંગે ઝીણાં ટાઇપ, નઠારા કાગળ,— ખાસ વર્તમાન પત્રોમાં એ વિનાશક અંશોનું સામ્રાજ્ય—શાળા, કોલેજ, વગેરેના અભ્યાસનો પ્રવેશ;—ઇત્યાદિ કારણસમૂહ ચસમાંના વ્હેપારીને મિત્રરૂપ થઇ પડ્યોછે.

વિદ્યા, જ્ઞાન, એ ક્ષેત્રમાં આ પ્રસંગ આપણને સહજ લઇ જશે. પાછલા બે દસકામાં સ્ત્રી શિક્ષણે કાંઇક સબળ ઝસંગો ભરીછે; અજ્ઞાનરૂપી અસુરરાજનું ઘણુ ફસંગોમાં આક્રમણ કરનાર એ નવો ત્રિવિક્રમરૂપ વામનાવતાર થયોછે. વ્યાપકરૂપે નહિ, પરંતુ તીવ્રરૂપે શિખર જેવી સ્થિતિ સ્ત્રીશિક્ષણની થઇછે; તેથી જનસમૂહમાં હજી સ્ત્રીવર્ગ અશિક્ષિત છતાં, અમુક મર્યાદિત વર્ગમાં ઉચ્ચશિક્ષણ સુધી ગુજરાતની લલના ચઢી શકીછે. આ શુભ સ્થિતિની પાછળ કાંઇક હાનિની છાયા પણ જણાશેઃ અમુક લાભ, તો અન્યત્ર લભ્ય નફાનો નાશ, એ ક્રમ જીવનક્રિયામાં સતત ચાલેછે; એ નિયમની પ્રવૃત્તિ અહિં પણ જોવામાં આવશે.

વ્યક્તિસુખના સારા અંશ સાથે અલ્પપણે માઠા અંશ પણ પ્રવેશ પામ્યાછે. સ્ત્રીઓમાં જ્ઞાનવિકાસની સાથે આપબળ, સ્વમાન, જીવનયુદ્ધમાં અસહાય ઝૂઝવું પડે તો તે માટે યોગ્ય સામર્થ્ય, આવ્યાં જણાયછે, આવતાં જણાયછે, તો તે સાથે કાંઇક અતિ સ્વતન્ત્રતા, અતિ પ્રગલ્ભતા, ઇત્યાદિ શોચનીય લક્ષણો પણ દેખા દેછે. પરંતુ આ અચિરસ્થાયી છાયા છે. પરંતુ, જરાક વિશેષ શોચનીય વાત તો ધાર્મિક સ્રોતની શુષ્કતા–તે છે. સર્વસાધારણ વચન ના જ વપરાય. પરંતુ જ્ઞાનનું સાફલ્ય ધાર્મિકતાના વિકાસમાં છે તે વિચારતાં છેલ્લા બે દસકાના સ્ત્રીવર્ગના વિકાસમાં ધાર્મિકતાના તત્ત્વનું દર્શન અલ્પાંશે થાયછે. પરંતુ સુચિહ્નો—ચઢના 'ઉન્નત ક્રમણનાં ચિહ્નો—ગૂઢ, અગૂઢ, જણાયછે એટલું આશ્વાસન છે. સમાજસેવાની ભાવના સ્ત્રીવર્ગમાં વિકસવા લાગીછે, અને એ ક્રમથી પેલી મરુ ધાર્મિકભાવના આછા પડદામાંથી સુંદર દર્શન દેછે એમ મ્હને લાગેછે. હજી વ્યાપક રૂપે આ ભાવનાઓનો વિકાસ તો, બેશક, દૂર, દૂર, સુદૂર છે. તથાપિ આશાને સ્થાન છે.

સ્ત્રીશિક્ષણમાં સંગીતકલા—સૌન્દર્યદેવીની માનીતી પુત્રી સંગીતકલા—આ બે દસકામાં વિશેષ આદર પામીછે. પરંતુ જે દિશામાં કન્યાશાળાઓમાં એ શિક્ષણની પ્રવૃત્તિ જણાયછે તે તો ખેદજનક છે. હાર્મોનિયમ—ખરી સંગીતદેવીને આઘાત આપનારું, વિરૂપ કરનારું હાર્મોનિયમ આ સંસ્થાઓમાં બહુ પ્રચાર પામ્યુંછે. "મ્હને હાર્મોનિયમ ઉપર ૮૦ ગીત વગાડતાં આવડેછે"—એમ આનન્દ માનનાર સંગીતના ખરા સ્વરૂપના જ્ઞાનથી દૂરજ હોય. ગૂઢ

સમજ્યા ન્હોતા. પરંતુ, ખાદીના પ્રચારના જોસમાં સૌન્દર્યભાવનાને કચરી ના નાખવી જોઈએ, સ્ત્રીત્વ અને સૌન્દર્યભાવના એ બે આતૂટ જોડાયલાં છે તેથી ખાદીનો આશ્રય કરવામાં સૌન્દર્યભાવનાનો ત્યાગ કરશે તો અરુચિકર વાત થશે, એમ મ્હેં કહેલું તે પછી ('ત્હેને પરિણામે' એમ કહેવાનો દર્પ હું નહિ રાખું; માત્ર તે પછી) સ્ત્રીઓના ખાદીના પોશાકમાં વિવિધ પ્રકારના સુરુચિપોષક અંશ પ્રવિષ્ટ થયા છે તે જોઈને કાંઈક આશ્વાસન મળે છે. ખાદી, ખાદી પ્હેરેલી સ્ત્રીઓને રોમેરોમમાં કવિતા ઝરતી અથવા તો સરસ્વતીઓ જેવી દીપતી, માત્ર ખાદીને જ પ્રતાપે—આપગુણ વિના માત્ર ખાદીધારણના ચમત્કારથી—માનવાની મોહદશાને વશ થવાને હજી મ્હારે વાર છે. (ખાદીધારિણી એક હેવી "સરસ્વતી "ને એક પ્રસંગે મ્હેં પૂછેલું: "—ભાઈ છે?" ઉત્તર મળ્યો: બેશો, હમણાં બોલાવું." મ્હેં કહ્યું નકામાં હેમને ડિસ્ટર્બ (disturb) ના કરશો." ઉત્તર મળ્યો: "ના 'ડિસ્ટર્બ' નહિં થાય.") ખાદી વિશે અત્રલું જ કહી સ્ત્રી વેશયોજના અમુક વર્ગમાં પેઠી છે તે વસ્તુસ્થિતિ સ્વીકારી ને ગુજરાતી લલનાને ખાદીનાં વસ્ત્રમાં આચ્છાદિત થયેલી જોવાને મ્હારે કશો વાંધો નથી: ચિત્ર નંબર ૮ માંમાં આ દીનતા અને સાદાઈની છબી નજરે પડશે; પગમાં ચંપલ છે, તે પણ એ ગુણોનાં વ્યંજક છે. (ખાદીનો વેશ, છતાં માથાના વાળમાં ફૂલ પાંકીને, સાદાઈની ભાવનાનો નિતાન્ત ત્યાગ—હેવા પણ સંયોગ મ્હેં દીઠા છે. કાંઈ ટીકાની જરૂર નથી.) ગુજરાતનો સ્ત્રીવર્ગ વ્યાપકરૂપે આ વેશ નિરંતર સેવશે કે કેમ એ પ્રશ્નનો ઉત્તર તો અજ્ઞાતના અન્તર્ગર્તમાંથી ખેંચી કાઢવાનું સામર્થ્ય મ્હારામાં નથી. પરંતુ માનવસ્વભાવ, સ્ત્રીસ્વભાવ, મનુષ્ય-



ચિત્ર નં. ૮

# "જો હું પુરુષ હોત તો"

લેખિકાઃ
સૌ. સરોજની મહેતા
બી. એ.

ઈશ્વરે મને આ પૃથ્વી પર પરાપૂર્વથી હલકા ગણાતો સ્ત્રીનો અવતાર આપ્યો છે. પરંતુ જો શ્રેષ્ઠ ગણાતો પુરુષજન્મ આપ્યો હોત તો હું શું શું કરી બતાવત તે જરા આજે કહેવા માગું છું.

હીંદુસ્તાન દેશમાંજ મને પુરુષ અવતાર મળ્યો છે એમ માની મારું કથન શરુ કરું છું. મારા જન્મ સમયે સાકર વ્હેંચવાની મૂર્ખતા સામે તો હું પ્રતિબંધ મૂકવા શક્તિમાન ન થાઉં, પરંતુ સમજણમાં આવ્યા પછી મારી પોતાની બ્હેનોને જન્મથીજ 'પથરા' નું ઉપનામ આપવા સામે સખ્ત વિરોધ ઉઠાવું. અને બીજે કોઇ ઠેકાણે નહીં તો મારા પિતાના કુટુંબમાં એ હીન રીવાજ બંધ કરાવુંજ. દરેક વાતમાં છોકરીઓ કરતાં છોકરાઓને વધારે ગણવાની રૂઢિ હું, તદ્દન કાઢી નંખાવું. પુત્ર તરીકે લાડ કરવા માટે મારે સારુ કોઇ પણ ચીજ આણવામાં આવે તેમાંથી હું મારી બ્હેનોને સરખો હીસ્સો અપાવું. ભાઇઓ માટે ખાન-પાન અને રમતગમતની અનેક ચીજો હાજર થાય અને બ્હેનો વીલે મોંએ જોયા કરે એ હું કદી પણ સહન કરત નહીં.

મારી કેળવણી પાછળ છુટે હાથે દ્રવ્યનો વ્યય થાય ને મારી બ્હેનોને ગમે તેવી શાળામાં ફક્ત વાંચતા લખતા પુરતું શિક્ષણ મળે એમ હું કદાપિ બનવા દઉં નહીં. જ્ઞાન પ્રાપ્ત કરવાનો હક મનુષ્ય માત્રને સરખોજ છે. અને તે હકમાંથી મારી બ્હેનોને બાતલ કરવાની અધમતા હું કદી ચાલવા દેત નહીં.

હું એકાદ કોલેજનું શિક્ષણ લેવા ભાગ્યશાળી થાત, અને ત્યાં સ્ત્રીવિદ્યાર્થીઓ હોત તો તેમના પ્રત્યે મારું વર્તન આદર્શ-રૂપ કરી બતાવત. કેટલાક વિદ્યાર્થીઓ સ્ત્રી-વિદ્યાર્થીઓથી દોઢ ગાઉ દૂર નાસતા ફરે છે; કેટલાક જાણીજોઇને તેમનું અપમાન કરે છે; કેટલાક તેમનું અસ્તિત્વ ભુલી જઇ કેવળ ઉદાસીન વૃત્તિ બતાવે છે; કેટલાક તેમની ખોટી ખુશામત કરે છે. આમાનું એક પણ હું ન કરત. તેમને યોગ્ય સન્માન આપી સ્ત્રી તરીકે પુરુષોના જુથમાં તેમને પડતી મુશ્કેલી-ઓમાં સહાયતા કરત. જેમને હરકત ન હોય તેમની સાથે નિર્દોષ ભાવે વિવિધ વિષયોની ચર્ચા કરવામા મને કૈં પણ સંકોચ લાગે નહીં. એક પણ સ્ત્રીવિદ્યાર્થી સાથે પ્રેમમાં પડવાનો તો હું સ્વપ્ને પણ ખ્યાલ કરત નહીં. કારણકે આમ કરનાર કેવો હાસ્ય અને તિરસ્કારને પાત્ર થાય છે તે મને બરાબર ખબર છે.

માતાપિતા કે સગાંસંબંધીના ગમે તેવા આગ્રહ છતાં વિદ્યાર્થીઅવસ્થામાં

લગ્નનું બંધન સ્વીકારી મારી પત્નીની પદવી હલકી પાડું નહીં હું કમાતો ન હોઉં તો મારી પત્નીને સ્વતંત્રતા શી રીતે આપી શકું ? અને તે બીચારીને મારા 'સબંધીઓના બંધની બેડી" માં મુકવાનું પાપ હું કોઈ કાળે કરું નહીં

જો લગ્ન કરવું જ એવો મારો નિશ્ચય થાય–અને આપણા દેશના સંસ્કારને વતાપે થાયજ–તોપણ બીજું કાંઈ ગમે તેવી કન્યા શોધી આપી મારી કોટ વળગાડ તે હું કદાપિ કબુલ કરું નહીં મને પોતાને એમ લાગે કે અમુક કન્યા મારે યોગ્ય છે, મારું જીવનનાવ ગમે તેવા તોફાનમાં ચલાવી શકશે, તોજ એની સાથે જીંદગીભરનું બંધન સ્વીકારવા તત્પર થાઉં વળી એ કન્યાની મારી સાથે લગ્ન કરવાની પૂર્ણ મરજી છે એની તપાસ પણ ચોકસાઈથી કરું ઉજળી ચામડી કે સુઘટિત ચહેરો એને યોગ્યતાનું પ્રમાણ ગણું નહીં. ફેશનેબલ કપડાં પહેરી પતંગીઆ પેઠે આમતેમ ભમતી સુંદરી પર હું મોહાંધ થઈ ન જાઉં કે અંતરની કંઈ પણ લાગણી વગર માત્ર લોકોને દેખાડવા ખાતર ખાદીનાં કપડાં પહેરી દેશસેવાનો ડોળ કરતી કન્યા પાછળ ઘેલો ન થઈ જાઉં લગ્ન કે દંપતીજીવનનું જેને ભાન પણ નથી એવી નાની ઢીંગલી જેવી કન્યા સાથે તો હું ગમે તે થાય તોપણ પરણુંજ નહીં

વળી સ્વતંત્ર ઘર માંડવા જેટલું હું કમાઈ શકું તે પહેલાં કદી પણ લગ્ન કરું નહીં. અને લગ્ન પછી મારાં કુટુંબીઓ સાથે કોઈ દિવસ રહું નહીં. જુદું ઘર માંડી ત્યાંજ મારી પત્નીને લઈ જાઉં. કારણ કે મારી તો પુરી ખાત્રી થએલી છે કે એક મ્યાનમાં બે તરવાર સમાયજ નહીં. આ મત તેરો સમજુ ને ડાહી હોય તે છતાં સાસુ થયા પછી તેનું વર્તન એકદમ બદલાઈ જાય છે. સુશીલ આશાભરી પત્ની પાસે સાસુનું દાસત્વ સ્વીકારાવવું એ કેટલી નિર્દયતા છે ? લગ્ન પછી તરત જ્યારે મન ચિંતાથી મુક્ત હોય ને યુવાવસ્થાનો સુખ ભોગવવાનો ખરો વખત હોય તેજ વખતે સ્ત્રીને અસહ્ય જુલમ વેઠવાની ફરજ પાડવી તે કેટલું પાપ છે તેનો દુષ્ટ સાસુઓ કે માવડીમુખા ધણીઓને કયાં ખ્યાલ હોય છે ? મારી પત્નીથી કદાચ અનુભવની ખામીને લીધે ઘર ચલાવવામાં ભુલ થાય તો હું ખુશીથી ચલાવી લઉં. પરંતુ સાસુનણંદના પંજામાં તેને સોંપી તેની સર્વ ઉગતી આશાઓ કચરી નાખવાની ક્રૂરતા કદાપિ કરું નહીં માતાપિતા કે ભાઈબ્હેનોનો ગુસ્સો સહન કરી લઉં–પણ જે સ્ત્રીએ પોતાનું આ લોકનું સુખ અને પરલોકની મુક્તિ મારી સાથે ગ્રંથિત કર્યાં હોય તેને હાથે કરીને દુ:ખી કરી પાપમાં પડું નહીં. સપ્તપદી વખતે લીધેલી પ્રતિજ્ઞાઓ લગ્નમંડપમાંજ મુકી આવવાની એમ મારી માન્યતા નથી

પતિ તરીકે સર્વ રીતે આદર્શરૂપ નીવડવાનો હું પ્રયત્ન કરું. મનુષ્યમાત્ર ભુલને પાત્ર છેજ અને તે પ્રમાણે સંસારમાં પતિ અને પત્ની બન્નેથી ભુલો થાયજ. પરંતુ નજીવી ભુલ માટે પણ પત્નીને ધમધમાવી નાખવી એ પતિના મનની સંકુચિત સ્થિતિ બતાવે છે હજારો દોષો કરવા છતાં ઇશ્વર આપણને ક્ષમા કરે એમ આપણે ઇચ્છીએ છીએ. અને પત્ની તો દોષરહિતજ હોવી જોઇએ એમ પુરુષો માની બેઠા છે. પત્ની એ વિના મુલ્યે લીધેલી દાસી, કે 'સોંઘી મજુરણ' નથી, પણ પતિના જીવનની સહચરી, તેના જીવનનૌકા તરાવનાર સુકાની છે. મારી સ્થિતિને અનુકુળ પડતા

નોકરચાકરો રાખી મારી પત્નીને ઘરકામનો બોજો જેમ બને તેમ ઓછો પાડવા હઉં. પતિ બુમ પાડે ત્યારે પત્નીએ કુતરા પેઠે દોડી જવું જોઇએ એવી માન્યતા કદી પણ રાખું નહીં. મને જેમ મારાં માતાપિતા કે સગાંસ્નેહીઓ માટે પ્રીતિભાવ હોય તેમ મારી પત્નીને પણ તેનાં પોતાનાં સંબંધીઓ માટે હોયજ, એ વાતનું હું કદાપિ વિસ્મરણ કરું નહીં. અને પત્નીની હાજરી કે ગેર-હાજરીમાં તેના પીઅરનાં માણસોની મશ્કરી કરી કે ખોડો કાઢી તેના હૃદયને આઘાત કોઇ કાળે કરું નહીં. કેટલાક 'ઘરના ઘેલા ને બહારના ડાહ્યા' પુરુષો પેઠે મિત્રો આગળ હસમુખો આનંદી દેખાવું ને પત્ની આગળ ગંભીર કડક થવું એ રીતનો હુ સર્વથા ત્યાગ કરું. મારી સાથે પત્નીએ લગ્ન કર્યું તે ગુનેહગારી કરી નથી, અને તેથી તેને વારંવાર ઠપકો આપવો કે તેના કામમાં ખોડખાંપણ કાઢયા કરવી એ કેવળ અયોગ્ય છે. મારી પત્નીને પણ હુ એવી બનાવું કે તે મારું સુખ બેવડું કરે અને દુઃખ અડધું ઓછું કરે. કમાઇને કોથળા ભર્યાં ને વાડી ગાડી રાખ્યાં કે વસ્ત્રાલંકાર કરાવ્યાં એટલે પત્નીને સુખના શિખર પર બેસાડી એમ હું માનું નહીં. કારણકે રાજવૈભવ હોવા છતાં સ્ત્રીનું હ્રદય પ્રેમના એક શબ્દ માટે તલસે છે. દંપતીનાં હ્રદયોની સંધિ કરનાર સાંકળ માત્ર પ્રેમજ છે. ધન કે બીજી કોઇ પાર્થિવ વસ્તુ એને અટકી શકતી નથી.

સંસારમાં પુરુષોનું કામ કમાવાનું અને સ્ત્રીનું ઘર ચલાવવાનું છે તે યોગ્યજ છે. પુરુષની અક્કલ મોટાં મોટાં કામોમાં ચાલે પણ ઘરના નાની નાની બાબતોમાં તો સ્ત્રીનીજ અક્કલ કામ કરે છે. અને તેથીજ જે બાબતમાં હું સમજું નહીં તેમાં માથું મારી પત્નીને નાહક કાયર કરું નહીં. તેમજ પત્ની સલાહ પુછે તો 'એમાં મને શું પુછવાનું' કહી તેને નિરાશ પણ કરું નહીં. પોતે ન સમજતી હોય તે બાબતમાં પત્ની કદાચ કૈં પુછે તો " એ વાતમાં બૈરાંનું કામ નહીં" એવા શબ્દો બોલી તેની હોંસ કદી પણ ભાંગી પાડું નહીં. નોકરો ઉપર દેખરેખ રાખવી તે સ્ત્રીનું કામ છે. પણ નોકરથી કાચનું વાસણ ભાગી જાય તો તે માટે પત્નીને ઠપકો હું આપું નહીં. નોકરો દેખતાં પત્નીને ઠપકો આપવાથી એ લોકો શેહની કીમત કરે તે હું બરાબર યાદ રાખું. 'હું માલીક છું' એમ પત્નીના મન પર ઠસાવવાનો યત્ન કરી મારી પોતાની અયોગ્યતા સિદ્ધ કરી આપું નહીં.

મારી પત્ની પાસે મને 'પ્રભુ' ગણાવી મારું લાઘવ બતાવવાની અને ઇશ્વરનું અપમાન કરવાની સ્પૃહા હું કદી પણ રાખું નહીં. હું ગમે તો દુનીઆનો શ્રેષ્ઠ પુરુષ હોઉં તોપણ આખરે પામર મનુષ્યજ—સર્વ જગતના સર્વજ્ઞ ઇશ્વરના ચરણની રજ જેવો પણ ક્યાંથી થાઉં? મારા પ્રત્યે પૂજ્ય બુદ્ધિ ઉત્પન્ન કરાવવા માટે કૃત્રિમ ઉપાયો આદરી પત્ની આગળ ઉલટો હલકો પડું એવું શા માટે કરું? અંત્યજોને ઉચ્છિષ્ટ અન્ન ન આપવું જોઇએ એમ કહેનારા પણ કદાચ પત્નીને પોતાની એઠી થાળીમાં જમાડે! મારી પત્ની પોતાની ખુશીથી મારી એઠી થાળીમાં જમવાનું કહે તોપણ હું તેને સમજાવી આ ગુલામગીરીનો ખ્યાલ તેના મગજમાંથી કાઢી નાખું. પત્નીને કહ્યા વગર હું કદી પણ બહાર જાઉં નહીં. અને ક્યારે પાછો આવીશ તે પણ હમેશાં કહેતો જાઉં.

[વધુ માટે જુવો પૃષ્ઠ ૩૬૪]

# ગુજરાતી સાહિત્યનાં કેટલાંક સ્ત્રી–પાત્રો

લેખક
રા. રજિતલાલ હરિલાલ પંડ્યા
સભ્ય, સાહિત્ય સંસદ્.

ચિત્રકારો
રા. દત્તાત્રેય તથા રા. સજીપ

---

જે સાહિત્ય અને કલાની લલિત ક્રિયાઓમાં, કલ્પનાયુક્ત કર્તૃત્વ શક્તિનો પ્રયાસ, મુખ્યત્વે, મનુષ્ય, પ્રાણી, વસ્તુ અને વિષયોની સૃષ્ટિને સમજવા, અને તેનું દોહન કરી પુનરુત્થાન કરવાના પ્રયત્નરૂપ છે, એ સત્ય સ્વીકૃત માનિત હોય તો એ તુરત સમજાશે કે ગ્રંથકારની, તેના ગ્રંથમાં દેખાતી નિસર્ગશક્તિની ઉચ્ચતાનીચતાની પરીક્ષા, તેની કૃતિમાં,–એ સંદિગ્ધ સત્ય અને અસ્પષ્ટ અર્થવાળા શબ્દથી દર્શાવાતો ભાવ–"રસ," કેટલો છે, તે ઉપર નથી, પરંતુ તેની ગ્રંથઘટનામાં અને તેના કલ્પનાવ્યાપારમાં સંભાવના કેટલી છે એ ઉપરથી છે. આ સંભવિતતાનું તત્ત્વ સાહિત્ય તથા કલાની સૃષ્ટિમાં કેવી રીતે અને કેટલે અંશે સામ્રાજ્ય ભોગવે છે અને એ તત્ત્વ ઉપર કલ્પનાની સર્વ કૃતિઓનો આધાર કેવી દૃઢ વ્યાપક રીતે રહેલો છે એ દર્શાવવાનું અન્ય સ્થાન અને સમય ઉપર મુલતવી રાખી અહીં એટલું કહીશું કે કલ્પનાત્મક કથાસાહિત્યના ઉત્પન્ન કરનારની નિસર્ગશક્તિ, કથાને દીપિમાન કરતાં, તેના પાત્રોને કલ્પવામાં, ઘડવામાં અને આલેખવામાં જેટલી સમાયલી છે તેટલી, તેની કથાના અન્ય અંગોનો આવિર્ભાવ કરવામાં નથી. એ સિદ્ધ થઈ શકે તેમ છે– અને તે અન્ય સ્થળે સિદ્ધ કરવાનો પ્રયત્ન પણ કરીશું–કે કાલ્પનિક કથાકારની કથાના બનાવોનું ઊંડું મૂળ, અનિયંત્રિત ઊર્મી તેની કલ્પનાશક્તિએ રચેલી કથા—વસ્તુ નથી પરંતુ, સાચી રીતે, એ નવ કથાનીજ ઉત્પત્તિનું કારણ અને તેને આધાર અને અવલંબન આપનાર, તેની નિસર્ગશક્તિએ રચેલી અને તેના મનસૃષ્ટિમાં રમતી તેની પાત્રરચના છે.

આ વસ્તુસ્થિતિ એક બીજા પ્રમાણને સૂચિત કરે છે અને તે એક, પ્રત્યેક કલ્પના-

ત્મક કથાસાહિત્યના લેખકની નિસર્ગશક્તિનું સાચું માપ, તેની પાત્રરચના અને તેના પાત્રાલેખનની સંભવિતતા કે અસંભવિતતા છે.

આ નિર્ણય પ્રત્યેક લેખકની લેખનકલાની પરીક્ષા માટે એવો નવીન દૃષ્ટિકોણ અર્પે છે કે તે, દૃષ્ટિબિંદુથી સમગ્ર ગુજરાતના કલ્પનાત્મક કથાસાહિત્યનું અવલોકન, એક આકર્ષણભર્યો પ્રયોગ થઇ શકે. પરંતુ એ કોઇ બીજા સમયને માટે રાખીશું અને અત્રે ગુજરાતી સાહિત્યનાં કેટલાંક પાત્રોનાં માત્ર વર્ણન અને વિવેચન કરી સંતોષ પામીશું.

આધુનિક ગુજરાતની વાચકસમાજમાં કથાના આદ્ય બિંદુ—પાત્રરચના વિશે વિચાર કે વિવેકભરી સમજણ નથી તે નવાઇ જેવું નથી. કલ્પનાત્મક કથા, તેના સાચા સ્વરૂપમાં, એક દૃષ્ટિએ, ગુજરાતમાં નવીન ઉત્પત્તિ છે; એટલે તેટલા થોડા સમયમાં એ કલાના અંગભૂત અંશોનું, અને તેનાં સૌથી અગત્યના અંગ, પાત્રાલેખનની મહત્તાનું શાસ્ત્રીય કે સ્પષ્ટ જ્ઞાન, લેખક કે વાચકસમાજને હોઇ શકે એ અસંભવિત છે. ગુજરાત કર્તૃત્વશક્તિભર્યા કલ્પનાત્મક સાહિત્યના ઉઘાડની હજી ખીલતી દશામાં છે; અને જો કે અનેક વિદ્વાન અને પ્રશસ્ત લેખકો તે દિશામાં કાર્ય કરી ગયા છે તોપણ એ કાર્ય એટલી ઉચ્ચ પ્રતિનું અને બહોળા પ્રમાણમાં નથી કે તેના અભ્યાસ અને તેની સમજણથી કલ્પનાત્મક કથાકારની કલ્પના મુખ્ય અંગોની યોગ્ય રીતે પ્રતીતિ થઇ શકે કે યોગ્ય રીતે તેમની તુલના કરી શકાય. અને છતાં ધ્યાન ખેંચે તેવા આકર્ષક અને સાધારણથી વધારે પ્રમાણમાં મનોવૃત્તિને ઉત્તેજીત કરે તેવાં પાત્રકલ્પનાઓ ગુજરાતના આપણા કવિતા, વાર્તા, અને કથાઓના સાહિત્યમાં નથી એમ નથી. બલ્કે, છેક પ્રેમાનંદ અને તેથી પણ આગળ પદ્મનાભ અને ભાલણના સમયથી કલ્પિતકથાઓનું આપણું સાહિત્ય શરૂ થાય છે અને તેમ સઘળે ઠેકાણે તેમના કર્તાઓને પોતાની કથા રચવા માટે અનેકવિધ પાત્રોની ઘટનાએ અનિવાર્ય કરવી પડી છે. તે સમયથી માંડી સાંપ્રત સમય સુધી કલાકારની કલ્પનાથી ઉત્પન્ન થએલી કલ્પનાવ્યક્તિઓનું ટોળું અસંખ્ય છે. તેમાંની જાજ્વલ્યમાન કેટલીકનું અહીં નિદર્શન કરવું એ આપણું કર્તવ્ય છે અને તેથી પરીક્ષણ અને તુલનાવૃત્તિને બાજુ ઉપર રાખી. અત્રે તેમની સમજણ અને તેમનો વિવેક ગ્રહી કૃતકૃત્ય થઇશું.

આંગ્લ સાહિત્યના વિવિધ પ્રકારની નિસર્ગશક્તિ અને દૃષ્ટિભેદથી દોરાયલાં ભવ્ય પાત્રસંગ્રહ આગળ ગુજરાતનાં નાનકડા સાહિત્યની રમણીય વ્યક્તિઓની મંડળી કદાચ ઝાંખી અને કદીક નમાલી લાગે તો આશ્ચર્ય પામવા જેવું નથી. શેક્સપીઅર, માર્લો, બેન જોન્સન, પીનેરો, ગીલ્બર્ટ, સલીવન અને શૉ, એ મધ્યકાલીન અને સમકાલીન ઇંગ્લંડના મહાન નાટકકારોએ તથા ડીકન્સ, થેકરે, જેરી-ડીથ, એલીયટ, ટોમસ હાર્ડી, વેલ્સ અને બેરી વગેરે જુના અને હાલના ઇંગ્લંડના મહાન કથાકારોએ ઇંગ્રેજી સાહિત્યને પ્રશસ્ત અને પ્રગલ્ભ કલ્પનામૂર્તિઓથી એટલું ખચિત કરેલું છે કે તેમનાં કર્તાની સાથે તેમનાં પણ નામ સૃષ્ટિના ઘણા ભાગ ઉપર ઘરગથ્થુ થઇ ગયાં છે. ગુજરાતી સાહિત્યની આ દિશામાં સમૃદ્ધિ તેટલી નથી. પરંતુ સમયની ટુંકાઇ જોતાં અને પ્રજાજીવન જે અનેકવિધ બંધનોથી સંકડાયલું છે તે બંધનોનો વિચાર કરતાં જે પાત્રસમૃદ્ધિ હાલના ગુજરાતી સાહિત્યની અંદર માલુમ પડે છે તે નિરાશા-

નીક નથી એટલું જ નહીં પરંતુ ઉત્તેજક છે. જરી, ચચળ અને બુદ્ધિમાન ગુજરાતની નિસર્ગશક્તિએ અત્યાર સુધીમાં ઉત્પન્ન રેલી સાહિત્યલીલા, પ્રજામાં ઉંચા પ્રતિની સર્જનશક્તિ અને બળવાન કર્તૃત્વશક્તિ પ્રદર્શિત રે છે. અને કાળના ગર્ભમાં ચિકિત્સા પૂર્વક જોઈ શકનાર કોણ એમ નહીં કહે આથી કે પાત્રોના ભવિષ્યમાં આ જ કર્તૃત્વશીલ સાહિત્યવિભાગમાં ઉચ્ચ સ્થાન મેળવવા નહીં ભાગ્યશાળી થાય?

## દમયંતી

બહુ પાછળ ન જતાં, સત્તરમા સૈકાના પ્રખર ભાષાકવિ પ્રેમાનંદથી શરૂઆત કરીએ. પ્રેમાનંદના અનેકાનેક પાત્રોમાં નૈષધનાથની અર્ધાંગના દમયંતીથી વધારે ઉદાત્ત અને ચિત્તાકર્ષક બીજું કોઈ પાત્ર નથી. નિર્ધનીક સિંહાસન ઉપર બેઠેલા નળ પાસે તેની વિડમ્બના કહેવરાવી, તેની ભવિષ્યની પટરાણી દમયંતીના વર્ણનમાં નારદને મોઢે કવિ કહેવરાવે છે કે

ગુણ ચાલ ને ચાતુરી, અદ્ભુત સુંદર વેશ,
તેને હું કેમ વર્ણવું, વર્ણવી ન શકે શેષ
શ્રીમત સુતાનું વદન સુધાકર, દેખીને શોભાય,
ચંદ્રમા તો ક્ષીણ થયો, આભમાં સંતાય
સૃષ્ટિ કરતાં બ્રહ્માજીએ, બહુ તેજનું પાત્ર
તે તેને પ્રજાપતિએ ઘડ્યું, દમયંતીનું ગાત્ર

ને વળી આગળ, દૂતકાર્ય કરી આવેલા નળરાજના પ્રાણસખા, હંસની પાસે કવિ શું કહેવરાવે છે?

ભૂપ મેં દીઠી અર્ધચંદ્રડી,
સખી બે મધ્ય હતી અવનેલડી;
કદળીસ્તંભ જ યુગલ સાથળડી,
વચ્ચે વેદર્ભી કનકની વેલડી

કવિ આગળ કહે છે

વેલ ભણું તો હેમની અનેક કુંપે કુંપી
અંકિત ચિત્ત થયું મારું, ને ગયો દૂતત્વ ભૂલી.

સામસામાં રહ્યાં રોકી, વ્યોમ વ્યોમ બેને સોમ
દ્રુમક બિંદુ બિરાજે, જાણે ઉડગણ વ્યોમ
ઉભે અમિનિમિ કિરણ પ્રકટયાં કલા થઈ પ્રકાશ
જ્યોતિર્જ્યોતથી સ્થંભ પ્રકટયો,
શું એથી થ ભયો આકાશ

ઉપમા અને તુલનાઓની કીમત અને ઉચિતતાના આધુનિક સમયને પણ કેટલેક અંશે પાણી ભગાવે તેવું આ દમયંતીનું રૂપવર્ણન પ્રેમાનંદની પાત્રાલેખન કલાનો ઉત્તમ નમુનો છે કવિ આ કડીઓથી તેની ને આલેખના પૂરી કરતો નથી લગભગ એક બીજું આખું કડવું, આ સૌંદર્યવર્ણના ચઢેતો કવિ તેના સ્વરૂપવર્ણનમાં સમાપ્ત કરે છે જેને અંતે કવિની સાથે વાચનારને પણ કબુલ કર્યાં વિના ચાલતું નથી કે:

જેણે દમયંતી ના જોઈ,
તેણે કમર એળે ખોઈ
જાકા કાયા કનકની લોઈ,
એવી બીજી જગતમાં ન કોઈ

રૂપની ખાણ, સુંદરતાની ખાણ અને સુકુમાર કુસુમ જેવી કુમળી આ લલના. પ્રેમાનંદની સર્વોત્તમ સ્ત્રી સુંદરતાની ભાવના છે. એની ઘટના અને ખીલવણીમાં ઉણપો રહેલી છે એ સત્ય છે. પરંતુ એ છતાં કબુલ કર્યા વિના ચાલે તેમ નથી કે પ્રેમાનંદના પાત્રોમાં આથી વધારે મધુર, સુંદર કે પ્રભાવશાળી તેનું એક બીજું પાત્ર નથી. દેવદૂત થઈ આવેલા નળની કુરુક્તિથી મુંઝાતી દમયંતીની ની દશાએ કોને મુંઝવણ ઉત્પન્ન નથી કરી? પોતાના પ્રિય બે બાળકોને મોસાળ વળાવતી દુખી માતાની ઉંડી લાગણીએ કોના હૈયાં નથી ભીંજવ્યાં? "વનમાં વલવલતી" અનાથ વૈદર્ભીની મર્મદારક રડતીઆએ, કોની આંખોમાં આંસુ નથી આણ્યાં? અને અનેક યુક્તિપ્રયુક્તિએ પટાંતર રહી પોતાના શીલને

[વધુ માટે જુઓ પૃષ્ઠ ૩૯૯]



# ગુજરાતી કલ્પના-સાહિત્યનાં કેટલાંક સ્ત્રી-પાત્રો

લેખિકાઃ

સૌ. બહેન લીલાવતી

દેશની સંસ્કૃતિનો ઇતિહાસ દેશના સ્ત્રી જીવનના વિકાસ પર વધારે આધાર રાખે છે. તેમજ ભાષાની સાહિત્યલક્ષ્મીનું ગૌરવ અને લોકહૃદયનો આદર્શ એના સ્ત્રી પાત્રોની પ્રતાપી સંસ્કારિતા પરથી જણાય છે. સ્ત્રીઓના અનુભવની પ્રણાલિકામાંથી પસાર થયા વિના પુરુષોના બુદ્ધિ-જન્ય ઝીલનારા વિનાનાં ઝરણાંની જેમ છીછરાં બને છે. જેટલે અંશે એ ઝીલનારા સુઘડ અને વ્યવસ્થિત હોય તેટલે અંશે એ જળ નિર્મળ અને અખંડિત રહેવાનાં. પણ એ સુઘડતા એ પ્રજાજીવનની સબળતા પર આધાર રાખે છે.

કેટલાક અપવાદ સિવાય લેખકો એમના સમયના સંસ્કારોથી પર નથી જઈ શકતા. જનહૃદયને સારામાં સારી રીતે પ્રતિબિંબિત કરી શકે એ સારામાં સારો લેખક એવી એક વ્યાખ્યા ઘણા જણને સ્વીકાર્ય છે. આ જ દેશ કે કાળમાં જન્મ લીધો હોય તેનામાં એકરૂપતા આવ્યા વિના એ કાર્ય અશક્ય છે. કદાચ એ થોડાંક ડગલાં આગળ જઈ શકે પાછળ આવતા લોકહૃદય અને એને સ્પર્શતા કાલના આશાને આપવા જેટલો એની શક્તિ પ્રમાણે એ એમને આપી શકે. આગળ ધસતા કોઇ યુગોના ભવિષ્ય દર્શનને એ કેટલેક અંશે કહી પણ શકે. પણ એની અસરમાંથી એ સર્વથા મુક્ત તો નજ થઇ શકે.

ગુજરાતના કેટલાક સમર્થ લેખકોની ભાવનાઓ અને બુદ્ધિના સંયોગથી ઘડાએલી ને એમની લેખિની દ્વારા મૂર્ત સ્વરૂપ પામેલી સ્ત્રીસૃષ્ટિના દર્શન કરીશું. સર્વના સમગ્ર દર્શન કરવાની ધારણા નથી. માત્ર સાહિત્યના ઉદ્યાનમાંથી થોડાંક સૌરભભર્યાં પુષ્પો જોઈને જ સંતોષ માનવાનો છે.

ગુજરાતમાં લોકજીવનના રસવહેણ સુકાવવા હતા ત્યારે ગુજરાતી વાર્તાઓનું સાહિત્ય બહુ આદર નહીં પામતું હોય. સ્વ. સાક્ષરશ્રી મણિલાલ નભુભાઇ પહેલા એ દિશામાં સમર્થ પ્રયત્ન થયો હોય એવું જાણવામાં નથી. એમનું પ્રિય તત્ત્વજ્ઞાન

* એકજ વિષય પર બે લેખકોનાં લેખો આવવાથી અને પ્રત્યેકનાં દૃષ્ટિબિંદુ ભિન્ન અને વિશિષ્ટ હોવાથી બન્ને લેખોને સ્થાન આપવાનું ઉચિત ધાર્યું છે—તંત્રી, 'ગુજરાત.'

એમને અરસિક કરવામાં સમર્થ નીવડ્યુ નથી લાગતું, અને પરિણામે એમની સર્વદેશીય પ્રવૃત્તિમાં નાટકો અને વાર્તાને પણ સ્થાન મળ્યું.

ગુજરાતનું સ્ત્રીજીવન તે વખતે પ્રેરણા અર્પે એવું નહોતું અને તેથીજ આ મણિલાલને એમની સ્ત્રીસૃષ્ટિ અન્ય ભાષાના કલાભંડારો નીરખી રચવી પડી છે જે ભવ્યતા અને ઓજસ્વિતા એમણે ત્યાં નીરખી હશે તે એમના કાવ્યમાં કલ્પનાની બહારના પ્રદેશમાં દૃષ્ટિગોચર થવી શક્ય ન હતી. પણ એમના કાળની સ્ત્રીજીવનની નિરાધારતાની અસરમાંથી એ છટકી શક્યા નથી. એમણે સ્ત્રીજીવનમાં કવિતાના રંગ પૂરી એની નીરાધારીને વધારે મોહક બનાવી.

એમનો 'ગુલાબસિંહ'માંની રમા આની સાક્ષી પુરે છે. ઝેનોનીનું મૂળ પુસ્તક બહુ ઉત્તમ પ્રકારનું ગણાતું નથી પણ એમાંની મુખ્ય નાયિકાની મીઠી નીરાધારી અને એની આસપાસ પ્રસરેલું ચાગનું વાતાવરણ એ મણિલાલભાઈના તરલતાની પણ રસિક મન પર વધારે અસરકારી શકયા હશે. એમની આસપાસ એમણે કચરાઈ જતું અને એના બોજામાં કચરી નાખતું સ્ત્રીજીવન એમણે જોયું હશે. એની ભય કરતા પર એમને કટાક્ષો આવ્યો હશે. પણ એ ભય કરતા કાઢી નાખતા બાકી રહેતી નિરાધારતા એ એમને વધારે અસરકારક (appealing) લાગી હશે

અમલના રજપુત વીરોની આફક કેટલાક પુરુષહૃદયોને સ્ત્રીઓની નીરાધારી જેટલી પ્રેરણા અર્પે છે તેટલી બીજા કશાથી નથી મળતી એમનું પુરુષત્વ એથી વધારે જાગૃત થાય છે. એમની રક્ષકવૃત્તિ અને અભિમાન અજાણતાપે પોષાય છે. એમને સ્ત્રીઓના હકનો સવાલ અપમાન કરે એવો લાગે છે. એમને લાગે છે કે એમની હૃદયની દેવી માટે એથી જેટલું બીજાએ તેટલું કરવાની એમની તક અને એ દ્વારા મળતો આત્મસંતોષ ઝુટવી લેવામાં આવે છે. રા. મણિલાલભાઈના સમયમાં તો હકનો સવાલ ઉપસ્થિતજ નહોતો થયો. અને પરિણામે એમની કલ્પનામૂર્તિ રમાને, મીઠી, મોહક ફક્ત આધારે ઝુકી રહેતી વેલી જેવી નિરાધાર સ્ત્રીત્વથી ભરપુર અને તેથી વધારે આકર્ષક બનવાનું સદ્ભાગ્ય મળ્યું છે.

રમા મધુર છતા અજાણ એવી નથી. એની મૃદુતા ગમે એવી છે છતા એને આદર્શનું સ્વરૂપ ન આપી શકાય. એનામાં શ્રદ્ધા અને ભક્તિ છતા અસ્થિરતા અને અજ્ઞાન સ્પષ્ટ દેખાય એવાં છે. રમા હૃદયમાં વસે છે, પણ બુદ્ધિ આગળ ટકી શકતી નથી અને તોય એનામાં એક પ્રકારની સુવાસ છે જે ચિત્તને પ્રસન્ન કરે છે.

હૃદય એના પરની દયાથી દાઝે છે પણ એની સાથે સમભાવ નથી થતું રમા જેવી સ્ત્રીની જરૂરીઆત એને પુછીને નહીં પણ તમે એને માટે યોગ્ય ધારો એ રીતે પુરવાની હોય છે. એની નિર્બળતા અકળાવે છે પણ તેથીજ એ હૃદયની અધિકારિણી બને છે.

ગુજરાતની સાહિત્યસૃષ્ટિમાં એણે અવતાર લીધો ત્યારે પૌર્વાત્ય આભૂષણોથી શોભતી એ પશ્ચિમની સુંદરીએ વિદ્વાનોનાં ચિત્તને વશ કીધાં. એના જન્મદાતા પિતાના બુદ્ધિવૈભવને શોભાવે એવું એ બાળક હતું એમ સર્વેએ શંકા વિના કબુલ કીધું. આજે એની નૂતનતાને બીજી એથી ઘણી અવતારી સુંદરીઓએ ઝાંખી કીધી છે પણ, છતાંએ એ મીઠી સુંદરીની મોહકતા ઘણાને આકર્ષે છે. સાહિત્યના ઉદ્યાનમાં રમા કુંજે પ્રફુલ્લિત વેલડી સમી લહેરાય છે.

તે પછી સ્વ. સા. ગોવર્ધનરામનો કાલ આવ્યો. એમની મધુર કુમુદ અને લાડકી કુસુમનાંજ આપણે અત્યારે દર્શન કરીશું.

ગોવર્ધનરામભાઈએ જીવનના અનેક રંગોથી રંગાયા પછી એના સારરૂપ લખેલો 'સરસ્વતીચંદ્ર' એ નવલકથા કરતાંએ પુરાણ વધારે લાગે છે. એમાં શ્રીમંતના ગૃહસંસાર અને રાજ્યતંત્રનો ભેદ છે. એમાં જુના ઉડી જતા સંસ્કારની છાયામૂર્તિઓ અને નવા સંસ્કારોના આગમનની છાપ છે. નાગર ગૃહસ્થની આંખે એમણે સંસાર જોયો છે. વકીલની માફક એમણે કેસ રજુ કર્યો છે. 'સરસ્વતીચંદ્ર'ના અધ્યાય જુનામાંથી નવા યુગમાં પ્રવેશ કરવાના કે જોડનારા પુલ જેવા વધારે લાગે છે. કથાના કાલ પ્રમાણે કુમુદ કુસુમ પણ સંક્રાંતિકાલની નાગર કન્યાઓજ છે.

સા. ગોવર્ધનરામભાઈની કુમુદમાં ભાવનાઓ છે પણ એને પાર ઉતારવાનું બલ એનામાં નથી. એનો આત્મા જુનાં બંધન તોડવા મથે છે પણ નવી પરિસ્થિતિ સ્વીકારવા તત્પર નથી. ચંદ્રવિકાસી પોયણાની માફક એને જરાક તાપ લાગતાં એ કરમાઈ જાય એવી કોમળ છે. એ સુંદર છે પણ કઠણ નથી. એના તરફની અનુકંપાથી આપણું હૃદય ગીરાય છે. એના અંતરના તરફડાટ જોતાં આપણું મન પણ મુંઝી ઉઠે છે. કલાદેવીના એક સુંદર અવતાર સમી એ ચિત્તને બાંધે છે. પણ એનું જાદુ ઉતરે કે તરત એનામાં એક પ્રકારનું જોમ નથી એમ લાગવા માંડે છે.

એના નિગ્રહમાં એક પ્રકારના ગૌરવનું ભાન થાય છે પણ સાથે દયાએ આવે છે. એનો ભોગ આવશ્યક છે પણ તેથી એ સુંદર નથી બનતો. પરિસ્થિતિની એ સ્વામિની નથી થઇ શકતી પણ એની સાથે એ ઘસડાય છે. એનું દુઃખ એનું પોતાનુંજ નથી રહેતું પણ વાચકના ચિત્તને પણ પલોવી નાંખે છે અને તેથીજ એની નિર્બળતા પર એ ચીડવાય તો ક્ષમાને પાત્ર છે, અને છતાંએ એ સર્વની સહાનુભૂતિને છેક સુધી પુરેપુરી આકર્ષે છે.

કુસુમ એનાથી વધારે અર્વાચીન છે. એની બાલિશતા અને તોફાન મસ્તી સગાડે એવાં છે. એના રમતીઆળપણાથી એ પ્રિય બનતી જાય છે. પ્રેરણા અર્પે એવાં. એનાં સુંદર મન અને શરીર એના સર્વ સંબંધીઓને સમાજના એ બંધનકાલમાં ચિંતા કરાવે એ સ્વાભાવિકજ લાગે છે.

પણ કુમુદ કરતાં કુસુમ દ્રઢ થઇ શકે એવી વધારે છે. કુસુમ કુમુદ હોત તો એ પ્રશ્ન ઘણીવાર ઉદ્‌ભવતો નથી લાગતો? પુષ્પ સમી એ કોમળ કળીની આસપાસ એક પ્રકારની કવિતાનું જાદુ છે. કુસુમ કુમુદ હોત તો એની દ્રઢતા અને જોમે સરસ્વતીચંદ્રની કથા કેં જુદાજ સ્વરૂપની કરી મુકી હોત. એમાં ઉન્માદ નહીં આવત. પણ નિરાધારતાએ આટલો પ્રવેશ નહીં કરી શકત.

કુસુમ અને કુમુદ બંને સુંદર છે. બંને આકર્ષક છે. પણ કુમુદ મધુર છે અને કુસુમ પ્રતાપી બનત. કુમુદ જાઇ સમી સુવાસિત અને નાજુક છે. કુસુમ ગુલાબની ઉઘડતી કળી સમી ઉલ્લાસભરી પણ તરત કરમાઇ ન જાય એવી છે. કુમુદ સૌંદર્ય છે. કુસુમ સૌંદર્ય અને શોભા બંને થાત.

[ વધુ માટે જુઓ પૃષ્ઠ ૪૦૩ ]

# રાજાધિરાજ

## 'ગુજરાતનો નાથ'નું અનુસંધાન

લેખક

રા. કનૈયાલાલ માણેકલાલ મુનશી,

પ્રમુખ, સાહિત્ય સંસદ

## નોંધ.

જેણે મારી "પાટણની પ્રભુતા" કે 'ગુજરાતનો નાથ' વાંચી હશે તેને આ વાર્તાનાં કેટલાંક પાત્રોની ઓળખાણ પડશે. જેણે એ વાર્તાઓ ન વાંચી હોય તેને માટે નીચે આપેલી ઓળખાણ બસ છે

| | |
|---|---|
| જયસિંહદેવ સોલંકી | અણહીલવાડ પાટણનો રાજા અને ગુજરાતનો નાથ. |
| મીનળદેવી ... | .. રાજમાતા |
| મુંજાલ . | . મહા અમાત્ય |
| ઉદો ... ... | .. મંત્રી અને ખજાનનો સત્તાધીશ |
| દાદાક .. ... | મંત્રી, † કર્ણાવતીનો સત્તાધીશ |
| શોભ ... ... | મંત્રી |
| ત્રિભુવનપાલ ... | રાજાનો ભત્રીજો ને § લાટનો દંડનાયક ¶ |
| કાશ્મીરાદેવી ... | .. ત્રિભુવનપાલની પત્ની ને મીનળદેવીની ભત્રીજી. |
| કાક ... .. | . ત્રિભુવનપાલનો મિત્ર ને ભટરાજ. |
| મંજરી ... | . તેની પત્ની |
| સજ્જન ... | .. સોરઠનો દંડનાયક. |
| પરશુરામ ... | ... તેનો પુત્ર. |
| રા'ખેંગાર ... | ... જુનાગઢનો રાજા |
| રાણકદેવી ... | ... તેની રાણી. |

† અમદાવાદ. § કાલબમતીથી દમણ સુધીનો પ્રદેશ ¶ સુબો.

## આગલાં પ્રકરણોનો સાર

**સંવત** ૧૧૬૯ના ચૈત્રની એક સવારે એક જૈન સાધુ ને ઉદાનો દીકરો આમ્રભટ ભૃગુકચ્છ આગળ ઉતરે છે. આમ્રભટ દુર્ગપાલને મળવા જતાં રસ્તામાં એક યુવતીના સૌંદર્યથી મુગ્ધ બને છે. તે કાકને મળીને જયસિંહદેવનો સંદેશો તેને આપીને પાછો વળે છે. સંદેશામાં કાકને આજ્ઞા છે કે તેણે ભરુચ આમ્રભટને સોંપી જુનાગઢના ઘેરામાં જોડાવું. રાણી લીલાદેવીએ પણ કાકને તેડાવ્યો છે. દરમ્યાન જુનાગઢથી મણિભદ્ર રાણકદેવીનું તેડું લાવે છે. બધું સાંભળીને કાક દેવભદ્રસૂરિની વિદાયગીરી લેવા જાય છે, જ્યાં વાર્તાના આરંભમાં આવતા જૈન સાધુને તે ઓળખે છે, અને તેની પાછળ એક ગુપ્તચર યોજે છે, અને રસ્તે પડે છે. દરમ્યાન આમ્રભટને તેના સસરાને ત્યાં તેનો સાળો, પારકું ઘર ઝુલ્યાથી કડવાશભર્યાં હૃદયવાળો બનેલો રેવાપાલ લુખો આવકાર દે છે. જે યુવતીના સૌંદર્યથી તે મુગ્ધ થયો હતો તેની ભાળ કાઢવા આમ્રભટ બે સૈનિકોને મોકલે છે, જેઓ કુવા આગળ બેસીને પનીઆરીઓની મશ્કરી કરે છે. મણિભદ્ર મહારાજ તેમને વારવા જતાં એક સૈનિક તેને મારે છે. તેટલામાં રેવાપાલ આવીને સૈનિકનો પગ કાપી નાખે છે. આમ્રભટ આગળ ફરીઆદ જતાં તે રેવાપાલ ઉપર ક્રોધે ભરાય છે, પણ એટલામાં કાક આવી પહોંચીને ખરી હકીકત કહાવીને સૈનિકોને કાઢી મુકે છે અને રેવાપાલને ન છંછેડવા આમ્રભટને ચેતવે છે. આમ્રભટની છોકરવાદીની નિરાશાજનક છાપ લેતો કિંકર્તવ્યમૂઢ કાક પોતાના પરિવારને રેવાપાલને સોંપીને રવાને થવાનો વિચાર કરે છે. દરમ્યાન આમ્રભટને તેનો સસરો તેજપાલ દુર્ગપાલને ઘેર લઇ જાય છે. તે વખતે રેવાપાલ પોતાના ગુરુ પ્રજ્ઞાનંદ આગળ પહોંચીને કપટની પોતાના હૈયાની આગ કાઢતો કાકની ગેરહાજરીમાં બળવો જગાડવાની રજા, તથા જરૂર પડયે સેનાપતિ "મુંજસેન"ના મૂળ સ્વરૂપમાં બહાર પડવાનું વચન તેમની પાસેથી મેળવે છે. પછી તેને કાક મળ્યો. કાકે મૃણાલકુંવરીની વાત કાઢતાં રેવાપાલ કાકનો વધ કરવા દોડે છે, જેને પ્રજ્ઞાનંદ વારે છે. ગુરુના સમજાવવાથી છેવટે કાકના કુટુંબનું રક્ષણ કરવાનું રેવાપાલ વચન આપે છે. કાકના રવાને થયા પછી મંજરીને રેવાપાલની સ્ત્રી સાથે ઓળખાણ થાય છે. દરમ્યાન આમ્રભટને ખબર મળે છે કે તેનું મન હરી જનાર યુવતી તે મંજરી પોતે જ છે, તેથી તે કૈંક બહાનું કાઢીને મંજરીના ઘરની રોજ મુલાકાત લેવાની રજા તેની પાસેથી યુક્તિથી મેળવે છે, અને તેના મોહમાં ભાન ભુલી વિચક્ષણ જૈન સાધુ હેમચંદ્રસૂરિની અવગણના કરે છે. બાદ રેવાપાલ ગઢના કોઠારના વૃદ્ધ નાયક અને કાકભક્ત દેવાને ભોળવી કોઠાર ખાલી કરી આપવાનું તેની પાસે કબુલાવે છે—એવી શરતે કે કાક પાછો આવે તો રેવાપાલ અનાજ ફરી ભરી આપે.

(હવે આગળ વાંચો)

## પ્રકરણ ૨૬ મું

### સૂરિનું આત્મનિરીક્ષણ

તેજપાલ વસહિકામાં હેમચંદ્રસૂરિ મૌન ધારણ કરી બેઠા હતા. એમનાથી થોડે દૂર પોઢેલા એમના પ્રૌઢ ગુરુ એમ જોઇ રહ્યા હતા.

આ જુવાન સૂરિને ધ્યાનસમય સિવાય આમ બેસવાની ટેવ નહોતી. આજે આ સ્થિતિ તેને જરાક અસાધારણ લાગી.

જ્યારે બીજાં છોકરાં રમતમાં રમે ત્યારે એણે વીતરાગ થવાની ઇચ્છા બતાવી; જ્યારે પુરો બચપનમાં જણાતા નવા

આ નિર્મલ કાચ સમું મગજ એ સૂરિ ઇચ્છતો તે દિશામાં ફરી શકતું, ને ધારેલા વિષયનું આબેહૂબ પ્રતિબિંબ એમાં પડતું. પોતે આમ વગર પ્રયત્ને અપૂર્વ હતો તેનો હેમચંદ્રને પુરેપુરો ખ્યાલ હતો.

આ ઉમરે પહેલી વાર તેના મગજમાં સંશય થયો. શું તેના મગજમાં વિકારની છાયા પડી? બીજા માણસને આ સંશય સરખો પેદા ન થાત; આ અદ્ભુત યુવક એટલો સંશય પણ કેમ થયો તેની ઝડતી લેવા બેઠો હતો.

કાલે તેણે એક સ્ત્રીનું વર્ષો પહેલાં જોયલું મુખ જોયું; એક મૂર્ખને પોતે ધારેલી બાજી ઉંધી વાળતાં જોયો; અને એ મૂર્ખ પેલી સ્ત્રીની સલાહથી એ બાજી ઉંધી વાળતો હતો એવો કે વહેમ પડયો. તેણે ઘણી સ્ત્રીઓ જોઇ હતી; ઘણા મૂર્ખાને બાજી ઉંધી વાળતા જોયા હતા; ઘણી સ્ત્રીઓ બાજી ઉંધી વળાવી શકે છે એવો અનુભવ કર્યો હતો. ત્યાગ આ વિકાર તો નહોતોજ; વિકારનો સંશય પણ ખોટો હતો ત્યારે આ સંશય પેદા થયો છે એવી ભ્રમણા મગજમાં આવી કેમ: આગ નૈયાયિકની તીક્ષ્ણતાથી સૂરિએ પ્રશ્ન કર્યો.

જ્યારે તેણે દીક્ષા લીધી ત્યારે આ સ્ત્રીને જોઇ હતી એમ કે સ્મરણમાં હતું. પછી એને કાક લઇ ગયો ને પરણી ગયો એ વાત તેની જાણીતાના બહાર નહોતી. અને એ વિદ્વાન ને બાહોશ સ્ત્રીએ આંબડ જેવાને મહાત કર્યો હોય. તેમાં એવું કે નહોતું કે તેના સ્થિર ચિત્તને જરા પણ અસ્થિરતાનો સંશય લાવવાનું કારણ મળે. ત્યારે એ સંશય ઉભો થયો કેમ? ઇંટે ભરાયા હેમચંદ્રસૂરિએ પોતાના કાચ જેવા નિર્મલ મગજને પુછયું—

"મહારાજ! પ્રણામ." આમ્રભટનો જરાક મજાક કરતો અવાજ આવ્યો. તેણે આવી પ્રણામ કર્યા.

"કોણ આંબડ! આવ ધર્મલાભ." સૂરિએ કહ્યું.

આમ્રભટ ને હેમચંદ્ર બાલપણના મિત્ર હતા, એક ઘરમાં ઉછર્યા હતા, અને ઉદા મહેતાની સર્વવ્યાપી રમતનાં રમકડાં હતાં. છતાં આ પ્રતાપી બાલસૂરિને સર્વોપરિ કરવાના ઉદા મહેતાના પ્રયત્નોથી ખંભાતમાં હેમચંદ્રસૂરિ એક તીર્થંકર હોય એવો આડંબર રાખવામાં આવતો. એટલે સાધારણ રીતે આમ્રભટ આવી રીતે તેને સંબોધવાની હીંમત કરે નહીં. પણ છેડાયલા નાગ કરતાં છેડાયલો પ્રણયી ખોટો. એની રૂપાળી પાઘડી પર ઘચ્ચો માર્યો હોત તો આંબડ ખમી રહેત: પણ જ્યારે તેની હૃદયેશ્વરીનો મોભો તોડવાનું કામ સૂરિજીએ શરુ કર્યું ત્યારે તેનાથી કેમ સહેવાય?

તેના મગજમાં એક ઘણી મજાની યોજના આવી. મંજરી પંડિતશિરોમણી છે એમાં તો કે સંશય હતોજ નહીં. જો આ સૂરિ તેનાથી હારીને જાય તો એને બરોબર શિક્ષા મળે. ઉદા મહેતાનો પુત્ર આવો વિચાર કરે એ આકાશ ને પાતાળ એક કર્યા જેવું હતું. પણ અત્યારે આંબડના રોષનો પાર હતો નહીં. ક્ષણિક સંતાપ, એક ક્ષણભરનો તેની હૃદયેશ્વરીનો વિજય તે તેને અત્યારે અતિશય વહાલો થઇ પડયો હતો.

અહીંઆં આવવામાં તેનો એક મુદ્દો હતો. તે સવારે માધવ જોડે મંત્રણા કરવા કાકને ત્યાં ગયો હતો. બહારના બાડાની પરસાળમાં તે બેઠો, ને મુંજાલના આગેવાનોને મળ્યો.

[વધુ માટે જુઓ પૃષ્ઠ ૩૫૧]

# તારો બ્રહ્મજન્મતિથિ

લેખક

રા. મંજુલાલ જમનારામ દવે

એમ. એ.

ભગવતિ ! તારા બ્રહ્મજન્મની આજ દીપોત્સવી આ તો પૃથ્વી પરનો હું પામર તે કેમ રીતે ઉજવી શકીશ ?

અજન્મી બાળકોના રમ્યરસ્યા ત્રિદશમાં તું તો નિરવધિ આનંદીશ અને જીવનના અનન્ત રસહાવ અનુભવીશ દેવાધિદેવના પરમ વાત્સલ્ય ઝીલી પરમાવધિ તારા ઉત્કૃષ્ટ પ્રયાણમાં તું અહર્નિશ નાચી રહીશ—પણ હું ? હું તો ને તારો મહામુનો આલ્હાદ કેવળ કલ્પીજ શકીશ કેમકે તારા પણ તેનો હું અહીં નહીં ઝીલી રહું. વિશુદ્ધ ને સુસાત્વિક તે પરમાનંદ મારે તો એક સ્વપ્ન સમો જ ઉગશે—પણ આસ્થા છે કે આજનું એ સ્વપ્ન જરૂર અનન્ત સત્યમાં પ્રકટશે, જ્યારે તારા આમંત્રણનો આદેશ સુણી ને અક્ષરધામ આપણું સર્વ નિર્વિયોગ મળી રહેશું—બાળકો તું ને હું—અને સૌ સાથેજ વ્યક્તાવ્યક્તના નિઃશ્રેયસ દર્શન પામી રહેશું ...

ખરેખર ! પૃથ્વીની તારી જીવનવીના ઉત્કૃષ્ટ હતી માટેજ તો આ બ્રહ્મજન્મે અમૃતાજનરૂ દીપી રહ્યો પૃથ્વીની તારી પ્રભુતા જાગી હતી તેથીજ તારી પ્રભુમયતા પરમ પાંગરી રહી પૃથ્વી પરતુ તારુ સકળ આત્મશાન્તિ ને આત્મસૌખ્ય શોભતુ હતુ માટેજ પૃથ્વી પાર્થેનુપ સૌ તારુ ભવ્યદિવ્ય કલ્યાણીના વડે શોભી રહેત છ

—બસ ! હું તો માત્ર દૂરથીજ—આ અનિત્ય ને અસુખી લોકની આ બાજુએથીજ—માત્ર નિરાકું છું. તારો એ અખંડ અનંત આનંદપારાવારને ઝીલું છું જેટલો ઝીલાય તેટલો તે દીપેવ—ને દાખવેલ—ને શાશ્વત તત્ત્વબોધી આનંદ બાકી બીજુ તો હું શું કરી શકું ?

જે ઉચ્ચોચ્ચ સ્થાન તું ભોગવે છે તે દિવ્યસ્થાનવર્તીને મારે આશિર્વાદ દેવાય અયોગ્ય છે. હું કોણ માત્ર ? હું તો માત્ર તારી ક્ષમાઓજ યાચી શકું હું તો કેવળ તારા યશોમાનજ ગાતી રહું હું તો તારા અનુરક્ત ભક્ત સમો એક તનેજ વંદી રહું: પૂજી રહું: આરાધી રહું મારા આત્માના પ્રસન્ન પ્રેમભર્યા ભાગ અર્પી રહું ને યાચું કે તે સ્ફોટિત ઉલ્લસિત પ્રકાશના ન્હાનેરા કિરણો મને મરિકંચિત પ્રાપ્ત થઈ રહો તારી તે પુણ્ય પ્રભુમયતાની પ્રાણપ્રકાશિની જ્યોત્સ્નામાંથી મારેય અંતર અખંડ અજવાળાં રચાવી રહો ને તારુ તે ધન્ય અમર જીવન જીવવા મનેય જેવામર દેવાણા મળી રહો. અસ્તુ.



# પ્રિયાવિરહનાં સંસ્કૃત કાવ્યો *


લેખક:

રા. વિજયરાય કલ્યાણરાય,

ઉપમંત્રી, સાહિત્ય સંસદ.

ચિત્રકાર:

રા. ડી. સી. જોગળેકર,

ઓ. એમ.


તરલા મૃત્યુ પામી ત્યારે તેના પ્રેમીએ એક સુંદર કરુણ પ્રશસ્તિમાં પોતાનો શોક ખાલી કર્યો એમ ક્યાંક વાંચ્યું હતું. અત્યાર સુધી સંસારમાં એવી અનેક તરલાઓ થઈ ગઈ—તે આદિ કાળથીજ પુરુષહૃદયમાં વસી છે. પોતાની તરલાનું અવસાન પ્રત્યેક પ્રીતમને સાલ્યું છે; તેની પ્રશસ્તિ પ્રત્યેક ઝુરતા વિરહીએ ઉંડી વ્યથાનાં વાણસાર્યાં આંસુથી રચી છે અને સાહિત્યમાં પણ જ્યારથી મનુષ્યહૃદયના ભાવે આલેખાવા શરુ થયા, ત્યારથી વિરહીના હૃદય સાથે તાદાત્મ્ય સાધતા વિરલ કવિજને તેને અમર કીધી છે—

गृहिणी सचिवः सखी मिथः
प्रियशिष्या ललिते कलाविधौ ।
करुणाविमुखेन मृत्युना
हरता त्वां वद किं न मे हृतम् ॥[1]

હતાશ અજના એ હયાજનક ઉદ્‌ગારમાં, કે—

हा हा देवि स्फुटति हृदयं स्रंसते
देहबन्धः
शून्यं मन्ये जगदविरलज्वालमन्तर्ज्वलामि।
सीदन्नन्धे तमसि विधुरो मज्जतीवान्तरात्मा
विष्वङ्मोहः स्थगयति कथं मन्दभाग्यः
करोमि ॥

---

* સંસ્કૃત શ્લોકોનાં ગુજરાતી ભાષાંતર માટે સ્વ. મણિલાલકૃત 'ઉત્તરરામચરિત' અને સ્વ. ભીલાભાઈકૃત 'અજવિલાપ' તથા રા. વિવિત્સુના 'કરુણવિલાસ'નાં ભાષાંતરનો ઉપયોગ કરવામાં આવ્યો છે.

૧ ગૃહિણી સખી પ્રધાન ને,
પ્રિયશિષ્યા મધુરી કળાની તું;
થઈ નિર્દય આજ મૃત્યુએ
હરતાં શું નથી માહરું હર્યું ?

૨ મુંઝાયે છે હૃદય અતિશે દેવી! આત્મા ગળે છે;
સંસારે સૌ ઉજડ દિસતો ચિત્ત મારું બળે છે;
ધ્રૂજંતો આ ગહન તિમિરે ડૂબતો જીવ જાય;
દુર્ભાગી હું કરું શું ? સઘળે મોહ આગે ભરાય.

—એ રામભદ્રની અમલ વેદનામાં આવિર્ભાવ પામતો શોક મનુષ્યહૃદયની તે અંતિમ દશા સૂચવે છે જ્યારે ભર્યા જગતમાં એક સ્નેહી નથી જડતો, એક વિશ્રામસ્થાન નથી રહેતું એક વિપત્તની શાંતિ નથી મળતી. એ દશાના વિવિધ ચિત્ર અન્ય સાહિત્યોમાં તેમ શિષ્ટ સંસ્કૃત સાહિત્યમાં આલેખાયાં છે: અજવિલાપ (કાલિદાસ "રઘુવંશ"), રામવિલાપ (ભવભૂતિ 'ઉત્તરરામચરિત'), અને કરુણવિલાસ (જગન્નાથ 'ભામિની વિલાસ"). એટલાનું અહીં રસદૃષ્ટિએ વિવેચન કરીશું. આ પ્રિયાવિરહની વિલાપકથાની સાથે જ, 'કુમારસંભવ'માંનો રતિવિલાપ અને 'કાદંબરી'માંનું મહાશ્વેતાનું આક્રંદ—એ શોકાભિભૂત પ્રિયતમાઓની વિરહવ્યથાનાં કાવ્યો પણ આ સંબંધમાં પ્રસંગોપાત્ત ઉલ્લેખ કરવા યોગ્ય છે.

વિશ્વઘટનામાં મૃત્યુનું સ્થાન સમજાવવા ધર્મોપદેશકોએ ધૈર્યનો ઉપદેશ કર્યો છે. તત્ત્વજ્ઞાનીઓએ તેના અકળ ભેદ ઉકેલવા બુદ્ધિસાગરનાં મહામંથન કીધાં છે અને મૃત્યુનું અસ્તિત્વ પણ એક કાળે નહીં હોય એવી આશા વિજ્ઞાનીઓએ આપી છે. આ ત્રણેથી કવિનું દૃષ્ટિબિંદુ ન્યારું, વધુ વાસ્તવિક ને વધુ સ્વાભાવિક જણાય છે. કવિ સામાન્ય જનતાની વધુ સમીપ છે. વહાલાના નિત્યકાલીન વિયોગ વખતે સૌ સામાન્ય નરનારીને માટે ધર્મના આશ્વાસન તત્ત્વજ્ઞાનની શુષ્ક જડતા કે વિજ્ઞાનની અશક્ય આશાઓ નકામાં નીવડે છે. એ સાધારણ અનુભવ છે. તે વખતે રુદન એ જ જીવન અને જીવન એક અખંડ રુદન બની રહે છે અને એ માનવસહજ સ્થિતિને પીછાનાર કવિઓનાં વિલાપકાવ્યોમાં નૈસર્ગિક ભાવોદ્રેક વધારે તેમ તેની ઉત્કૃષ્ટતા પણ વધારે. તેમાં કલ્પનાતરંગ જેટલું ઓછું કે અકલ્પિત હોય તેટલી તેની અસર પણ વધારે ઊંડી અને ચિરંજીવ. અને આ દૃષ્ટિથી ભવભૂતિ અને બાણભટ્ટની કૃતિઓ પ્રથમ પંક્તિમાં શોભે તેવી છે. ઉત્તરરામચરિતના એ ત્રીજા અંકમાં એક શબ્દ કે પદ એવું નથી જે લેશમાત્ર કૃત્રિમ કે અસ્થાને લાગે. ૨૬મા શ્લોક સુધીનો પ્રસંગ કોઈ પણ સામાન્ય કવિને હાથે લખાયો હોત, ત્યાં સુધી પંચવટીનાં જૂનાં, પ્રિય સ્મરણો રામભદ્રના ચિત્તમાં તાજાં થાય છે એટલું જ. પણ તેમની અને વાસંતી વચ્ચેનો ત્યાર પછીનો સંવાદ, તે ઉગ્ર તાપસીને પણ થતી શુશ્રૂષ—

त्वं जीवितं त्वमसि मे हृदयं द्वितीयं
त्वं कौमुदी नयनयोरमृतं त्वमङ्गे ।
इत्यादिभिः प्रियशतैरनुरुध्य मुग्धां
तामेव शान्तमथवा किमतःपरेण ॥[3]

—તેનો અકળાવનારો પ્રશ્ન "ત્યારે તમે આ ન કરવા જેવું શું કર્યું ?"—રામનો નિર્બલ ઉત્તર "લોક સાંખતા ન હતા તેથી,"—વાસંતીનું આક્રંદભર્યું મહેણું—

---

૩ તું જીવ, તું હૃદય છે મમ બીજું ! બીજું
તું કૌમુદી નયનની, તું સુધા અમાંગે,
એવાં હજાર વચને રીઝવી મુગ્ધા,
તેને જ—શાંત, અથવા બહુ શું વધારે ?

अयि कठोर यशः किल ते प्रियं
किमयशो ननु घोरमतःपरम् ।
किमभवद्विपिने हरिणीदृशः
कथय नाथ कथं बत मन्यसे ॥[૪]

અને છેવટ, "દુર્ભાગી હું કરું શું સઘળે મોહ અંગે ભરાય" એ શબ્દો સાથે રામનું મૂર્છિત થવું—એ આક્ષેપ વ્યતિકર ભવભૂતિ સરખા માનવહૃદયના સૂક્ષ્મ ને વિરલ અભ્યાસીનીજ કૃતિ હોઇ શકે. અને એ અભ્યાસ જેટલો વિશાલ ને ગહન છે તેટલા પ્રમાણમાં ભાવાલેખન ને વર્ણન વધુ સરલ, વધુ સ્વાભાવિક બન્યાં છે. આથી ઉલટું, કલાભોગી કાલિદાસના અજના હૃદયમાંથી 'લાગણીનાં પુર' વહેતાં નથી. તે તો મનોહર ને રસસમૃદ્ધ ભાષામાં કલાકો સુધી શોકોદ્ગાર કાઢી રહે છે. તેનું હૃદય ઇંદુમતી માટે રડે છે કે ઇંદુમતી જતાં ગએલા સુખ માટે રડે છે એવો પ્રશ્ન અજવિલાપ વાંચતાં પ્રત્યેક રસજ્ઞને થાય છે:

धृतिरस्तमिता रतिश्च्युता
विरतं गेयमृतुर्निरुत्सवः ।
गतमाभरणप्रयोजनं
परिशून्यं शयनीयमद्य मे ॥[૫]

એ શ્લોકમાં ધ્વનિત થતી મનોદશા, જેને તનમનનું કે દિનદશાનું ભાન નથી એવા વિરહવ્યાકુલ પ્રેમીની નથી. આ વિલાપમાં કાલિદાસે માનવહૃદયના ચિકિત્સક ને આલેખ કરતાં, સ્વકલામાં મસ્ત એવા અનન્ય કવિ વધુ અંશે બને છે. એમણે અજનું દુઃખ અનુભવીને એ શ્લોકો રચ્યા નથી, પણ અજની સ્થિતિમાં કોઇ પણ પ્રેમી હોય તેની દશાનું પ્રસંગોચિત આલેખન જે સુંદરતમ શૈલીમાં થઇ શકે તેજ તેમણે કર્યું છે. વૉટ્સ-ડંટન જેને 'poet of art' (કલાપૂજક કવિ) કહે છે તેવા કાલિદાસ છે: 'poet of energy' (ભાવપૂજક કવિ) નથી. એક પરમ રસિક વિદ્વાને કાલિદાસ ને ભવભૂતિની સરખામણી કરતાં કહ્યું છે તેમ "અજવિલાપ સરસ્વતીએ લખ્યો હોય તેવો છે; રામવિલાપ સરસ્વતીનુંજ કલ્પાંત હોય તેમ લાગે છે."

પણ સાચો કલાનુરક્ત કવિ હોય તેની કૃતિઓમાંનું કલાપ્રાધાન્ય તેના કવિત્વને તો અણુમાત્ર હાનિ કરી શકતું નથી. કાલિદાસનું પણ તેમજ. કારણ, વૉટ્સ-ડંટને સૂચવેલા પ્રકારોમાંનો કયો પ્રકાર ઉચ્ચતર એ પ્રશ્ન જ નિરર્થક છે. પ્રત્યેકને પોતાનાં વિશિષ્ટ લક્ષણ છે, અને પ્રત્યેક પોતાના પ્રદેશમાં પોતાની સહજ શક્તિઓથી દીપે છે. ભવભૂતિને ભાવાત્મકતા અનિવાર્ય હતી તેમ કાલિદાસને કલાત્મકતા હતી. અને અજવિલાપનું કલાવિધાન તેમની એ પ્રાસાદિક શક્તિનું સરસ દૃષ્ટાંત છે. નમુના તરીકે કેટલાક રસસર શ્લોકો ટાંકીએ:

---

૪ યશ કઠોર તને પ્રિય હોય તો
અયશ શું થકી ઘોર આવે કયો?
હરિણલોચનીનું થયું શું વને
અરર નાથ! કહો મત શું સુઝે?

૫ ગઇ ધીરજ, મોજ પર્વરી,
ઋતુ ઉત્સાહ વિનાની સૌ થઇ;
ગયું ગાન વિનોદ વ્હાલના,
[illegible]

अथवा मृदु वस्तु हिंसितुं
मृदुनैवारभते प्रजान्तकः ।
हिमसेकविपत्तिरत्र मे
नलिनी पूर्वनिदर्शनं गता ॥[६]

× × ×

इयमप्रतिबोधशायिनीं
रशना त्वां प्रथमा रहःसखी ।
गतिविभ्रमसादनीरवा
न शुचा नानुमृतेव लक्ष्यते ॥[७]

પંક્તિ જગન્નાથના કરુણવિલાસમાં રામભદ્રના શોકનીતરતા હૃદયની દુઃખજ્વાળા છે તેમ તેને માધુર્યભરી વાણી રૂપે વ્યક્ત કરવાની કલા—કાલિદાસ કરતા એકેજ અંશે ઉતરે તેવી કલા—પણ છે વળી, પોતે 'રસગંગાધર'માં નોંધે છે તેમ, એ વિલાપ પોતાના પત્ની સ્વર્ગીને સંબોધીને લખાયો હોવા છતાં, એ અનુભવનું નહીં પણ ઉત્કટ કલ્પનાશક્તિનું જ પરિણામ છે. "સ્વર્ગે ગઈ સગુણી સંપ્રતિ સત્યભામા" એમ જેને વીતે લખાયું તે તેમની પ્રૌઢા જ તે વખતે જીવતી હતી, અને એ શબ્દોને લખાતાં કદાચ મરિમન જોઈ રહી હતી! વસ્તુસ્થિતિ આવી છતાં આ કાવ્યમાં કૃત્રિમતા નહીં પણ ભાવાદ્રેકની વિપુલતા જણાય છે એ જગન્નાથના ઉચ્ચ કવિત્વનું સૂચક ચિહ્ન છે.

કલાવૈભવથી વિભૂષિત અજવિલાપ કે રતિવિલાપ વાંચતા રસેન્દ્રિયને જે પરિતૃપ્તિ થય છે તે કરુણવિલાસમાં નથી. સમુચિત ઉપમાઓ ને અર્થગર્ભ યોજનાથી ઉત્પન્ન થતું ગૌરવમય વાતાવરણ પણ નથી. ઊર્મિના વેગે અહીં અસ્ખલિત વહી જાય છે અને કવિની શોકાન્વિત કલ્પના તેમાં પ્રિયાના અનેક ગુણસ્મરણોના આછાઘેરા રંગો પૂર્યે જાય છે —

धृत्वा पदस्खलनभीतिवशात्करं मे
या रूढवत्यसि शिलाशकलं विवाहे ।
सा मां विहाय कथमद्य विलासिनि द्या-
मारोहसीति हृदयं शतधा प्रयाति ॥[८]

× × ×

---

૬ અથવા મૃદુ વસ્તુને હણે,
મૃદુ વસ્તુ થકી કાળ સર્વદા।
હિમ પદ્મિનીને યથા હણે,
કુસુમે તેમ હણી અરે પ્રિયા!

× × ×

૭ સુણી દેખી ફરી ન હસતા
સખી એકાન્તની તારી મેખલ,
ગતિ તારી વિલાસી ચૂકતાં
થઈ નિઃશબ્દ વિરામી સાથ, હા!

૮ ધારી પદસ્ખલન એ બીકથી બીક તેં,
સાહી કરાગ્ર મુજ, લગ્ન સમે શિલાએ,
પેર્યો ચઢી, મુજ વિના કયમ સ્વર્ગ હાલ,
તું એકલી ચડતી? ચિત્ત વિદીર્ણ થાય

काव्यात्मना मनसि पर्यणमन् पुरा मे
पीयूषसारसरसास्तव ये विलासाः ।
तानंतरेण रमणी रमणीय शीले
चेतोहरा सुकविता भविता कथं नः ॥९

या तावकीनमधुरस्मितकांतिकांते
भूमंडले विफलतां कविषु व्यतानीत् ।
सा कातराक्षि विलयं त्वयि यातवत्यां
शंकाऽधुना वहति वैभवमिंदिरायाः ॥१०

સર્વ. સભારંજની કાવ્યશૈલી પંડિત જગન્નાથની શૈલીમાં પણ શબ્દનાં ચાતુર્ય ને ચમત્કૃતિ કૈંક છુટથી વપરાયાં છે, પણ એ આવરણોની પાછળ તેમનું મોહક કવિત્વ ઝળક્યા વિના રહેતું નથી.

લોકાપવાદ ખાતર તજેલી સતી સીતાનાં માધુર્યવંતાં સ્મરણથી મૂર્છિત થતાં રામભદ્ર, સૂર્યમાર્ગે વિચરતા નારદ ઋષિની સુરપુષ્પમાળાના સ્પર્શમાત્રથી ગતપ્રાણ થએલી પ્રિયા કાજે કલ્પાંત કરતા અજરાજ, ને સમીપવર્તી જીવંત લવંગીની કરુણ પ્રશસ્તિ લખતા પંડિત જગન્નાથઃ આ ત્રણ ચિત્રો વાસ્તવિક સૃષ્ટિમાં જેટલાં કોમળ ભાવભર્યાં છે, આર્દ્ર ને વિવિધ છે, તેટલાંજ, તો તે વિષયોનાં તેનાં કાવ્ય સાહિત્યસૃષ્ટિમાં સક્ષમ આહ્લાદ આપનારાં અને મોહક છે; એ ગુણોમાંજ તે સર્વની નિત્ય પ્રફુલ્લતા ને અમરતા છે.

૯ તારા વિલાસ સખિ ! અમૃતથી નીકળી
રહેલાં રચાય કવિતા સુશીલે ! અમારી;
ઉદ્દીપનો મધુર એહ વિલુપ્ત થાતાં
કેવી રીતે રચાશે કાવ્ય હવે રસાળાં ?

૧૦ તારા સુરમ્ય હસવે ભૂમિ શોભતી આ,
ને પૃથ્વિમાંનું કવિઓ ઉપમાન ભૂલ્યા;
તે તું જતાં અપર વાસ વીશે સખિ ! હા !
પુરઃ દમામથી ફરે અનિયંત્રણે ત્યાં.

## ફુલપાંદડી

લેખક:

રા. પૃથુરાજ શુક્લ

તું તારા રીસુડા નાકનું ટેરવું ચઢાવ કે તારા ઉષાના શરમના શેરડા જેવા આ રંગીન હોઠ મરોડ, પણ જેમ ફણીધર ગારુડીને શરણ થાય છે તેમ તું મારે શરણે થઈશ.

મારી સુલતાના ! યાદ રાખ કે ઇશ્કની આગમાં તારો ગુરૂરનો તાજ પીગળી નહીં જાય ત્યાં સુધી તારા દ્વાર પર ફકીરની ધુણી ધખતી રહેશે.

અને સારો સંસાર જોશે કે અનંત ધૈર્ય, અખંડિત ઉન્મત્ત પ્રેમ આગળ પથ્થર પણ મોમ બને છે કે નહીં.

આજેજ વિધાતાએ તારો પરાજય અને મારો વિજય નક્કી કરી દીધો છે*

* લેખકને સર્વ હક્ક સ્વાધીન.



પ્રિયાની આરામગાહ માટે તારાનાં ઝુમ્કાં અને ગુલની પાંદડીઓ વીણી લાવવાના તેને વિચારો આવ્યા છે.

સાંપ્રત કાળની સ્ત્રી અને
પુરાણ કાળનો પુરુષ

A 3257 –Lakshmi Art, Bombay, 8



પ્રિયતમાના હાથે જળધારા ઝીલી તરસ છીપવતા પુરુષે અંધારા વનો વટાવ્યાં છે

# સાંપ્રતકાળની સ્ત્રી અને પુરાણકાળનો પુરુષ
## —એક આછું ચિત્ર—


લેખક.

રા. બટુ લાલભાઇ ઉમરવાડીઆ
બી એ સભ્ય, સાહિત્ય સંસદ.

ચિત્રકાર
રા. ગોરધનભાઇ ઉમેદભાઇ પટેલ
સભ્ય, સાહિત્ય સંસદ.


પૃથ્વી ઉપર સાંપ્રતકાળની સવાર પડી ત્યારથી જુની વ્યવસ્થાને સ્થાને નવા પ્રશ્નો ઉભા થયા અને નવી પ્રવૃત્તિઓ જન્મ પામી. નવીન યુગના પ્રવાહે મનુષ્ય જાતનાં અંગોને બાંધેલી જરૂરી અને બીન જરૂરી બધી સાંકળો તોડવા માંડી. તેથી અજ્ઞાનનો અંધકાર ભેદાતો ગયો, અને માનવ બુદ્ધિ સ્વતંત્ર અને છુટી થવા તૈયાર થઇ. આ નવચેતના, વાદળની વીજળી પેઠે સડસડાટ કરતી સંસારમાં ફરી વળી અને પોતાને મરેલા ગણતાં અનેકોને તેણે આશા અને ઉત્સાહ આપી ઉભા કર્યો. આ પુનર્જીવનને લીધે સૈકાઓ થયા પાછળ રહેલી સ્ત્રી પણ મનુષ્યજાતિની સામે આવી નવીન યુગમાં પોતાનો હીસ્સો માગતી ઉભી રહી.

માનવપુરાણના આ મહાકાંડનો અર્થ કેટલાક સમજ્યા અને તેમણે નવીન કાળની કલ્યાણરૂપ આ ઔગિવક પ્રવૃત્તિને સત્કારી; કેટલાક દુનીઆના થતા ફેરફારો જોઇ બાઘા બન્યા. કેટલાકોએ જમાનાની અવગણના કરી સહૃદય કલ્પાંત કર્યું અને કેટલાક તેની સામે થવા બાંય ચડાવી. આવા અનેક મતોને લીધે સંસારમાં કોલાહલ મચી રહ્યો. જુના જગતની શાંતિ અને સ્વસ્થતા ઉડી ગયા; સંસાર અને ગૃહજીવનના જુના આદર્શો પડી ભાગ્યા; કુટુંબને એક અને એકત્ર રાખતા જુના સંબંધો તુટયા. હેતાળ હૈયાં અતડાં થયાં, માતાપિતા, ભાઇબેન, પતિપત્ની અને પાડોશીઓની જુની લાગણીઓ મરી ગઇ અને જુના સંબંધો નાશ પામ્યા. અને એ બધાની

જગો લેવા નવા સંબંધો, નવા આદર્શો અને નવી વ્યવસ્થા તૈયાર થયાં નહોતાં અને કદાચ હજી પણ તૈયાર થયાં નથી.

સ્ત્રી સંબંધે આજે બે મુખ્ય પક્ષો છે, અને એ બેઉમાં સંસ્કારી અને અસંસ્કારી, નાનાં અને મોટાં, વૃદ્ધ અને જુવાન, સમજુ અને અણસમજુનો સમાવેશ થાય છે. આમાંનો એક પક્ષ સ્ત્રીને અતિ નીચી, અને બીજો પક્ષ સ્ત્રીને અતિ ઉંચી માને છે. કોઈક તેને બુદ્ધિ વગરની, ઘરકામને જ લાયક, રાંધીપારી થવા સરજાયલી અને સંતાનોને ઉછેરવા જીંદગી જીવનાર ગણે છે તો કોઈ તેને આશા, ઉત્સાહ અને સૌરભ પ્રેરતી, કવિતાની પોષક અને પ્રભુતાની મૂર્તિરૂપ દયાની દેવી અને સૌંદર્યના શણગારરૂપ માને છે. એકને મન તે મનુષ્ય નથી; બીજાને મન તે દેવતા છે; એકને મન તે પુરુષની ગુલામી કરવા સરજાયલી પુરુષના એશઆરામ માટે ઘડાયલી, આશા–આદર્શ કે જીવન વગરની પુતળી છે, બીજાને મન તે દેવમંદિરમાં પુજવા લાયક જીવનમંદિરની અધિષ્ઠાત્રી છે; એકને મન તે હલકી જાતિની, પુરુષ આપે તો અને તેટલું લેવા સરજાયલી, ઉચ્ચતામાં નહીં સમજનારી અને સામાન્ય વસ્તુઓમાં રાચનારી ઢીંગલી છે: બીજાને મન તે રસજ્યોતિ પ્રસારનારી, દિવ્યતાના ધામ જેવી છે. બેઉ સ્ત્રીને ઊંચી રાખવા મથે છે પણ એક તેને પગ નીચે દાબી પોતે તેટલો ઉંચો થવા માગે છે, બીજો તેને પોતાથી ઉંચે નહીં તો સાથે રાખવા ઇચ્છે છે.

...ઇશ્વરે અકળ કારણો માટે સરજેલી અદ્ભુત સ્ત્રીને લીધે પુરુષજાતિ આમ માંહોમાંહે વઢી રહી છે...

સ્ત્રીનો ઇતિહાસ તપાસતાં જણાય છે કે આ બેઉ મતવાદોમાં સત્ય અને અસત્ય છે.

સ્ત્રીએ પ્રજાઓ અને રાષ્ટ્રોનો નાશ કર્યો છે અને કાયર થયેલા પુરુષો પાસે કમર કસાવી છે; તેણે નિર્દોષ માણસોનાં ખુન કર્યાં છે અને અનેક મરતાંઓને જીવાડ્યાં છે; તેણે પ્રેમાળ હૈયાં પર પાટું માર્યું છે અને તેણે મનુષ્યહૃદયોના શમી ગયેલા અમી ફુવારાઓ સજીવન કર્યા છે; તે સામાને પ્રેમ સમજી શકી નથી અને ક્રૂર થઇ છે; અને પુરુષહૃદયે વાંછેલી વસ્તુ આપી તેની ઉણપો તેણે પુરી છે; તે અંધારાથી બીધી છે અને યમને તેણે જીત્યો છે; તે ગોખેલા જેટલા ઘરમાં પડી રહી છે અને પુરુષની કલ્પનામાં સહેલથી ન સમાય તેવાં પર્યટન પણ તેણે કર્યાં છે; તેણે ફુલની શય્યા માંગી છે; અને કઠોર તપ પણ તેણે કર્યાં છે; તે સાદી વાતોમાં સમજી નથી અને તેણે તત્વજ્ઞાનનાં ગુંછળાં પણ ઉકેલ્યાં છે; તે ઘરેણાં અને કંકુથી રાચી છે અને તેણે સંસારના જવાહીરને લાત મારી છે; તે બેવફા થઇ શકી છે અને તેણે કેટલા પુરુષોને સુધાર્યા છે; તેણે પોતાની મોહજાળમાં અનેકોને ફસાવ્યા છે, આંખના એક અણસારાથી તેણે વ્રતધારીઓનાં વ્રત મુકાવ્યાં છે અને ઘણા આંધળાઓને તેણે આંખ પણ આપી છે; તેણે ઈંદ્રાસન ડોલાવ્યાં છે, ઋષિમુનિઓનાં માન મોડ્યાં છે ને પુરુષના હાથમાં તે નાચી પણ છે; તેણે પુરુષોને રડાવ્યા ને રંજાડ્યા છે ને આનંદની રસધારાથી તેમને જીવાડ્યા પણ છે; તેણે મહાકાવ્યો સ્ફુરાવ્યાં છે, અને મહાવિગ્રહો ચેતાવ્યા છે; તેણે માતા થઇ આશિષો આપી છે ને શંખણીરૂપે શાપ પણ દીધા છે; તે અબળા થઇ છે ને રણચંડીના ભૈરવસ્વરૂપમાં તે પ્રકાશી પણ છે; આમ જીવનના ખંડેખંડમાં સ્ત્રીએ અંધારાં પણ પાડ્યાં છે અને પોતાની પ્રભા–દ્યુતિથી સંસારનાં અભેદ્ય તિમિર તેણે ભેદ્યાં પણ છે; તેણે વિશ્વનું કલ્યાણ પણ કર્યું છે

તે રહ્યો છે. સાચી સ્ત્રી પાસેથી સત્તા તેણે કદી ખુંચવી નહોતી કે તેને પાછી આપવાપણું રહે; સાચી સ્ત્રી તેના હૃદયસ્થાનકમાંથી કદી પદભ્રષ્ટ થઇજ નથી કે તેના રાજ્યારોહણનો પ્રશ્ન ઉભો થાય. અને સ્ત્રી સાચી ન હોય તો ખોટો પુરુષ અને ખોટા રાજા પણ તેને પદભ્રષ્ટ થવુંજ પડે. કુરૂપી સ્ત્રીને લોકો જુવે નહીં તેમાં લોકનો દોષ થોડો છે. સુંદર સ્ત્રીને બધાં જુએ છે; સાચી સ્ત્રીને બધાં પૂજે છે...

સ્ત્રી કહે છે કે આ જાતની ભક્તિ તેને નથી જોઇતી; આ જાતની ભક્તિમાં તો પુરુષના નીચ સ્વભાવની સ્વાર્થવૃત્તિ સમાઇ હોય છે. આ ફરીઆદમાં ઘણું સત્ય છે; પરંતુ પુરુષને પવિત્ર ને ઓજસ્વી કરનાર કોઇ હોય તો તે સ્ત્રી છે. પુરુષ નીચ અને સ્વાર્થી છે એવા આરોપથી સ્ત્રીનું સ્ત્રીપણું ઘટે છે. પુરુષ નીચ રહ્યો કારણ કે સ્ત્રીમાં એટલું સ્ત્રીપણું ઓછું હતું. ખરેખર સાચી સ્ત્રીઓ હોય તો પુરુષને નીચ થવાનો પ્રસંગ છેજ નહીં.

સંસારમાં સાચી સ્ત્રીઓ નીપજાવવાનું કામ પુરુષનું છે; પૃથ્વી પર સાચા પુરુષો નીપજાવવાનું કામ સ્ત્રીનું છે. પુરુષે પોતાનું કામ ન કર્યું. સ્વાર્થ અને સંસારમાં તે મગ્ન રહ્યો. અંધકારના નીશામાં સ્ત્રીના અધિકાર પર પુરુષે તરાપ મારી; તેના સ્વતંત્ર વિકાસનાં મુળ તેણે ઉખેડી નાખ્યાં અને તેથી તેના બાગમાં ઉગેલાં કુસુમો કરમાયાં, ખરી પડયાં અને વનનો વા તેની કરમાયલી પાંદડીઓ લઇ જતો રહ્યો. સ્ત્રીએ પણ સ્ત્રીપણું ખોયું અને સંસારમાં સાચા પુરુષો સરજાયા નહીં. આને પરિણામે, સૈકાઓની સંસ્કૃતિથી મેળવેલું સ્ત્રીપુરુષનું ઐક્ય ધીરે-ધીરે તુટયું; તેમની એકતામાં ભિન્નતાનો ચીરો પડયો; એક લક્ષના બે થયા. ચારેગમ અસંતોષનાં રોપાઓ ઉગ્યા: એકને બીજાની ઈર્ષા થઇ; બેઉના મનઃપ્રદેશમાં રાગનો ઝેરી પવન ફુંકાયો અને અંતે એક માળાનાં બે પંખીઓમાં બે માળાઓ માટેની વૃત્તિ જન્મ પામી; બે નીરાળા જીવનમંડપો માટે વિચારો થયા અને એક આકાશ અને એક પૃથ્વીની વહેંચણીની તૈયારી થવા માંડી......

આજે સંસાર સમુળ બદલાયો છે. રોકેલા જળપ્રવાહને માર્ગ મળતાં તે વધારે વેગવાન થાય તેમ પોતાને રુંધાયલી માનતી સ્ત્રી આજે વધારે પ્રચંડ થઇ છે. સ્ત્રીને હવે સ્ત્રી રહેવું નથી, તેને પુરુષ થવું છે; તેને ઉજ્જવલતા અને કોમળતામાં નહાનમ લાગે છે; તેને પુરુષનાં કામો કરવાં છે; પુરુષના જગતમાં ઘુમવું છે, પુરુષની હરીફ થઇ તેને થકવવો છે; તેની સામે થઇ તેને હરાવવો છે; પુરુષના જગતની તેને એકપુરી માલેક થવું છે. આ મમત્તતાના વેગમાં તેણે તેનું સ્થાન તરછોડયું છે, અને નવું સ્થાન તેણે મેળવ્યું નથી. પુરુષને પુરુષ રહેવું છે; તેને સ્ત્રી થવું નથી. તે જરાસુ બન્યો છે; એની એકમાર્ગી, અને સંકુચિત બુદ્ધિ આ નવીન તરંગને,–વિશ્વમાં નિત્યરોજ રચાતી નવીન લીલાઓમાંની આ એક લીલાને-કળી શકતી નથી; તેનો અસાહસિક સ્વભાવ આ નવા સાહસથી અકળાઇ ઉઠયો છે અને એ બધાંના પરિણામે તે સ્ત્રીની સામે અવાક્ ઉભો રહ્યો છે. આમ પુરુષ અને સ્ત્રી એક લક્ષ્ય અને ઐક્ય છોડી દઇ વિરોધીઓ પેઠે સામસામાં થયાં છે; દેવતા અને ભક્ત. પ્રકૃતિ અને પુરુષ મનુષ્યજીવનનો આનંદ જતો કરી નવી લીલા સૃજતાં ઉભાં રહ્યાં છે.....

આમ સંસારસાગરની યાત્રા કરતા જહાજમાં પૂરોદષ્ટ દૃશ્ય રચાય છે. આજે તે જહાજના સુકાનને તજી દઇ, હલેસાં મારતા પુરુષની સામે સ્ત્રી ઉભી રહી છે, અને સુકાન પર કોઇ રહ્યું નથી. યુગોની સહચરી સ્ત્રીને નવા જોમને વશ થયલી જોઇ ગુસ્સામાં પુરુષે હલેસાં મારવાં બંધ કર્યાં છે. બેઉ ફાટે ડોળે એકમેકસામું જોઇ રહ્યાં છે અને જહાજ પવન અને પાણી લઇ જાય ત્યાં ચાલી રહ્યું છે.

# સ્ત્રી–સંશોધક મંડળનો વાર્ષિક સમારંભ

લેખક:
રા. કનૈયાલાલ માણેકલાલ મુનશી,
બી. એ., એલએલ. બી., એડવોકેટ.
પ્રમુખ, સાહિત્ય સંસદ.

ચિત્રકાર
રા. સુંદરરાવ ગોરક્ષકર



આ સત્ય પાછળ ફૂંફાં મારતા સંસારરણમાં એ એક માત્ર લીલી વેલ મેં જોઇ.

મને જુનાં સેકન્ડહેંડ ને હસ્તલિખિત ચોપડાં ભેગા કરવાનો ઘણો શોખ છે. આવી ચોપડીઓમાંથી અવનવુ સાહિત્ય મળી આવે છે, અને તેથી જુના પ્રશ્નો પર નવું અજવાળુ પડે છે. ઘણીવાર તેના હાંસીઆ માં કાઇક અજ્ઞાત હૃદયના ઉમળકા ઉભરાતા દેખાય છે. કાઇક વાર પાના વચ્ચે દબાએલું સૂકું ગુલાબ, કાળો કેશ અથવા પાના પર પડેલાં અશ્રુબિન્દુઓ, કુમકુમના છાંટા, કે બીડીની રાખ કોઇ રસિક વાચકના જીવનના પ્રસંગો આંખ આગળ ઉભા કરે છે. આવાં અવશેષચિન્હો મારી કલ્પના ઉત્તેજે છે; હું કોઇ પુરાતત્ત્વશાસ્ત્રીની માફક તેના પર જીવંત ઇતિહાસની ઇમારત રચું છું. ઘણી વખત આ ઇતિહાસનાં પાત્રો મારી કલ્પના સૃષ્ટિમાં મિત્ર સમાં બની રહે છે.

એક વખત એક આવાં ચોપડાંનો ટોપલો ખરીદતા એક તાજી હસ્તલિખિત નોટબુક મને મળી આવી. તાજી, હાથની લખેલી નોટબુક પર મને પ્રેમ નથી. એટલે હું તેને પાણી ઉના કરવાના બંબામાં વિસર્જન કરવા જતો હતો. એટલામાં મારૂ ધ્યાન તે નોટબુકના પહેલા પાના પર ગયું "ગુર્જર સ્ત્રી.... .મંડળની રીપોર્ટ બુક"! પહેલાં તો મને લાગ્યું કે "ગુજરાતી હીંદુ સ્ત્રી મંડળ"ના ઉત્સાહી મંત્રીઓએ આવકનો નવો રસ્તો શોધ્યાથી આ નોટબુક મને સાંપડી કે શું? પણ મેં નામ ફરીથી વાચ્યું "ગુર્જર સ્ત્રી સંશોધક મંડળની રીપોર્ટ બુક."

મેં આંખ ચોળી. સંશોધક! સ્ત્રીઓનો સંશોધક ક્યો માડીજાયો નથી હોતો! પણ એક મંડલ આવી સમગ્ર પ્રવૃત્તિ આદરે

સમય ખોયા વિના હું ભાઈ પુરુરવાને નિમંત્રણ કરું છું."

તાળીના ગડગડાટ વચ્ચે ભાઈ પુરુરવા ઊભા થયા, જરા ખાસી ખાધી, એમની ચકરી પાઘડી માથાપર દાબીને મુકી અને નીચેનો લેખ વાંચ્યો —



તે વહુવારુ તે ગઈ કાલે જન્મેલા બાળકના મૃત્યુને છાજે એમ કુટી શકે છે.

"પ્રમુખ મહાશય અને સજ્જનો ! મારો અર્ધો હું કેવી સ્ત્રીને આપું છું એ પ્રશ્ન મને ઘણો અઘરો લાગે છે. મેં એની પાછળ દિવસ ને રાત વિચાર કર્યો છે; પણ આખરે મને લાગે છે કે હું દૃઢ નિર્ણય પર આવી ગયો છું. એટલે મારો અભિપ્રાય દર્શાવતાં મને બીલકુલ સંકોચ થતો નથી.

જે સ્ત્રીને હું મારા અંતરનો અર્ધો આપું છું તે સીત્તેર વર્ષની છે (હસાહસ)—બાલવિધવા છે, શરીરે સશક્ત છે, ને સ્વભાવે જબરદસ્ત છે. (તાળીઓ) તે સગાંવહાલાંને કપાવે છે, પડોશને ધ્રુજાવે છે, ન્યાત ને ગામમાં ત્રાસ પ્રસારે છે તેને કોઈની પરવા નથી, કોઈનો ડર નથી, કોઈના પર હેત

નથી, કોઇની શરમ નથી, તે કોઇને સુખે સાચતી નથી, કોઇના સંતોષથી રીઝતી નથી, કોઇની પ્રીતિથી અંજાતી નથી. તેને પોતાના સુખની પરવા નથી. દુઃખ તેને સ્પર્શતું નથી. તેના જીવનનો એક માત્ર ઉદ્દેશ બધાંને દુઃખી કરવાનો છે.

તે આ અનેક કલા પર કાબુ ધરાવે છે. તે અનેક પ્રકારે રડી શકે છે; તે હ્રદયથી તે ગઇ કાલે જન્મેલા બાલકના મૃત્યુને છાજે એમ કુટી શકે છે; પ્રસંગાનુસાર રાજીઆ પણ લલકારી શકે છે; તે ગાલિપ્રદાન, અનેક વાનીનુ અનેક સંબંધને અનુસરીને કરી શકે છે. તે અનેક વિધિનું રાંધણુ રાંધી શકે છે; અને દરેક જમણુ–ખાસ કરી નાતનાં જમણુ પર સર્વાંગે ચટકદાર એવી ટીકા કરી શકે છે. તે ઘરેણાં, લુગડાં પારખવામાં એક્કો છે; અને દરેક જણનાં ઘરેણાંમાં ઝીણામાં ઝીણા દોષ જોઇને વર્ણવી શકે છે.

પોતે વિધવા છે, છતાં દરેક વિધવામાં દૂષણ દેખે છે; દરેક ગૃહસ્થાશ્રમી સ્ત્રીને કુલટા માને છે; ને દરેક બાલિકાને પથ્થરને બદલે અવતરેલી માને છે.

જો કોઇ દુઃખી થાય તો તેના પર દુઃખ વરસાવવામાંજ તે શોભા સમજે છે, જો કોઇ સુખી દેખે તો તેને દુઃખી કરવાની પોતાની ફરજ સમજે છે. જો કોઇ સંપીને રહે તો તેને તે વહાલી શકે છે; જે સહે તેને સહવાનાં રોજુટાં પાડી શકે. તેણે અનેક લોકોને રડાવ્યા છે, ઘણાનાં ઘર ભાંગ્યાં છે; તેમનાં જમણમાં ધુળ નાખી છે; તેમની લગ્નસરામાં આગ મુકી છે. કોઇ સ્ત્રી અણુ, વાંકા સેંથા પાડે, સારા લુગડાં પહેરે, ગાયન ગાય, વરને કાગળ લખે કે સાધુને સુખી કરે, ઘર સાચવી ચાલે કે કોઇ પુરુષ જોડે વાત કરે તો તે ખાતે છે ને અપરાધીનાં પીછેપીછાં પીંખી નાંખે છે. પુરુષો ચહેરો રાખે, ચાંદલો ન કરે, ચોથી વારનાં લગ્ન કરવા ના પાડે, જામો પાઘડી પહેરવા ના કહે, વૈરી જોડે બહાર જાય, કે મા જોડે સંપથી ચાલે તો તેનો પીત્તો ઉછળી આવે છે, ને અપરાધીને તે દંડ દેવા માંડે છે. અને આ બધું કરવામાં તેને તસ્દી પડતી નથી. જાલ ઓઢવે છે, ચન્દ્રિકા અમી વધારે છે, તેનીજ સ્વાભાવિકતાથી આ નારીરત્ન આ બધા પ્રયોગો ચારે તરફ કરી શકે છે. અને તેને માટે તેને એકજ શસ્ત્રની જરૂર છે–તે તેની જીભ. તેમાં વિષ સ્ટીક્ટ* સમું છે, શક્તિ સુરેંદ્રનાથ સમી છે, ચપલતા એબીબીસેં સમી છે. તે જીભ થાકતી નથી; તેનું વૈવિધ્ય ઘટતું નથી; તેનુ વિષ ઓછુ પડતું નથી (તાળીઓ). વ્યવસ્થા સાચવવા સરકાર કરોડો રુપીઆ ખરચે છે, તે આ બાઇઓ સ્ત્રી એકલા જીભે વગર ખરચે રાખી શકે છે.

હું તેને અર્ઘ્ય આપું છું. તે આપણા પુરાણ ને પુનિત સંસારની ધારક છે; આપણી પવિત્ર ને પ્રાચીન પ્રણાલિકાઓની રક્ષક છે. તે ન હોય તો સમાજની વ્યવસ્થા તુટી જાય, સ્વચ્છંદ પેસી જાય, ત્યાગ તુટી જાય એવં બગડી જાય. નારી રંડી જાય. એના વિના આપણે આજે રહી ગયાં હોઇએ, કે ખોરી થઇ ગયા હોઇએ. એના વિના સમાજ નાશ થઇ જાય, ધર્મનો લોપ થઇ જાય સંસ્કૃતિ સ્મરણમાં પણ નહીં રહી હોત (તાળીઓ).

આપણે સદ્ભાગ્યે આપણા સંસારમાં આવી એક સ્ત્રી નથી પણ અનેક છે. આવી સાચી કદઃ કુટુંબને ખાતે નથી પડી! ૩૪

* એક અમેરિકન લેખક

તે ફુલની કળી સમ સુકુમાર છે. તેના ગાલ પર ગુલાબના પુષ્પની કુમાશ છે; તેની આંખનાં નિર્દોષ ઉંડાણમાં આકાશનું ગાંભીર્ય છે; તેના હાસ્યમાં પક્ષીઓનું ઉલ્લાસગાન છે. તે ચાલતી નથી—પણ બાલ-હરિણી સમી ઠનગને છે. તે બોલતી નથી પણ ટહુકે છે.



સાચવવાની ઇચ્છા નહોતી. તે બે પાસેપાસે ઉગી રહેલાં બે પુષ્પોની માફક એક બીજા પર નમી રહ્યાં હતાં.

પેલા છોકરાની આંખોમાં તેની આંખ હસતી હતી. તે હાસ્યમાં, કોઇને લોભાવવાનો ઉદ્દેશ નહોતો; જાનવરશાસ્ત્રના સિદ્ધાંતોની શીખવણી નહોતી; સામી આંખો શું કહેશે તેની પરવા નહોતી.

તેનો સ્વચ્છંદ વાયુની લહરીનો હતો; તેનો ઉલ્લાસ ઉડતા પંખીનો હતો; તેનો ચમકાટ પાણીની લહેર પર તરતી ચંદ્રિકાનો

પ્રેરણા યાચતા પુરુષો તરફ તે મદારીની દૃષ્ટિએ જુએ છે......એ ક્યાં મારી ડુગડુગીના અવાજથી નાચે છે—એમ એને લાગે છે.

સખ્યો ! તે આઠ વર્ષની છે. જ્યારે મેં તેને જોઇ ત્યારે એક દશ વર્ષના છોકરા સાથે તે રમતી હતી. ને બંનેના આત્મા લસાપા લાગતા હતા. તેમના સંબંધમાં સ્થૂલ દેહના વિલાસીની લિપ્સા નહોતી; સ્વાર્થ હતો. તેને તે હાલુનાજ જીવનમાં રસ હતો, તે પલનીજ મોજમાં મુક્તિ જણાતી. તેનું શરમાળપણું અપૂર્વ હતું. તેમાં સામાને વશ કરવાનો મુદ્દો નહોતો, લોભ દમાવવાનો હેતુ નહોતો. જેવા તે હસતી તેવા તે શરમાતી.

જુવાનીનો આડંબર, મુગ્ધાનો રોગ પ્રૌઢાની હરામખોરી, વૃદ્ધાની નીરસતા તેને સ્પર્શ્યાં નહોતા. વધૂતાનો વિલાસશોખ તેણે જાણ્યો નહોતો; માતાપદનો વિકાર તેણે અનુભવ્યો નહોતો. સંસારમાં પુરાને પુરવા માટે તેણે ગૃહપત્નીનું સ્વરૂપ લીધું નહોતું ચોમેરનાં પાપો અને દુઃખો તેને દેખાતાં નહોતાં. પુરુષોની નીચતા ને સ્ત્રીઓની અધમતા તે સમજી નહોતી તે અસારમાં કલ્લોલ કરતી ઉડતી હતી ત્યાં ને ઉડતી ત્યાં પુષ્પોનો પરાગ પ્રસરતો.

અને તે બાલિકાની નિર્દોષતામાં આખી સૃષ્ટિનું સત્ય સમાયેલું લાગ્યું, તેના હૃદયમાં અમરભૂમિની આશા સરખી મીઠાશ સંભળાઈ

મેં સ્તબ્ધ બની તેને જોયા કીધી ને અપૂર્વ ને અણખીલ્યા આત્માના અનિર્વચિત આનંદની અનુભવિકાને મેં મારા અંતરનો અર્ઘ્ય આપ્યો.

ડા. બાઈ હેમ્લેટના ભાષણમાં લીન થએલ સર્વેને તાળી પાડવાનું ભાન ન રહ્યું પળવાર શાંતિ પ્રસરી રહી. ભાષણનો જાદુ બીજી પળે તૂટ્યો અને સભાએ તાળીના ગડગડાટ સાથે આ ભાષણ વધાવી લીધું ત્યારબાદ ડા. બાઈ ડોન જુઆન ઉભા થયા —

"પ્રમુખ સાહેબ અને મારા ભગિનીઓ સદ્ગૃહસ્થો! હું અર્ધાઈ એવા ગત યુગની એક સ્ત્રીનું વર્ણન તમારી આગળ રજુ કરવાની રજા લઉં છું.

તે વૃદ્ધ છે, ઉંચા કુટુંબના બહોળા પરિવારની તે જનેતા છે; અનેક કુટુંબોની મદદગાર ને સલાહકાર છે તે ગૌરવનો અવતાર છે: ગૌરવ—અભિમાનનો, અસ્પર્શનાનો નહીં પણ ડહાપણનો, વિવેકનો—નોકરીનો ને સભ્યતાઈ વિનાનો. એકેએક શબ્દમાં, એકેએક કાર્યમાં સન્માન ને પરમાન અને જળવાય એવો અવર્ણનીય ગૌરવ તેની સ્નેહાળતા અનુપમ છે. તેમાં ઉભળકાના કુદકારા નથી, પણ વિવેકની શાંતિ ને નીખાલસપણું છે. અણજાણ્યા મળનારને પણ પળવારમાં તે ઘર જેવો ભાસ કરાવી શકે છે લાડકવાયાં છોકરાં પણ તેનો આજ્ઞાનો ભાગ લઈ શકતાં નથી

એના જીવનક્રમ મધ્યે, વ્યવહારૂ ને પ્રમાણબુદ્ધિ પર રચાયો છે પોતાનો તેમજ પારકા સૌ માપે ને બધો કારભાર ખુશીથી, ઉંડી નજરથી વ્યવહારૂ બુદ્ધિથી ને વિશાળ અનુભવથી મેળવેલા જ્ઞાનની મદદ વડે તે કરે છે. ગૃહજીવનમાં એક પ્રસંગ એવો નથી કે જેની તેને માહીતી નથી ઘરમાં એકેએક ચીજ પર તેની નજર રહે છે. ભવિષ્યમાં કઇ વખતે શું જોઈશે, કઇ છોકરીને શાની જરૂર પડશે ને કયા સગાને શી વસ્તુ આપવી જોઈશે—એ બધાની તેને તરત સુઝ પડે છે ને ચીવટને પાડી શકે છે

ઘણાં પહેલાં ગરીબી હતી ત્યારથી તે તેને ત્યાં પૈસાની આવજા થઈ ત્યાં સુધીનો તેણે ચોક્કસ હીસાબ રાખ્યા છે. દરરોજ તે રોજમેળ લખે છે, દર મહીને ખાતાવહી બનાવે છે. ચાર ના વર્ષોના હીસાબની તુલના કરે છે મહીને ૧૫ રૂપીઆમાં પણ જે વ્યવસ્થાને મોકળાશથી નભાવી ઘર ચલાવ્યું તે રીતે રીતે મહીને ૫૦૦૦ રૂપીઆમાં તે ચલાવી શકે છે તેને પ્રતાપે દરેક ચીજના બને તેટલા ઉપયોગ થાય છે; દરેક રીતની કસર થાય છે, દરેક રીતનો વિવેકહીણ ખર્ચ અટકે છે. તેની વ્યવહારૂ બુદ્ધિ આડંબર કાર્યથી ડરતી નથી. નોકરની વ્યવસ્થા, જમીનની ઉઘરાણી, વેપારીઓના હીસાબની સમજુત તે મદદનીશ વગર કરી શકે છે. કુટુંબમાં કોઈ દરબારી ઓફીસ આપનાં કામેજ થડાયક-

ની કલાથી હસ્તાવેલો એકઠા કરે છે; જાજમાની-ઓ તૈયાર કરે છે; વસ્ત્રોને વાંમતો પુરી પાડે છે.

હીંદુ સ્ત્રીના ઉદાત્ત જીવનનું એક પણ ક્ષેત્ર તેણે અણખેડ્યું રહેવા દીધું નથી. કાગળ ખાંડી તેણે ટોપલીઓ કરી છે; વાનીવાનીનાં પકવાન રાંધ્યાં છે; જાતે બેસી ઘરેણાં કરાવ્યાં છે; નજર હેઠળ ઘર બંધાવ્યાં છે.

અને સાથે નવયુગની સ્ત્રીની કલાઓ વર્ષો પહેલાં તેણે હાથ કરી છે. તે ભરી જાણે છે, ગાઇ જાણે છે, ને ભજનો રચી શકે છે. ત્રીસ વર્ષ પહેલાં તે થોડું અંગ્રેજી શીખી અને સ્વાભાવિક બુદ્ધિથી કવીઓ ચીતરવા શરુ કરી. ગુજરાતી કવિઓ, પુરાણો ને કથાઓ, યોગવાશિષ્ઠ ને ગીતા, આજની નવલકથા ને ચાલુ ક્રમિક સાહિત્ય તે રસ લઇને વાંચી શકે છે. તેણે પારમાર્થિક જીવન સ્વીકાર્યું નથી; પણ જેને તેણે મદદ નહીં કરી હોય તેવું તેના સંબંધમાં ભાગ્યેજ કોઇ હશે. ઘણાના સંસાર તેની સલાહથી ચાલે છે; કેટલાકના ઘરનો તેની દેખરેખ હેઠળ ચાલે છે. તેને દેશી ઉપાયો ને વીલાયતી સામાન્ય ઉપચારોની ખબર છે; અને તેની મેંમાનગીરીને પરિણામે કેટલાક જીવો યમસદનનું આતિથ્ય સ્વીકારતા રહી ગયા છે.

તે છોકરાને છોકરીઓને દરેકને યોગ્ય સંસ્કાર બાલપણથીજ અર્પી શકે છે; ને મોટા છોકરાઓના જીવનવિકાસમાં મદદ પણ કરી શકે છે. આનેલાં દુ:ખો તેણે સહ્યાં છે; પડેલી વિટંબનાઓ ફેડી છે. અને આ ઉમરે તે જુવાનીઆઓ રસ લઇ વાત કરી શકે છે, ને નવયુવતીઓને રસિકતાના માર્ગ અને દુ:ખીઓને વૈરાગ્યજીવનના પાઠ શીખવી શકે છે. આ ઉમરે ગૌરવની છટા વધી છે છતાં તેની મૃદુતા તેમાંને તેવી છે; અને નીખાલસ અંતરની ઉર્મિઓ અનુભવતાં તે આંસુ સારી શકે છે.

ગૃહસ્થો! આ વર્ણનમાં અતિશયોક્તિ નથી. હાલના જમાનાની દીગલીઓના પરિચય પરથીજ જેઓને સ્ત્રીઓનું જ્ઞાન છે, તેને આ ચિત્ર કાલ્પનિક લાગશે અને જેમ જેમ અજ્ઞાન ને છીછરાપણાની વૃદ્ધિ થતી જાય છે—મોજ ને શોખમાં સ્ત્રીઓનું જીવન સમાપ્ત થતું જાય છે તેમ તેમ આવા નમુના કલ્પનાસૃષ્ટિની બહાર ન જડે તો તેમાં નવાઇ નથી.



મનુષ્યવિક સને વિજય મ ધવ ત પર ન-ડી આ ગુજરાતી ઓનેજ માત્ર અર્ધ્ય ધરે છે.

ગયા જમાનાના અવશેષરૂપ આ અર્વાચિન સ્ત્રી આજકાલની તેની બહેનોને ઝાંખી ને ફીક્કી પાડે છે; અને તેને તેને હું મારા અંતરને અર્ધ્ય આપું છું."

પછી ગ. બાઇ કુંવર ઉભા થઇ પોતાનો અભિપ્રાય સભા સમક્ષ રજુ કર્યો.

[ વધુ માટે જુઓ પૃષ્ઠ ૩૨૯ ]




લેખિકાઃ

સૌ. કનુબહેન દવે.

દૂર દૂર વર્ષની પ્રીતડી રે
સ્નેહના દીપક હોલાય
આજ સ્નેહનો દીપક હોલાયઃ
જુની પ્રીતડી રે

દૂર દૂર વર્ષની પ્રીતડી રે
હૈયાના કાટા ભોકાય
આજ હૈયાના કાટા ભોકાય
જુની પ્રીતડી રે

દૂર દૂર વર્ષની પ્રીતડી રે
આસુડે નીર ભીંજાય
આજ આંસુડે નીર ભીંજાય
જુની પ્રીતડી રે

દૂર દૂર વર્ષની પ્રીતડી રે
વહાલા અમોલા થાય
આજ વહાલા અમોલાં થાય
જુની પ્રીતડી રે

દૂર દૂર વર્ષની પ્રીતડી રે
આત્માથી આત્મા ઠેલાયઃ
આજ આત્માથી આત્મા ઠેલાયઃ
જુની પ્રીતડી રે.

દૂર દૂર વર્ષની પ્રીતડી રે
રુદનની વેણુ સુણાય
આજ રુદનની વેણુ સુણાય.
જુની પ્રીતડી રે.

દૂર દૂર વર્ષની પ્રીતડી રે
પ્રેમના મંડપ ચીરાયઃ
આજ પ્રેમના મંડપ ચીરાય.
જુની પ્રીતડી રેઃ

દૂર દૂર વર્ષની પ્રીતડી રે
સ્નેહીથી સ્નેહી ત્યજાયઃ
આજ સ્નેહીથી સ્નેહી ત્યજાયઃ
જુની પ્રીતડી રે.



# જોન ઑફ આર્ક

લેખિકાઃ

**સૌ. બહેન લીલાવતી**



જોનના ચિતારોહણ પ્રસંગનું દેવળમાં મુકાયલું સ્મારક-ચિત્ર

**જ્ઞાની** છતાં જ્ઞાનીઓને ગુંચવનાર, આહીરપુત્રી છતાં દેશના સર્વોત્તમ [પદ]ને શોભાવનાર, અબળા છતાં બળવાનોનાં [મ]ાન મુકાવનાર કુમારિકા જોનના નામે કયા સંસ્કારી જનનાં હૃદય ભાવભીનાં નહીં થયાં હોય! એની વિજયકથાથી હૈયાં ધમકી ઉઠે છે, એના જીવનના અંતની કરુણતાથી આંખમાં અશ્રુના પુર છલકાય છે. એની બાલક સમી સરલતા અંતરને વશ કરે છે. એનું મુત્સદ્દીઓને લજાવે એવું ડહાપણ પ્રશંસાની ખુમારી આણે છે. જોનનું જીવન એનું એકલીનું જ નથી પણ જગતનું એ છે. એની નસેનસના ધબકારા આપણામાંએ ધ્રુજારી આણે છે.

ઘેટાંને ચારનારી એ વનબાલાએ સત્તર વર્ષની વયે ફ્રાંસના સેનાપતિનું મહાન પદ શોભાવ્યું. અને ઓગણીસ વર્ષે માનવોની—એના દેશજનની કૃતઘ્નતાને પરિણામે, અને સ્વાર્થના અંધાપાથી અંધ થએલા, એની મહત્તાને ન જોતા એના પ્રતિપક્ષીઓની—નિર્દયતાને પરિણામે એ બાલાના કોમલ શરીરની આહુતિ અગ્નિદેવને અપાઇ, પણ એનો અડગ આત્મા તો અડગ અને અવિચલ જ રહ્યો. આ જગતનાં અન્યાય અને બંધન એ જોન જેવા આત્માને બાંધવા કદીએ સમર્થ નથી જ નીવડતાં.

પણ જોન સ્વભાવે યુદ્ધપ્રિય ન હતી. શત્રુ કે મિત્રપક્ષના કોઇ ઘાયલ સૈનિકને જોતી તો એ નવધાર આંસુએ રડતી અને એની સુશ્રૂષા કરતી. એ સૈનિકોના કુટુંબીઓનો વિચાર—કોઇ નિરાધાર માતા કે વાટ જોતી સુવતી અને સોહામણાં તોએ દયામણાં થએલાં બાલકોનો વિચાર એને તરતજ આવતો પણ એમાં એની 'નબળાઇ' ન હતી. કઇ યુક્તિ કે કયું નીશાન શત્રુપક્ષમાં આબાદ લાગશે એનો વિચાર પણ એ એકલી જ ઝડપથી કરી શકતી. મંત્રીઓની સભામાં એના શબ્દોનો રણકાર અનેકની શંકાઓનું નિરસન કરવા બસ હતો. એના સૈનિકોમાં એનું ઉલ્લાસ-

ભર્યું બાલકસમું મુખડું દર્શનમાત્રથી હજારો યોદ્ધાઓમાં શ્રદ્ધા અને ઉત્સાહને પ્રેરવા સામર્થ્યવાન હતું. એના નામમાત્રથી જનોમાં આશા ઉભરાતી. એને જોવી એ એક મહત્ પુણ્ય મનાતું. એની સાથે વાત કરવી એ જીવનનો એક સુભગ અને સ્મરણીય પ્રસંગ ગણાતો. અને આ સર્વ એક નાનકડી સત્તર વર્ષની બાળાને માટે. નિઃસ્પૃહ સમા જોન તો એકલીજ છે અને એકલીજ રહેશે.

એના અમીર મિત્રોના કોલાહલમાં એના ઘેરાં ચારનાર સાથીઓ એનાથી કદીએ વિસરાયા નહતા અશ્વોના હણહણાટ વચ્ચેએ એનાં ઘેટાં એને નિરંતર યાદ આવતાં. એનું બાલ્યવયનું સાથી પરીઓનું વૃક્ષ એને સદાય પાછા ઘેર જવા ઉત્કંઠિત કરતું. વૈભવે એને કદીએ આકર્ષી ન હતી. પણ આ સર્વ પ્રિય વસ્તુઓમાં પ્રિયતમ એનો દેશ હતો એને કાજેજ એ જીવી. જ્ઞાની ઉત્કંઠાઓથી ઉત્કંઠિત થવાને સમોવડ આહ્લાદોની આહુતિ એણે દેશ કાજેજ આપી, અને દુશ્મનનેયે રડાવે એવા ભયાનક મૃત્યુએ મરી તે પણ એ દેશનેજ માટે. એવી તો એક માત્ર જોનજ

મૃત્યુ સામે છતાંએ એની સાવચેતતાઓથી એ ચળી ન હતી. યમદૂત સમા ન્યાયનો ડોળ કરનાર વિદ્વાન ગણાતા મુત્સદ્દીઓએ આ બાળકીની બાલક બુદ્ધિને છેતરી ન શકાતા શકયા એના વિશ્વાસની અચળતા ડોલાવવી એ માનવ સામર્થ્યની બહારની વાત હતી એના ઉત્તરોની અદ્ભુતતાથી તો દુશ્મનોનેએ આશ્ચર્ય પોકારવું પડતું. પણ જોનને એ ન્યાયના પાખંડમાંથી ત્યારે ન્યાય ન મળ્યો. આજ જોન, જગત્ તને વંદે છે, અને જગતની મહાન વિભૂતિઓમાંએ તારું અનન્ય-સ્થાન ક્યારનું એ સ્વીકારે છે.

જગતે મહાન્ આત્માઓના દ્રોહ કરવામાં કદીએ પાછું વાળીને જોયું નથી. એમને રંજાડવા એ તો જગતનો એક કાયદો લેખાય છે. એનું પ્રાયશ્ચિત્ત એને ડગલે ડગલે કરવું પડે છે અને તોય એ એના જુના ક્રમથી નિવૃત્ત થવાને જરાએ તત્પર નથી. મહાન આત્માઓનું બલિદાન એ તો પરાપૂર્વની પ્રથા થઇ પડી છે જોન હોમાઇ પણ ફ્રાંસને સ્વતંત્ર કરીને. આજ તો એની યશ-કથાનાંજ સ્મરણ કરવા રહ્યાં.

મહત્તાનું પ્રથમ લક્ષણ લોકહૃદયની નાડીનો ધબકાર પારખવો એટલું જ નહીં પણ એને દિશા સૂચવવી અને વેગ આપવો એ પણ છે. જનતાનું હૃદય પારખનાર એમના સમયમાં ઉંચે આવે છે પણ અમરતા નથી પામતા. જોને એ માર્ગ દર્શાવ્યો. ફ્રાંસની નમૅનસમા પરતંત્રતાના જકડાએમાં



એ બનબાળાએ સત્તર વર્ષની વયે ફ્રાંસના સેનાપતિનું મહાન્ પદ દીપાવ્યું.

દિશની ર ગભૂમિ પર સત્તાધારી મહા રાણીઓ અને નવનચાપથી વશ કરતી હૃદયરાણીઓ ઘણી જન્મી છે. પતિમાજ મુક્તિ દેખનારી પતિવ્રતાઓ સર્વદેશ અને સર્વકાળમા દુર્લભ નથી હોતી. સમય આવી પડે ના સિદ્ધણો સમી ગર્જના કરતી ક્ષત્રિઆણીઓએ યુદ્ધમા ઝુકાવ્યાના ઉદાહરણ અપરિચિત નથી - સર્વ કલામા પારગત હૃદયહારિણી માનિનીઓ આજે પણ આપણે જોઇ શકીએ છીએ. કલ્પનામાં ઉડનારી કવયિત્રીઓ અને દેવમાતાઓ પણ જડી શકે ન જડે માત્ર બાળક છતા બલવાન્, જ્ઞાન વિના નિપુણ એ તો એક જૈન



પ્રતિપક્ષીઓની નિર્દયતાને પરિણામે એ બાળાના કોમળ શરીરની આહુતિ અગ્નિદેવને અપાઇ

એણે નયનને દોરે નર નચાવ્યા નથી એણે સત્તાના તોરે કોઇને ચઢાવ્યા નથી ર-ંગમાથી • • ઉતરી આવેલી દેવી સમી એની પાંખોના પ્રકાશમા એણે જગત્ અજવાળ્યુ છે.

સ્ત્રીઓના કપાળે લખાએલુ પતિ કે પુત્રોથી ઓળખાવાનુ મહત્ત્વ (!) જૈનને નથી મળ્યુ. વીરપત્ની કે વીરપુત્રી હતા એ બચી ગઇ છે જૈનની કીર્તિકથા તો માત્ર એનાજ નયનોમાં-થી જન્મી છે

એના નિર્મળ આત્મામા દૈવ શત્રુપ્રત્યેએ

[વધુ માટે જુઓ પૃષ્ઠ ૩૯૮]



એકાદ મહાન યુદ્ધ પછી આરામ લેતી જૈનને દેવદૂતના સ્વપ્ન આવે છે.



# દયારામની ગોપી


લેખક :
રા. શંકરપ્રસાદ છગનલાલ રાવળ,
સભ્ય, સાહિત્ય સંસદ.
ચિત્રકાર :
રા. ગોરધનભાઇ ઉમેદભાઇ પટેલ,
સભ્ય, સાહિત્ય સંસદ.


આપણા દેશના સ્ત્રીજીવનના ઇતિહાસમાં ગોપીજનોએ સનાતન અને અમર પદવી ભોગવી છે. કોને એનો પરિચય નથી? કોઇ પણ દેશકાલના પુરુષાર્થભર્યા માનવજીવનને સમૃદ્ધ કરી શકે એવા આદર્શોના મૂર્તસ્વરૂપ અને પરમાત્મા તરીકે પૂજાતા શ્રીકૃષ્ણની અદ્ભુત બાલ્યાવસ્થા અને કિશોરાવસ્થાને રમણીય હૃદયસૌંદર્યોની રસવિપુલતાથી વધાવી લેનાર એ આકર્ષક, પૂજક, પ્રેરક, પોષક અને પૂજ્ય રમણીયોનિઓને કોણ વીસરી શકે? શું સાદી સીધી લોકવાણીએ કે શું પ્રખર અને રસાળ સાહિત્યે એ રમણીઓનાં રમ્યજીવનોને સ્નેહપૂર્વક પોતાનાં હૃદયમાં સદાનો વાસો આપ્યો છે. તેમની રસલીલા ગાવામાં આપણા અને અન્ય દેશોના પ્રસિદ્ધ કવીશ્વરોએ પોતાના રસભંડારો ખાલી કરી ભક્તિભાવની રેલછેલ કરી આપણને અમૂલ્ય રસસાહિત્યના વારસદાર બનાવ્યા છે. વ્રજવનિતાઓનાં આ ત્યાગી અને પ્રેમળ જીવનોને દયારામભાઇની આર્દ્ર અને સૂક્ષ્મ રસિકતાએ રંગપૂર્વક આલેખી આપણા સાહિત્યમાં જીવંત, રસભરી અને ચિરસ્મરણીય કરી દીધાં છે. એ ગોપિકાઓના જીવનના પરિમિત પરિચયને આજે કંઇક તાજો કરવા આપણે પ્રયત્ન કરીશું.

દયારામભાઇની ગોપિકાઓનાં જીવનના આદર્શોની સાથેજ આપણી ગત અને વર્તમાન સ્ત્રીસૃષ્ટિના આદર્શો આપણી આગળ આવી ઉભા રહ્યા વગર રહેતા નથી. સંસારના આ સુંદર અર્ધાંગમાંની વેદકાલની કેટલી અરુંધતિઓ તારારૂપે આકાશના ગહન સૌંદર્યમાં વૃદ્ધિ કરતી કૃષ્ણયુગની આ ગોપિકાઓના સુંદરીસંઘમાં ભળી સંસારીઓને જીવનનાં પ્રેરણાપીયૂષ પાય છે! જીવનની મીઠી કવિતા જેવી કેટલી સાવિત્રીઓ અને સીતાઓની સૌમ્ય મૂર્તિઓ, કેટલી દ્રૌપદીઓ જેવી તેજસ્વી અને વિરલ સહધર્મચારિણીઓ આ વનિતાવૃંદને શોભાવી એમના આત્મસમર્પણના આદર્શો યાદ કરાવી સ્ત્રીજીવનના સુંદરતાની આદર્શમૂર્તિઓ આપણી આગળ રજુ કરે છે! ઇતિહાસકાલની પેલી કેટલી મીરાંઓ પોતાનાં વિષયજીવનોને હૃદયેશ્વર શ્રીકૃષ્ણની ભક્તિમાં રસલીન કરતી દેખાય છે? સ્ત્રી જાતે પુરાની મહીઆરી સંસારપાશમાં દબાતા જીવની મહત્તાના નાયક રસેશ પરમાત્માનો સંભારો શ્રીકૃષ્ણ રામનો રસદીપ સીમત આ ભાવમાં

[illegible]ના મનોહર વિહારોમાં કે એકત્વના
[illegible] રંજન જીવનસંબંધમાં ગુથાયલી
[illegible] તેઓ કેવા [illegible] જીવનો
છે, અને ગુથાવે છે ? આપણા
[illegible] સ્વર્ગની પેલી સુરસ્વતીઓ,
લક્ષ્મીઓ કે પાર્વતીઓના અવતારો જેવી
આપણાં જીવનોને ઘડનારી વિવિધ શક્તિઓ,
દેવીઓ, યોગિનીઓ અને જગદમ્બાઓ આપણ
ને આ સુંદરીસંઘમાં દેખા દે છે કે નહીં ?

આપણે ઇચ્છીએ છીએ કે આપણા દેશ-
કાળને હવે કોઈ અદ્ભુત અને નવું આદર્શ-
ભર્યું નારીમંડળ જોઇએ છે. એ નારીમંડળ
આપણે એવું માગીએ છીએ કે આપણા
સંસારના નિસ્તેજ મુખને એ અરુણના અનેરા
રંગથી રંગે, એમાં સુકાઈ ગએલા રસને ફરી
એકવાર પાછો વાળી રેલછેલ કરી દે. આપણા
દેશકાળનું કાયમનું કલેવર જાણે આપણા વિરાટ
આત્માના વિકાસનું પાત્ર મટી નાલાયક બની
સત્યવાનની માફક અકાળ મૃત્યુદશામાં સુતું છે!
કોઈ સાવિત્રીએ એને સાચા સ્ત્રીજીવનની જાદુ-
ભરીના મંત્રથી અમરો નોતરી સજીવન કરવું
જોઇએ. સાચું સ્ત્રીજીવન આ સાવિત્રી આવી
સ્ત્રીજીવનની તપશ્ચર્યાની કે આત્મભોગની મૂર્તિ
હોઈ શકે. એવી મૂર્તિ બનવા જેવો રસ જીવ-
નારી ઋષિઓની માફક સ્ત્રીઓએ રસેશ
પરમાત્માનો રસ ઝીલવો, પીવો અને તરસ્યા
સંસારને પાવો. જીવનનું પ્રભુમેયુ કોઈ ધ્યેય
એમણે નહી કરવું. ગોપિકા અને શ્યામસુંદરે
આવો રસ પીધો છે અને માનવજીવનને જોઇતું
ગીતગોવિંદાદિ બીજા સાહિત્યોમાં એની અમર
નોંધો રાખી છે.

ગોપિકાઓ સાથેના આપણા સંસાર-
આવા સ્નેહસંબંધને લીધે આબાલવૃદ્ધો
એ આપણી સાથે સુખે વીતવા છતાં સુપરિચય
માં રહી છે અને કોઇપણ દેશકાળને એમણે
રસ અક્ષયપાત્રરૂપે એ સદા આપતી રહે છે.
આપણા સંસ્કૃત, પ્રાકૃત કે પ્રાચીન ગુજરાતી
સાહિત્યકારોને પગલે પગલે ચાલી દયારામે
આપણને ગોપિકાઓના ચિત્રો આપ્યાં છે. રસ
વિશારદ એ કલાવિધાયકોએ ગોપિકાઓ-
ના વિભાગ પાડ્યા છે. કાત્યાયનીવ્રત
આચરી પોતાના મનોવાંછિત પતિ મેળવનાર
ઋષિરૂપા ગોપિકાઓ તરીકે, રસેશ પ્રભુ સાથે
વિલાસ રમનાર ચંદ્રાવલિ આદિ ગોપિકાઓ
તરીકે, અને ત્રીજી પ્રભુ સહ સદા વિલાસ ખેલતી
રાધા તરીકે.

દયારામભાઈના ભિન્ન હૃદયસર્વસ્વને
સમભાવ અને સ્નેહ એમની હૃદયરમની કલ્પના
મૂર્તિઓરૂપ ગોપિકાઓ પ્રતિ દર્શાવ્યો રહ્યો
છે અને દેખાયો છે. એટલું જ નહીં પણ
એમના સંપ્રદાયની આધ્યાત્મિક સુત્રમાં તો એ
પોતાને પણ એક ગોપિકાનો અવતાર માનતા.
નીચેનું પદ આ વાત સ્પષ્ટ કરે છે —

"મારો નેહ લાગ્યો રે આ શામળીઆ સાથે !
મારો નેહ લાગ્યો રે આ પાતળીઆ સાથે !
મારો

સાંભરી આવી મને પ્રીત પુરવની,
ને અતલબ આજ જાગ્યો...

સામાન્ય એક દર્શાવે છે. ગોપિકાઓ માફક કવિ પણ કહે છે:—

"એક વર્યો ગોપીજનવલ્લભ, નહીં સ્વામી બીજો !
નહીં સ્વામી બીજો રે, મારે નહીં સ્વામી બીજો !"

* * * *

"દાસી તમ તણી રે! તમને સોંપ્યું તનમનધન!
મનના માન્યા છો રે! જીવું છું હું શ્રીમુખ જોઇ;
પીઅર ને સાસરે રે! વહાલું તમ સરીખું ન કોઇ."

* * * *

"ટાઢક અંતરની રે! મારા પ્રાણજીવન આધાર!
પ્રીતમ દયાતણા રે! મારા લોચનના શણગાર!"

દયારામભાઇ પોતે આમ આવી એક ગોપિકાજ છે. એમનાં અલૌકિક લગ્ન એક પુરુષોત્તમ વગર બીજા કોઇ સાથે નથી. એમના અને ગોપીઓના જીવનના આદર્શ આમ ન્યારા છે અને માનવજીવનની આપણી મર્યાદિત દૃષ્ટિ એમના કે ગોપીજીવનમાં માનવને સુલભ બાંધો જોવા પ્રયત્ન કરે તો એ કહી દે છે કે "ગોપીગોવિંદની ગત ન્યારી શું જાણે સંસાર રે?"

દયારામભાઇએ પોતાને અને ગોપીઓને એમના હૃદયેશ્વર માટે ઝુરતાં, ઝંખતાં અને બળતાં ચીતર્યાં છે. કૃષ્ણના જન્મોત્સવને વ્રજના નારીસંઘે વારી ફરી-વધાવી લીધો છે અને એના આગમનમાં વ્રજના કે જગતના વિકાસ અને વિજયના આરંભનાં સુચિહ્નો જોયાં છે. કૃષ્ણનું સૌંદર્યભર્યું સ્વરૂપ અને એની બાલલીલા જોઇ યશોમતીની સાથે આ વ્રજવધૂઓના સંસારોમાં અને હૃદયોમાં પણ આનંદની રેલીઓ ચઢ઼ળી. [illegible] બાલપ્રભુના પરાક્રમોથી જે ચકિતતાઓ [illegible] થઇ ભાન ભુલી ગઇ છે અને

"તૂપન થયા પછી રે માઝ વિવિધ રમકડાં આપે;
બેસે આંગણામાં રે ગોપીજન લઇ હૈયા ચાંપે.
બાલકવેષ છે રે પણ રૂપ છાનું સહુને આ
કોઇને કહે નહીં રે અબલાજન ચ
સોતી ભામણાં રે નીરખે શિશુ [illegible] ચુમે;
ઘેર જવાય નહીં રે ચસ્કયું [illegible] ઘુમે."

વ્રજવાસિનીઓના આનંદનો [illegible] આમ પાર રહ્યો નથી. ગોપજનો અને ગોપીજનો જેવાં નિર્દોષ કુદરતને ખોળે ખેલતાં હૃદયધારક લોકોના હૃદયસામ્રાજ્યની પાટે વ્રજનો સમ્રાટ્ આમ બીરાજી શકે અને ઝુલાઇ શકે એમાં નવાઇ નથી. વ્રજરાજની બાલ્યાવસ્થા ખીલે છે. એને કિશોરાવસ્થાનો પટ ચઢ્યો છે. એની વિરલ રમતો અને એનાં વિવિધતામય તોફાનો ગોપીજીવનોનાં પ્રકરણો અને પ્રકરણો ભરવા સમર્થ છે. નારીજનોનાં હૃદયો ઉપર એની મોહક સત્તાના ચર જામતા જાય છે. એ સ્ત્રીઓની સૃષ્ટિ માત્ર એનામાંજ પોતાના પુરુષો સંબંધના આદર્શોનું કેંદ્ર જોઇ શકે છે. આખા ગોકુલને નહીં પણ વ્રજને એણે ઘેલું કરી દીધું છે.

માર્ગશીર્ષના પ્રથમને દિવસે યમુનાસ્નાન કરી બાલાઓએ કાત્યાયની વ્રતનો આરંભ કર્યો અને મનમાન્યો વર પામવા એક માસનું અસિધારાવ્રત પુરું કરી કાત્યાયની માતાને આરાધી. "કાત્યાયનીના ગરબા"માં કવિએ આ અબલાઓની ભાવાત્મક આશાઓને સફલ કરી છે અને વચનમાં આપેલો રાસ રમી એમના કોડ પુરા કર્યા છે. યુવતીઓના પતિઓના આમ એ આદર્શ હતા.

વ્રજદેશની સુંદરીઓના સંઘ મળીને મહી વેચવા જાય છે એ સંઘની મધ્યમૂર્તિ રૂપરૂપનો ભંડાર શ્રીરાધા છે. ક્યાં અને કેવી રીતે એ નાના રસિક હૃદયેશ્વરનો સંગમ સાધવો એની સુંદરીઓમાં રસિક ચર્ચા ચાલી રહી છે. અને રસ્તામાં કંઇકો સમાગમ સધાય છે. પણ પ્રેમની રકઝક અને સામસામી રસિક પ્રશ્નોત્તરીઓ જામે છે. "મહીઆરી ગોલી ચાલી ચાલી વેચવા" અને "આરમુડો મેલો મોહન-

સ્વતંત્ર ઉત્કૃષ્ટતા કૃષ્ણ અને ગોપીઓનાં આપણા કવિવરે પાડેલાં ચિત્રોમાં આપણે જ્યાં ત્યાં જોઇ શકીએ છીએ. આપણા લોકજીવન કે સાહિત્યમાં પ્રતાપી પાત્રોની ન્યૂનતા છે ત્યાં માનવતા અને દિવ્યતા વચ્ચેના સેતુને સાંધી શકે એવી સ્નેહજીવનના દેહાર્પણ, પ્રાણાર્પણ કે આત્માર્પણની સમર્થ પાત્રાવલિઓ આપણને આ ગોપીઓ તરફથી મળે છે.

ગોપિકાજીવન જેવાં પોતાનાં સર્વસ્વનું અર્પણ કરનારાં પાત્રો કયા ઉચ્ચ આદર્શો ન સાધી શકે ? કૃષ્ણ અને ગોપીઓનાં જીવનના આદર્શોએ એમના દેશકાલ પછીથી આપણી સ્ત્રીજાતિમાં કેટલાં બધાં પ્રેરક અને સમર્થ બળો ઉત્પન્ન કર્યાં છે એ આપણા ઇતિહાસને અજાણ્યું નથી. હજી પણ આપણે એજ જીવનમાંથી પ્રેરણા લેતા નથી ? લોકજીવનનું સામાન્ય લક્ષણ આ યુગલોનાં જીવનોમાં માત્ર વિલાસની સર્વોપરિતા કે વિશેષતા જોઇ રહ્યું છે. આત્માર્પણનો સિદ્ધાંત સામાન્ય દૃષ્ટિથી ઘણે અંશે વીસરી જવામાં આવ્યો છે. પણ દયારામની ગોપિકાના આદર્શમાં એકલા શૃંગારરસના વિલાસની શોભાઓ નથીજ. અને ભરત કે વાત્સ્યાયન મુનિ જેવા રસશાસ્ત્રીઓનું પણ કહેવું નથી કે નિર્મલ શૃંગારરસનાં હેતુ અને સાધન નીતિમાન્ અને ધાર્મિક જીવનની સાધના અને અભિવૃદ્ધિ માટેજ છે? વળી દયારામે એકલા શૃંગારરસની જમાવટમાં ગોપીઓનો ઉપયોગ કર્યો નથી. રસરાજની રસેશ્વરીઓ ભક્તિના મેરામણમાં પણ એટલીજ સમર્થતાથી એટલીજ આત્માઓની મોંઘી આહુતિઓથી વિરહની અમર થએલી અસરોખાય છે.

દયારામે આમ ભક્તિરસથી તરબોળ ગોપિકાહૃદયોને આપણી આગળ એમના શૃંગારરસના એટલીજ પાવરથી શક્તિથી ખુલ્લાં મુક્યાં છે. એ હૃદયોમાં આપણે શૃંગારરસનોજ જેટલો વિવેક અનુભવીએ છીએ તેટલોજ વિયોગદશાનો ભક્તિરસભર્યો નિર્મલ રસ અનુભવીએ છીએ. ઉછળતાં હૃદયોને ત્યાગી [illegible] માટે કેટલું બધું કરુણ કલ્પાંત થાય છે ? ગોકુલ મુકી મથુરાની ગાયામાં પડેલા મોહન માટે—

"ઉધ્ધવ ! નંદનો છોરો તે નમેરો થયો જો !<br>
મુને એકલી મુકીને મથુરા ગયો જો ! ઉદ્ધવ.<br>
એને મુકી જાતાં દયા નવ ઉપની જો !<br>
મુને ભ્રાંતિ પડી છે એના રૂપની જો ! ઉદ્ધવ."

આ ઉપરાંત "ષડ્ઋતુવર્ણન"ના પ્રતાપી કાવ્યની ગોપિકા પણ ઉત્કટ પ્રેમની પરવશતાથી ભક્તિના નિર્મલ ભાવોથી અને પોતાના મનોરાજ્યના આદર્શથી ઝુકેલી ચીતરવામાં આવી છેઃ—

"હા ! હા ! હિવુ ઋતુરાજમાં ન મળ્યા વ્રજરાજ !<br>
સાજ સુખદ સુરભિ તણો મારે આજ અકાજ !<br>
હૈડે પ્રકટી હુતાશનિ કુસુમાકરે ઝાઝી !<br>
અનંગ અનિલ ધમે તે થકી નખશીખ દેહ દાઝી !'

હૃદયેશ્વર માટેની કે આદર્શ માટેની ભક્તિ આનાથી કેટલી વિશેષ તાલાવેલી કરી શકે ? ગોપિકાઓએ આમ પોતાનાં જીવનનાં શ્રેયસ્ સાધવામાં, જીવનની કૃતકૃત્યતા માની છે. એમના આદર્શોનાં ફલ એમણે મેળવી જીવનને સૌભાગ્યવંતાં કર્યાં છે. ઉધ્ધવ જેવા તત્ત્વજ્ઞાનીને પણ ભક્તિરસની મહત્તાની પરીક્ષામાં એ ભક્તિની પ્રેમદેવીઓએ મહાત કરી નમાવ્યા છે.

આમ શૃંગારરસના કે ભક્તિરસના રંગથી ચીતરાયલી ગોપિકા આપણા ચિત્તની ચોર બની રહે છે. આપણે એના કે એના હૃદયસૌંદર્ય ઉપર વારી જઇએ છીએ. આપણી એ આપણા વિવિધ જીવનવિધાનોની કે સ્નેહશાસ્ત્રની કલા આપણી મીઠી ગુજરાતી ગરબીઓમાં કોકિલાઓના મીઠા અને કુમળા કંઠથી

, સાની શીખવે છે. પુરુષો એમાંથી એની
ગુણો મેળવી શકે. સ્ત્રીઓ એનું અનુકરણ
કરે અથવા ધારે તો એને પણ નથી જઈ
...ની મન દૃષ્ટિને નિત્ય એવા કુંજ અદર્શો
[illegible] શકે.

દયારામની ગોપિકાઓ આમ ગુજરાતની
પ્રવાહિકામાં કોઈ અમર, પ્રતાપી અને
ક દેવી જેવી મહાલી રહી છે. વ્રજની ભૂમિ
ઉપર જન્મીને અને પોતાના જીવનને રસ
મય કરીને અમર બની ગએલી એ જીવનની
...ઓ આપણા તેમ બીજા સાહિત્યોમા
...ની દરેગીઓ અમર રાખતી ગઈ છે
...ની અમરતા સાથે એમની અમરતા પણ
આપણા જીવનપટ ઉપર સદા છપાયલી રહી છે
તમને આપણે કેમ ભૂલી શકીએ ? હજી પણ
...માંની કોઈએ ગોપી કોઈ ઘેરા ઘનશ્યામની
... રાત્રિના ગાઢ અંધારમા ગભીનાથી
ઉભેલાં તમાલવૃક્ષોની મધ્યમાં ઉભો એકાંત
આપતા એના હૃદયનાથનો હાથ પકડી આનં-
દથી ડોલ એમ લાગતું નથી ? એના હૃદયની
મીનાઈ એ સમાગમસુખના સુંદર સરોદો
વગાડ્યું વગાડ્યું કરી રહી નથી ? એ અમર
ગોપિકાને તમે તમારી નજર આગળ કલ્પનાથી
લાવો અને તમને એનો સાક્ષાત્કાર થશે જ.

કૃષ્ણની અમર ગોપિકાને આમ દયારામ-
ભાઇની અમર કવિતાએ આપણા ગુજરાતી
હૃદયોમા અમર કરી છે. ગુજરાતની ઉચી
સુંદર જાતિ આ ગોપી પાસેથી શું ન શીખી
શકે ? કૃષ્ણનું પ્રતાપી ઉત્તરજીવન એમના
આ ગોપીઓ સાથેના જીવન વ્યવહારથી કેટલું-
એક ઘડાયું હશે ? કૃષ્ણ જેવી સમર્થ વિભૂ-
વ્યક્તિને ઘડનારી શક્તિઓ બીજી કોણ
હોઇ શકે ?

## સ્વીકાર

પ્રાચીન તીર્થમાળા સંગ્રહ—ભાગ ૧ લો
જૈનાચાર્ય શ્રી વિજયધર્મસૂરિ. પ્રકાશક શા.
અમૃતલાલ છગનલાલ તથા શા. અનુપચંદ
નરસિંહદાસ, ભાવનગર મૂલ્ય રૂપીઆ અઢી
ગુજરાતના ઇતિહાસમાં ઉપયોગી થઇ પડે
એવા સાધનો સૂચવતો આ સંગ્રહ વિદ્વત્તાપૂર્વક
સંશોધી આચાર્યશ્રીએ આપણા ઉપર મોટો
ઉપકાર કર્યો છે ગુજરાતના ધર્મ, સમાજ,
સાહિત્ય અને ઇતિહાસ ઉપર આવાં પુસ્તકોથી
ઘણો પ્રકાશ પડે. જૈનેતર ગુજરાતીઓ માટે
પણ આવું પુસ્તક કોઇ રીતે ઓછું ઉપયોગી
નથી જૈનધર્મના નવીન ઐતિહાસિક દૃષ્ટિએ
સમજાવવા ઇતિહાસની ગુજરાતનો ઇતિહાસ
અપેક્ષા રાખી રહ્યો છે.

ઐતિહાસિક રાસ સંગ્રહ—ભાગ ૩ જો.
સંશોધક ઉપર પ્રમાણે, પ્રકાશક. શા. શેઠ
પ્રેમચંદ રતનજી તથા શા. શેઠ મંગુલાલ
પુનમચંદ, ભાવનગર. મૂલ્ય રૂપીઆ બે
આચાર્ય શ્રી વિજયધર્મસૂરિનો સંશોધેલો
આ રાસ સંગ્રહ ઉપરના પુસ્તક જેટલોજ
ગુજરાતના ઇતિહાસને ઉપયોગી અને ઉપકારક
છે. સૂરિજીની સંશોધનકલાની દક્ષતાની આપ-
ણને આમા સ્થળે સ્થળે પ્રતીતિ થાય છે ગુજ-
રાતના સાહિત્યમાં સંશોધનને લગતી આવી
સંગીન લેખાવલિઓની ન્યૂનતા છે તે આવા
સંગ્રહથી કેટલુંક અંશે પૂરાઇ શકે છે.

# તંત્રીસ્થાનેથી

## પુરંદર પરાજય

જાન્યુઆરી માસના 'સાહિત્ય'ના અંકમાં મારા 'પુરંદર પરાજય' વાશે રા. રતિપતિરામ ઉધ્યમરામ પંડ્યાએ એક લેખ લખ્યો છે, ને મારી પાસે તે સંબંધી ખુલાસો માંગ્યો છે. મારા લેખ સંબંધી જે કંઈ અભિપ્રાયો તેમાં દર્શાવ્યા હોય તે વાસ્તવિક છે કે નહીં તે વાશે મારે કંઈ પણ કહેવું નથી. પણ મારું દૃષ્ટિબિંદુ સમજવામાં કંઈ તે લેખકની ભુલ થએલી દેખાવાથી હું તે જણાવું તો અયોગ્ય નહીં લેખાય.

સતીત્વ એ આર્યજીવનની અણમોલી ભાવના છે; અને આર્ય જનસમૂહ જ્યારે જંગલી અવસ્થામાંથી સંસ્કારી થવા લાગ્યા ત્યારે એ ભાવના ઉપજાવી આર્ય સ્ત્રીઓએ ભાવી જનતા પર અનેક ઉપકારો કર્યા છે. ઇતિહાસકાળમાં પહેલી વખત જાનવરી, કે માત્ર માનુષી સ્વભાવની એક સ્ત્રી પોતાના અનુભવથી સતીત્વનું ભાન અનુભવે, તે ભાવના પોતાના જીવનમાં આચરે, અને તેનો વારસો આખી સંસ્કૃતિ પર મુકી જાય–તે સ્ત્રી આદ્ય સતી–કે મોટામાં મોટી સતી લેખી શકાય. વિકારને જીતવામાં જશ છે, તેટલો અવિકારી રહેવામાં નથી. ને જેને સ્વચ્છંદ સ્વાભાવિક હોય તે સ્વચ્છંદને વિકાર ગણી તેને જીતે તેજ અપૂર્વ જિતેંદ્રિય માની શકાય. સુકન્યા એ ચ્યવનની—એટલે ઋગ્વેદના વારાથી પણ સૈકાઓ પહેલા થએલાં આર્યની પત્ની હતી. અને ઇતિહાસ જેને સત્ય માની શકે એવા પુરુષોમાં ચ્યવનનું સ્થાન ઘણું જ પુરાણું છે. તેથી સતીત્વની ભાવના ઉપજાવવાનું પરમ કર્તવ્ય તેવી પ્રચંડ ઉર્મિથી ઉછળતી સ્ત્રીને હાથે થયું તેથી સુકન્યાનાં સ્મરણોને યોગ્ય માન મેં આપ્યું છે એમ મારું માનવું છે. પુરાણોમાં તો જેમ પ્રણાલિકા બદલાતી ગઈ તેમ જીવંત મનુષ્યોને નિઃસત્વ કર્યાના ઘણા દાખલા મળે છે; પણ એ નિઃસત્વતા ઉત્તર-વૈદિક કાલના ઉછળતા જીવનમાં હોય તેમ મને લાગતું નથી.

ક. મા. મુનશી

---

## 'વસંતપંચમીનો ખાસ સ્ત્રીઅંક

વિવિધ વિષયોને લગતા સ્ત્રીસંબંધી લેખો ખાસ લખાવીને તથા તેને અનુરૂપ ચિત્રો તૈયાર કરાવીને, વસંતપંચમીના ઉત્સવને પ્રસંગે "ગુજરાત"નો ખાસ સ્ત્રીઅંક બહાર પાડવો એવી યોજનાના ફળરૂપ આ અંક પ્રકટ થાય છે. તેમાં પ્રત્યેક વાચકને રુચિકર આકર્ષણો મળી રહેશે એવી આશા રાખીએ છીએ.

## ગયાની કોંગ્રેસ

ગયાની કોંગ્રેસ મળી ગઈ; પણ કોંગ્રેસ-નાજ દૃષ્ટિબિંદુથી તેને વિજયી કહી શકાય એમ અમને લાગતું નથી. જે કોંગ્રેસને ગાંધીજી સર્વાનુમત મુકી ગયા તેમાં વિભાગ પડ્યા છે; અને પરિણામે શ્રી. દાસ ને નહેરુ જેવા—ભાષાની ભુલામણીમાં ન પડતાં સ્પષ્ટ રીતે કહીએ તો—કોંગ્રેસથી છુટા થયા છે, અને રાજકીય જીવનમાં એક પક્ષ વધ્યો

છે. એટલે 'ક્રોંગ્રેસપક્ષના કાર્યમાં' જોઈએ તેવી એકાગ્રતા સચવાવાની નથી ઉગ્ર ને દુઃખદ રાજ્યતંત્ર જોતાં આ દશા ઇચ્છવા જેવી નથી.

પણ ગયા કોંગ્રેસથી એક પરિણામ નીપજ્યું છે જે જાહેરજીવનના તટસ્થ પ્રેક્ષકને સંતોષકારક લાગશે. સર્વાંગી અસહકારનો પક્ષ ધીમે ધીમે એક સર્વવ્યાપી ઉભરાતું સ્વરૂપ છોડી રાષ્ટ્રજીવનમાં સંકુચિત, છતાં ચોક્કસ સ્થાન લેતો જાય છે—Static થતો જાય છે; અને તેની અમર બીજા પક્ષો પર વધારે સારી થશે તેમજ એ પક્ષને એવું સ્થાન મળવાથી વ્યવહારુ રાજ્યનીતિમાં માનનારાઓનો પક્ષ જે શક્તિ મેળવવા ભાગ્યશાળી થયો નથી તેના પણ ભાગ્ય ઉઘડશે. અને જ્યારે ભાવનાપૂજક પક્ષ અને હવામદાર ને વ્યવહારુ રાજ્યનીતિમાં માનનારાઓનો પક્ષ બંને દેશમાં સફળ થશે ત્યારેજ જાહેરજીવનની અસર રાજ્યતંત્ર પર પુરેપુરી થશે આથી ગાંધીજીએ ધારેલા અસહકારનો દિગ્વિજયજ નહીં થાય, પણ અસહકારપક્ષ એક રાષ્ટ્રજીવનનું ઉપયોગી ને પ્રગતિમાન અંગ થઈ રહેશે.

### વનિતાવિશ્રામો

ગુજરાતમાં સ્ત્રીઓને લગતી જે જે સંસ્થાઓ છે તેમાં મુંબાઈ, સુરત અને રાજકોટના વનિતાવિશ્રામો વિશેષ મહત્ત્વના છે આવા આશ્રમોની ઉપયોગિતા સંબંધી ભાગ્યેજ મતભેદ હોઈ શકે ખરેખર જે દેશમાં કન્યાઓને કેળવણી આપવાની અગત્ય પુરેપુરી સ્વીકારાઈ ન હોય ત્યાં વિધવાઓની ઉન્નતિને માટે આવી સંસ્થાઓ સ્થપાય એ નવાઈ જેવું છે. અને એટલા સારૂ આ સંસ્થાઓના સ્થાપકો અને પ્રચારકોને અમે ધન્યવાદ આપીશું હાલમાં ભાવનગરમાં એક આવું વિશ્રામ સ્થાપવાની ગોઠવણ થઈ ગઈ છે એમ જાણી અમને આનંદ થાય છે છેવટે અમે ગુજરાતી ભાઈઓને વિનંતિ કરીએ છીએ કે તેઓએ આ સંસ્થાઓને તેમજ અમદાવાદમાં આજ બાર બાર વર્ષ થયાં આવા પ્રકારનું કામ કરી રહેલી સંસ્થાને યોગ્ય મદદ કરીને તેમની સમૃદ્ધિમાં ઉત્તરોત્તર વૃદ્ધિ કરવી એટલુંજ નહીં પણ ગુજરાતના પ્રત્યેક મોટા મોટા ગામોમાં આવી સંસ્થાઓની સ્થાપના કરી આપવી કે જેથી કરીને ગુજરાતની વિધવાઓના અંધકારમય જીવનમાં કંઈક સુખમય પ્રકાશ પડે

### કન્યા કેળવણી

વડોદરા રાજ્યમાં કન્યા કેળવણીનો પ્રચાર ઠીક થયો છે એમ ૧૯૨૧ ના વસ્તી પત્રક ઉપરથી જણાય છે. હીંદુસ્થાનના બીજા બધા પ્રાંતો સ્ત્રીઓમાં પળાતા પડદાના રીવાજ, તથા બીજા કારણોને લીધે પછાત રહ્યા છે. આંકડા જોતાં માલુમ પડે છે કે ૧૧ લાખ સ્ત્રીઓની અંદરથી માત્ર ૪૧ હજાર વાંચી લખી શકે છે. અને તેમાંથી જો ૫ થી ૧૫ ની ઉંમરની કન્યાઓની સંખ્યા બાદ કરીએ તો સારું શિક્ષણ મેળવી સ્ત્રીઓની સંખ્યા તો ઘણી જુજ થઈ જાય છે નિશાળોમાં જે કેળવણી અપાય છે એ દ્વારાજ શિક્ષણ મળી શકે એવું કોઈ માનતું નથી તે છતાં પ્રાથમિક શિક્ષણ અને માનસિક તૈયારીની જરૂરીઆત તો દરેક કોઈ કબુલ કરશે આજે કન્યાકેળવણીનો પ્રશ્ન અત્યંત મહત્ત્વનો થઈ પડ્યો છે કારણ કે આપણા જીવનનું સ્વરૂપ બદલાય છે. રાજકીય વહન, ગમે તે પક્ષ મારફત થાય, પણ દરેક પક્ષે અને દરેક રીતીએ કન્યા તથા સ્ત્રીકેળવણીનો પ્રશ્ન એકદમ હાથમાં લઈ લેવો જોઈએ.

### એક નવીન પ્રકાર

ગોંડળમાં પ્રાથમિક કેળવણી મફત અને ફરજીઆત થઈ નથી, પણ એક નવીન પ્રકાર-

[ વધુ માટે જુઓ પૃષ્ઠ ૩૬૬ ]

# "જો હું પુરુષ હોત તો"

[અનુસંધાન પૃષ્ઠ ૩૨૬ થી]

દરેક ઘરમાં નિયમ (discipline) સાચવવા માટે શેઠથી નોકર સુધી દરેકે વખતસર આવવું જ જોઇએ એમ હું તો ધારું છું. પત્નીને ખબર આપ્યા વગર હું કદી પણ બહાર જાઉં નહીં. પાશ્ચાત્ય સંસ્કારોને પ્રતાપે કદાચ મારામાં કોઇ નાનું કે મોટું વ્યસન હોય પણ જો મારી પત્નીને તેના પ્રત્યે ખાસ અણગમો હોય તો હું વિના વિલંબે તેનો ત્યાગ કરું. પતિ ખાતર પત્ની કેટલો સ્વાર્થત્યાગ કરે છે? તો પતિથી એક મોજ-શોખની ટેવ ન છોડી શકાય? પત્નીને કરકસર કરતાં શીખવું પણ ઓછું ખરચ કરવા માટે સતત ઉપદેશો આપી મારે માટેની માનવૃત્તિ ઓછી કરાવું નહીં. મારું વર્તન એવું રાખું કે ઘરનાં સર્વ મારા આગમનની વાટ જુએ. 'બહાર ગયા તો ઘરમાં બે ઘડી નીરાંતે બેસીશું' એમ ઘરનાં માણસોને લાગે એ માલીકપણાની કીંમત શી છે? મારી પત્ની જે કૈં કરે તે મારા પ્રત્યેના પ્રેમને ખાતર—મારા ધાકથી નહીં એવું જ હું વર્તન રાખું. કેટલેક ઠેકાણે મેં જોયું છે કે વીસ વરસના પરિણિત જીવન પછી પણ પત્ની પતિથી હબકેલી જ રહે છે. અને પોતાની સેવાચાકરીમાં રતિપુર ઉણપ આવતાં કે પોતાને ન ગમતી નજીવી બાબત પણ પત્નીને હાથે થતાં પતિદેવનો મીજાસ જતો રહે છે. હું પતિ હોઉં તો કદી પણ આવું બને નહીં એમ મારી સોએ સો ટકા ખાત્રી છે.

પતિનું શરીર નરમ હોય ત્યારે પત્નીજ તેની ચાકરી કરે. પરંતુ સાજે શરીરે પત્ની પાસે પગ દબાવી કે પંખો નંખાવી ગુલામ-ગીરી ની સ્થિતિનું દર્શન હું કદાપિ કરાવું નહીં. આમ કરવામાં પતિના આત્માની કેટલી અધમ સ્થિતિ જણાય છે તે હું બરાબર જાણું છું. વળી મારી પત્ની માંદી થાય ત્યારે તેની માંદગીને ઢોંગ માની દાઝ્યા ઉપર ડામ દઉં નહીં. તેમ મારાથી બનતી તેની શુશ્રુષા ઉઠાવવામાં હીણપદ પણ માનું નહીં.

જો મારે ત્યાં બાળકો હોય તો તેમના પ્રત્યે બેદરકારી બતાવી તેમનું ભવિષ્ય મારે હાથે બગાડું નહીં. તેમ તેમને જુઠાં લાડ કરી ખોટી ટેવો પણ પાડું નહીં. બાળક રડે તે માટે પત્નીનો વાંક કાઢું નહીં. કારણકે ગમે તેવી સારી બરદાસ છતાં બાળકો તો રડેજ. રડવું એજ તેમની ભાષા છે. વળી પત્નીને આખો દિવસ બાળકોએ ત્રાસ આપી થકવી નાખી હોય તો ઘડીભર હું તેમને ખુશીથી રાખું. એમાં મને "મનોમંથન" કદી થાય નહીં. ધનપ્રાપ્તિના લોભમાં બાળકો પ્રત્યેનું પિતૃત્વ વીસારે પાડવાની મહાન ભુલ હું કદી પણ કરું નહીં. તેમને આનંદ આપવા માટે તેમની સાથે રમતો રમવામાં પણ મને સંકોચ લાગે નહીં. બાળકોને શાળામાં મોકલવા છતાં તેમની શારીરિક અને માનસિક કેળવણી તરફ હંમેશાં લક્ષ રાખું. અને લલિત કલાઓ છોકરીઓ અને છોકરાઓને સરખીજ રીતે શીખવું. છોકરીઓને રાંધતાં ને સીવતાં સાંધતાં આવડે અને છોકરાઓ બજારનો ફેરો આંટો ખાય તેમાં નવાઇ નહીં. પણ મારે ત્યાં તો છોકરાઓને પણ કામચલાઉ રાંધતાં ને ફાટેલાં કપડાં સાંધતાં આવડે અને છોકરી-ઓમાં બહારનું કામ કરવાની હીંમત અને આવડત આવે તેની ખાસ કાળજી રાખું.

જો હું સમાજસેવક તરીકે બહાર પડું તો સ્ત્રીઓની ઉન્નતિના પ્રશ્નો પ્રથમ હાથમાં લઉં. સંસારમાં સ્ત્રીજાતિને પગલે પગલે થતા અન્યાયો દૂર કરવા ભગીરથ

પ્રયત્ન કરું. પુરુષ શ્રેષ્ઠ છે અને સ્ત્રી ઉતરતી છે એ અનાદિ કાળથી ચાલી આવતી ભાવનાને જડમૂળથી ઉખેડી નાખવાનો સંકલ્પ કરું. નીતિનું ધોરણ જે સ્ત્રીનું તેજ પુરુષનું એમ સર્વના મન પર ઠસાવવા હું સતત મંડ્યો રહું.

જો હું લેજીસ્લેટીવ કાઉન્સીલનો મેંબર હોઉં તો સ્ત્રીઓને અન્યાય કરનારા કાયદા દૂર કરાવવાના ઠરાવ સૌથી પહેલા મૂકું, અને તે માટે જોસભેર લડત ચલાવું. હજાર પંદરસેં વરસ ઉપરના સ્મૃતિકારોના મનના તરંગને કાયદાની પાઘડી આપી સ્ત્રીજાતિને વારસા વગેરેમાં જે અન્યાય થાય છે તે કાઢી નખાવવા હું મોટી ઝુંબેશ ઉઠાવું. સ્ત્રીઓના મતાધિકાર અને કાઉન્સીલ કે કોર્પોરેશનની બેઠક માટે લડત ચલાવું એમાં તો કંઈ નવાઈ છે? વિધવા અને ત્યક્તા થયેલી સ્ત્રીઓની ભરણપોષણ સંબંધી વધારે સારી વ્યવસ્થા થાય તે માટે પણ કાયદા ઘડાવું.

આપણા સમાજમાં વિધવા સ્ત્રીઓ પ્રત્યે ચલાવવામાં આવતું ઘાતકી વર્તન હું જરા પણ સહન કરું નહી. કુમારિકા હોય કે વિધવા, પણ દરેક સ્ત્રીને લગ્ન એ સ્વેચ્છાનો વિષય છે ને તેમાં વચ્ચે પડવાનો પુરુષ જાતિને કંઈજ અધિકાર નથી એ હું શ્રુતિ-સ્મૃતિના સહાયતા લીધા શીવાય પણ સિદ્ધ કરી બતાવું.

જો હું પુરુષ હોત તો સંસારને હાલ છે તે કરતા બહુ વધારે સારો બનાવવા પ્રયત્ન કરતજ. બધા પુરુષો આ, વિચારનાર ન હોય એટલે કેટલે દરજ્જે હું સફળ થાત તે કહી શકાતું નથી. મને લાગે છે કે હાલ તો કોઈ કે પ્રયત્નજ કરતું નથી. સંસારચક્ર જેમ છે તેમ ચાલ્યું જાય છે. ફેરફાર થતો હશે તો બહુજ ધીમે. હું પુરુષ હોત તો ઘણું કરી શકત, પણ પુરુષે રચેલા સંસારમાં સ્ત્રીનો અવતાર મળ્યો છે એટલે લાચાર!

## તત્રીસ્થાનેથી

[ અનુસંધાન પૃષ્ઠ ૩૬૩ થી ]

નોજ પ્રયોગ એ નાના રાજ્યે શરુ કર્યો છે, એમ અમારા સાંભળવામાં આવ્યું છે. ત્યાંના રાજકર્તા તથા કેળવણીખાતાનો એવો અભિપ્રાય થાય છે કે આજના જમાનામાં માબાપો છોકરાઓને કેળવણી આપ્યા વિના રહેશે નહીં, કારણ કે સાધારણ કેળવણી શીવાય આજીવિકાનું સાધન મળવું અશક્ય થઇ ગયું છે. એટલે પોતાના સ્વાર્થને માટેજ, છોકરાઓને કેળવણી આપવામાં આવશે; અને જે છોકરાઓ હંમેશ ખેતરમાં કામ કરે છે, તેવા તો આજે દંડ ભરીને ફરજીઆત કેળવણીના નિયમોનો ભંગ કરે છે. તેથી કરીને, ગોંડળ રાજ્યમાં મફત અને ફરજીઆત કેળવણીનો કાયદો માત્ર છોકરીઓનેજ લાગુ પાડવામાં આવ્યો છે. 'નહીં મામા કરતાં કહેણો મામા સારા' એ નિયમે અમે આ કાયદાને આવકાર આપતાં અચકાતા નથી.

### નર્સીંગની કેળવણી

આરોગ્યને લગતી બાબતનું જ્ઞાન આખી પ્રજામાં પ્રચાર પામે તેને માટે લાયક કેળવાએલા ઉપદેશકોની ખાસ જરુર છે. અને એ જ્ઞાનનો ખરો ઉપયોગ તથા અમલ સ્ત્રીઓના હાથમાં હોવાને લીધે જો ઉપદેશકો સ્ત્રીજાતિના હોય તો સરળતાથી અને વધારે પ્રમાણમાં આ કામનો સફળ ફેલાવો થાય; એવા ઉપદેશકોને દર્દીઓની માવજત એટલે નર્સીંગની કેળવણી આપવાની જરુર છે. ઉચ્ચ તથા મધ્યમ વર્ગની સ્ત્રીઓ ખાસ કરીને વિધવાઓ આવું શિક્ષણ લઇ શકે; અને સ્વાશ્રયી જીવન ગાળવા ઉપરાંત પ્રજાની સેવા ઉત્તમમાં ઉત્તમ રીતે કરી શકે. આ પ્રકારના નર્સીંગના વર્ગો વડોદરામાં કાઢવામાં આવ્યા છે. અને સ્ત્રીઓની દેખરેખનું કામ એક ઘણીજ પ્રતિષ્ઠિત બાઇને સોંપવામાં આવ્યું છે. આ પ્રસંગે એક સૂચના કરવાનું અમે અગત્યનું સમજીએ છીએ. તે એ કે અન્ય સ્થલે હાસ્પીતાળોને અંગે જે નર્સીંગ વર્ગો ચલાવવામાં આવે છે તેમાં એટલું તો નકામું ગદ્ધાવૈતરું કરાવવામાં આવે છે અને હાજરીનો વખત એટલો તો નિરર્થક લાંબો હોય છે તેમજ ખાવાપીવા વીગેરે બાબતની ગોઠવણો એટલી તો પ્રતિકૂળ હોય છે કે આવું શિક્ષણ લેવાનો શોખ ધરાવતી ઉચ્ચ તથા મધ્યમ વર્ગોની સ્ત્રીઓ ત્રાસ પામી આવા વર્ગમાં જવું બંધ કરે છે. અને શોખને માટે નહીં પણ માત્ર પેટ ભરવાનું સાધન પ્રાપ્ત કરવા સારુ જતી ઇતર સ્ત્રીઓ જે રહે છે તેઓ પણ ચીડીઆળ થઇ જઇ દર્દીઓની યોગ્ય માવજત કરવાને બદલે ગાંસા કરતી થાય છે. તેથી આ બાબત પર વડોદરાના નર્સીંગ વર્ગોના પ્રચાલકોનું અમે લક્ષ દોરીએ છીએ અને આશા રાખીએ છીએ કે તેઓ શરુઆતમાં તો આવા વર્ગોને લગતા નિયમોના સંબંધમાં પુષ્કળ છુટછાટ મુકી પ્રત્યેક શિક્ષણ લેવા ઇચ્છતી સ્ત્રીને ઓછો વધતો લાભ મેળવવાની તક આપશે.

જે પ્રમાણમાં નર્સીંગનો ધંધો જનસમાજને હિતકર છે તેટલાજ પ્રમાણમાં સ્ત્રીશિક્ષકનું કાર્ય પણ પ્રજાને લાભનું છે. સાધારણ સારું શિક્ષણ પામેલી અને મધ્યમ વર્ગની સ્ત્રીઓ શિક્ષક તરીકે તૈયાર થશે, અને પોતાના આ આગળના આદર્શો ઉંચા રાખીને, પોતાની બ્હેનોને જ્ઞાનનો લાભ આપશે તોજ કેળવણીનો પ્રચાર જલદી વધશે.

### સ્ત્રીઓ અને રાજકીય ચળવળ

ગુજરાતની ભૂમિમાં સ્ત્રીઓએ રાજકીય ચળવળમાં પણ ભાગ લેવો પડશે. આજે કેટલાંએક મોટાં શહેરોમાં સારા કુટુંબની

સ્ત્રીઓ આગળ પડતો ભાગ લે છે રાજકીય ચળવળનો કેટલોક કાર્યક્રમ એવા પ્રકારનો છે કે જેને વીશે કોઇ પણ પક્ષને વાંધો હોઇ શકે નહી. સ્વદેશી કપડાં અને ખાસ કરીને શુદ્ધ સ્વદેશીનો પ્રચાર આખા દેશને સર્વમાન્ય હોવો જોઇએ. આપણા સ્વમાનને ખાતર અને આપણા ઉદ્યોગને ઉત્તેજન આપવા માટે આ પ્રશ્નનો ઉકેલ સ્ત્રીઓએ કરવાનો છે લગ્નસરા વખતે પરદેશી માલ ઘણો વપરાય છે એ આપણી રાષ્ટ્ર ભાવનાને અવનત કરે છે. સ્વદેશીને લીધે ખર્ચમા કાપકુપ પણ ઠીક થાય છે. સાદાઇનો ઉચ્ચ આદર્શ સમજાય છે ભપકાદાર પરદેશી કપડા કરતા ખાદીનું મહત્ત્વ પણ વધી ગયુ છે. દેશની આબરુ અને ઉજ્જ્વળ સ્ત્રીઓના હાથમા છે અને તેથી સ્વદેશીના પ્રચારમાં તેમણે ઝુઝવુ જોઇએ

## ગુજરાતી કલ્પનાસાહિત્યનાં કેટલાંક સ્ત્રી-પાત્રો

[ અનુસંધાન પૃષ્ઠ ૩૨૪થી ]

પણ કુમુદ અને કુસુમનો દોર એક કાલે લોકહૃદય પર થોડો નહોતો. કુમુદ-કુસુમની કલ્પનામૂર્તિઓએ ઘણા યુવાનોનાં ચિત્તને ચકડોળે ચઢાવ્યાં હતાં. પોતાની જાતને સરસ્વતીચંદ્ર સમા કલ્પનાર ઘણા ઉછરતા કોલેજીઅનો ' મારી પત્ની કુમુદસુંદરી સમી નથી' એ વિચારે સંસારને ખારો કરતા. કેટલી મુગ્ધા અને નવોઢાઓ એમના અનુકરણથી પતિને પ્રસન્ન કરી શકાશે એમ ધારતી. પણ એમની અપૂર્વતા સર્વને મહાત કરતી.

આજે તો એવી એક નહીં પણ અનેક કુમુદ અને કુસુમ સમી કોડીલી કન્યાઓ દૃષ્ટિમાં તરવરે છે. કેટલીકનો વિકાસ તો એથીએ આગળ વધ્યો છે. સ્ત્રીઓ માત્ર ભાવનાના પ્રદેશમાં વસતી હતી તે હવે બુદ્ધિના ક્ષેત્રમાં પણ ઝુકાવા લાગી છે. પણ એ સર્વનો આરંભ તો સ્વ. ગોવર્ધનરામની કીર્તિમૂર્તિઓના જ્યોતિર્દેહમાંથીજ થયો. સરસ્વતીચંદ્રની કથાની નવીનતા બહુ લાંબા કાળ લગી ટકી છે. 'સરસ્વતીચંદ્ર' ન વાંચ્યો હોય તેની સાક્ષરતામાં પણ એક કાળે શંકા કહાતી. અને હજુએ એનો દેહ જીર્ણ થયો નથી.

સાક્ષરથી નાનાલાલ કવિનો કાળ ગોવર્ધનરામ પછીનો હોવાથી એમનાં સ્ત્રીપાત્રો વધારે નિશ્ચયાત્મકબળવાળાં હોવાં જોઈએ એમ આપણને સહજજ લાગે. આપણે એમનું એકજ પાત્ર-જયાનેજ કંઈક નીરખી લઈશું.

કાઠીઆવાડની સશક્ત સ્ત્રીજીવનના અનુભવી રા. નાનાલાલની જયા એ શિખરો કુદી શકે એવી નાજુકાઈના ડાળ વિનાની ને સશક્ત છે. ભાવનાના નાથને પસંદ કરવાનું બળ પણ એનામાં છે. પણ આપણા આર્ય જીવનની મહત્તા, આદર્શને પામવાનું બળ કેળવવા કરતાં આદર્શ સ્થી ન પમાય ત્યારે આત્મભોગ આપવામાં વધારે મનાઇ છે.

જયામાં સુંદરતા જેટલીજ સ્વાભાવિકતા નથી. હિમાચલનાં શિખરોમાં વસતી એ બાળા જગતને આંગણે પધારે તો પાવન તો જરુર કરે પણ પ્રસન્ન કરી શકે કે કેમ એ એક પ્રશ્ન છે. માનસશાસ્ત્રનો અભ્યાસ (Psychological study) એમાં અધુરો છે એમ કહેનારને તો કદાચ રા. કવિ ભાગ્યેજ ક્ષમા કરે. પણ એ અભ્યાસ ઘણી,વાર અગમ્ય થઇ પડે છે. કદાચ સૃષ્ટિનાં સામાન્ય શાસ્ત્રો સાથે એ બંધબેસ્તો થતો નથી એમ કહેવાય. જગતવાસીઓની જડતા એની દિવ્યતા જોઇ આશ્ચર્યમાં નગી પડે છે પણ એને જીવનમાં ઉતારવાનો વિચાર થોડાજ કરે છે. એની તેજસ્વી પાંખોનાં તેજ સ્પર્શ કરતાંજ ખરી જશે એવી કંઇક બીક લાગે છે. પરિણામે જયાની સાથે માનુષી (human) મૈત્રી સાધવાના કોડ કોઇકજ રાખતા હશે.

જયામાં એક પ્રકારની અપાર્થિવતા છે. અને એને લીધે એ સખી થઇ શકે એવો વિચાર કરવામાંયે ધૃષ્ટતા લાગે છે. એને તો દેવી તરીકે પૂજીજ શકાય. એ માનુષી છે એમ તો જયારે એ જુદાં હોડલાં તરાવે છે ત્યારેજ લાગે છે. માનવહૃદયની સ્વાભાવિક ગંગા કરતાં આકાશની સ્વર્ગગંગા જેવા એના યોગ સૂક્ષ્મતેજભર્યા વધારે લાગે છે. એમાં કલ્પનાનાં મધુર ઉડ્ડયન છે પણ જીંદગીની અનિવાર્ય જરુરીઆતોનું ત્યાં લેખું નથી. સ્વર્ગગંગાના રુપેરી લીસોટા કરતાં ગંગા-મૈયાનો મધુર પ્રવાહ તૃષાને છીપાવવાને

જ્યારે સમર્થ નીવડે છે. સ્વર્ગંગાને નીરખી રહ્યા પછી સ્નાન કરી શુદ્ધ અને શાંત થવાને જગતની ગંગા તરફજ માનવહ્રદયને વળવું પડે છે. રા. કવિ જેવા પ્રભાવશાળી બુદ્ધિથી આ સત્ય અજ્ઞાત ન રહી શકે એ સ્વીકારવા સર્વ કોઇ તત્પર છે. એમના ઉન્નત આત્માને કદાચ સૌંદર્ય આગળ સત્ય ઝાંખું લાગ્યું હશે.

આ કોલાહલભર્યા પ્રગતિના જમાનામાં જ્યાં સદેહે સંસારમાં ઉતરે તો એના તેજ ઝાંખાં થઇ જાય એવો ભય લાગે છે. એના તેજસશરીરની પારદર્શકતા જગતમાં આરતા જતી રહે એવા અંદેશા રહે છે.

પણ કલ્પનાના મોહમય પ્રદેશ માનવી જડજગતથી કંટાળે ત્યારે વધારે ગમે છે જમાનાના અદ્ભુતને પરંતુ અસ્પર્શ્ય આત્મસૌંદર્યને ચકિત થઇને આપણે નીરખી રહીએ છીએ. એ આત્મસૌંદર્ય જડવાદના આ રાત્રિ સમા અંધકારમાં પ્રકાશના દીવા સમું છે અજાણ્યું નહી પણ નવીન એવું એ સૌંદર્ય મગજની પૃથક્કરણશક્તિને માટે નથી. સુંદર સ્વપ્નસમાં એનાં પડછાયાજ માત્ર આપણને ઘેરે છે.

રા. કવિના શબ્દો અને શૈલીમાં નવીનતા છે. અને એ નવીનતાએ જમાનાના સૌંદર્યમાં ભભક પણ ભરી છે. જ્યાંએ હૃદયને આકર્ષ્યો નથી પણ વિચારને સ્ફુરાવ્યા છે.

દિવ્યલોકની વસનારી એ બાળાએ આપણા સાહિત્ય-ઉદ્યાનમાં વિચરી આપણને અદ્ભુતના અધિકારી કર્યા છે એમ કહીએ તો અતિશયોક્તિ નથી.

રા. કવિ પછી અત્યારે તો વાર્તાના સાહિત્યમાં મુનશીયુગ પ્રવર્તે છે એમ કહીએ તો ચાલે. એમની સમગ્ર લેખિનીએ એક કરતા અનેક પ્રતાપી મૂર્તિઓમાં જીવંત ચેતન પ્રસાર્યું છે. એમનાં સર્વ પાત્રોની ખબર લઇ એમના અદ્ભુતને પેખવાનું પાપ આપણે અત્યારે નહીં કરીએ. એમની મીઠી રમાને જબરજસ્ત શીરીન, સત્તાની શોખીન મીનળ-દેવી કે મૃણાલ, કે નિર્દોષ વનપુષ્પસમી વિલાસને અત્યારે આપણે વીસરી જવાનો ડોળ કરીશું. અત્યારે તો માત્ર ચમકારા કરતી પ્રમત્ત, કોડીલી, ગૌરવભરી તનમન અને મદભરી મંજરીના અંતર સમજવાનો યત્ન આદરશું.

રા. મુનશીનાં સ્ત્રીપાત્રોની આસપાસ એક પ્રકારનું 'Romance', હમેશાં હોય છે. એમની નાયિકાઓ જગત્ સાથે પ્રત્યક્ષ સંબંધ બાંધવા કરતાં પ્રેરણા અર્પનાર રીતે રસશાસ્ત્રની અધિષ્ઠાત્રીઓ બનવાનું વધારે પસંદ કરે છે આંસુ સારવા કરતાં એમને હોઠ દાબી તિરસ્કારનાં બાણ ફેંકવું વધારે ગમે છે મોહક પરંતુ પ્રતાપી, નિશ્ચલ અને ગૌરવભરી, ઉર્મિઓ અનુભવે એવી છતાં સ્વસ્થ એ એમની નાયિકાઓના લગભગ ખાસ લક્ષણ થઇ ગયાં હોય એવાં લાગે છે.

રા. મુનશીની પ્રસન્ન અપ્સરા સમી ઘણીવાર દુર્જેય થઇ પડે છે. એનો મોહ કોઇવાર અનિવાર્ય હોય છે. અને એ આંજીએ સહેલાઇથી શકે છે.

પણ સર્વ કાંઇ એ પ્રેરણા દ્વારાજ કરી શકે. એની ફીકીના કામણમાં જાદુ છે. પણ જે જુએ તેને માટે પણ એ છેતરી શકાય એવી ભોળી હોય એવી પણ કેટલીક-વાર લાગે છે. એનેર તનમનાટ એના ઉછળતા હૈયામાંથીજ પેદા થાય છે.

એની બખ્ખરની કમાનથી એ વીંધી શકે એવી છે એની આંખના તોફાનથી એ જીતી શકે એવી છે. એની તાત્કાલિક બુદ્ધિના પાશમાં એ બાંધી શકે એવી એ છે.

તેના હૃદયમાં પહેલો વિચાર થયો કે ન જવું. હેમચંદ્રે આંખો મીંચી. શું વિકાર ખરેખર થયો હતો? શું વિકાર વધે તેવા ડરથી ડહાપણ પ્રેરણા કરતું હતું કે આ સ્ત્રીને ન જોવી? શું પોતાને પણ બીજા સાધુઓની માફક, સાધારણ શ્રાવકોની માફક આવે પ્રસંગે પૌષધવ્રતની જરૂર પડે? શું જેને ઇંદ્રિયો જીતવાની જરુર નથી જણાઈ, જે પોતાને પૂર્વજન્મના પ્રસાદથીજ આજન્મ વીતરાગ માનતો હતો તે આજે ઇંદ્રિયો જીતવી પડે એવી અધોગતિએ પહોંચી ગયો. ના–તેણે અંતરને જવાબ આપ્યો. સંશયને માટે જરા પણ સ્થાન નહોતું. તેણે સ્થિરતાથી આમ્રભટ સામું જોયું.

"આંબડ! તારે કાલથી કંઈ વ્રત કરવા માંડવું પડશે. તારું મગજ ઠેકાણે નથી."

આમ્રભટ હસ્યો. "આપ જરા ગભરાશો નહીં. પણ આપ આવશો ને?"

"હા" શાંતિથી હેમચંદ્રે કહ્યું. "હું વિચરીશ."

"સારું ત્યારે. તમે બન્ને વિદ્વાન છો એટલે તમને પણ લાભ થશે" છેલ્લો દામ દઈ આંબડ ઉઠ્યો ને પ્રણામ કરી રજા માંગી.

"ધર્મલાભ" સૂરિએ કહ્યું ને આત્મ-નિરીક્ષણમાં તે વિલીન થયો.

---

## પ્રકરણ ૨૭ મું

### વાગીશ્વરીનાં દર્શન

**કાકને** ત્યાં ખંભાતના સુવિખ્યાત સૂરિ ગોચરી જાય એ બનાવથી જરા લોકો વિસ્મય પામ્યા.

હેમચંદ્રસૂરિ તેના ૭ શિષ્યો સમેત સાંબા બૃહસ્પતિનાં વાડામાં આવ્યા ત્યારે આમ્રભટ પણ સાથે હતો. સોમેશ્વર, મણિભદ્ર ને પુરાણી કાકા સાધુઓનો આદર કરવા આવ્યા અને આવકાર આપી તેમને ઘરમાં લાવ્યા;

હેમચંદ્રે ન છુટકાના શબ્દો શીવાય મૌન ધારણ કર્યું હતું. તેની કોમળ મુખમુદ્રા પર સખ્તાઇની છાપ હતી. તેનું માથું જરા નમેલું હતું. પોતાના નિર્મલ ને દુર્નિવારહોણા મગજને તે સખ્તાઇથી પોતાની નિશ્ચેતનને અવિકારી સ્વસ્થતા જાળવવાનો આદેશ કરી રહ્યો. તેને મન તેના જીવનની પરમ કસોટી થતી. તે અત્યાર સુધી નિર્વિકાર થવાનું પણ તુચ્છ ગણતો હતો; કારણ કે પોતે અવિકાર હોઈ અવિકારતાને શ્રેષ્ઠ માનતો હતો. વિકારને નિર્મૂલ કરવા તપ આચરવું પડે એ પણ તેને મન નહાનમનાં ચિન્હ હતાં. વાસના જીતવા કરતાં, વાસનાનો અનુભવ થઇ શકતોજ નહોય એવી સ્થિતિ સાચવવી એ તેના જીવનનો મહાન પ્રયત્ન હતો. અને અત્યાર સુધી એ સ્થિતિ સાચવતાં એને જરા પણ પ્રયત્ન કરવો પડયો નહોતો.

જિનશાસનને સાચવવું ને તેનો ઉત્કર્ષ સાધવો, તેના અહિંસામંત્રનો પ્રચાર કરવો, ને તેને માટે કોઇપણ પ્રકારે રાજ્યતંત્ર હાથમાં લેવું એ તો જે સૃષ્ટિમાં તે ઉછર્યો હતો તેનું પરમ ધ્યેય હતું. પણ તે આકાંક્ષા સિદ્ધ કરવાના પ્રયાસો પુરતોજ સંસર્ગ તે જીવન સાથે રાખતો હતો. મનુષ્યહૃદયના ઉત્સાહ, આનંદ કે વ્યથા તરફ તે સ્નેહભીની કે અનુકંપાભરી આંખે જોઇ શકતો નહીં. તેને મન એ બધી તુચ્છ જન્તુઓની વિકારી લીલા હતી; અને તે તરફ મહામોહની ઠંડી પાંખોને હણનાર કોઇ શસ્ત્રોપચારી વૈદ્યના દષ્ટિએ તે જોતો.

"પધારો મહારાજ !" મંજરીનો સત્કારી અવાજ આવ્યો. "બીરાજો"

નીચી નજરે ઉભેલા સૂરિએ ઉચું જોતાં પહેલાં ધીમેથી રજોહરણ વડે કુળ આહારીને 'ધર્મલાભ ઉચ્ચાર્યો' જ્યારે તેણે ઉચું જોયું ત્યારે બારણામાં શ્વેત વસ્ત્રમાં અપ્સરા સમી શોભતી ઉંચી ને સુરેખ સુંદરી ઉભી હતી. તેના મધુર હોઠ પર આવકારનું હાસ્ય હતું. તેની તેજસ્વી આંખોમાં સ્નેહાળ હૃદયના ઉલ્લાસનું પ્રતિબિંબ હતું. સૂરિનું જેવું મગજ હતું તેવી તેની નિરીક્ષણશક્તિ હતી. અલંકારશાસ્ત્રને કાવ્યોમાંથી મોઢે રાખેલો શબ્દસમુચ્ચય ધીમે ધીમે ગોઠવાવા લાગ્યો. 'મહાલસા' 'ચંદ્રાનના' 'શરીરયષ્ટિ' 'જઘન ગૌરવ'...આ બધી ગોઠવણમાં શબ્દને વસ્તુ ગોઠવનારની નિષ્પક્ષપાત અવિકારતા હતી. તેમાં નહોતો સૌંદર્યભક્તનો ઉત્સાહ કે કાવ્યની ઉર્મિ ભક્તિના ભારથી સોમેશ્વરે નીચું જોયું. મોહની અધીરાઈથી આમ્રભટે આંખો ફાડી. બીજા સાધુઓ આ દર્શનથી માત્ર મોઢું પહોળું રાખવા જેવું જ ચેતન દર્શાવી શક્યા.

મંજરીએ વંદન કર્યું. "સૂરિજી આપને અને સાધુમંડળને મારું વંદન"

મંજરી વસ્ત્રસંકોચી પુરાણી કાકા અને મણિભદ્ર વચ્ચે બેઠી અને ગર્વભરી નજરે દિગંતોમાં જેની ખ્યાતિના પડઘા સંભળાવા માંડ્યા હતા તે બાલસૂરિ તરફ જોઈ રહી.

"બા!" આમ્રભટે કહ્યું, "સૂરિજી એટલે અમારા ખંભાતના માથાના મુગટ"

"મેં એમને ઘણાં વર્ષો પર જોયા હતા." મંજરીએ હસીને કહ્યું "કેમ મહારાજ યાદ છે? તમે દીક્ષા લીધી તે પહેલાં આપણે એક જ વસાહિકામાં સાથે હતા. તમે મને પણ દીક્ષા લેવાનું કહ્યું હતું યાદ છે? તમે તે વખતે આઠ વર્ષના હતા."

"મને યાદ આવે છે" અવિકૃતચિત્ત પ્રભુની રીત ગ્રહણ કરી હેમચંદ્રે કહ્યું

"એમ! એ તો મને ખબર જ નહીં?" આમ્રભટે કહ્યું.

આમ્રભટને જોઈ ઉદા યાદ આવતાં મંજરીના મોં પર જરા કચવાટ દેખાયો ને અદૃશ્ય થયો. તેણે આમ્રભટની સામું જોઈ કહ્યું 'તમને ક્યાંથી ખબર હોય? સૂરિજીની સાથે મને પણ દીક્ષા આપવાના હતા"

"પછી?" આમ્રભટ્ટ કાંઈ કે ગયો આવી હતી ખરી પણ મંજરીને મોઢે સાંભળવા તેણ પુછ્યું

"પછી?" મંજરી હસી પડી ને નીચું જોયું. તેના હાસ્યના તરંગો ખંડમાં પ્રસરી રહ્યા. સૂરિના અવિકારી કાનને આ સ્વચ્છંદ અયોગ્ય લાગ્યો. તેના મગજમાં ટીકા આટલી જ થઈ "આ હાસ્યને વિધુલ્લેખા કહી શકાય."

"પછી શું?" મંજરીએ ચલાવ્યું. "હું નાસી ગઈ, મહારાજ! દીક્ષા લીધા પછી તમે જે શાંતિ મેળવવા માગતા હતા તે મળી?"

'મને અશાંતિ હતી જ નહીં." હેમચંદ્રે કહ્યું 'પણ જિનશાસનનો શ્રેયસ્કર માર્ગ જતો કર્યો પછી તમે તમારું બાહ્યભૂત્વ રાખી રહ્યાં?"

મંજરીને કાને આ બોલોમાં કર્કશતા જણાઈ તેને આ પ્રશ્નમાં તાળો લાગ્યો. તેણે સાવધાનતાથી ઉંચું જોયું

"મારું બાહ્યભુત્વ-મારી બોલીમાં—મારી મિથ્યાદૃષ્ટિ હરવાની કોઈનામાં શક્તિ હતી જ નહીં'

સૂરિ હસ્યા. "તમે દીક્ષા લીધી હોત તો જિનશાસનના આભૂષણરૂપ સાધ્વી બનત" મંજરીનું ધાટીલું માથું ગર્વમાં ઉંચું ગયું. તેની આંખમાં ચમકારો વધ્યો. આંખો જરાક ઉઘાડી, તેમાં ભભક આણતાની તેની ખુબી બધા જોઇ રહ્યા.

"હું નાસી ગઇ તો તમારું આખું શાસન મને ન આપી શકત તે મને મળ્યું."

"શું ?" આંબડથી બોલી જવાયું.

મંજરી આ સવાલ જોઇ હસી. તેની આંખમાં આભી અને અવાજમાં મૃદુતા આવી.

"તમારા દુર્ગપાલ."

"કાક ભટરાજ" જાણે આમ્રભટને જવાબ આપતા હોય એમ સૂરિજી બોલ્યા. મંજરીએ તેમાં રહેલો કટાક્ષ પારખ્યો.

"હા !" તેના અવાજમાં દુર્જય ગર્વનો રણકાર થયો, તેની સુંદર ડોકની રગો જરા ધબકી ઉઠી દેખાઇ. 'ગુરુ દ્રોણાચાર્ય ને કૌટિલ્ય, બંનેના દર્પ હરે તેવો ભટરાજ !" તે હસી. તે હાસ્યમાં વિજયદુંદુભિનો પ્રતિધ્વનિ હતો.

હેમસૂરિને લાગ્યું કે તેના જેના સાધુ આગળ મંજરી પોતાનો આડંબર દેખાડે એ યોગ્ય નહોતું. પ્રશંસા સંભળાવવા તેને બોલાવ્યો હોય એમ તેને ભાસ થયો.

"ભગવતી ! કાવ્યપુરાણોનો શોખ તમને થયો જણાય છે." હસીને સૂરિએ કહ્યું.

તેના હાસ્યમાં પિતાનું વાત્સલ્ય હતું. તે જોઇ મંજરીને ગુસ્સો પેદા થયો. આમ્રભટે કહેલી વાત પરથી તો હેમચંદ્રસૂરિ તેને ગાળવા માંગતો હતો. શું તેનું અભિમાન કરવા ?

"શોખ !" સોમેશ્વરને પણ જરા ચટકો લાગવાથી તે વચ્ચે બોલ્યો. "સૂરિજી ! આપને બાની શાસ્ત્રજ્ઞતાનો ખ્યાલ નથી" આંબડને લાગ મળ્યો. મંજરીને પાણી ચઢાવી હેમચંદ્રને નીચા નમાવવાની તેને આ તક જણાઇ "સોમેશ્વર ! અમારા સૂરિજી બીજા શાસ્ત્રજ્ઞ જેવા નથી. અને અમારા ગુજરાતના અદ્વિતીય વિદ્વાન્ છે. બા એને તમારી જોડે વિવાદ કરવો છે."

મંજરી ચમકી ને ઉંચું જોઇ રહી. શું આ પરદેશી સૂરિએ તેના મિત્ર આંબડે તેની પરીક્ષા લેવા, તેની વિદ્વત્તાની હાંસી કરાવવા આ નાગડો રચ્યો હતો ? તેણે ઘણી સભા જોઇ હતી, કેટલીક જીતી પણ હતી; પણ જેમ જેમ કાકના જીવનમાં તેનું જીવન ભળતું ગયું તેમ તેમ ગમે તે પંડિત જોડે વિવાદ ન કરવો એવો તેણે દઢ સંકલ્પ કર્યો હતો. શું તેના

દેખાયું. ને તેના જ્વલંત સૌંદર્યથી ભભુકી રહેલા મુખની મોહકતા દુર્જય થઇ પડી.

સૂરિએ આશીર્વાદ સાંભળ્યો; સ્વરનું સંગીત સાંભળ્યું; સૌંદર્યનું દર્શન કર્યું. સંસ્કૃત સાહિત્યમાં એને માટે શો શબ્દ તે યાદ આવ્યો નહીં, તેના આત્માને અપરિચિત પવનનો સુસવાટો થયો. આ સ્ત્રીને સંતોષવા પાણિનિ થવાનો ઉત્સાહ આવ્યો. આ સ્ત્રીને નીરખવા—તે વિચાર કરી શક્યો નહીં. તેની આંખે અંધારાં આવ્યાં, તેના મગજમાં કડાકો થયો.—સ્થિર ને ઉર્મિહીણા તેના મગજની સરલ સપાટી તુટી હોય—ઉત્સાહથી ઉછળતી માનવતાની ગગનચુંબી ઉર્મિઓ જાણે ફરી વળતી હોય એવો ભાસ થયો. તે ભયંકર વિપ્લવમાં સૂરિપદ, વીતરાગપદ, અવિકારના નજર આગળથી અદૃષ્ટ થતાં જતાં લાગ્યાં; શુષ્ક ને સ્નેહહીણા જીવનરણની ભયાનક નિર્જનતા ચારે તરફ પ્રસરી રહેલી જણાઇ.

આ બધું એક નિમિષમાત્ર ચાલ્યું. તે નિમિષમાં તેને ખાત્રી થઇ કે અવિકારનાનો ગર્વ ખોટો હતો—તેને લાગ્યું કે એક પ્રતાપી મહાપ્રયત્ન વિના તે બચવાનો નહોતો. તેણે મહાપ્રયત્ન કર્યો; પોતાની પ્રબલ ઇચ્છા-શક્તિને એકામ કરી મગજની સ્થિરતા સાધી: અને એક ઉત્સાહ બેસાડી કાંખડનાર ગણીઆને છૂટથી વાળે તેમ તેણે ખડખોર મગજને વાળ્યું. તેણે મનુષ્યશરીરનું અશુચિત્વ સ્મર્યું. તેણે સ્ત્રીઓના સૌંદર્યમાં પાપનું મૂલ છે તે યાદ આણ્યું. તેણે અનિત્યાદિ વૈરાગ્યની બારે ભાવનાઓ મગજ આગળ આણી. તીર્થંકરો પણ ઘાતીકર્મ ખપાવવા અઘોર તપશ્ચર્યા કરે છે તેનો વિચાર કર્યો.

બીજી વિપલે તેણે કામદેવનો નાશ કરનાર ચરમતીર્થંકર વીર પરમાત્માનું ધ્યાન કર્યું.

તેનું મગજ જાણે તુટી જતું હોય એમ લાગ્યું–છતાં તેની ઇચ્છાશક્તિએ દબાણ કર્યાજ કર્યું. તેણે ધીમેથી મંજરી તરફ જોયું–અને તેના મુખને ખોપ ગણી શુષ્ક ધ્યાન કર્યું.

ઉર્મિઓથી આમૂળાગ્ર તેના અંતરમાં ચગેલા નામના તોફાનને અદૃષ્ટ થતાં વાર લાગી નહીં. આજન્મ અવિકારીના સ્થિર મગજને પલવારનો વિકાર વશ કરતાં વાર લાગી નહીં.

સૂરિ સ્થિર નયનોથી મંજરીને જોઇ રહ્યો. તેની એકાગ્રદૃષ્ટિએ તેનું મધુરી સૌંદર્ય ને મોહકતા પલટાઇ ગયાં.

તેણે મંજરીનાં નયનોમાં દિવ્ય તેજ જોયાં; તેના સ્ફાટિકશા કપાળ પર અગાધ જ્ઞાનની રેખાઓ જોઇ; તેના સૌંદર્યમાંથી વિશદ

જ્ઞાનનાં શાંત રશ્મિઓ ફુટતા જોયા. સૂરિએ એકાગ્રતા વધારી. તેણે મંજરીના ખોળામાં વીણા પડેલી જોઇ તેના પગ આગળ મયૂર બેઠેલો જોયો. ઉત્સાહ પ્રેરવા વગાડવા તેના હાથમાં તેણે કમળ જોયું સ્વરૂપે મંજરી રહી પણ તેણે સરસ્વતીના દર્શન કર્યા

હેમચંદ્રે સાષ્ટાંગ દંડવત્ પ્રણામ કર્યાં

"માતા ! તમારું વરદાન જરૂર ફળશે '

એક પલ તેણે નજર ઢાળી તેટલા સમયમાં સૂરિએ યોગબળથી નિર્વિકારના સાધી હતી. તેણે પ્રણામ કર્યાં, આંખો ધીમેથી ઉઘાડી બધા તેના તરફ જોઇ રહ્યા હતા. આમ્રોજ કોઇ આ પ્રણિપાતનો અર્થ સમજ્યું સૂરિએ શાંત અવાજે કહ્યું

"पातभिश्वर्दीं समारात्सु, यियासु काश्मिरं प्रति ।

साक्षात्तामिव मत्वा त्वां नेताहं हि वरानने ॥"*

મંજરીની આંખો હસી રહી. સૂરિના અંતરમાં જેટલો ઉત્સાહ આવી શકે તેટલો આવ્યો

આબડના સુખનો પાર ન રહ્યો તે સંસ્કૃત શ્લોકનો અર્થ તો બરોબર સમજ્યા નહીં પણ તેને સ્પષ્ટ લાગ્યું કે મંજરીએ વિજય મેળવ્યો હતો

"સૂરિજી ! આપ અહીંઆ ક્યાં સુધી રહેવાના છો ?"

"હું કાલે જઇશ "

"બા !" કરી ચોસરી પથ્થરજાર કરતો અંદર આવ્યો. તે આવી મંજરીને વળગ્યો અને બધા તેના તરફ જોઇ રહ્યા. મંજરીની આંખમાં હેત ઉભરાઇ રહ્યું.

"માતા ! આ તમારો છોકરો ?"

"હા મહારાજ !"

હેમચંદ્રસૂરિએ છોકરા તરફ એકી ટસે જોયા કર્યું ને ગંભીર ચહેરે કહ્યું "માતા ! આ પુત્રની માતાને હું ફરીથી પ્રણામ કરું છું."

"કેમ ?"

'જિનશાસનનું સંરક્ષણ એને પ્રતાપે થશે '

બધા સૂરિ તરફ ચકિત બની જોઇ રહ્યા. હેમચંદ્ર માત્ર ધ્યાનથી બાળકની મુખમુદ્રા જોયા કરતા હતા. તેના અવાજમાં શાંતિ હતી

'મહારાજ ! શું કહો છો ?" અણજાણતા મંજરીને કમકમાં આવ્યાં

'હા ! મારી નજરે એમ સ્પષ્ટ દેખાય છે "

"ત્યારે મહારાજ ! એક પુછું !" આતુરતાથી મંજરીએ પુછ્યું

'શું ?"

'ભટરાજ ક્યારે પાછા આવશે ?"

સૂરિએ વહેમથી મંજરી સામું જોયું ' મારી વિદ્યા એ સવાલનો જવાબ નહીં આપી શકે. માતા ! હવે અમારો જવાનો વખત થયો '

'હા ! ઉભા રહો ભિક્ષા આપું" મંજરી ઉઠી તેના હૃદયમાં ચિંતા વ્યાપી. સમુદ્ર સેવના પતિનો વિયોગ દુ:સહ થઇ પડ્યો.

× × ×

બીજે દિવસે જ્યારે હેમચંદ્રસૂરિએ ભૃગુકચ્છ છોડ્યું ત્યારે સરસ્વતીનું વરદાન મળ્યાનો ગર્વ તેના મુખ પર હતો.

[ આ વાર્તાનો વિશેષ અંગ આવતા અંકમાં ]

---

* સરસ્વતીને પ્રસન્ન કરવા માટે હું કાશ્મીર જવાની ઇચ્છા રાખતો હતો પણ તમને જ સરસ્વતી સ્વરૂપ માનીને હે શ્વેત મુખવાળી ! હવે હું ત્યાં જઇશ નહીં.

## સ્ત્રી–સંશોધક મંડળનો વાર્ષિક સમારંભ

[ અનુસંધાન પૃષ્ઠ ૩૪૮ થી ]

"પ્રમુખ સાહેબ ને સભ્યો ! આ કલિકાળમાં, આ સ્વચ્છંદના જમાનામાં અર્ધ્ય આપવા લાયક સ્ત્રી મને એકજ લાગે છે.

તે પતિપરાયણતાની મૂર્તિ છે. બાલવય છોડયા પછી પતિ શીવાય બીજાની તેણે પરવા કરી નથી. બીજામાં તેને રસ પડયો નથી, બીજાનું દૃષ્ટિબિંદુ તે જોઇ શકી નથી પતિની બેદરકારી હતી છતાં તેણે અસંતોષનો એક નિઃશ્વાસ મુકયો નહીં. પતિ તેના પર નારાજ રહેતો. પણ તેણે પોતે તો નારાજ થવાનું કારણ આપ્યુંજ નહીં તે ઘણી વખત પતિના વિચારો જાણવા પામતી નહીં, છતાં તેનો રદીઓ કરતી નહીં. તે માત્ર પતિભક્તિમાંજ લીન રહેતી, ને પતિસેવામાં મગ્ન બનતી. પતિને આજ્ઞા કરવાનો અવકાશ રહેતો નહીં, કારણકે તે પોતાની ઇચ્છા બહાર પાડે તે પહેલા તે તેની ઇચ્છા વતી તે પ્રમાણે અભિપ્રાય ને આચરણ બદલતી. કદી તેની ને તેના પતિ વચ્ચે મતભેદ, વિરોધ, કે તકરાર થઇ હોય એમ કોઇના સાંભળ્યામાં નથી. લોકોને, ઘરના માણસોને તેના વ્યક્તિત્વનું પ્રાબલ્ય દેખાતું, છતાં પતિ પાસે ત અનાએ વગર પ્રયત્ને, વગર દુખે, અદૃષ્ટ થઇ જતું. પતિ ઘણીવાર આશા રાખતો કે એક વખતે તે સ્ત્રી તેનો હુકમ ન માને, એક વખત ધાર્યું ન કર, એક વખત સામુ માથુ ઉંચકે પણ બીચારા પતિની આશા નકામી ગઇ યોગ્ય પળે તે હાજર રહેતી ને યોગ્ય કામ કરતી. પતિસામુ તેનો સ્વતંત્ર અભિપ્રાય કદી શોધ્યો જડતો નહીં. પતિ સાથે મનસ્વી આચરણ તેણે કદી કર્યું નહીં. પતિની તે ફરીઆદ કરતી નહીં, ને તેની સેવામાંથી ચળતી નહીં.

પતિ દેવના જ્યારે રીઝયા ત્યારે પણ તે ફુલાઇ ગઇ નહીં. પતિની સ્થિતિ સુધરી તો પણ તેણે શીરપાવની આશા રાખી નહીં કે ઇચ્છા કરી નહીં છોકરાં થયા પણ તેને પતિ કરતા વહાલાં ગણ્યાં નહીં. જો પતિ રોગિષ્ટ થાય તો નર્મદાની માફક તેને તે માથે લઇ નીકળ્યા વિના રહે નહીં, જો વૈરાગ્ય સ્વીકારે તો તે ભભૂત લગાવી સંસાર છોડવો શરુ કરે ને જો પુરુરવાની માફક પતિ કોઇ ઉર્વશી પાછળ ઘેલો થાય, તો ચાંદ્રાયણ વ્રત કરી, પતિને ફ્લેહ ઇચ્છતા પણ પાછી પાની કરે નહીં

આ લાલસાના, અસંતોષના, સ્વચ્છંદના, સ્વાતંત્ર્યના જમાનામાં આ સ્ત્રીએ આર્ય સતીઓની શોભારૂપ તાદાત્મ્ય સાધ્યુ છે. તે આ જમાનાની નથી પણ ભવ્ય ભૂતકાળમાંથી ઉતરી આવેલી હોય એમ લાગે છે. તેનેજ હું અર્ધ્યાર્હ ગણું છુ '

ત્યાર બાદ રા. ભાઇ જયંતે ઉભા થઇ પોતાનુ ભાષણ વાચવુ શરુ કર્યુ —

"પ્રેસીડેંટ સાહેબ ને સાહેબો ! આટલો વખત મે જુદા જુદા ભાષણો સાંભળ્યાં તેમા તમે જેજે સ્ત્રીઓને અર્ધ્ય આપ્યા છે તે જોઇ તમારી મનોદશા વીશે મને ખેદ થાય છે. તમે બધાએ ખરુ દૃષ્ટિબિંદુ ખોયુ છે એમ મને કહ્યા વિના ચાલતું નથી.

ગંભીર નજરે જીવન જોઇ રહેતુ તેનાથી વધારે મોટી પેચ્છા મે બીજી જોઇ નથી ગાંભીર્ય પ્રસરશે તો દુનીઆનુ શું થશે ? એ પેલછા ચારે તરફ પ્રસરતી જોઇ મને ઘણી વખત જનના તરફ તિરસ્કાર આવે છે. ગૃહસ્થો ! આ જગત્ મિથ્યા અને સંસાર માયાજાલ છે. ઇશ્વર છે કે નહી તેનો નિર્ણય થઇ

શકશો નથી. આત્માના અસ્તિત્વમાં મૃગજલ જેટલું સત્ય રહ્યું છે. પુરુષ ને સ્ત્રી માત્ર પરપોટા છે.

આ પરિસ્થિતિમાં જેમ પરપોટા પહોળો વધારે તેમજ વધારે સરસ મનાવો જોઇએ. જે માણસ જુઠમાં જુઠ મેળવી દે એજ માયાનું રહસ્ય પામ્યો મનાય. તમે સત્ય, કે સંસ્કાર કે સહનશીલતા શોધતા ફરો છો! માયાવી જગતના પરપોટારૂપ મારા મિત્રો! અસત્યમાં સત્ય જોઇ તમને કંપારી છુટતી નથી? માયાવી જગતમાં સનાતનની શોધ આદરી વિસંવાદ શા સારુ દાખલ કરો છો? જરા વિચાર તો કરો. જો સ્ત્રીઓ તમે કહો છો એવીજ હોય તો આ ભૂતલ પર રહેવું ભારે પડી જાય.

અર્વાચીન સ્ત્રી તો તેજ કે જે આ જગત્ જોડે એકતાનતા સાધી રહી હોય. તે જુઠનો અવતાર છે. તેની ઉમર પચ્ચીશથી પીસ્તાલીશની હદમાં નક્કી ન કરી શકાય એવી છે. તેના માથાના કેશના કલાપથી તે પગનાં ત્રણ ઇંચીઆં એડીના બુટ સુધી ને ઢોંગી છે. શું વાળ તેના પોતાના છે? શું આંખોની ઝલક તેની છે કે સુરમાની છે? શું દાંતની રેખાઓ તેનાં પોતાનાં હાડકાની કે કોઇ બીજાની? શું તેનો મોહક રંગ તેનો પોતાનો કે પાઉડરનો? ગૃહસ્થો! એ વીશે સંશય ધરવાનું કારણ નથી. આ બધાંજ પારકાનાં ભાકુતી છે.

પોતાના ને પારકા વચ્ચે તેણે ભેદ ગણ્યો નથી. દરેકના પૈસા તેના પોતાના માન્યા છે; દરેકની મોજમજાહમાં, ભાગ લેવાના તેના અધિકાર વીશે તેને સંશય છે નહી. શરમ મર્યાદા જેવી ચીજ તેણે જનમીને જાણી નથી.

આ સ્ત્રીનાં કેટલાંક લક્ષણો ઘણાંજ આકર્ષક છે. તે છટાથી હડહડતું જુઠું બોલી શકે છે. વચન આપે છે માત્ર ભાંગવાનો લહાવો લેવા માટેજ. નીમકહલાલીનું નામ સાંભળતાં તેને હસવું આવે છે. એકને એક સંબંધનો કંટાળાભર્યો ભાર તેનાથી ઝાઝીવાર સહન થતો નથી. તેના જીવનમાં પતંગીઆના વિવિધ રંગો પુરાએલા છે; પણ એક રંગ એકથી બીજીવાર નજરે ચઢતો નથી.

શી તેની મોહભરી વાતચીત! તે વાદળ વીશે, ચાની કડકાઇ વીશે, તેના આભૂષણ વીશે બે ચાર ખાટાતીખા ટહુકાર નફટાઇથી ટહુકી શકે છે. પણ એક મીનીટથી વધારે વાર એક વસ્તુ પર તે ટકી શકતી નથી. તેને ગંભીર બાબત પર કંટાળો આવે છે; કવિતા ને ભાવના તરફ તે તિરસ્કારની નજરે જુએ છે. ડહાપણ તરફ તેનો અણગમો ભારે છે. તેના અવાજમાં વૈવિધ્ય કૃત્રિમ છે; તેમાં ભાવનાદર્શકતા જણાય છે તે પણ પોકળ છે, ભાવ અનુભવવો તેને મન અક્ષમ્ય નિર્બલતા છે. ઉત્સાહ કે પ્રેમને તે અધોગતિનાં ચિન્હો લેખે છે, પુરુષો તેને મન રમકડાં છે. અને પોતાને તે રમકડુંજ માને એવું ઇચ્છે છે. તેની હાજરીમાં જગતના મોહક મીથ્યાપણાનું ભાન આપણને થાય છે; અને જીંદગીમાં ગંભીર બની રહેવાની નિરર્થકતા સ્પષ્ટ સમજાય છે.

આ રસભરી સુંદરી કલાવિધાયક છે. જીવનમાં અસત્ય ઉતારવાની તેની કલા–ગાંધીજી સત્ય ઉતારે છે તે કલાથી પણ ચઢે છે. તેનું અસત્ય પણ ગાંધીજીના સત્ય જેવું તરી નીકળે છે. આ સત્ય પાછળ ફાંફાં મારતાં સંસારરણમાં એ એકજ માત્ર લીલી વેલ મેં જોઇ; અને ગૃહસ્થો તેને હું મારો અર્ધ્ય આપું છું."

ત્યાર બાદ રા. ભાઇ ચંદ્રાપીડે પ્રમુખની સૂચનાથી પોતાનો અભિપ્રાય જણાવ્યો.—

સજ્જો ! સ્ત્રીઓનો પરિચય કરતાં અને તેમના ચારિત્ર્યનું નિરીક્ષણ કરતાં વખત વ્યર્થ ગયો હોય એમ લાગે છે. તેમના સ્વભાવની ચંચલતા તેમના ચારિત્ર્યની ક્યાશ, તેમના અંતરની અણઘડતા અને એવી સાંપે છે કે હું તેમની સોબતનું દુર્ભાગ્ય સહી શકતો નથી. પણ આખરે એ બધામાંથી મને એક અપવાદરૂપ જડી, અને તેને મેં અર્ઘ્ય આપવા માંડ્યો.

દેવી સમાન તે સુંદર ને તેજસ્વી છે તે આવે છે ભપકાથી, તેના છાંટા છટાદાર શરીરને જરાક ડોલાવતી—તેના નયનોના તેજ આખા ખંડને ઉજ્જવળ કરતી. તેનું તેજસ્વી રૂપ બધાની નજર આકર્ષે છે. તેની શરમાળ રીતભાત બધાને માન ઉપજાવે છે

તે દરેક વિષય પર જાણે ખંચાતી હોય, જાણે જ્ઞાન મેળવવા માગતી હોય તેવી રીતે વાત કરે છે, સવાલ પુછે છે, અને તેનો ધીમો મીઠો અવાજ મોહિની પ્રસારે છે. દશ મીનીટની વાત પછી મળવા આવનાર આટલાં બધી હોશીઆરી, ગૌરવ, છટા ને નમ્રતા જોઇ ગુંચવાય છે કે આની પ્રશંસા કરવી કે માન આપવું કે આશ્રિત માગવી.

પણ મળનારને ભાન નથી કે આ નમ્રતા, આ શરમાળપણું, આ જીજ્ઞાસા માત્ર સાધનરૂપ છે. તેની પાછળ ભયંકર ને તીક્ષ્ણ બુદ્ધિ મળવા આવનારની કીંમત કરે છે, નિશ્ચળ સ્વાસ્થ્ય તેનામાં રહેલી નબળાઇ શોધી રહ્યું છે, ને પ્રચંડ ઇચ્છાશક્તિ પોતાની જીવનઘટનામાં તે ક્યાં મુકાય તો વધારેમાં વધારે ઉપયોગી થઇ શકે તેનો નિર્ણય કરી રહી છે

બીચારો કોઇ આવનારનું કૈં વળવાનું નથી. સુશીલતા તેને મહાત કરશે, મોહ શ તેની સાન ભુલાવશે. આતિથ્ય તેની સાવચેતી વીસરાવશે. જો આ બધાથી તે એ ભાગ્ય-

વિધાતાની જાળમાં ન પડ્યો તો પણ આખરે તે બચવાનો નથી. તેના ચારિત્ર, તેની શક્તિ તેની બુદ્ધિના એકે એક વિભાગને અસહ્ય ન્યાય મળવા માંડશે, આસપાસના નગરસંબંધી આ જાદુગરની ઇચ્છાનુસાર વાતાવરણ તે બીચારાની આસપાસ પ્રસારવા મંડી જશે. નહીં તો, નજીવી બાબતમાં તેની મદદ માગીને તેની સ્ત્રીસંરક્ષક વૃત્તિઓ ઉત્તેજી મુકશે. પણ આખરે તેને શરણ થયા વિના છુટકો નથી.

આ બધાનો મુદ્દો એવો ગહન છે કે સમજતાં બે વર્ષ સહેજે નીકળી જાય તે દઢ પતિપરાયણ છે, તે પૈસે ટકે સુખી છે; તેને મોજમજાહ ઘણી પ્રિય નથી. તેને સત્તાનોજ માત્ર શોખ છે. તેને માટેજ તે જીવે છે તેના પ્રશંસકો અને અનુચરોનું સૈન્ય વધારવું એજ તેનો હેતુ છે.

આ હેતુ પુરો પાડવા તે ભગીરથ મહેનત ઉઠાવી શકે છે. અને મહેનત એવી સ્વસ્થતાથી, એવી દૂરંદેશીથી, ને એવી અડગતાથી કરે છે કે ક્ષણિક વિજય મળતાં તેને વાર લાગતી નથી કોઇકજ વાર તેનો જીવ અશાંત હોય, હૃદય ક્રોધગ્રસ્ત હોય અથવા પ્રયત્ન નિષ્ફલ ગયો હોય ત્યારે તેના શાંત સ્વરૂપની નીચે ધગધગી રહેલા વિનાશક અગ્નિજ્વાલાઓનું ક્ષણિક દર્શન થાય છે બીજી પળે સ્વરૂપ પલટાય છે. તે શાંત ને સૌમ્ય બને છે.

તેના સ્વજન ને મિત્રનું મંડળ જ્યાં સુધી તેનું મંડળ કહી શકાય ત્યાં સુધી તેનીજ આસપાસ ફરે છે અને એ મંડલ તરફ તે અદ્ભુત મમતા દાખવી શકે છે પણ વાદળના રંગ ફરે તેમ તેના મો પરના ભાવ ફરે છે, ને ગોઠવાર બુદ્ધિનો ચમકાટ બુદ્ધિશાળીને પણ આંજે છે. તેની પાકાઇ ને મુત્સદ્દીપણાનો પાર કોઇ જોઇ શક્યું નથી. જરૂર પડે પૈસાએથી

પેગંબરની વાક્‌પટુતાથી તે બોલી શકે છે. પ્રસંગે જોગીમાં ઝેરી મહેણાંથી ડામી શકે છે. ઇ. સ. પૂર્વે પહેલી સદીમાં તે મીસરમાં હોત તો બાપડા ઍંટની પાસે ત્રણ ભુવનનું સામ્રાજ્ય ખોવડાવત; જહાંગીરના દરબારમાં હોત તો બીચારી નુરજહાંના ભાગ્યમાંથી સામ્રાજ્ઞીપદ ખુંચવી લેત. વીલાયતમાં હોત તો એક ભ્રૂભંગે પાર્લામેંટો વિસર્જન કરાવત. વીસમીસદીના ગુજરાતમાં તે સુશીલ ને પ્રતિષ્ઠિત ગૃહિણી થઇ રહી અમર ઇતિહાસમાં નામ લખાવવાની આકાંક્ષા છોડી બેઠી છે.

તેનેજ હું મારો અંતરનો અર્ઘ્ય અર્પું છું.

પછી રા. ભાઇ ચારુદત્તે પોતાનો લેખ વાંચી સંભળાવ્યો:—

" પ્રમુખ સાહેબ! મારા મિત્રો પોતાનો અર્ઘ્ય આમ દરેક પ્રકારની સ્ત્રીઓને આપતા જોઇ મને ખેદ થાય છે. આ દુઃખમય સંસારમાં જ્યાં, 'સહન કરવું એજ લ્હાણું છે,' ત્યાં જેણે આસું સારી જીવન વીતાડયું હોય અને ઇસુખ્રીસ્તની માફક જીવતાંજીવત 'ક્રોસ' સહ્યો હોય તેનેજ અર્ઘ્ય આપવો તો માન ઘટે.

એક સ્ત્રી એવી મેં જોઇ હતી. તે કોમલ વયે વિધવા થઇ ત્યારથી સેવા ને સહનશીલતાનાં વ્રત આચરવાનો અધિકાર તેને પ્રાપ્ત થયો. તે નિરાધાર હતી. તેને આખા ઘરનું દળણું દળવું પડતું, લુગડાં ધોવાં પડતાં. રાંધવું પડતું ને સગાંવહાલાંનાં છોકરાં રાખવાં પડતાં. તેને પેટ પુરતું ખાવાનું મળતું નહીં, અને અંતર બળી ઉઠે એવાં મેંણાં સહેવાં પડતાં. કોઇના સુખમાં સૌભાગ્યમાં કે આનંદમાં તેને ભાગ મળતો નહીં. આખા ગામના દુઃખને માટે તેજ ગુનેહગાર છે એમ પણ ઘણી વખત ગણાતું.

આમ દુઃખની પરિસીમા અનુભવતાં વર્ષો વીત્યાં. દેવોનાં હૃદય રાક્ષસી બની જાય એવા પ્રસંગો તેને પ્રાપ્ત થયા છતાં તેની શાંતિ ડગી નહીં, તેનું ધૈર્ય ખુટયું નહીં, તેની મૃદુતા પલટાઇ નહીં, તેના આનંદી સ્વભાવમાં કર્કશતાનો સંચાર થયો નહીં. તેં હસતે મોંઢે જીવન વીતાવી રહી હતી.

તેનું મૃદુ, મ્લાન, ને ગંભીર હાસ્ય બધાંનું હૃદય પીગળાવતું. પૂજ્યભાવ જેણે કદીએ જાણ્યો નહોતો તે તેની સાથે આદરથી વર્તવા લાગ્યાં; અને દુઃખ દેનારાઓ તેની પાસે કૃતજ્ઞતાના અણજાણ્યા પાઠો શીખવા લાગ્યા.

તેને સમ ખાવાને એકપુરું સંતાન હતું. બીજાં છોકરાં વચ્ચે ને આ સંતાન વચ્ચે તેણે ભેદ ગણ્યો હોય એવું કોઇની જાણમાં નથી. પોતાના સંતાનને ઘણી વખત અન્યાય થતો જોઇ તેની આંખમાં અદેખાઇ કે ક્રોધ આવ્યાં હોય એમ કોઇએ સાંભળ્યું નથી.

છોકરાની વહુ આવી; પણ તેણે સાસુને સંતોષી નહીં. પણ આજન્મસમર્પિણીની અદ્‌ભુત કલાથી તેણે હસ્યાં કર્યું. મરણ સુધી તેની મીઠાશ તેવીને તેવી અમીભરી રહી. ત્યાં સુધી શીરપાવની તેણે આશા રાખી નહીં.

સહનશીલતાની સિદ્ધિ એજ છેલ્લે સુધી તેના જીવનનો મહામંત્ર હતો. સેવાધર્મનું અસ્ખલિત આચરણ એજ તેણે મુક્તિ માની હતી. દુઃખથી અધીરી બનેલી, ફફડતી આ દુનીઆને શીખ અને શાંતિ દેવા અવતરેલી પયગંબર સમો તે મારા સ્મરણમંદિરમાં શોભે છે. તેનેજ હું મારો અર્ઘ્ય આપું છું.

ત્યાર બાદ રા. બાઇ ફાંકડા રીતુરીએ પોતાનો અભિપ્રાય વાંચી સંભળાવ્યો.

" પ્રમુખ સાહેબ! સ્ત્રીની ભાવના પુરુષોએ બગાડી મુકી છે. સ્ત્રી, પુરુષની સમોવડીઆણ, સહચરી ને મિત્ર થવાને સરજાઇ છે ત્યારે સ્ત્રીએ શા માટે શરમાવું જોઇએ? પુરુષથી

જાદે મર્યાદી કે સંસ્કારી થવું જોઈએ? પુરુષ-જાતિએ દયેલ્સા સ્વાર્થી નિયમોએ સ્ત્રીઓના સ્વભાવને એવો વિકૃત કરી નાખ્યો છે કે ગમે તે ઉપાય કરે પણ એ સ્વભાવ બદલવો અશક્ય થઈ પડ્યું છે. આવા વિકારમાંથી બચી ગયલી એકજ સ્ત્રી મને મળી. તેજ મને અધ્યાર્દ્ર લાગે છે.

તે કુળવાયલી છે, તે પરણીને સુખી છે, તેને છોકરા છે, સગાસંબંધીઓનો સ્નેહ તેણે મેળવ્યો છે. છતાં તે "ટોમ-બોય" (તોફાની છોકરા)નો ભાસ કરાવી શકે છે. પુરુષને રીઝવવા નક્કી કરેલી વસ્ત્રપરિધાનની રીતિઓની તેને પરવા નથી તે આકર્ષક લુગડાં પહેરતી નથી, ઘરેણાંને અડકતી નથી માથે ઓઢવું જ જોઈએ એવા શિષ્ટાચારની સદાય અવગણના કરે છે

પુરુષો જોડે વાત કરતા તે નથી ખચાતી કે કૃત્રિમ શરમાળપણાનું ડોળ કરતી પુરુષો સાથ સ્નેહભરી મૈત્રી રાખવામા તે દૂષણ દેખતી નથી

ગૃહિણીપદનું આડંબર વહોરવા તે ખુશ નથી. તેનું ઘર સરકાર ઉગાડવાનું ઉખ્માગૃહ નથી. પણ કોલેજના છોકરાઓના 'બોરડીંગ'નો ખડ લાગે છે. એક ખુણે બુટનો ઢગલો, એક ખીટી પર સ્ત્રીપુરુષના પોશાકના સમૂહ, લખવાની ટેબલ પર ચહા કરવાનો સટન. અને રોટલી વણતા વણતા વાચવા માટે ખુલ્લું પડેલું પુસ્તક—ગુજરાતમ તેના શીવાય બીજા ઘરમા આ વસ્તુઓ નજરે ચઢતી નથી કોલેજ છાડયા પછી આવી નિર્દોષ બહુતા મે બીજે ઠેકાણે જોઈ નથી તેના પતિ જોડેનો તેનો સબંધ ભક્તિનો, સરકારી સ્નેહાનતાનો નથી, પણ બે સમોવડીઆ ને તોફાની મિત્રનો છે ઘણીક ઘેર આવતાં શિષ્ટાચાર પ્રમાણે તે તેની ખબરઅંતર નથી પૂછતી, પણ સવારે જતી વખતે જે વાત અધુરી રહી હતી તે પાછી શરુ કરે છે. જરુર પડે તો તેના પતિને છોકરું લઈ છાનુ રાખવાની સૂચના કરી દે છે. અને છતાં પતિ જોડે અભેદ મૈત્રી તેણે સાધી છે પતિને શાંતિ વખત છે ને નહીં મળતી હોય—પણ સહચાર તો જરુર મળે છે.

આ સ્ત્રીથી વધારે નીખાલસ, પ્રમાણિક, સાચો મિત્ર મળવા અશક્ય છે. મિત્રો જોડે જાતીય ભાવના પર રચાયના સ્ત્રીપુરુષ વચ્ચેના અસ્વાભાવિક અલગને આણતી નથી. તેની હાજરીમા સ્ત્રીઓના આચારવિચાર ને પુરુષોના આચારવિચારથી જુદા નિયમો લાગુ પાડવા સસારે સદીઓ થયા પ્રયત્ન કર્યાં કર્યો છે તેનો ખ્યાલ તેને આવતો નથી. તે પુરુષોની દૃષ્ટિએ સંસાર જોઈ શકે છે, ત સજાતીય મિત્રની માફક સલાહ આપી શકે છે. આશ્વાસન શોધતા મિત્રને નમ્રતા, મીઠાશ કે પ્રેરણા મળતા નથી, પણ અનુભવી સસારીની સચોટ પાકાઈ ને તીક્ષ્ણ દૃષ્ટિનો લાભ મળે છે તેની વ્યવહારુ શક્તિ અજબ છે, એટલે શાત ને કૃત્રિમ ડહાપણમાં તે બેસી શકતી નથી તે તરત ઉઠી કામે લાગે છે મુશ્કેલીઓ ફેડે છ, ન જડતો રસ્તો દેખાડે છે

તમે તેના તરફ સ્ત્રી-સન્માન વૃત્તિ રાખી શકતા નથી, કારણકે નિર્બલતા કે સુકુમારતા તે દેખાડતી નથી તમારી પાસે તે કૃત્રિમ સન્માનની આશા રાખતી નથી, પણ તમારા સમોવડીઆને આપો તેવુ માન પોતાની ફાળાથી લે છે.

સાધારણ રીતે પુરુષો સ્ત્રીઓ પાસે શાતા કે પ્રેરકતા માગે છે, અને જે સ્ત્રીઓ તે આપી શકે તેને અર્ઘ્ય આપે છે શાતા ને પ્રેરકતા માગવી એ મારે મન નિર્બલતાનુ લક્ષણ છે. ખરા પુરુષને મિત્ર જોઈએ છે, તે

પદ આવીજ સ્ત્રી લઇ શકે. માટે હું મારો અર્ધ્ય તેનેજ આપું છું."

પછી પ્રમુખનું નિમંત્રણ સ્વીકારી રા. ભાઇ ફુલ્લસહેડ ઉભા થયા, અને તેમણે પોતાનું ભાષણ વાંચી સંભળાવ્યું.

"જે સ્ત્રીને હું મારો અર્ધ્ય આપું છું તે નવીન ગુજરાતનું અનેરું પુષ્પ છે. પંકજની માફક તે પરિસ્થિતિ છોડી ને ઇચી ઉગી રહી છે. તેના આલ્હાદજનક ડોલનમાં નવયુગના સંસ્કાર ને સ્વાતંત્ર્ય બંને જણાય છે.

તે યુવતી સુંદર નહીં પણ સ્વરૂપવાન છે. તેની આંખો દરેક ભાવે ચમકી શકે છે. તેનો મીઠો અવાજ દરેક લાગણી દર્શાવી શકે છે. તેના હાસ્યમાં મોહકતા વધારે છે કે તોફાન તેનો નિર્ણય થઇ શકતો નથી; પણ તે હસે છે ત્યારે સામાનું અંતર સ્વાધીનતા ખોઇ બેસે છે એ નિઃસંશય છે. દરેક કલા હાથ કરવાનો ઉત્સાહ તેનામાં છે. તરતાં, મોટર હાંકતાં, ઘોડે બેસતાં, ટેનીસ રમતાં, ચીતરતાં, ગાતાં, લેખ લખતાં, કે ભાષણ કરતાં એકદમ શીખી જાઉં એવી હોંસ તેને દિનરાત થયાં કરે છે. તેણે સારી કેળવણી લીધી છે. અને તેને વધારે સારી કરવા મથે છે.

મોટા મોટા લેખો ને પુરુષોને તે સમજવા પ્રયત્ન કરે છે; અને તેના પર કોઇએ વિવેચન કર્યું હોય તો સમજી શકે છે, અને થોડુંક પોતે પણ કરી શકે છે. વાતમાં ઝમક આણવા પુરતી સમજ તેને રાજકીય બાબતમાં પણ છે, અને કોઇ પણ વિષય પર બીજા પાસે વાત કરાવી શકે છે, ને પોતે પણ કરી શકે છે એવી છાપ પાડી શકે છે.

તે હીંમતેબહાદુર છે. જુની પ્રણાલિકા-ઓને તોડવામાં તેને મજાહ પડે છે. લોકવાયકાને ડારવામાં તેને રસ પડે છે. પુરુષોની પ્રવૃત્તિ અને જીવનનું નિરીક્ષણ કરવા-માં મજાહ પડે છે; અને તેમની સાથે સમાન-તાથી વર્તવા માંગે છે. કોઇ પુરુષ રખેને સ્ત્રી જાતિ પર ચલાવાતી સજનજુની હકુમત ચલાવી દે એવા ભયથી તે શબ્દે શબ્દમાં પોતાનું સ્વાતંત્ર્ય દર્શાવે છે.

તે એક મોહક બંડખોરિણી છે તેના સુકુમાર સ્વભાવમાં તોફાન કરવાનો અસ્પષ્ટ ઉત્સાહ ગભ્યા કરે છે. એ તોફાનમાં દ્રૌપદીનું ગૌરવ ને શર્લીની રસજ્ઞતા શમાવી શકે છે. ઘણા લોકો આ ઉત્સાહ તરફ તિરસ્કારની નજરે જુવે છે. મને તે એની મોહકતાનું પ્રથમ લક્ષણ લાગે છે.

તેનો આત્મા પરમ સંસ્કારી છે. તેનો પરાગ ચારે તરફ પ્રસરે છે; અને અશાંતને શાતા મળે છે; અણુધડ ઘડાય છે, સંસ્કારી-ને દૃષ્ટિમાં એકતાનતા પ્રસરતી લાગે છે. તેની હાજરીમાં આવતાં સંસ્કૃતિનાં સોપાન પર ચઢયા હોઇએ એવો ખ્યાલ થાય છે.

સામાન્ય જનોને આ સ્વાતંત્ર્ય ને સંસ્કારિતાનું વિલક્ષણ મિશ્રણ સમજાતું નથી. જે ચીજ ન સમજાય તેમાં દુષણ માની લેવું એ અંધકારગ્રસ્ત મગજનો પહેલો સિદ્ધાંત છે. આ સ્ત્રીની સંસ્કારિતા તેજ તેની વિશુદ્ધિની જનેતા ને સંરક્ષક છે. છેલ્લે શ્વાસે પણ તે સંસ્કારિતા પમર વશે એમ તેને જોનારને તરત લાગે છે.

તેનાં હીંમત, બુદ્ધિ, સ્વાતંત્ર્ય ને સંસ્કાર-થી આકર્ષાઇ સંસ્કારી પુરુષો તેની પાસે સહાનુભૂતિ ને પ્રેરણા યાચે છે. તેની એક દૃષ્ટિ, એક હાસ્ય, એક અભિનંદન પ્રબલ પ્રેર છે, પુરુષત્વને કસોટીએ ચઢાવે છે. તેની પ્રેરણા પામેલા પુરુષોના મગજની સ્થિતિ અસલની રાજ્યકુંવરીઓના સ્મિતથી પ્રેરાયલા યોદ્ધાઓની મનોદશાનો કૈંક ખ્યાલ આપે છે.

પ્રેરણાનું ઝરણું તે રોકી શકતી નથી છતાં તે કોઇને પ્રેરવાની ઇચ્છા રાખતી નથી, રખેને સ્વાતન્ત્ર્ય ઓછું થઇ જાય એવી કંઇક બીક તેને રહેતી લાગે છે. પ્રેરણા યાચતા પુરુષો તરફ તે મદારીની દૃષ્ટિએ જુવે છે. આ નવા પ્રકારનો સિંહ, આ નવા ચટાપટા નો વાઘ; આ નવી શક્તિવાળુ માંકડુ એ બધા મારી ડુગડુગીના અવાજથી નાચે છે—એમ એને લાગે છે. પણ ડુગડુગીનો અવાજ સાંભળી સ્વમાનભંગ થયેલા પુરુષો નાસી જાય છે, ને તેનો સુવાગ્ય આત્મા દુઃખ પામે છે. તે બીચારા આત્માને ભાન નથી કે પ્રેરણાના યાચકો પ્રેરણામૂર્તિને આરાધવા મથે છે, મદારીને નહીં, તેમને ઉત્સાહમંત્ર જોઇએ છે, ગુલામગીરી નહીં

આ નવયુગની પ્રતિમાની જેવી અદ્ભુત પ્રેરક શક્તિ છે, જેવા અનુપમ સંસ્કાર છે તેવોજ તેનો આત્મા વ્યોમવિહારી છે જો એ કોઇને ખરા અંતરથી પ્રેરવાનો સંકલ્પ કરે તો તેનામાં અનન્ય પ્રભાવ ને વીરતા પ્રગટાવે, જો સાહિત્ય કે રાજકીય પ્રવૃત્તિને ધર્મ ગણે તો નવો સંપ્રદાય સ્થાપે, જો તેનો સંસ્કારી આત્મા કોઇ બીજા આત્મા જોડે નિર્મલ ન અભેદ્ય સહચાર સાધે તો અવની પર અમરાપુરી ઉતારે

સભ્યો ! આ ચિત્રમાં ખોડ ઘણી છે. ખોડ ન હોય તો મનુષ્યજાત વહાલી કેમ લાગે ! છતાં આ નવયુગની મનોહારી સ્ત્રીને મારો અર્ઘ્ય આપું છું.'

ત્યાર પછી રા. શાહ રસનિધિ પોતાના ચરમાં સુધી પોતાનો લેખ વાંચવા તત્પર થયા

"મહેરબાન પ્રમુખ સાહેબ ને સભ્યો ! મારા જેવો એક વિજ્ઞાનવિલાસી અભ્યાસી પ્રમુખ સાહેબે પુછેલા પ્રશ્નનો નિર્ણય ઉતાવળમાં કે ઉમળકાથી આપી શકે એમ નથી. સ્ત્રી એ સૃષ્ટિવિકાસનું પરમ સાધન છે. અને એવા અત્યંત ઉપયોગી બલનું નિરીક્ષણ એ દરેક દૃષ્ટિએ ઘણીજ અટપટી વસ્તુ છે.

પ્રથમ પ્રકૃતિ અમર થવાને માટે સ્ત્રીને સાધન બનાવી સંવનન ને આકર્ષણનું શસ્ત્ર તેના હાથમાં મુકે છે. અને ને શસ્ત્રથી પોતાની જોડી ખોળી તે જાતિને અમર કરવા મથે છે. મનુષ્યવિકાસમાં સ્ત્રી રક્ષક બલ છે, પુરુષ સંવર્ધક બલ છે. જાતિની આબાદી સ્ત્રીજાતિની શક્તિ પર અવલંબે છે.

જાતિજાતિ વચ્ચે ભયંકર રસાકસી ચાલી રહી છે. જે જાતિઓ સશક્ત ને પ્રભાવશાળી હોય છે તે જીવે છે, પૃથ્વીને પ્રતાપી ને સુખી કરવાને સાધનભૂત બને છે. જ્યાં સુધી પૃથ્વી પર નિર્બળતા અને દુઃખ વ્યાપી રહ્યાં છે, ત્યાં સુધી સશક્ત જાતિઓ વધે એવા ઉપાયો યોજવા જોઇએ તેજ પ્રમાણે અશક્ત જાતિઓનું પૃથ્વી પરથી ઉન્મૂલન કરવું જોઇએ જ્યાં સુધી નબળી, રોગિષ્ટ, અવિકસિત, કે દુષ્ટ્રજીવી જાતિઓ પૃથ્વીને ભારે મારે છે, ત્યાં સુધી સુખ, શક્તિ કે ખરા આનંદ દુનીઆમાં દેખાવાનો નથી.

જાતિ રક્ષવાનું કે વિનાશ કરવાનું પ્રથમ સાધન સ્ત્રી છે તે હું આગળ કહી ગયો. જેટલે અંશે સ્ત્રી સશક્ત જાતિને અમર કરે છે કે અશક્ત જાતિનો વિધ્વંસ કરે છે તેટલેજ અંશે શાસ્ત્રીય દૃષ્ટિએ તેને પૂજનીય કે અર્ઘ્યાર્હ માની શકાય એ વાત નિઃસંશય છે.

હવે એવી પૂજનીય કે અર્ઘ્યાર્હ સ્ત્રીનો નિર્ણય કરીએ.

ગુજરાતી જેવી નિર્બલ કે અશક્ત જાતિ પૃથ્વી પર ભાગ્યેજ મળશે. આપણુ સરાસરી આવરદા પુરુ પચ્ચીસ વર્ષનું પણ નથી; આપણી સરાસરી ઉંચાઇ પાંચ ફુટ પણ નથી. આપણે ત્યાં બાલકોના મૃત્યુની

સરાસરી સેંકડે ૨૫ ટકા; આપણે ત્યાં રોગ વીગેરેનો પ્રચાર બીજા બધા દેશોથી વધારે છે; આપણા યુવકવર્ગમાં ૮૯ ટકા નબળો, રોગગ્રસ્ત ને નિર્જીવ હોય છે: આપણી કાર્ય કરવાની શક્તિ બધી પ્રજાથી કમ છે એ મેં 'મારા એક જાણીતા લેખમાં સિદ્ધ કર્યું છે, અને એ વાત જેણે ગુજરાતી તેમજ બીજી જાતિના નોકરો રાખ્યા છે તેમને વિદિત છે. આવી શારીરિક નિર્માલ્યતાને પરિણામે, આપણા દેશમાં બુદ્ધિનો કે ચારિત્ર્યનો વિકાસ સંભવતો નથી; દ્વેષ, ક્રોધ, લોભ અને ધનસંચયની ઇચ્છાનું પ્રાબલ્ય ચારે તરફ વધે છે; અને અપૂર્વ પશુ ( Blonde Beast) આ જાતિમાં પાકે એ અશક્ય થઇ પડ્યું છે.

તેથી તમે મારા મત જોડે સંમત થશો કે આપણી અશક્ત ને નિર્માલ્ય જાતિ પૃથ્વી પરથી વહેલી ઉખડી જાય તેમાંજ જાતિ-હ્રાસ ને ઉત્ક્રાંતિના લાભો સમાયા છે. જ્યાં સુધી આવી જાતિની વૃદ્ધિ થવા દઇશું ત્યાં સુધી મનુષ્યજાતિની ઉન્નતિ થવાની નથી, અને રોગ અને દુઃખ નિર્મૂલ કરવાના બધા ઉપાયો નિષ્ફલજ જવાના.

મનુષ્યજાતિને સદ્‌ભાગ્યે ગુજરાતી પ્રજાનું ઉન્મૂલન ઝપાટાભેર થતું જાય છે; અને ભાવિ અપૂર્વતાનો અરુણોદય પાસે આવતો જાય છે. ત્યારે આ ગુજરાતની વિશાળ ભૂમિમાં બાપડાં બીચારાં મનુષ્યજંતુની નિર્માલ્ય જાતિ નહીં વસે પણ કોઇ બીજી પ્રતાપી જાતિનાં સશક્ત વિજયી ને સ્વતંત્ર સંતાનો વસશે. જે સાધન આ અરુણ વહેલો ઉગાડે, ઉત્ક્રાંતિક્રમની નેમ વહેલી સાધે તેની કીંમત કરી કરાય તેમ નથી.

આ સાધન તે એક પ્રકારની ગુજરાતણ સ્ત્રી. અને ઉત્ક્રાંતિક્રમ સાધવાના આ પરમ બળને હું વંદન કરું છું.

આ પ્રકારની સ્ત્રી મળવી મુશ્કેલ નથી. દરેક શહેરમાં, ને ખાસ કરીને કેળવાયલા વર્ગમાં, ફરવાની જાહેર જગ્યામાં અને સ્ટેશન વીગેરે સ્થળમાં તરત દેખાઇ આવશે. તેનાં લક્ષણો નીચે પ્રમાણે છે.

તે રંગે ફીક્કી છે, તેની કમર સીધી રહી શકતી નથી. તેનું મોં નિસ્તેજ છે તેની આંખો મોટી છે અને તેમાં અસ્વાભાવિક તેજ દેખાય છે. તેના શરીરનો ઘાટ એ સીધી રેખાનોજ બનેલો હોય છે. સ્તન કે નિતંબથી તે સીધી રેખામાં વિકાર થતો નથી.

અઠવાડીઆમાં ત્રણ દહાડા તેનું માથું દુખે છે; પંદર વર્ષે તેને હીસ્ટીરીઆ થાય-છે. ઉત્ક્રાંતિક્રમનું પરમ સાધન જે સ્ત્રી, તેના અસ્તિત્વનો હેતુ સંતાન જણવાં. એ સ્વાભાવિકમાં સ્વાભાવિક કાર્ય તે સાધારણ રીતે કરી શકતી નથી.

તે દુઃખ સહી શકતી નથી, તે ખાઇ શકતી નથી, તે ચાલી શકતી નથી. તે બીજાને દુઃખી કરે છે; કૃત્રિમ ભાવમયતા અનુભવી શકે છે. પતિનો વિયોગ પળવાર વેઠી શકતી નથી. તે જીવનમાં રસ દેખાડે છે, છતાં એક પણ કામ રસ લઇને કરી શકતી નથી. નિર્દીપ ઉત્સાહ ને તોફાનથી તે કંટાળે છે. આ બધાં રોગિષ્ઠ માનસિક દશાનાં લક્ષણો છે.

આ સ્ત્રી છોકરાં નથી ઉછેરી શકતી કે નથી કેળવી શકતી. તેને છોકરાં ગમતાં નથી પણ દેવના ઘરની વેઠ લાગે છે.

તે શારીરિક કસરત કરતી નથી. અને તે તરફ આકર્ષાતી નથી.

ગૃહસ્થો ! શાસ્ત્રીય દૃષ્ટિએ આ સ્ત્રીજ ખરી સેવા બજાવી રહી છે. એ આપણી નિર્જીવ જાતિનો અંત ઝપાટાભેર પાસે આણતી જાય છે—ને તેટલે અંશે મનુષ્યજાતિનો વિજય સાધતી જાય છે. અને તે કેવી રીતે ?

તે સંતાન જન્મતું નથી. જન્મે છે તો તે કાચેકાચું મરણ પામે છે. જો ભૂલેચૂકે તે અને સંતાન જીવે છે તો સંતાન કુરૂપી ને રોગિષ્ઠ હોય છે. ને પોતે પાંચ વર્ષ સુધી રજ્જુગ્રસ્ત પીડાય છે. પછી ભાગ્યે તે અને સંતાન બને થોડાં વર્ષ સરી જાય છે. અને એક નિર્જીવ જાતિના કુટુંબની સમાપ્તિ થાય છે.

આમ દર વર્ષે અનેક સ્ત્રીઓ આ સૃષ્ટિક્રમનું અપૂર્વ કાર્ય કરી રહી છે, અને તે દિવસે દિવસે એટલું ઝપાટાબેર થાયનું જાય છે કે ગુજરાતી પ્રજાનો અંત થોડાંએક વર્ષોમાં આવી રહેશે એમ મને જણાય છે.

એક નિર્જીવ જાતિનું ઉન્મૂલન સાધવા અને અનુચિતવિકાસનો વિજય સાધવા તત્પર બનેલી આ ગુજરાતી સ્ત્રીને માત્ર અર્ધ્ય ઘટે છે. તેથી આ પ્રસંગે ઇતિહાસમશહૂર, પણ જીવવાને નાલાયક પ્રજાનું નિકંદન કાઢવા કાર્યસાધક સંહારિણીને હું અર્ધ્ય આપું છું; અને અનેકાનેક વાર પ્રાર્થું છું કે તેના ખપ્પરમાં બધાને લઈ આ ભૂમિને યોગ્ય પ્રજાને વસવા લાયક જલદી બનાવે."

સભામાં કંપારી વછૂટી. એકાગ્ર ચિત્તથી સાંભળી રહેલા શ્રોતાજનોને કાને પ્રલયકાળનો ઘુઘવાટ સંભળાયો. કોઈને બોલવાનાં હોશકોશ રહ્યાં નહીં.

પણ પ્રમુખ મહાશયે સ્વસ્થતા મેળવી અને ત્રાસથી આવેલો પરસેવો લૂછ્યો. તેણે ખુરશી ખસેડી અને ડોક[illegible] વિના ભાષણનો જાદુ તૂટ્યો. બધાએ [illegible] મૂકી, ગુજરાત ઠ્યાન છે તેનો પુરા[illegible] તરફ જોયું; અને પ્રમુખને [illegible] જોઈ તાળીઓથી તેમને વધાવી લીધા.

પ્રમુખ રા. ભાઈ એ[illegible] તાળીઓ પછી પોતાનું ભાષણ મોટેથી શરૂ કર્યું.

"સજ્જનો ! અત્યારે બોલવા ઊઠતાં મને આનંદ થાય છે. આવા વિદ્વાનોની સભાનું પ્રમુખસ્થાન હું કદી પણ લેવા લાયક હોઉં એવો મને અત્યાર સુધી ખ્યાલ નહોતો. (તાળીઓ) મે બધાનું ભાષણ ધ્યાનથી સાંભળ્યું છે. અને મને આ મંડળ માટે એક રીતે ખેદ થાય છે. મારે કહેવું પડે છે કે તમે બધા આજે મંડળમાંથી બરતરફ થઈ ગયા છો ! (અત્યાનીના ઘોંઘાટ) કાનુન સભાસદના શબ્દોમાં કહું તો તમે અંગત પક્ષપાત કે દ્વેષથી વિવેચન કર્યું છે (ના. ના ના પોકારો )

તમે ના કહો છો—પણ હું હા કહું છું. તમારા જીવનના સહાઓ ઉપરથી તમારી અર્ધાંગના સ્ત્રી કોણ છે તે હું નક્કી કરવા માગતો નથી એટલે તમે બરતરફ થવા લાયક છો પણ તેમ કરનારને અભાવે તમે સભ્યો તરીકે કાયમ છો. ને આપણું મંડળ જીવતું રહ્યું છે (તાળીઓ.)

આપણા મંડળને સદ્‌ભાગ્યે એક સભ્ય એ કાનુન તોડી શકે એમ નથી તે હું છું અને મારે જ નમીને ઉપસંહાર કરવાનું આવ્યું છે તે જોઈ મને ચોક્કસ લાગે છે કે ગુર્જરસ્ત્રીઓનું ભાવિ સોને મઢેલું છે. (તાળીઓ) ગૃહસ્થો ! હું તમારા જેવો એકદેશીય નથી. રા. ભાઈ પુરુરવા જેવા હું જુના વિચારનો નથી. તેમ રા. ભાઈ રસનિધિ જેવો જમાનાવરશાઓ નથી. મારું દૃષ્ટિબિંદુ પુરુષનું છે—સર્વદેશીય છે (તાળીઓ.)

ગૃહસ્થો ! કોને અર્ધ્ય આપવો એ વિષય મારે મન—ખરા પુરુષને મન—અઘરો નથી. મારું હૃદય વિશાળ છે. (તાળીઓ) મને સ્ત્રી—પૂજા વિના ચાલી શકતું નથી. જ્યાં સ્ત્રી છે ત્યાં હું અર્ધ્ય આપવા તત્પર છું.

# ગુજરાતી સાહિત્યનાં કેટલાંક સ્ત્રી-પાત્રો

[ અનુસંધાન પૃષ્ઠ ૩૧૬ થી ]

પતિની ઓળખ કરવા પ્રયત્ન કરતી પ્રેમોત્સુક પતિવ્રતાની ચિંતા અને આતુરતાએ કોને અદ્દભુત આર્દ્રતા નથી અનુભવાતી ? જે સફળતાથી પ્રેમાનંદે આ મૂર્તિના આસપાસ કરુણારસની જમાવટ કરી છે, તેણે તેની દમયંતીને, ગુજરાતી વાચકસમાજના હૃદય ઉપર સદાને માટે અંકિત કરી છે અને ગુજરાત ના સાહિત્યની અંદર તેને સદાને માટે ચિરંજીવ કરી છે.

શામળની પદ્માવતીના આટલી સંપૂર્ણ ભાવાત્મક કે ચિત્રાત્મક નથી છતાં તેના પાત્રો અશક્ત-રંગીક પરીક્ષકને પ્રેમાનંદના પાત્રોથી વધુ સશક્ત-જણાયા વિના રહેશે નહીં તેનું મદનમોહનાનું ચિત્ર આ વાતની પ્રતીતિ કરશે. આ છતાં અને શામળની પ્રકૃતિમાં, પ્રેમાનંદમાં નહીં તેવી, અમુક પ્રકારની ધીર-કલ્પના ( Romanticism )ની છાંટ હોવા છતાં, તેના પાત્રોમાંના ઘણા થોડા લોકપ્રિય થઈ ચિરંજીવતા પામી શક્યા છે તે સૂચક છે.

## લલિતા

પ્રેમાનંદ અને શામળ પછી મોટે ભાગે કાલ્પનિક કથાસાહિત્યનો અંત આવ્યો એ લેખકો પછી કંઈક ઉંચા પ્રકારનું કલ્પનાત્મક સાહિત્ય આપણને પ્રથમ નર્મદ-દલપત યુગમાં પ્રાપ્ત થાય છે. પરંતુ નર્મદના "ચાંદમાં" અને "લલિતા"માં કે દલપતરામના "લક્ષ્મી" કે અન્ય પાત્રોમાં ઉંચા પ્રકારનું પાત્ર લેખન દશ્યમાન થતું નથી. રા. રણછોડભાઈની "લલિતા" માટે છેક એમ કહી શકાય તેમ નથી પાત્રોની શ્રેણીમાં માધારણ એનું સ્થાન છતાં કરુણરસની જમાવટથી આ પાત્ર આકર્ષક બન્યું છે અને એક વખત તેની બળતરાનું અસર નીચે આખી મુંબાઈની પ્રજા ઉશ્કેરાઈ ગઈ હતી.

## ગુણસુંદરી

પાત્રની પાત્ર તરીકે સામાન્યથી વધુ ઉંચી ભૂમિકા ઉપર કલ્પના, આપણને પ્રથમ નંદશંકરમાં મળે છે કોળાદેવી, દેવળદેવી, રૂપસુંદરી અને ગુણસુંદરી એ તેમના 'કરણઘેલા'ને દીપ્તિ આપતાં મુખ્ય સ્ત્રીપાત્રોમાં રૂપસુંદરી અને ગુણસુંદરીએ જેટલાં વાચક-હૃદય આકર્ષ્યાં છે તેટલાં બીજા પાત્રોએ આકર્ષ્યાં નથી રૂપસુંદરીની મૂર્તિ તેના કર્તાએ, તેમની વાર્તાના ત્રીજા પ્રકરણમાં અમરકારક રીતે આલેખી છે તેનું ગોળ નાનું મોં, તેનો ગૌરવર્ણ, અને તે હસતી ત્યારે, તેની નાકની વાળીના મોતી, તેના પરવાળા જેવા હોઠને અડકતા, કમળની લાલ પાંદડી ઉપર, સવારના ઓસના ટીપા જેવી શોભા થઈ રહેતી, એ ઝીણવટભરી આકૃતિ આલેખના કર્યા પછી, કથાકાર, તેનું રૂપ વર્ણવતાં સુંદર કલાથી, તેના ગાલ ઉપરના છૂંદણાનું વર્ણન કરે છે: તે કહે છે

> તેના ગાલ ઉપર એક છૂંદણું હતું તેથી તેની ખુબસુરતી એટલી તો વધી કે જેમ ફારસી શાએર હાફીઝ, શીરાઝની એક બેરીના ગાલ ઉપરના કાળા તલને વાસ્તે, સમરકંદ અને બોખારા શહેર આપી દેવાને તૈયાર થયો હતો તેમ તે છૂંદણાને માટે આખું ગુજરાત કોઈ આપે તો પણ થોડું હતું

અવિચારી કરણને આ પદ્મિનીનું પ્રથમ દર્શન વિલક્ષણ સંયોગોમાં થાય છે. મેકબેથની ભયંકર પિશાચણીઓને સ્મૃતિમાં લાવતી "વનીઓ"ના સમાગમ અને સુબોધ પછી, પાછા ફરતા કરણરાજને, તેના સર્વ

વૈભવનો નાશ કરનારી મહામાયા જેવી આ સુંદરી નજરે પડે છે; અને તેજ ક્ષણથી ગુજરાતની પડતીનો અને પાટણના રાજ્યની એદાનીમેફાનીનો પ્રસ્તાવ શરુ થાય છે.

પરંતુ આ છતાં, બળબળતા પતિપ્રેમભરી, શૂરવીર, નાની ગુણસુંદરીની પ્રતિમા ઘણાને વધારે અનિવાર્ય આકર્ષણથી ખેંચે છે અને ખેંચશે. માધવના નાના ભાઇ કેશવના મરણ પછી, તેની ભયંકર સ્વસ્થ, શોકની મૂર્તિ, વાચકહૃદય ઉપર ન ભુસાય તેવી સમર્થ અસર કરે છે. આથી પણ વધારે ઉદ્રિક્તતા, કથાકાર તેને અર્પે છે, જ્યારે લગ્નનો મંડપ ગણી, મૃત કેશવના શબ સાથે, તે ચિતાને માંચડે ચઢે છે ત્યારે. તે સમયે તેના દેખાવ અને તેણે મંદભાગી કરણને દીધેલા ભયંકર શાપનાં વર્ણન, ભય ઉત્પન્ન કરે તેવાં છે, અને જો કરણઘેલાના પાત્રાલેખનની વિશિષ્ટતા, આછાશ ના હોત તો, ગુજરાતી સાહિત્યનાં પ્રચંડ પાત્રોની અંદર, ગુણસુંદરીને સહેલાઇથી ઉંચું સ્થાન આપી શકે તેવાં છે.

## તરલા

નંદશંકર પછી ઉંચી પ્રતિનું કલ્પનાસાહિત્ય ઉત્પન્ન કરવાનો પ્રયાસ મણિલાલ, દોલતરામ કૃપારામ તથા ગોવર્ધનરામના હાથથી થયો. મણિલાલની નવલકથા "ગુલાબસિંહ" અવતરણરૂપ હોવાથી, તે ઉપરથી મણિલાલની પાત્રાલેખનકલાની તુલના કરવી યોગ્ય તો નથી. તેમનું જાણીતું "કાંતા નાટક" તેમનો સ્વતંત્ર કલ્પનાત્મક સાહિત્ય ઉત્પન્ન કરવા તરફ પ્રથમ પ્રયાસ છે. નાટકનું નામ "કાંતા નાટક" હોવા છતાં પાત્રાલેખનની દૃષ્ટિએ તેનું પ્રથમ આકર્ષણ "તરલા" છે એ નિઃસંશય છે. આ પાત્રની આલેખનામાં, નાટકના કર્તાએ એક ઇર્ષાળુ અને વૈરી સ્ત્રીહૃદયનો ચીતાર આપવાનો પ્રયત્ન કર્યો છે. "કાંતા"ના નાથની સુસ્થતાની સૂચક, તેની મોતીની માળા, ગુપ્ત કોઇ યુક્તિપ્રયુક્તિથી તોડી નાંખી, તેને તેના નાથથી વીખુટી પાડવી, એ તેના જીવનનું લક્ષ્ય છે. આથી અનેક કાવત્રાં તે રચે છે અને અંતે તે પોતાનો એક આશય સિદ્ધ કરે છે પણ ખરી. પરંતુ તેનો દગો ઢાંક્યો રહેતો નથી. તે પકડાઇ જાય છે અને કાંતાને તેના પતિ સાથે પુનઃ સહયોગ થાય છે. આ નાટકની વસ્તુની ખીલવણીમાં કર્તાને સમર્થ પાત્રાલેખન કરવાની ઘણી તક મળે છે, અને તેનો કેટલેક અંશે નાટકકર્તા સદુપયોગ પણ કરે છે. કાતર વડે, તેના સુખની વચ્ચે આડ જેવી, કાંતાની મોતીની માળા કાપવા તૈયાર થએલી તરલાની મનોદશાનું વર્ણન, આનો નમુનો છે. મોતીની માળાને હાથમાં પકડી તરલા કહે છેઃ

> રે દિવ્ય મોતી! તમે પણ ચુપ રહો. આહ કાતરઃ
> "છેદતાં શેથી આ વહેલી, સુખની શુભ દોર શું
> ભાગ્ય દેરી કશી બાંધે મારી, આહ વિચાર શું?
> અથવા કાપ તું એને સુખની સુજ દોરને
> સ્વર્ગનો દોર દે કાપી, લલાટે લખ્યું તે બને."

છતાં, સૂક્ષ્મ દૃષ્ટિથી તપાસનારને ઘણી વાર નાટકમાં લાગે છે કે જે કેટલાકીના પ્રસંગો વચ્ચે થઇને કથાનો પ્રવાહ વહે છે ને તેને અંગે તરલાને પણ પસાર થવું પડે છે, તે પ્રસંગોમાંના કેટલાકમાં, પ્રસંગને યોગ્ય ઉચ્ચ કલાએ તરલાની આલેખના પહોંચતી નથી. આથી નાટકમાં એક પ્રકારની ઉણપ રહે છે અને નાટકકારની નિસર્ગશક્તિ, અપરિપક્વતાનો ભાસ આપે છે.

## મંદોદરી

દોલતરામ કૃપારામના જાણીતા ગ્રંથો ઇંદ્રજિતવધ–મહાકાવ્ય, કુસુમાવલિ--નવલકથા,

અને અમરસત્ર-નાટક છે. આમાંથી તેમનુ ઇન્દ્રજિતવધ ગુજરાતીમાં એકનું મહાકાવ્ય હોવાની ખ્યાતિ ભોગવે છે. તેમની કુસુમાવલિ, તેની કથા, કથાઘટના, તથા તેની અદ્વિતીય લેખનશૈલીથી અતિ લોકપ્રિયતા પામી છે, જ્યારે તેમના અમરસત્ર નાટકે, વિચારવાન વાચકહૃદયોમા, તેના ગંભીર તત્વદર્શનથી અપ્રતિમ સ્થાન પ્રાપ્ત કર્યું છે તેમના નિસર્ગ શક્તિ શૃંગારકલ્પનાત્મક ( Romantic ) પદ્ધતિની છે આ સાથે સમર્થ પાત્રાલેખન, ચંચલ કલ્પનાશક્તિ, અને મનોહર વસ્તુ-ઉદ્ઘાટનકલા તેમનામા દેખા દે છે તેમના સ્ત્રીપાત્રોમાંથી ઇન્દ્રજિતવધનુ મંદોદરીનુ પાત્ર, કુસુમાવલિમાથી તેજ નામનુ પાત્ર અને અમરસત્રમાનુ સુભદ્રાનુ પાત્ર, ખાસ લોકપ્રિયતા પામ્યા છે આ ત્રણે પાત્રો તેમની કલ્પના અને આલેખનામા એકખીલ્યાથી ચડે તેમ છે, કુસુમાવલિની ચારિત્ર્યઘટના વીશે અન્ય સ્થળે કહેવામા આવેલુ હોવાથી પુનરુક્તિ કરવાનુ પ્રયોજન નથી સુભદ્રા સબધી કોઇ બીજે વખતે બોલીશુ અહીંઆ ઇન્દ્રજિતવધના સમર્થ પાત્ર મંદોદરી વીશે કંઈ કહીશુ અને તેમા દેખા દેતી કાવ્યકારની કલાનુ નિરીક્ષણ કરીશું.

મંદોદરીમા કાવ્યના કર્તાએ, એક પ્રગલ્ભ અને ગંભીર માતાનુ ચિત્ર આપેલુ છે આ ભાવ, ડહાપણ અને અનુભવથી પરિપક્વ આ લલના સાથે સાથે, પૌવનવતી પણ છે. આ બે ભિન્ન લક્ષણોની સહયુ યોજી, પાત્રને એટલી મોહકતા આપે છે કે મંદોદરી, ગુજરાતી સાહિત્યનાં સ્ત્રીપાત્રોમા અને ગુજરાતી વાચકસમાજની દષ્ટિમા ઉચુ સ્થાન પામે તેમા નવાઇ નથી તેમના મહાકાવ્યના ત્રીજા સર્ગમાં કર્તા મંદોદરીનુ દર્શન વાચકને કરાવે છે. આળસ મરડી ઉઘમાથી તાજી ઉઠેલી

આ લલનાનુ વર્ણન કરતા કર્તા લખે છે

નિદ્રા ઉડી છે લઈ સ્વપ્ન આંસુ,
ઉદાસ આંખ શકે ખમાસુ
ત્યાં ત્રા લજ્જા, બે કર ધારી માથે,
ક્રીડા કરે કે હૃદયેશ સાથે
પાશ્ચાત્ય ને દક્ષિણ વાતે વાય,
સુગંધથી મહેલ બધો ભરાય
કરો હરે કેશનરો કલાપ,
બઝુકતો અંતર મધ્ય તાપ.
ક્રીડા કરે કો ઝટકે તથાપિ,
સર્વાંગમા વ્યાકુળ દીપ્તિ વ્યાપી
જોતા લજ્જા શું નિજ પગ અંગ,
અહો એ ચે રતિનાથ વંગ
વિલાસ યોગે, પતિને વિયોગે
કરેલ ત્રે દગ્ધ દુરંત રોગે
સરોજના બીજન કો પ્રસારે,
પ્રદીપ્ત કામાગ્નિ કરે વધારે.

વિલાસવતી કમળ મુગ્ધાની વિલસનતા આથી વધારે સુદર રીતે ક્યા ચીતરાઇ છે? પરંતુ આ કાવ્યના કર્તા તેના રમણીય પાત્રને એથી પણ વધારે ઉંચી કક્ષાએ લઇ જાય છે જ્યારે, ગમના લોહીનો તરસ્યો, એક અધર્મ્ય કાર્ય કરી, તેના બચાવમા બીજુ અધર્મ્ય કાર્ય કરવા સજ્જ થએલો પોતાનો પુત્ર ઇંદ્રજિત પાસે રજા માગવા આવતાં, તે એકદમ નવયુવાન નવોઢા મટી, ચિંતાતુર, દૂરદર્શી માતા બની જાય છે. મંદોદરીએ, પાયે નમતા પુત્રને, આ સમયે કરેલો ઉપદેશ ચિરસ્મરણીય રહેશે સ્થળસંકોચને લીધે, પુત્રને આ અધર્મ્ય કાર્યમાંથી વિરમવાનો દમાણુથી ઉપદેશ કર્યો પછી, તેને રણમા જવાની તે છતા પણ ઇચ્છા થાય તો સામે મોએ લડજે, એ ભાગ ઉતારી સંતોષ પામીશું મંદોદરી કહે છે.

હારી જતાં પીઠ રખે બતાવો,
દેદાર્ં બેટા, શિર ના નમાવે
ઇસા ક્યાં જ્યા અપકીર્તિ મર્મ,
, મજે સુખે શરણ ભાગુ ધર્મ

નથી કરી તેં કૃતિ એક સારી,
અન્યાયની બુદ્ધિ હમેશ ધારી.
યુધિષ્ઠિરના પૂર્વજના પ્રભાતે,
'પ્રભુ ગણ્યા તે પણ વૈર બાળે.
માટે હવે શા કરવા વિચાર,
સંભારતાં શક્તિ થતું તયાર
થઇ જશે લક્ષ્મણ રામ સામે,
સુકીર્તિ કે મુક્તિ સદૈવ પામે...
વાસો કરે કાર્તિક પર્શુરામ,
છાતી થશે હીંમત કેરું ધામ.
રહેજો હીંદે પૂર્વજ વીર્ય ધારી,
ત્રિમૂર્તિ રક્ષા કરશે તમારી.

મુગ્ધભાવ, વાત્સલ્ય, ખીરત્ન અને ધર્મની લાગણીથી ઉભરાતુ આથી વધારે અસરકારક વર્ણન ક્યાં મળશે ?

## ગુણસુંદરી

ગોવર્ધનરામકૃત 'સરસ્વતીચંદ્ર'ના ચાર ભાગો જેટલા તત્ત્વજ્ઞાન, સમાજશાસ્ત્ર, રાજ્યનીતિ, અને સંસારધર્મના પ્રશ્નોની ચર્ચાથી ભરેલા છે, તેટલાજ સંખ્યાબંધ પાત્રોથી ભરેલા છે. આ સમગ્ર સમૂહનું પરીક્ષણ કરવાનું અહીં સ્થાન નથી. અહીંઆં તેમનાં કેટલાંક અગ્રગણ્ય પાત્રોનો વિચાર કરીશું અને એ અગ્રગણ્ય પાત્રોમાં સૌથી આગળ પડતાં સ્ત્રીપાત્રો, ગુણસુંદરી, કુસુમ અને કુમુદસુંદરી છે એ કોણ ના કહી શકશે ?

ગુણસુંદરી ગોવર્ધનરામની આદર્શ ગૃહિણીની ભાવના છે. તેમની કથાના બીજા ભાગમાં જ્યાં તેઓ હીંદુઓના સંયુક્ત કુટુંબની સંસ્થાનું આધુનિક પરિવર્તન તપાસે છે ત્યાં, તેઓએ આપેલું, એ સંયુક્ત કુટુંબના બખેડાની અંદર, નૃપપુંગવ જેવી વિરાજતી ગુણસુંદરીનું વર્ણન, વાંચનારનું હૃદય હરે તેવું છે. સહનશીલ, ક્ષમાપર, ચતુર અને સંસ્કારી, વિદ્યાચતુરની ગૃહલક્ષ્મી અનેક દુઃખો અને વિડંબનાઓની પરંપરાઓમાંથી પસાર થાય છે, અને તે સૌમાંથી હસતે મોઢે, અને જે સૌ પ્રથમ પોતાનાં સામાવાળાં હતાં તેમનેજ પોતાનાં કરી, અક્ષત બહાર નીકળે છે. આખા કુટુંબભરની "અરઘટ્ટ ઘટિકા" એકલે હાથે ખેંચતી આ ઉગતી ગુણસુંદરીનું ચિત્ર અત્યંત દ્રાવક છે. આ દ્રાવકતા કેંદ્ર દશાએ પહોંચે છે જ્યારે ઘરના ખટરાગમાં, પતિનું અને પોતાની તંદુરસ્તીનું પણ ભાન ભુલેલી ગુણસુંદરી, પ્રસૂતિકાળની વેદનાથી એકાએક બેભાન થઇ ગરીબ સુંદરગોરીના હાથમાં ઢળી પડે છે. આ સમયે ઘરની અંદરનાં ભિન્ન ભિન્ન વિરોધી સત્વોના ભિન્ન ભિન્ન વિકારોનું કરેલું વર્ણન કેટલું અંતઃસ્પર્શી (Intimate) અને અકૃત્રિમ સાચાઇથી ભરેલું છે!

'સરસ્વતીચંદ્ર'ના કર્તાએ ગુણસુંદરીને આદર્શ ગૃહિણી તરીકે બીજા ભાગમાં વર્ણવી, ત્રીજા ભાગમાં, બુદ્ધિવાન પુત્રીઓની સંસ્કારી માતા તરીકે આલેખી છે. આ બે વચ્ચે કયું આલેખન વધાર ઉચ્ચ અને વધારે આકર્ષક છે એ વીશે મતભેદ હોય તે અસ્વાભાવિક નથી. બન્નેમાં સ્થળે સ્થળે, કર્તાનું, તેમનાં પાત્રો સાથે અંતઃસ્પર્શી જ્ઞાન પ્રકટ દેખાય છે, અને બન્નેમાં કરુણરસની ભંગ કે વ્યક્ત છાયા રહેલી છે.

## કુસુમ

"ગુણીયલ" કરતાં પણ નાની કુસુમનું પાત્ર રચવામાં કર્તાની વધુ ઉચ્ચ નિસર્ગશક્તિ જણાઇ આવે છે તે સૌ કોઇ કબુલ કરશે. કુસુમસુંદરીનું દર્શન જ્યારે પહેલા ભાગની અંતભાગમાં આપણને પહેલી વાર થાય છે ત્યારે તેની ચારિત્ર્યરચના પૂર્ણ ખુલાસાથી નિરૂપેલી નથી. આ આપણે બીજા અને ત્રીજા વિભાગમાં થયેલું દેખાય છે: અને તે

સ્થળે, તીવ્ર બુદ્ધિવાળી, અને પ્રભાતના પહોરમાં છોડથી છોડ ઉપર ઉડતા પતંગીઆ જેવી રમતીઆળ કુસુમ તેના મુગ્ધ નિર્દોષતાથી, તેની ભારી વાક્પટુતાથી અને તેની મનોહર બાલિશ વાતચીતથી વાંચનારનું હૃદય હરણ કરી લે છે. અનન્ત મજાથી અને કાળજીથી વિદ્યાચતુર અને ગુણસુંદરીના પ્રેમાળ હૃદયોએ, સંપૂર્ણ સ્વતંત્રતામાં ઉછરવા દીધેલી આ નાની ફુલવેલને, ઠેઠ બાલ્યાવસ્થાથી માંડીને પ્રૌઢતાના આગણામાં આપણે આ કથામાં જોઈએ છીએ. આ લાંબી જીવનકથામાં કુસુમની ચારિત્ર્યવિશિષ્ટતા દેખાડવા માટે કર્તાને મળતા અનેક ઉચિત પ્રસંગોમાંથી બેજ પ્રસંગો અહીં નોંધીશું. એક જ્યાં બાલક કુસુમ સારંગી લઈ,

"દૂર દૂર દૂર દૂર, જા ભમરા, તુ દૂર દૂર

એ ભમરાવાળું" પદ ગાય છે અને ગાતી ગાતી ગાનની લહેરમાં નૃત્ય કરવા મંડી પડે છે તે પ્રસંગ તેની આનંદલીલા દુર્નિવાર દારી અને ડહાપણભરી સુંદરગૌરીના હસી પડવાથી ભાંગી જાય છે, અને કુસુમ શરમાઈ સુંદરની છાતી ઉપર મોં સંતાડી દે છે. આથી પણ વધારે અસરકારક કુસુમનું ચિત્ર તેજ પ્રકરણમાં થોડાં પાનાં પછી કર્તા આપે છે. અને તે જ્યારે બાલ-યુવાન કુસુમ, "કુસુમનો કાણાકાર રાશિ લઈ' મણિરાજને વધાવવા જાય છે ત્યારે. તે સમયે કુસુમનું કરેલું કર્તાએ વર્ણન કર્તાની વર્ણનશક્તિનો ઉત્તમ નમુનો છે.

કુસુમ આવી. પીળી એક ઉપર, રાતા અને લીલા ફુલની કોરવાળું, સોનાના રૂપાના તારથી ભરેલું ભુરું રેશમી ઢોળણું, પ્રાતઃકાળની ફુલવાડી પેઠે એના ગૌર શરીર ઉપર પવનની સૂક્ષ્મ લહેરોમાં ફરકી રહ્યું હતું. કસુંબલ અંગીઆની રેખાતી એક પાસ વચ્ચેથી કસવથી પ્રભાતના પૂર્વાકાશમાં દેખાતી સૂર્યપ્રભાની રેખાઓ પેઠે જોનારને નિર્દોષ આનંદ અને ઉત્સાહ આપવા લાગી અને પગે નાના નૂપુર સૂક્ષ્મ રણકાર કરી તેની ગતિ સૂચવતા હતા. તેની કેડે વાળી રહેલી મોતી અને રંગીન મણિની ભરેલી મેખલા ઇંદ્રધનુષ્ય જેવી લાગતી હતી. એણે એ નવી જાતનો અલંકાર સંસ્કૃત પુસ્તકમાં સ્ત્રીઓનું વર્ણન વાંચી કાકી દ્વારા મા પાસે માગી કરવ્યો હતો. બાકી હાથે, કંઠે, કાને, અને ચંપુ કેવળ સ્વચ્છ, શ્વેત હીરાના અલંકાર પહેરી પ્રધાન કન્યા માતા પાસે આવી ઉભી.

કુસુમનો કૌમાર પ્રતિ પક્ષપાત કર્તાએ 'સરસ્વતીચંદ્ર'માં રમણીયતાથી આલેખ્યો છે. આ સંબંધમાં 'સરસ્વતીચંદ્ર'ના ચોથા ભાગમાં "કુસુમની કેટડી" અને "કુસુમનું કઠણતપ" એ મોહક પ્રસંગો પ્રાપ્ત થાય છે, કર્તાની તુલનાશક્તિ કુસુમને અંતે સરસ્વતીચંદ્ર સાથે લગ્નની ગાંઠથી જોડાવે છે. આ કર્તાને તેની કથાને અંતે આર્તિકનો સુંદર પ્રસંગ આપે છે જેને કર્તા "મેવી માગી કુસુમ" એવા વાત્સલ્યથી ઉભરાતા હૃદયઉદ્ગારથી પોતાની મહાકથા સાથે સમાપ્ત કરે છે.

### કુમુદસુંદરી

પરંતુ જેના ઉપર 'સરસ્વતીચંદ્ર'ની મહત્તા રહેલી છે અને જેનાથી તેના કર્તાની નિસર્ગશક્તિની પ્રૌઢતા ન ભુલાય તેવી રીતે અંકાયેલી છે તે કુમુદસુંદરીનું પાત્ર છે એની ના કોઈકજ કહેશે. 'સરસ્વતીચંદ્ર'ના કર્તાએ કુમુદસુંદરીમાં એક Epic—મહાન્ પાત્ર ઉત્પન્ન કર્યું છે જેની મર્મવેધી કરુણતાએ અનેકને રડાવ્યાં છે, જેની નિર્મળ ચારિત્ર્યરચનાએ અનેક હૃદયો હરણ કરી લીધાં છે, અને જેની પરિશુદ્ધ પ્રેમભાવનાએ આખા જમાનાને તેનો આદર્શ અને તેનું લક્ષ આપેલું છે. કુમુદસુંદરી ગોવર્ધનરામની લાડતી પુત્રી છે. તેના ઉપર પીતની પીડાઓની પરંપરામાં તેના

વડીલનું હૃદય તેની સાથે રડે છે, તેની સાથે સહે છે. કુમુદસુંદરીની અનંત આકર્ષણશક્તિનું આ કારણ છે. જેટલી મર્મસ્પર્શી રીતે, જેટલી કોમળતાથી, અને જેટલી અનહદ સહૃદયતાથી ગોવર્ધનરામે આ પાત્ર ચીતર્યું છે તેટલું બીજું એક પણ તેમની કથાનું પાત્ર તેમણે ચીતર્યું નથી.

કુમુદસુંદરી ઉપર ધસી આવી તેને અનેક અકલ્પ્ય સ્થળોએ લઇ જતા પ્રસંગો અને બનાવો સાથે આપણે કામ નથી. કુમુદસુંદરીને કર્તા પોતાની સમગ્ર કથાનું મધ્યબિંદુ બનાવવા માગે છે એ આપણે આ કથાના પહેલાજ ભાગથી સમજીએ છીએ. તે ભાગના બીજાજ પ્રકરણમાં કુમુદસુંદરીનું કર્તાએ કરેલું વર્ણન તેની સમગ્ર જીવનકથાને ભાવનામાં આપણી સમક્ષ રજુ કરે છે:

કેટલાકને તે ગરીબ ગાય જેવી દેખાતી, કેટલાકને તે નિર્માલ્ય—માલ વગરની લાગતી. તેના મુખ સામું સૌ કોઇ જોઈ શકતા. તે માત્ર મંગળ આભૂષણ અને આછાં પણ સુંદર ચિત્રવાળાં સાદાં જેવાં-વસ્ત્ર પહેરતી. નાજુક બાલક જેવા હાથ અને તેવાજ કુમળા મેંદી મુકેલા પગ વગર તેના અંગનો સઘળો ભાગ વસ્ત્રમાં ઢંકાઈ રહેતો. તેના હાવભાવ પ્રસંગેજ જોવામાં આવતા, અને પ્રસંગોપાત્ત હોવાથી કોઈનું ધ્યાન ન ખેંચતા હતા. શરદ્ ઋતુના નાના વાદળા ઉપર ચન્દ્રલેખા જણાય તેમ તેના વસ્ત્ર ઉપર તેનું ઘણુંખરું આછા સ્મિતવાળું મુખ દેખાતું. તે બોલતી થોડું પણ બોલે તે વખતે રૂપાની નાની ઘંટડી જેવા સ્વર નીકળતો અને સૌ કોઇને એનાં વચન મધુર લાગતાં......તેના ઉપર જોનાર, એને સાંભળનાર, એની સાથે બોલનાર સૌ એકસરખાં શાંત ચંદ્રિકામાં નાહતાં હોય, અમૃતસરોવરમાં ડુબકી મારતાં હોય, શીતળ આનંદની વૃષ્ટિમાં ફરતાં હોય-એવી નિર્દોષ રસિક વૃત્તિનો અનુભવ કરતાં.

આ નિર્દોષ સુભગ પાત્ર જેની કોર—ઉગ્ર અનુભવ ભેખલા વાચકના હૃદયને આગળ લોઢાના તાવડા ઉપર તપાવે છે.

આ નિર્દોષ મધુરતાના હૃદયની અંદર શોકનો શંકુ ઉંડે ઉંડે પેસવલે છે અને તેના મુગ્ધ અંતઃકરણને બાળે છે એ એજ વિભાગના સાતમા પ્રકરણમાં કર્તા આપણને દેખાડે છે. પ્રમાદધન જેવા ફક્કડ, અક્કલ છતાં ગ્રામ્ય પતિની સાથે લગ્નગાંઠથી જોડાયલી છતાં તેનાથી તે સંતુષ્ટ નથી પરંતુ, એક ટુંક પીછાણની અંદર તેની ઉચ્ચસંસ્કારિતાથી તેના ઉપર મોહી પડેલી કુમુદસુંદરી સરસ્વતીચંદ્રને ચાહે છે. સરસ્વતીચંદ્ર નવીનચંદ્ર રૂપે બુદ્ધિધનને ત્યાં આવી ચડે છે અને ત્યાં અચિંતી મહાદેવના વાડ માં આ એક બીજાને ગુપ્ત રીતે ચાહતાં પ્રેમાળ હૃદયોની "મળી દૃષ્ટોદૃષ્ટ" થાય છે. આ પ્રસંગ પછી કથામાં પંદરમા પ્રકરણમાં કર્તા આ યુગલની પ્રેમકથાની પૂર્વવીતી જણાવે છે. નિર્દોષ બાળકીનો સરસ્વતીચંદ્ર સાથે વિવાહ, તેના કુમળા હૃદયમાં તેને માટે પ્રેમના અંકુરોનું ફુટવું, તેના પિતા ઉપર આવેલા તેના પત્રનું વાંચવું, તેનો પોતાનો સરસ્વતીચંદ્ર ઉપર પત્ર અને છેલ્લે સરસ્વતીચંદ્રે તેનો આપેલો ઉત્તર, એ સુમધુર જીવનઇતિહાસ, અંતે, વિદ્યાચતુરની મેડીમાં તેના સરસ્વતીચંદ્ર સાથેના ગુપ્ત મેળાપમાં સંક્રાંતિદશા પામે છે. આ પ્રસંગની રોમાંચ કરે તેવી લલિતતા કર્તાએ ટુંકમાં વર્ણવી છે પરંતુ તે છતાં તેમના કથાના રમણીય પ્રકરણોમાં આ પ્રસંગ ઉંચું સ્થાન લે તેમ છે.

આ પ્રબંધ "લગ્ન કે સ્નેહ"ની વિરોધી દ્વંદ્વ મૂર્તિ—તે 'સરસ્વતીચંદ્ર'ની કથાનો પાયો છે, કાઠું છે, શિખર છે: અને તેને કલ્પવામાં, વિવિધ પ્રસંગો દ્વારા કેળવવામાં, તેનું સૂક્ષ્મ તત્ત્વદૃષ્ટિથી પરીક્ષણ અને નિરાકરણ કરવામાં અને ઉંડા મનુષ્યહૃદયમાં ઉતરી ભિન્ન ભિન્ન

તેના ભાવો અને તેની ભાવનાઓના આરોપ અને અવતરણો દ્વારા તેની આલેખના કરવામાં 'સરસ્વતીચંદ્ર'ની અમર કીર્તિ છે પરિણામે કુમુદસુંદરી ગુજરાતી સાહિત્યની એક અદ્વિતીય, પ્રૌઢ અને પ્રશસ્ત મૂર્તિ બને છે અને ગોવર્ધનરામે ઉચ્ચ ભાવનાશીલ કથાકારોમા અનન્ય સ્થાન પ્રાપ્ત કરેલું છે 'સરસ્વતીચંદ્ર'ના છેલ્લા ભાગના અન્ય પ્રકરણો—૨૮, ૨૯, ૩૦, ૩૧, ૩૨ ૩૩ આ સંપૂર્ણ રીતે સિદ્ધ કરશે

### જયા

રા. નાનાલાલની ઉચ્ચ ભાવનાશીલ નિસર્ગશક્તિને ગોવર્ધનરામની મહાકથાના છેલ્લા કાળમાંથી ઘણું તેજ મળે છે એ નિર્વિવાદ છે પરંતુ રા. નાનાલાલ જેવા ગોવર્ધનરામ શ્રદ્ધે થોડ અરે હતા. તેઓ અદ્વિતીય કલાકાર છે, અને આ અંશ તેમના શ્રાવ્ય, અને અશ્રાવ્ય કાવ્ય અને નાટકોમાં ઘણી સફળતાથી માલુમ પડે છે ઉત્તમ પાત્રો રચી, ભવ્ય પ્રસંગો ગોઠવી, ગોવર્ધનરામે જ્યાં મુક્યો હતો ત્યાંથી આગળ સ્નેહધર્મનો આદર્શ તેઓ વધુ સ્પષ્ટતાથી તેમના "ઇન્દુકુમાર"માં ચીતરે છે, અને લગ્નભાવનાની સીમામાં ઉજ્જ્વળ રીતે ચર્ચે છે. તેમના "જયા અને જયંત"માં તેઓ આ ભાવને અધ્યાત્મસ્વરૂપ આપવા પ્રયત્ન કરે છે. તેમનું કલાવિધાન તેમના પ્રયોગોમાં તેમને અદ્વિતીય સહાય કરે છે, જેને પરિણામે કેટલીક ઉર્જસ્વી ભાવનામૂર્તિઓ, કેટલીક ભવ્ય પ્રેમપરંપરાઓ અને કેટલીક ઉત્તમ ભાવ-ઉક્તિઓ આપણને પ્રાપ્ત થાય છે. તેમના પાત્રોમાંથી જુદી જુદી રસદૃષ્ટિઓને સ્ફોટ જુદાં જુદાં પાત્રો ગણી શકે તેમ છે. તેમનો પ્રેમ બાળાનું હૃદય આલેખવાનો પ્રથમ યત્ન વિષયનું પાત્ર મળ્યાને જય લાગ્યું છે પરંતુ તેથી પણ વધારે તેમનું સંપૂર્ણ જીવનનું આપાન જયા લોકપ્રિય છે. જયામાં કાન્તાકુમારીની પ્રેમમગ્નતા નથી. તેનામાં વધારે ઉગ્ર તપસ્વિતા છે. પ્રેમ અર્પવા આવેલા જયંતને તે પાછો વાળે છે. જયંત યોગ ધારણ કરે છે. ત્યાં જયા, તેને પ્રાપ્ત થાય છે. અને એક પ્રખર પ્રસંગ પછી તેઓ બંને "સત્કર્મનો સંન્યાસ" અંગીકૃત કરે છે અને લોકકલ્યાણ અર્થે જગત્યાત્રા કરવાનો નિર્ણય કરે છે ઉપર કહેલો પ્રખર પ્રસંગ યોગગુફામાં સિદ્ધમોક્ષાદિન અચેત જયાની સમક્ષ જયંતના વ્રતની કસોટી, તે છે

આ સમયે ભવિષ્યત્ યોગીએ કરેલી પોતાની હૃદયની પ્રિયતમાને પ્રેમની નિવાપાંજલિ રા. નાનાલાલના રચેલા પ્રસંગોમાં કેટલીક દૃષ્ટિએ અદ્વિતીય અસરકારક પ્રસંગ છે જયંત કહે છે—

"પોઢી છે યોગમય સ્વને
પૃથ્વીની પરમ પવિત્રતા,
રહી ઝબકી રહી છે
નયનોમાં રમતી એ વીજળી!"

અંજલિ કરી રહી

"એક નજર જ્યો તુજ નૈનનમાં,
રસજ્યોત નીહાળી નમું—હું નમું
એક બીજ ઝગે નમન કરમાં,
રસજ્યોત નીહાળી નમું—હું નમું.
અપરાતના પહોર અંધેર હતા,
અંધકારના હોરજ ઘોર હતા,
તુજ નેનમાં મોર ચકોર હતા,
રસજ્યોત નીહાળી નમું—હું નમું.
હૃદયામાં મારું સૈન્ય લપ્યો,
હું પ્રેમીએ પ્રેમપથી પરખ્યો,
અને આત્માએ આત્મનને ઓળખ્યો
રસજ્યોત નીહાળી નમું—હું નમું."

### તનમન

રા. મુનશીની કથાઓની પ્રસિદ્ધિ સાથે ગુજરાતમાં કથાસાહિત્યને નવો દૃષ્ટિકોણ પ્રાપ્ત થયો છે એ ઘણાને હજી અજ્ઞાત છે: પરંતુ આ કેટલે અંશે, કેવી રીતે અને ક્યાં એ વિચારવાનો કે પરીક્ષા કરવાનો પ્રયત્ન હાલ બાજુ ઉપર રાખી એટલું કહીશું કે રા. ગોવર્ધનરામ પછી કાલ્પનિક કથાનો ઝુંડો સબળતા અને શિષ્ટતાથી ગુજરાતમાં ફરકતો રાખવાનું માન રા. મુનશીને છે. તેમની કથાઓ ઐતિહાસિક તત્ત્વો ઉપર ઘડાયલી હોવા છતાં કલ્પિત છે એ તેમની કલાની ધ્યાન ખેંચે તેવી વિશિષ્ટતા છે. તેમણે કેવી રીતે ઐતિહાસિક સામગ્રીને પોતાની સહાયમાં યોજી અને પોતાની કથા સાથે મેળવી કથાને રમણીયતા અને ઇતિહાસને કથામયતા આપી છે તે બીજે સ્થળે વિચારીશું. અહીં તો તેમણે ઉભી કરેલી સમૃદ્ધ પાત્રશ્રેણીમાંની કેટલીક ઉજ્જ્વળ વ્યક્તિઓનાં નિદર્શન કરી કૃતકૃત્ય થઈશું.

"વેરની વસુલાત"ની "તનમન" પ્રભાવશીલ અને વીર્યવાન્ સ્ત્રીની આલેખનાના પ્રદેશમાં રા. મુનશીનો પહેલો પ્રયત્ન છે. એ કેટલેક અંશે સફળ છે અને તેની સફળતા, જ્યાં તનમન, પોતાને જગતની સાથે છેલ્લાં ૭ વર્ષથી હૃદયથી પરણી ચુકેલી છે એમ જાહેર કરી જગતને આનંદથી બેબાકળો કરી નાખે છે, ત્યાં દેખાય છે, એથી વધારે એમની એ વાર્તામાં બીજે થોડે સ્થળે દેખાય છે. આશ્ચર્ય, હર્ષ અને આવેશથી ઉભરાતો જગત તેની આ કબુલાતથી બેસી પડે છે અને કહે છે:

દેવી! દેવી! મને માફ કરજે...ખરેખર તું તો દેવી તે દેવીજ છે.

### મીનળ

પરંતુ આ યુગલ કરતાં "પાટણની પ્રભુતા"માં મીનળ અને મુંજાલની આલેખના વધુ દૃઢ, સમર્થ, અને ઉંડી ઉતરેલી છે. જ્યારે "ગુજરાતના નાથ"માં કાકની પત્ની મંજરીની આલેખનામાં રા. મુનશીની કલા તેની કેંદ્રદશાએ પહોંચે છે. રા. મુનશી તેમનાં પાત્રોમાં લાંબાં વર્ણનો કરવા કરતાં તેમને મોઢેજ પ્રત્યક્ષતા થવા દેવામાં અને તેમની ક્રિયાઓ વડેજ તેમની ઓળખાણ આપવામાં વધારે માને છે. આ કારણથી તેમની કથાઓમાં તેમનાં પાત્રોનાં વર્ણનો તેમને હાથે ખાસ વર્ણનો તરીકે થયાં નથી. આ છતાં તેમનાં પાત્રો તેને લીધે તેમનું ગૌરવ, તેમની અસરકારકતા કે આકર્ષણ ખોતાં નથી એ રા. મુનશીની કલાની ખુબી છે. કરણરાજાને પરણેલી છતાં મુંજાલને ચહાતી મીનળદેવીનું પાત્ર રચવામાં અને ખીલવવામાં "પાટણની પ્રભુતા"ના કર્તાની કલા દીપી નીકળે છે. જે સમર્થ ભાવપરિવર્તનોમાં થઈને આ પાત્રને કર્તા તેમની વાર્તામાં લઈ જાય છે તે તેને અનુપ પ્રૌઢતા અર્પે છે. આ વસ્તુની સત્યતા, મધ્યરાત્રિએ મીનળદેવીના હૃદયની અવસ્થા દાખવતું "હૃદયનો પુનર્જન્મ" નામનું પ્રકરણ વાંચનારને સહજ પ્રતીત થશે. જે પ્રખર, માતૃસ્નેહ.ઓ. પ્રકરણમાં કર્તાએ વર્ણવેલું છે તે એટલું મનુષ્યહૃદયના ઉંડા ભાવવિકારોનું જ્ઞાન દાખવે છે એટલુંજ ઉચ્ચ કલા વ્યક્ત કરે છે. ત્યાર પછીનું "મુંજાલ અને હૃદયનાથ"નું પ્રકરણ મીનળદેવીની પ્રશસ્ત મૂર્તિમાં વળી થોડા વધારે ઉડ્ડ્વલ રંગો પુરે છે. જ્યારે સૌને અંતે પાટણના દુર્ગકાંગરાઓ ઉપર તોફાન શમી ગયા પછીના નિર્મળ દરીઆ જેવી સૌમ્ય, પ્રશાંત, સાત્ત્વિક તેજથી વિરાજતી મીનળદેવીની મૂર્તિ વાચકની દૃષ્ટિએ પડે છે.

### મૃણાલ

મીનળદેવીના પ્રતાપ સાથે જે સમ્નાઇ છે તે "પૃથ્વીવલ્લભ"ની મૃણાલની સબળ યાદી આપે છે. મૃણાલ સમ્નાઇનું જ સ્વરૂપ છે અને અનેક ભાગી ગએલી આશાઓથી કટુ થઇ ગએલા હૃદયનું પ્રતિબિંબ છે. આ તેની ચારિત્ર્યવિશિષ્ટતા "કોને કોણ શીખવે ?" એ ૧૭ મા પ્રકરણમાં જ્યારે અવંતિનાથનો હાથ મૃણાલ ઝટકાવે છે ત્યાં ઘણી અસરકારક રીતે જણાય છે:

દુર્ગંધ ન ખમાતી જોઈ મૃણાલે કહ્યું: "ખસ!"

"અરે તમારી !" મુંજનો અવાજ તેવો જ શાંત, માત્ર જરા તિરસ્કારભર્યો આવ્યો " આટલે-થીજ તમે રાજી થાત એમ જાણ્યું હોત તો ઉભો હતો હું હાથ બાળત."

શું જવાબ દેવો તે મૃણાલને સુઝ્યું નહીં; તે જવાને ફરી.

"મૃણાલવતી! આ ડામની દવા દેવા માટે આવશો કે !"

પાછું જોવાની પણ સ્વસ્થતા ન હોવાથી મૃણાલ શ્વાસ ભરતી ત્યાંથી ચાલી ગઈ

મૃણાલના હૃદયમાં તે પછીથી પ્રીતિનો ઉદ્‌ભવ અને મુંજનો ને સૌને અંતે નાશ તે, રા. મુનશીની એ વાર્તાના ઉજ્વળ પ્રસંગો છે.

### મંજરી

' પરંતુ મૃણાલ અને મીનળદેવીના કરતાં પણ "ગુજરાતના નાથ "ની મંજરીની કલ્પના અને તેના ઉલ્લેખમાં રા. મુનશીએ વધારે ઉચ્ચ નિસર્ગશક્તિ દાખવી છે. કથાઓના સ્વાભાવિક ક્રમથી ઉલટો ક્રમ અંગીકૃત કરી કર્તાએ મંજરીને પ્રથમ આગમનના પતિ સાથે પરણાવી પછી તેને પતિ અને પતિને તે મનમાનતાં કર્યાં છે અને તેમ કરવામાં કલ્પનામાત્રમાં નહીં પરંતુ તે કલ્પનાની આલેખનામાં પણ સફળતા પ્રાપ્ત કરી છે એ રા. મુનશીની કથાકલાની ઉચ્ચતા અને મનુષ્યસ્વભાવજ્ઞાનની દૃઢતા બતાવે છે. ગર્વિષ્ઠ, વીર્યવાન છતાં પ્રેમીલી મંજરીનું કાઢે કરેલું સંવનન ગુજરાતી સાહિત્યમાં ચિરંજીવ રહેશે. આ સંસ્કારી, આદર્શશીલ બાળા જેટલી તેના રૂપથી આકર્ષક છે તેટલીજ તેની તીક્ષ્ણ વાક્છટાથી, તેના ગર્વિષ્ઠ મમતીલાપણાથી અને, છેલ્લે તેની ઉદાર સ્નેહાળતાથી આકર્ષક છે. તે સાધારણ પ્રતિની સ્ત્રી નથી તે તે પોતેજ કહે છે.

"ના—હું તમારા કાળની નથી—ત્રિભુવન મંગળનાશ મહાકવિઓના કાળની છું. હું પારાપુની આક્ષણી નથી-પણ બ્રહ્મા,' વિષ્ણુ અને રૂદ્રને ખોળામાં છુપાવવાની હોંસ ધરતી બીજી અનસૂયા છું."

પ્રભાવશીલ, પ્રતાપી છતાં આભારે પ્રેમની લાગણીથી અભિભૂત મંજરીને કલ્પવામાં કથાકારની કલા તેની અંતિમ કક્ષાએ પહોંચે છે. ગુજરાતી સાહિત્યના પાત્રસંપ્રદમાં મંજરી અનુપ છે. ગુજરાતી સાહિત્યનાં પ્રભાવશીલ, પ્રતાપી સ્ત્રીપાત્રોમાં તે અનન્ય છે.



આ "ગુજરાત" પત્ર ધી સાહિત્ય પ્રકાશક કંપની માટે પ્રસન્નવદન દીનાનાથ મહેતાએ કપરે ઉંઇ ઇલેકટ્રીક પ્રેસમાં નં. ૯૪, દોલત સ્ટ્રીટ, ફોર્ટ, મુંબઈ મધ્યે છાપ્યું અને નં. ૫૭, મેડોઝ સ્ટ્રીટમાં આવેલી ધી સાહિત્ય પ્રકાશક કંપની તરફથી વિશ્વનાથ ... પ્રગટ કર્યું.

ધી સાહિત્ય પ્રકાશક કંપની લીમીટેડ માટે પ્ર. દી. મલજીએ કયસરે હીંદ ઇલેકટ્રીક પ્રેસમાં નં. ૭૪, હોમજી સ્ટ્રીટ, કોટ, મુંબાઇ મધ્યે છાપ્યું અને નં. ૫૩, મેડોઝ સ્ટ્રીટમાં આવેલી ધી સાહિત્ય પ્રકાશક કંપની લીમીટેડ તરફથી વિજયરાય કલ્યાણરાયે પ્રકટ કર્યું.



લવાજમ: હીંદમાં રૂ. ૮; દેશાવર રૂ. ૧૦.
છુટક નકલનો રૂપીઓ એક

## અમારો ફાલ્ગુન માસનો અંક

**આચાર્યશ્રી શ્રીલાલજી મહારાજ:** (સચિત્ર) રા. નાનાલાલ દલપતરામ કવિ. પ્રભાવશાળી જૈન સાધુવર્યના અદ્‌ભુત વ્યક્તિત્વની મનોરંગ વાણીમાં પીછાન.

**સાંવરાએ ધુમ મચાવી:** (સચિત્ર) રા. મનહરરામ હરિહરરામ મહેતા. કૃષ્ણલીલાના ઉર્જ્વલ રંગો ને ધ્વનિ ઝીલતું એક મોહક કાવ્ય. ચિત્રકાર: રા. દત્તાત્રેય.

**માઉંટ એવરેસ્ટનું આરોહણ:** રા. રંગીલદાસ મગનલાલ કાપડીઆ: દુનીઆનાં વિખ્યાત ને વિકટ સાહસોમાંના એક વીશે, અનેક સુંદર ચિત્રમય રસિક માહીતી.

**સતીનું આસન:** રા. પ્રભુદાસ. નિર્દોષ વિરહિણીનાં દુઃખ આલેખતી કોમળ ભાવભરી કરુણાજનક કથા—રા. હરિલાલ ત્રિવેદીનાં સુરેખ ચિત્રો સાથે.

**મહાશંકર:** રા. સીતારામ જે. શર્મા. એક ધાનરાજનું, અનન્ય ચરિત્ર ચિત્રકાર રા. મુરલીધર.

**મીસ મેરી કોરેલી:** રા. ઉસમાન ગની શમ્મનમ. આ આલમમશહુર લેખિકાની કૃતિઓ વીશે કેટલુંક જાણવાજોગ. બે આકર્ષક ફોટો-ચિત્ર સાથે.

**આચાર્ય લોટનરામ:** રા. મંજુલાલ રણછોડલાલ મજમુદાર. પગાકમી રવૈયાનાં હાસ્યરસિક આદર્શોનો અહેવાલ. ચિત્રકાર: રા. દમન મહેતા.

આ શીવાય **રાજાધિરાજ, સમર્પણમુકુર, મને નહીં? તેમજ** તંત્રીસ્થાનેથી અને નવું સાહિત્ય એ સ્તંભ આદિ વિભાગ.

### ગયા અંકની ભુલશુદ્ધિ.

ગયા અંકના "અઢારમા સૈકામાં ગુજરાતની સ્ત્રી જાતિમાં રૂપાન્તર" એ લેખમાં રહી ગએલી મહત્ત્વની ભુલ નીચે પ્રમાણે સુધારીને વાંચવી:—

| | | | | | | | અશુદ્ધ | શુદ્ધ |
|---|---|---|---|---|---|---|---|---|
| પૃષ્ઠ | ૩૦૪ | કૉલમ ૧ | પંક્તિ | | ૨ | | ખંજન | ખંજના |
| ,, | ૩૧૬ | બંને ,, | ,, | ઉપરથી | ૫ | | આદેશી | આદેશી |
| ,, | ૩૨૮ | ,, ૨ | ,, | | | નીચેથી | ૬ હાથમાં | ૭ માસમાં |
| ,, | ૩૦૯ | ,, ૧ ,, | ,, | | ૬ | | નજીવાનું | નાણવાનું |
| ,, | ૩૧૨ | ,, ૧ ૧ | ,, | | ૧૭ | | દેશ | દેશમાં |



પુસ્તક ૨ ] માઘ ૧૯૭૯ [ અંક ૫

## જય થજો જય થજો—

જયાં વસ્યા

આર્ય સંસ્કારની પીમળ પ્રસરાવતા,
પરશુ નિજ સ્કંધપર નિરંતર ધારતા,
પ્રબલ કાલાગ્નિસમ અરિદલ વિદારતા,
રેદમ્મરનાર ભડવીર વિપ્રેન્દ્ર તે

રામ ભાર્ગવ વડા,—

શત્રુને મારતા, મિત્રને તારતા,
પ્રેમ ને શૌર્યનાં સૂત્ર સ્વીકારતા,
કર્મહીન જગતને પરમ કર્તવ્ય નિષ્કામનો
પાઠ શીખવાડતા,
વિષ્ણુના અંશ યોગીન્દ્ર ગરુડધ્વજ

કૃષ્ણયાદવપતિ—

રુધિરમય જગતને મોક્ષનો પ્રેમમય
માર્ગ દર્શાવતા,
લોકહિતનિરત ને સત્યવચની સદા,
સત્યમાં અચલ આગ્રહ વડી ધારતા,

શત્રુ કે મિત્રમાં, શુદ્ર કે વિપ્રમાં
સર્વમહીં અદ્ભુત સમાનતા માનતા,
સુજન, અજાત શત્રુ, સદા સૌમ્ય તે
મહાત્મા ગાંધી ઉપનામથી લોકમાં
પરમ વિખ્યાતિને પામતા

ખળભળનાર ક્ષમાવીર

મોહન મહાન્ નર,—

એવી આ

સુભટ સંગમ સહિત

કુક્કુટધ્વજ સહિત

સૈન્ય જેના અજિત

ભયંકર ઉગ્ર બહાદુર પ્રૌઢ પ્રતાપી મહા
પટ્ટણાધીશ જયસિંહ તે સિદ્ધરાજેન્દ્રની

પુનિત
ગુજરાતનો.



રાજાધિરાજ

"ને આ સામું શું આવ્યું ?" "હોડી"
"ઠીક" દુર્ગપાળે કહ્યું.

A 3125—Lakshmi Art, Bombay, 8

# ઘર ઘર મંગલવાસી અમે તો

લેખક

પ્રોફેસર બલવંતરાય કલ્યાણરાય ઠાકોર,
બી એ.

ઘર ઘર મંગલ-વાસી અમે તો અતિથિ અખ. નવાસી (ટેક.)

ઘર ઘર જાઇયે, સુખ દુખ લહિયે, ઘડિ ગમતુ ઘડિ અણગમતુ,
હાથ ન એકે ઘર મન-મોહિની આવી શકે અમ મન ભમતુ —ઘરઘર૦

ઘર-પંજરના ભલા ગૂહરથી અમ મન શાન્તિથી ચકિત થતા,
કે તનુ સર્જે છે પંજર તે અમમાં ન—ન એ રુચતા:—ઘર ઘર૦

જે એ મમ-પર-ભેદક તનુ ગાળા વિપસની ધાતુ,
તે સ્વપ્ને ય કદી ન ગૂહરથી અમ શાન્તિ, એને વાતુ !—ઘર ઘર૦

ખુલાસો— મનુ-મોહિની=જેની મોહિની વાતુ=વાતો.



ખાનસરોવરનું ઉપર તરફનું દૃશ્ય

# ગુજરાતનું જુનું પાટનગર


લેખક.

રા. દુર્ગાશંકર કેવળરામ શાસ્ત્રી

સભ્ય સાહિત્ય સંસદ


'પાટણની પ્રભુતા' અને 'ગુજરાતનો નાથ' જેવી પ્રતિભાશાળી લેખકની કલમથી લખાયલી, ગુજરાતના પ્રાચીન ગૌરવની ઝળહળતી છાપ વાચનારના હૃદયમાં અંકિત કરનાર નવલકથાઓએ ચાવડાસોલંકીઓની રાજધાની—પાટણ—ને ગુજરાતમાં નવજીવન આપ્યું છે. ઉજ્જ્વલ પ્રતિભા અને પ્રબળ કલ્પનાશક્તિના બળથી ૫૦૦ વર્ષ પહેલાં નાશ પામેલું પાટણ આ એ નવલકથાઓમાં જીવતુંજાગતું લાગે છે. અને કલ્પનાની પીંછીથી દોરેલું પાટણનું આ ચિત્ર ગુજરાતના પ્રાચીન ઇતિહાસના ઉંડા અભ્યાસની ભીંત ઉપર દોરેલું હોવાથી એ વખતની વસ્તુસ્થિતિ આ ચિત્રની મોટી મોટી રેખાઓને મળતી હોવાનો ઘણો સંભવ છે. પણ જુની શોધખોળ કરનારાઓને ગુજરાતની આ પ્રાચીન રાજધાનીની જે કે ત્રુટિત નીશાનીઓ મળી છે તેનું ટુંકું

વર્ણન પાટણનું કલ્પિત ચિત્ર ખડું કરવામાં આ ઐતિહાસિક નવલકથાઓના વાંચનારને કંઈક મદદગાર થશે.

અણહીલપાટક, અણહીલવાટ, અણહીલપુર, નહરવાટ, અણહીલવાડ કે અણહીલવાડપાટણ તરીકે જુના વખતમાં ઓળખાતું તથા હાલમાં પાટણ તરીકે પ્રસિદ્ધ શહેર સરસ્વતીના દક્ષિણ દિશાના કાંઠા ઉપર ઉત્તર ગુજરાતના રેતાળ પ્રદેશમાં આવેલું છે. પાટણ અમદાવાદથી પશ્ચિમમાં થઈને પછી ઉત્તરમાં ૬૬ માઈલ દૂર છે. અને અમદાવાદથી મેસાણે થઈને ત્યાં જવાય છે. હાલમાં પાટણની આસપાસ ૧૮ મા સૈકામાં ચણાયલો કોટ છે અને શહેરનો દેખાવ તદ્દન આધુનિક છે.



રાણીવાવનાં ખંડેર

હાલનાં પાટણને જોતાં ચાવડાઓ અને સોલંકીઓની જુની રાજધાનીની પ્રાચીનતા કે તેની જાજવલ્યમાન સમૃદ્ધિનું સૂચન કરે એવું કંઈ ખાસ દેખાતું નથી. આ શહેર ગુજરાતનાં જુનાંમાં જુનાં તથા સૌથી વધારે પ્રખ્યાત શહેરોમાંનું એક છે એવો ભાસ એને જોતાં બીલકુલ થતો નથી.

મુસલમાનોના સમયમાં અણહીલવાડપાટણ નહરવારના નામથી જાણીતું હતું પણ હાલનું પાટણ એજ અણહીલવાડપાટણ છે એમ ૧૮ મા સૈકાના યુરોપીય લેખકોના જાણવામાં

ન હતું. ડી. એન્વીલે અણહીલવાડપાટણ અમદાવાદની જગ્યાએ ક્યાંક હશે એમ માત્ર તર્ક કર્યો છે. અને એથી પણ વધારે આધુનિક સમયમાં ઈ. સ. ૧૭૮૮ માં રેનેલને પાટણનો પત્તો લાગ્યો નહીં. જો કે ઈ. સ. ૧૭૯૩ માં એણેજ જુના પાટણને બરાબર પકડ્યું છે* જો કે પાદરી ટેફેનથેલરે ત્યાં વખત પહેલા પાટણ વીશે લખ્યું હતું કે—

"પાટણ" જુનું નગર છે એની આસપાસ કોટ છે એનું જુનું નામ નેહરવાલ છે

આ વાતની ખબર ન હોવાથી કર્નલ ટોડ ગુજરાતની જુની રાજધાની ક્યાં હતી તે શોધી કાઢવું જોઈએ એમ ઘણા વખત સુધી માનતા પણ પછી ઈ. સ. ૧૮૨૨ માં એકાએક હાલના પાટણના એક પરામાં ગુજરાતની જુની રાજધાની ટોડ સાહેબને મળી આવી

૧૧ મા સૈકાની શરૂઆતના મહાન લેખક એલ. બીરુનીએ એ વખતની ગુજરાતની રાજધાનીને યથાર્થ રીતે અણહીલવાડ કહ્યું છે તથા એનું ભૌગોલિક સ્થાન બરાબર નોંધ્યું છે. વળી ઇ. સ. ૯૧૫ માં આ દેશમાં મુસાફરી કરનાર મુસલમાન લેખક મસુદીના તથા બીજા પ્રવાસીઓના વર્ણન ઉપરથી લખનાર ઇદ્રીસીએ લખ્યું છે કે

"ભરુચથી અણહીલવાડનો રસ્તો ઠરને આઠ દિવસનો છે અને આખા નહરવાડના તથા એની આસપાસના લોકો બળદના ગાડા શીવાય બીજી રીતે કોઇ દિવસ મુસાફરી કરતા નથી વેપારનો માલ પણ આ ગાડાઓમાંજ અહીંથી તહીં જાય છે."


પાટણમાં વનરાજની મૂર્તિ

અણહીલવાડપાટણને પોતાને માટે ઇદ્રીસી કહે છે કે

"નહરવાડ શહેરમાં 'બલહરા બિરુદધારી' રાજા રાજ્ય કરે છે એની પાસે મોટું સૈન્ય તથા હાથીઓ છે એ બુદ્ધની મૂર્તિને પૂજે છે, માથા ઉપર સોનાનો મુકુટ પહેરે છે, તથા કીંમતી પોષાક પહેરે છે આ રાજા ઘણીવાર, અઠવાડીઆમાં એક વાર તો જરૂર, ઘોડા ઉપર બેસીને ફરવા નીકળે છે આ વખતે એની સાથે લગભગ સો એટલી હાથપગમાં સોનારૂપાના ઘરેણા પહેરેલી સ્ત્રીઓ હોય છે. વઝીરો તથા બીજા અધિકારીઓ હમેશાં રાજા સાથે ફરવા નીકળતા નથી માત્ર રાજા યુદ્ધ માટે બહાર નીકળે ત્યારેજ વઝીર વીગેરે અધિકારીઓ સાથે જાય છે. આ રાજા પાસે ઘણા હાથીઓ છે, એજ એનું મોટું બળ છે રાજ્ય તથા 'બલહરાનું' બિરુદ જેનો અર્થ 'રાજાધિરાજ' થાય છે તે એની વંશપરંપરામાં ચાલે છે નહરવાડ શહેરમાં ઘણા મુસલમાન વેપારીઓ વ્યાપાર અર્થે વારંવાર જાય છે. રાજા અને તેના અધિકારીઓ પાસેથી આ મુસલમાનો સારો સત્કાર પામે છે, તથા એમના જાનમાલનું બરાબર રક્ષણ કરવામાં આવે છે"

ઉપર 'બલહરા બિરુદ'નો જે ઉલ્લેખ છે તેને જરા સ્ફુટ કરવાની જરૂર છે. પાટણના ચાવડા કે સોલંકી કોઈ રાજાઓએ આવું 'બિરુદ ધારણ કર્યું' જાણવામાં નથી પણ લાટના રાષ્ટ્રકૂટ રાજાઓ વલ્લભ 'બિરુદ

*જુઓ Memoir of a map of Hindustan પહેલી તથા બીજી આવૃત્તિ.

ધારણ કરતા, અને વલ્લભરાજના પ્રાકૃત બલ્લવરાયનું મુસલમાનોએ 'બલરા' કર્યું જણાય છે. અને, ચાવડાવંશની સમાપ્તિ સુધી આખા લાટ દેશ ઉપર રાષ્ટ્રકૂટોની સત્તા હતી એ ઇતિહાસસિદ્ધ વાત છે. પરંપરાથી જાણીને લખનાર ઇદ્રીસીએ બળવાન્ રાષ્ટ્રકૂટોનું 'બિરુદ' અણહીલવાડના રાજાઓને ભ્રાંતિથી લગાડ્યું છે. . . .

અવિસંવાદી પરંપરા પ્રમાણે અણહીલવાડ-પાટણની ચાવડાવંશના મુળ સ્થાપક વનરાજે વિ. સં. ૮૦૨ (ઇ. સ. ૭૪૬) માં કે ૮૨૧ માં સ્થાપના કરી હતી. કદાચ આ વખત પહેલાં પણ એ ગામ તો હશે પણ વનરાજે એને પોતાની રાજધાની બનાવી. એના વંશજોએ આ નાના રાજ્યની નાની રાજધાનીનો મહિમા વધાર્યો અને દશમા સૈકાના મધ્ય ભાગથી તે બારમાના અંત સુધી ચાવડાઓ કરતાં ઘણા વિશાળ પ્રદેશ ઉપર રાજ્ય કરનાર સોલંકીઓના વખતમાં પાટણની વસ્તી તથા યોગ્યતા ઘણી વધી. કર્નલ ટોડે આ વીશે બોલતાં જીનમંડન (ઇ. સ. ૧૪૩૬) ના 'કુમારપાલ ચરિત'માંથી બારમા સૈકાના મધ્ય ભાગની કુમારપાલના વખતની પાટણની મહત્તાનાં યશોગાનનો અનુવાદ કર્યો છે. અલબત જીનમંડન પાટણના અસ્ત પછી સો–સવાસો વર્ષે થયા છે; પણ એની પાસે લખેલાં તથા કર્ણપરંપરા વડે જાણવાનાં એટલાં બધાં સાધનો હતાં કે મહાકાવ્ય તરીકે 'કુમારપાલ ચરિત'માં અતિશયોક્તિનો સંભવ છે એ બાદ કરતાં સંભવિત હકીકત માનવામાં બાધો નથી. તેમાં કહ્યું છે:—

અણહીલપુરનો ઘેરાવો ૧૨ કોસમાં છે, જેમાં ૮૪ ચોક અને ૮૪ બજાર છે, સોનાં અને રૂપાના સીક્કા પાડવાની ટંકશાળો છે, દરેક નાતનો જુદો મહોલ્લો છે, તેમજ હાથીદાંત, રેશમ, હીરા, મોતી વગેરે દરેક ચીજનું જુદું બજાર છે. એક સરાફોનું બજાર, એક તેલો અને અત્તરોનું બજાર, એક વૈદોનું બજાર અને એક કારીગરોનું બજાર છે. બારવટિયાનાં અને ભાટો તથા ચારણોના જુદાં મહોલ્લાં છે આ શહેરમાં અઢારે વર્ણના લોકો રહે છે, રાજમહેલ, શસ્ત્રાગાર, હસ્ત્યાગાર, અશ્વાગાર રથાલય વગેરે તથા રાજ્યનાં વહીવટીખાતાનાં મકાનોથી એક જુદાં શહેર જેવો લાગે છે. તેજના, ફુલો, ઓષધો, કપુર, ધાતુઓ અને બીજી મોંઘી સ્વદેશી કે પરદેશી ચીજોના આવકજાવક તથા વેચાણ ઉપર કર લેવા માટે દરેક માલની જાતકીક જુદી માંડવી છે. આ શહેરમાં બધી દુનીઆનો વેપાર ચાલે છે, દરરોજ એક લાખ ટકા (લગભગ પાંચ હજાર રૂપીઆ)ની કરની આવક થાય છે. તમે પાણી માગો તો ત્યાંના લોકો દુધ આપે છે. અહીં ઘણાં જૈન મંદિરો છે, અને તળાવના કાંઠા ઉપર સહસ્રલિંગ મહાદેવનું મંદિર છે. ચંપક, પુન્નાગ (એટલે નાગકેશર નામનું ઝાડ ગુજરાતમાં થતું નથી એટલે આ વર્ણન તો કાલ્પનિક લાગે છે) તાલ, જાંબુ, ચંદન, આંબા વગેરે વૃક્ષોની લતાથી આચ્છાદિત તથા અમૃત જેવાં જળનાં ઝરણાંવાળી બાગોમાં લોકો ફરવા જાય છે. અહીં બ્રાહ્મણો વેદ વીશે વિવાદો કરે છે, તથા શિષ્યોને ભણાવે છે. અહીં ઘણા જૈન યતિઓ છે, અને પોતાનું વચન પાળનાર તથા વેપારમાં કુશળ ઘણા વેપારીઓ છે. વ્યાકરણની ઘણી પાઠશાળાઓ છે. અણહીલવાડ નરસમુદ્ર છે. સમુદ્રનું પાણી માપી શકાય તો અણહીલવાડની વસ્તીની ગણત્રી કરી શકાય. લશ્કર અસંખ્ય છે તેમજ ઘંટાધારી હાથીઓનો પાર નથી.

આ વર્ણનમાં કવિની અતિશયોક્તિ હશે પણ એટલું તો મુસલમાન લેખકો કબુલ કરે છે કે શહેર મોટું તથા ભવ્ય છે. પણ દુર્ભાગ્યે મૂર્તિભંજક મહમદ ગઝની ઇ. સ. ૧૦૨૫ માં સોમનાથ ગયો ત્યારે પાટણ એના રસ્તામાં આવ્યું; અને એ વખતનો પાટણનો રાજા ભીમ મુસલમાનોનાં પંગોળીઆ જેવાં ઝનુની ટોળાંઓની સામે થઇ શકવા તૈયાર ન હોવાથી શહેરને જંગલી શત્રુઓની દયા ઉપર છોડીને



વાડીપાર્શ્વનાથના મંદિરમાંના અંદરના ભાગનો ઝરૂખો

કણાવતી નામનું શહેર વસાવ્યું, તથા પોતાની રાજધાનીમાં અનેક પ્રાચીન મંદિરોનો જીર્ણોદ્ધાર કર્યો તથા નવાં બંધાવ્યાં. સિદ્ધરાજ અને કુમારપાલ બંને તો ખાસ મંદિરો, વસહિકાઓ, બીજાં ધર્મસ્થાનો તથા વાવ, તળાવ વગેરે લોકોપયોગી સ્થાનો બંધાવવામાં એની ભવ્યતા તથા મોટી સંખ્યા માટે મશહુર છે. ભીમદેવ બીજો ઇ. સ. ૧૧૭૮ માં ગાદીએ બેઠો અને તેજ વર્ષમાં પોતાના રાજ્ય ઉપર હુમલો કરનાર મુઇઝુદ્દીનને તેણે હરાવ્યો. પણ ઇ. સ. ૧૧૯૫ માં

કચ્છ ભાગી ગયો. મહમદે અણહીલવાડને ખુબ લુટ્યું તથા બાળ્યું. પણ જેવો મહમદ સિંધુ તરફ પાછો ફર્યો કે ભીમદેવે આવી અણહીલવાડનો કબજો લીધો તથા તેનો પુનરુદ્ધાર કરવા માંડયો. આ શૂરવીર રાજા (ઇ. સ. ૧૦૨૨ થી ૧૦૭૩) ના રાજ્યકાળમાં તથા એના પુત્ર કર્ણદેવના તથા પૌત્ર સિદ્ધરાજના સમયમાં અણહીલવાડની વધારેમાં વધારે જાહોજલાલીની સોલંકી રાજ્યની સીમાની તથા તેના સુખવૈભવની ટોચ આવી ગઇ. કર્ણદેવે હાલના અમદાવાદ પાસેજ કે તેની જગ્યાએ

મહમદઘોરીના સરદાર કુતુબુદ્દીને ગુજરાત ઉપર ચઢાઇ કરી; ગુજરાતનું લશ્કર અણહીલવાડ નજીક હાર્યું અને મુસલમાનોએ બીજીવાર આ શહેરને બાળ્યું. આ પછી તરતજ ભીમદેવે પોતાના સામંત ચંદ્રાવતીના પ્રલ્હાદ તથા ધારાવર્ષની તથા મહેરોની તેમજ નાગોરના રાજાની મદદથી કુતુબુદ્દીનને હરાવ્યો તથા અજમેરમાં ઘેર્યો, જેમાંથી બહારની મદદ આવી ત્યારેજ એ છુટો થઇ શક્યો. વળી ઇ. સ. ૧૧૯૭ માં પોતાની પહેલી હારનો બદલો લેવા કુતુબુદ્દીન ગુજરાત ઉપર ચઢી આવ્યો અને ભીમદેવના લશ્કરને હરાવ્યું.

આ જીતથી વળી થોડો વખત અણહીલવાડ મુસલમાનોના હાથમાં ગયુ પણ દીલ્હીનુ રાજ્ય હાથમાં આવતા કુતુબુદ્દીન તરત દીલ્હી ગયો અને અણહીલવાડ પાછુ ભીમદેવ અને એના અનુયાયીઓના હાથમાં આવ્યુ. પણ મુસલમાનોના આ ફરીફરી આક્રમણથીજ અણહીલવાડ ભાગી પડ્યુ એની રાજ્યલક્ષ્મી દીન થઇ ગઇ, અને ભીમદેવના સામન્ત લવણપ્રસાદ તથા વીરધવલે ધોળકા વસાવ્યુ. આ પછી લગભગ એક સૈકા સુધી ગુજરાતે જેવીતેવી સ્વતન્ત્રતા ભોગવી અને ઇ. સ. ૧૨૯૭-૯૮ મા સુલતાન અલ્લાઉદ્દીનના ઉલુઘખાન તથા નસરત ખાન નામના સરદારોએ કરણ વાઘેલાને હરાવ્યો, અણહીલવાડ લીધું, લુટ્યુ તથા સોમનાથ ભાગ્યુ.


વાડીપાર્શ્વનાથના મંદિરમાંની કોતરકામવાળી છતનો એક ભાગ

આ દુર્ભાગી દિવસે ગુજરાતની સ્વતન્ત્રતા ગઇ અને ગુજરાત મુસલમાની શહેનશાહતનો એક જુમલો થઇ રહ્યો. આ વખતથી ધર્માંધ તથા ઝનુની મુસલમાનોએ ઇરાદાપૂર્વક તથા ક્રૂરતાથી સોલંકીઓ અને વાઘેલાઓએ ધર્મપ્રીતિપૂર્વક ઉભા કરેલાં સ્થાપત્યની ઉંચી કળાના નમુનારૂપ ભવ્ય મહાલયો તથા બીજા સ્થાનો તોડી નાંખ્યા. ઇ. સ. ૧૭૫૬ મા લખાયેલ 'મીરાત—ઇ—અહમદી'મા એ વખતના પાટણની સ્થિતિ વીશે લખ્યુ છે કે.

ઉલુઘખાને પોતા સંગેમરમરની આદિનાથ મસ્જીદ બંધાવી હતી જે લેખકના વખત સુધી હયાત હતી એક સુંદર મસ્જીદ ઉલુઘખાનના વખતમા શહેરની વચ્ચે હતી તે હાલમા જમીનદોસ્ત આગળો થયું દૂર છે સઘ મકાનોના ઘણા ખંડેરો અહીં દેખાય છે જે ઉપરથી પાટણ જુના વખતમા કેવુ

મોટું અને સુંદર શહેર હતું એ કલ્પી શકાય છે. હાલના શહેરની આસપાસ ત્રણ કોસ સુધી જુના વખતની ઇંટો તથા પથરાઓ વેરાયલા પડ્યા છે. ખુલ્લા મેદાનમાં દેખાતાં દીવાલો તથા કોટનાં ખંડેરો આજ વાત સાબીત કરે છે. કાળની અસરથી, નવાં મકાનો ઉભાં થવાથી તથા બીજા ફેરફારો થવાથી જુના વખતની ઘણી નીશાની અદ્રશ્ય થઇ ગઇ છે. રાજાઓના વખતમાં (સોલંકી તથા વાઘેલાના વખતમાં) મંદિરો તથા બીજાં મકાનો બાંધવા માટે અજમેરથી એટલા મોટા જથ્થામાં આરસપહાણ લાવવામાં આવ્યો હતો કે હાલમાં જમીન ખોદતાં તે મળી આવે છે તથા અમદાવાદ અને બીજી જગ્યાએ વપરાયેલ (મુસલમાનો વડે) આરસપહાણ અહીંથી (હીંદુ મકાનોનાં ખંડેરો તોડીને) લઇ જવામાં આવ્યો છે.

દોઢસો વર્ષ પહેલાંના ગુજરાતના એક મહેસુલી અમલદાર તથા બહુશ્રુત મુસલમાન લેખકે પાટણની પહેલાંની મોટાઇનો તથા એના ક્રમે ક્રમે થયલા નાશનો આવો પુરાવો આપ્યો છે.

પાંચ સૈકાઓ સુધી જેનાં ખંડેરોમાંથી સાફ કરેલા આરસપહાણો તથા કોતરેલા પથરાઓ ખોદી કઢવામાં આવે તેની પ્રાચીન ભવ્યતાની એક પણ નીશાની શી રીતે જળવાઇ રહે? રોઇ જે સુંદર દરવાજાની માત્ર હાડપીંજર જેવી રહેલી કમાનનું વર્ણન કર્યું છે તે હાલમાં નથી. એની દરેક વસ્તુ લઇ જવામાં આવી છે. આ રીતે આપણાં પ્રાચીન ગૌરવનો આપણે હાથેજ નાશ થાય છે. મુસલમાનોએ ધર્માંધતાથી કે વેરબુદ્ધિથી નાશ કર્યો હતો પણ જે કંઇ બચ્યું હતું તેનો આપણી કીંમતી યાદગીરીઓનો આપણાજ લોકો ખરી કીંમત ન સમજીને - માત્ર પથરાઓના કે ચુનાના લોભથી નાશ કરે છે. અને હવે પરદેશી સરકારે આ વિનાશને કાયદાથી અટકાવ્યો છે. પણ છેલ્લાં સો વર્ષમાં, આરસપહાણનાં મંદિરોના જે કટકાઓ મુસલમાની વખતમાં નહોતા લઇ જવામાં આવ્યા તે ખોદી કાઢી ગાડાં ભરી ચુના માટે બાળી નંખાયા છે. અને હવે જે બાકી રહ્યું છે તેમાં આખા શહેરમાં વેરાએલા, શહેરના ગઢમાં, દરવાજાઓમાં, કુવાઓમાં, મસ્જીદોમાં, ઘરોમાં તથા ઢોરની કોઢમાં ચણાઇ ગએલા પથરાના કટકા છે.

હાલના પાટણ શહેરમાં લગભગ ૩૩ હજારની વસ્તી છે. જેમાંથી આઠમો ભાગ જૈનોનો છે. અને શહેરમાં નાનાં મોટાં થઇને જૈનોનાં ૧૦૦ મંદિરો છે.

જુના અણહીલવાડનાં ક્ષેત્રફળનો કર્નલ ટોડે એક અપૂર્ણ નકશો દોર્યો હતો પણ એમાં સૂચવેલાં સ્થાનો હવે વધારે જ્ઞાનની મદદથી ફેરવવાં પડે તેમ છે: જુના શહેરનો મોટો વિસ્તાર હાલના પાટણની પૂર્વમાં નહીં, પણ પશ્ચિમમાં હતો. કારણકે એ દિશામાં જુના પાયાઓ તથા જુના અવશેષોવાળા ટેકરા ચાર પાંચ મૈલ સુધી આવેલા છે. વળી આ દિશામાંજ વડલી નામનું ગામ છે જે સ્થળે જુના પાટણનો ચીકાંટો હતો એમ કહેવાય છે. હાલના પાટણથી પૂર્વમાં પણ એકાદ મૈલ સુધી તથા ઉત્તરદક્ષિણમાં પણ હાલના શહેરની હદથી આગળ જુના પાટણની નીશાનીઓ જમીનમાં દેખાય છે. આ ઉપરથી ૧૨ કોસના ઘેરાવાનું 'કુમારપાલ ચરિત'માં જે લખ્યું છે તેમાં ઝાઝી અતિશયોક્તિ જણાતી નથી.

હાલના પાટણમાંથી જુના વખતનાં દરેક મકાનનો એવી રીતે નાશ કરવામાં આવ્યો છે. કે હીંદુ રાજત્વકાળનાં કહી શકાય એવાં બે ચાર જુનાં સ્થાનોનાં ખંડેરો શીવાય કંઇ નોંધ લેવા જેવું રહ્યું નથી. આવાં જુનાં સ્થાનોમાં એક તો રાણીવાવ છે જે ભીમદેવ

પહેલાની રાણી ઉદયામતીએ બંધાવેલી કહેવાય છે. બીજું, સહસ્રલિંગ તળાવ જે સિદ્ધરાજ જયસિંહે બંધાવેલું કહેવાય છે. તથા જુની મૂર્તિઓ, થાંભલાઓ તથા મૂર્તિ કોરેલા પથરાઓના ખંડો આ ગુજરાતની લગભગ ૫૦૦ વર્ષની રાજધાનીની સ્થૂલ પ્રતિમા જૈન મંદિરો, હાલ જે રૂપમાં છે તે રૂપમાં મોટે ભાગે ૧૫મા સૈકા પછીના છે. મુસલમાની અવશેષો ઇ. સ. ૧૩૦૦ પછીથી આજ સુધીના છે અને તેમાં મુખ્ય ગુમડા, ગઝની, શેખ, જોધ, શેખસરત અને બીજી મસ્જીદો, ખાનસરોવર તળાવ, બહાદુરખાનની વાવ તથા જુનું લાકડામાં નકસીકામ છે.

## રાણીવાવ

પાટણની વાયવ્ય દિશામાં થોડે દૂર ખેતરોમાં તથા સહસ્રલિંગ તળાવની પાળથી નજીકમાં રાણીવાવના ખંડેરો છે ગુજરાતમાં કેવી કારીગરીવાળી સુંદર વાવો જુના વખતમાં બંધાતી એનો એકાદ પ્રાચીન વાવને જોયા વગર ખ્યાલ આવે એમ નથી. સાધારણ પગથીઆવાળા કુવાને એકાદ ભવ્ય મંદિર પેઠે શણગારવો એ કલ્પના હીંદુઓની અપૂર્વ ધાર્મિક ભાવનાજ કરી શકે. આપણા ધર્મ શાસ્ત્રોમાં મંદિરો બંધાવવા જેવું જ, વાવ, કુવા, તળાવ વગેરે બંધાવવાને પુણ્યકર્મ ગણ્યું છે અને ધાર્મિક કર્તવ્ય તરીકે–પોતાને સ્વર્ગે જવાની નીસરણી તરીકે–જે વાવ રાજાઓ કે રાણીઓ બંધાવે તેને શોભાવવામાં કળાની કે મહેનતની ખામી શા માટે રાખે?

ભીમદેવ પહેલા (ઇ. સ. ૧૦૨૨ થી ૧૦૭૩)ની રાણી તથા કર્ણદેવની માતા ઉદયામતીએ આ વાવ બંધાવી કહેવાય છે. હાલમાં આ વાવને ઠેકાણે એક મોટો ૨૮૫ ફીટ લાંબો ખાડો છે, અને એક થાંભલાના કટકાઓ તથા ઉપરનો એક આડો પથરો એટલું રહ્યું છે. ખાડામાં છેક તળીએ થોડું કોહી ગએલું પાણી દેખાય છે ખરું. આ શીવાય વાવની દીવાલોના તથા થાંભલાઓના બધા પથરાઓ ઉપાડી જવામાં આવ્યા છે. કર્નલ ટોડના વર્ણન ઉપરથી શહેરમાં એક કુવો બાંધવામાં આ સામાન વપરાયો જણાય છે. તે પછી તપાસ કરતાં શહેરની અંદરની બહાદુરસિંહની વાવ બાંધવામાં રાણીવાવના પથરાઓ વપરાય છે, એમ જાણવામાં આવ્યું છે.

રાણીવાવની લંબાઇ એનાં અનેક આરસાઓ ઉપરનું કોતરકામ વગેરેનો સમગ્ર વિચાર કરતાં રાણીવાવ જ્યારે આબાદ હશે ત્યારે ગુજરાતમાં એના જેવી બીજી ભાગ્યેજ ગણાતી હશે પણ અત્યારે હજાર વર્ષ પહેલાં આપણા ગૌરવના અવશેષની બીનકુશળ સંભાળ લેવામાં આવતી નથી.

## સહસ્રલિંગ તળાવ

સિદ્ધરાજ જયસિંહ ગુજરાતમાં અનેક તળાવો બંધાવ્યાં કહેવાય છે સહસ્રલિંગ તળાવ આમાંથી મોટામાં મોટામાન હશે. આ તળાવના ખંડેર શહેરની વાયવ્ય દિશાનાં બતાવવામાં આવે છે. આ તળાવ ઘણું વિશાળ હશે અને એની ચારે તરફના ઘાટના પગથીઆ ઉપર વચ્ચે નાના નાના મંદિરો બાંધીને કે ગોખો બાંધીને શિવલિંગો પધરાવ્યાં હશે. આવા શિવલિંગોની સંખ્યા એક હજારની હશે, અને તળાવની વચ્ચે એક બેટ જેવું રાખી એ ઉપર રુદ્રેશ્વરનું મોટું મંદિર બાંધ્યું હશે. આ ભવ્ય મંદિર મુસલમાનોએ તોડી ને ઉપર રોજો બાંધ્યો હતો જેનું ખંડેર આજે ઉભું છે.

તળાવના તળામાં ખેતરો થઇ ગયા છે. તળાવનો આખો કાંઠો દુરથી ખાણી બાઇ



શેખ ફરીદનો રોજો

આગલા ભાગમાં પથ્થરોથી પગથીઆં બાંધ્યાં હશે. આ પગથીઆં ઉપરના નાનાં નાનાં શૈવ મંદિરોનાં અવશેષો—કટકાઓ કોહાના ટેકરાઓમાં દટાએલા મળી આવે છે. વીરમગામનું મીનળસરોવર પણ સિદ્ધરાજનું બંધાવેલું કહેવાય છે અને એ લગભગ આબાદ છે. એને જોવાથી એનાથી ઘણું મોટું તથા ભવ્ય સહસ્રલિંગ કેવા પ્રકારનું હશે એ કલ્પી શકાય છે. સહસ્રલિંગ લગભગ ગોળ હતું, જ્યારે વીરમગામનું તળાવ ૧૫૦૦ ફીટ લાંબું અને ૫૦૦ પહોળું એમ લંબગોળ છે. વીરમગામના તળાવને ફરતાં નાનાં મંદિરો છે. એક વખત ૫૦૦ થી વધારે મંદિરો હતાં; હાલમાં ૩૩૭ આબાદ છે. કદમાં તથા રચનામાં આને મળતાં હજાર મંદિરો સહસ્રલિંગને ફરતાં હશે.

સિદ્ધરાજ જયસિંહે માળવાના યશોવર્મા ઉપર ચઢાઇ કર્યા પહેલાં તરતજ સહસ્રલિંગ તળાવ બંધાવવા માંડ્યું હતું એમ કહેવાય છે. આ તળાવ એટલું પ્રખ્યાત હતું કે એના વિશે અનેક કથાઓ પ્રચલિત થઇ છે. જેમાં જસમા ઓડણની વાર્તા તથા એનો રાસડો સૌથી વધારે પ્રખ્યાત છે. માળવેથી તળાવ ખોદવા આવેલાં ઓડ લોકોમાં જસમા નામની ઓડણ અતિશય રૂપવતી હોવાથી સિદ્ધરાજને એના ઉપર મોહ થયો અને એને પોતાની કરવાનો ઘણો પ્રયાસ કર્યો પણ એ પતિવ્રતાધર્મથી ચલિત થઇ નહીં. અને સિદ્ધરાજે ગુસ્સામાં ઓડ લોકોને મારી નાખ્યાં જેની ચીતામાં જસમા બળી મુઇ અને, તને સંતાન થશે નહીં એવો શાપ દેતી ગઇ; આ પ્રમાણે એક કથા છે. રૂપાંતર એવું પણ છે કે તળાવ પુરું થતાં ઓડ લોકોની પછવાડે મોઢેરા સુધી સિદ્ધરાજ ગયો અને કેટલાક ઓડની કતલ કરી પણ પોતે પકડાય તે પહેલાં કટાર ખાઇને જસમા મરી ગઇ અને શાપ દેતી ગઇ કે 'તારા તળાવમાં પાણી

રહેશે નહીં.' આ શાપનો શો પ્રતિકાર કરવો એ વીશે જ્યોતિષીઓની સલાહ માગતાં તેઓએ એક માણસ ચઢાવવાની સૂચના કરી. આથી માયા નામના ઢેડને ચઢાવવામાં આવ્યો. *હવે એ વખતે ઢેડ લોકો ગામથી સાથી ગીને 'દૂર રહેતા, માથે છુટું ફાળીઉં બાંધતા અને કેડે સાબરનું શીંગડું બાંધતા. માયાએ પોતાના ભોગના બદલામાં પોતાની કોમને આ અપમાનકારક રીવાજમાંથી મુક્ત કરવાનું માગી લીધું', અને સિદ્ધરાજે આપ્યું. દંતકથા કહે છે કે આ પછી તળાવમાં પાણી ભરાયું. લગભગ ૫૦ વર્ષ પહેલાં ઢેડ લોકોએ જસમા નામનું એક શૈવ મંદિ- રાણીવાવથી થોડે દૂર બંધાવ્યું છે. આજે સહસ્રલિંગમાં બીલકુલ પાણી રહેતું નથી તેમ માટી ભરાઇ ગઇ છે પણ ૪૦૦ વર્ષ પહેલાં એમાં પાણી હતું એમ નીચેની હકીકત પરથી જણાય છે.

જ્યારે હુમાયુના પ્રખ્યાત પ્રધાન બહેરામખાને અકબર સામે બળવો કર્યો અને તેને અકબરે માફી આપી મક્કે મોકલ્યા ત્યારે તેઓ પાટણ આવ્યા હતા અને પાટણના સુબા મુસખાન ફુલાદીએ એની સારી રીતે પરોણાચાકરી કરી હતી. બહેરામખાન પોતાના રસાલા સાથે મેદાનમાં તાબુઓ નાખી રહ્યો હતો અને ઇ. સ. ૧૫૬૧ ના જાનેવારીની ૩૧ મી ને શુક્રવારે સહસ્રલિંગ તળાવ- માં મછવામાં સહેલ કરી ઉતરતો હતો ત્યાં તેનું મુબારકે ખુન કર્યું.

## શેખફરીદની દરગાહ

પાટણથી વાયવ્ય દિશામાં લગભગ દોઢ મૈલ ઉપર અને સહસ્રલિંગ તળાવની ઉત્તરે નજીકમાં શેખફરીદની દરગાહ છે. જો કે આ મકાન હાલમાં એક મુસલમાન ફકીરની કબર છે પણ મુળ ઉભો કરાવાણી હીંદુ કે જૈન મંદિર હોય એમ જણાય છે. આમાં એક સભામંડપ હોય એમ લાગે છે. આની જાતનું કોતરકામ ઘણું સરસ છે. આ જાતનું કોતરકામ હીંદુ કારીગરોને પસંદ હતું અને બીજે પણ મળે છે. શત્રુંજયના જુનામાં જુના પુંડરીકજીના મંદિરમાં તથા આબુના વિમળશાના મંદિરમાં આ જાતનું કોતરકામ છે. કર્ણાટકના મંદિરોમાં તથા આ દેશનાં બીજાં ગુફામંદિરોમાં પણ છે.

## પાટણના જૈન અવશેષો

વનરાજની પ્રતિમા. પાટણમાં જે જુની પ્રતિમાઓ જળવાઇ રહી છે તેમાં મુખ્ય તથા સૌથી વધારે જાણીતી વનરાજની ધોળા આરસપહાણની પ્રતિમા છે. આ પ્રતિમા વનરાજની પોતાની કે એના વખતની હોય એમ એની કળા ઉપરથી કે એની નીચેના લેખના અક્ષરો ઉપરથી જણાતું નથી. જો કે લેખના અક્ષરો પુરા વાંચી શકાતા નથી પણ વનરાજ અને એના પ્રધાન જાંબની મૂર્તિઓ મુખ્ય છે અને આસપાસ અનુચરોની નાની મૂર્તિઓ છે. આ મૂર્તિની કળા જૈન પદ્ધતિની અને સાધારણ પ્રકારની છે. પંચાસર- પાર્શ્વનાથના મંદિરની પ્રદક્ષિણામાર્ગમાં વચ્ચે વચ્ચે જે અનેક નાના નાના મંદિરો છે તેમાં આ મૂર્તિઓ છે ચિત્ર જોવાથી એની કળા વિશે ખ્યાલ આવશે.

પંચાસરપાર્શ્વનાથનું મંદિર બીજાં ઘરોની વચ્ચે આવેલું છે. એના સ્થાપત્યમાં ખાસ વિશેષતા કે નથી વચ્ચે ખુલ્લો લાકડાનો રંગમંડપ છે અને ગર્ભગૃહ અને મંડપની વચ્ચે જાળી છે. મંડપમાંથી પાર્શ્વનાથની આરસપહાણની શ્વેત મૂર્તિઓ દેખાય છે. વનરાજે વિ. સ. ૮૦૨માં આ મંદિરની મુખ્ય મૂર્તિ (પાર્શ્વનાથની) અણહીલવાડામાં પધરાવી એમ દંતકથા છે, પણ આ દંતકથા માની શકાય તેમ નથી, વળી મૂર્તિના આસન

ઉપર લેખ છે તેમાં વિ. સં. ૧૬૫૨ માં પાટણના એક પારેખે સિંહાસન બંધાવ્યું એમ લખ્યું છે.

આ ઉપરાંત એક તુટેલા ગર્ભગૃહમાં ઉમામહેશ્વર અને મત્રેશની મૂર્તિ છે જેની નીચે 'વનરાજે સં. ૮૦૨ માં ઉમામહેશ્વરની અણહીલવાડમાં પ્રતિષ્ઠા કરી' એ રીતે લેખ છે; આ જાતના લેખોના અક્ષરો તેથી ઘણાજ અર્વાચીન કાળના હોવાથી આ લેખો વિશ્વસનીય નથી વહીવટદારની કચેરીના વાડામાં ઇ. સ. ૧૯૦૩ સુધી થાંભલાઓ તથા મૂર્તિઓના જુના કટકાઓ પડ્યા હતા પણ મોટો ભાગ તો ઘરોમાં, કુવાઓમાં તથા મંદિરોમાં ચણાઇ ગયો છે ગીરધરરાવ વૈકુંઠરાવની ધર્મશાળા, ગાગડીદરવાજા પાસે નીલકંઠ મહાદેવનું મંદિર તથા શંકરનો ગઢ ખાસ કરીને જુના પથરાઓથી બંધાએલ છે

## જુનાં જૈન મંદિરો

પાટણમાં ૧૦૮ કે ૧૧૦ જૈન મંદિર હોય એમ કહેવાય છે. જેમાં પંચાસરપાર્શ્વનાથનું મોટામાં મોટું છે અને નેમીનાથ, શાંતિનાથ અને ગૌતમસ્વામી એથી ઉતરતા છે. પણ એકેય કળાની કે પ્રાચીન ઇતિહાસની દષ્ટિએ બહુ મહત્વનાં નથી છતા કોઇકોઇમાં કેટલીક સારી ચીજો છે. દાખલા તરીકે ઘગરવાડામાં શામળપાર્શ્વનાથના મંદિરમાં બહુ સરસ ઘસેલી આરસપહાણની જમીન છે, મંડપના સ્તંભો લાકડાના છે, અને કાળા આરસપહાણની મોટી તારીખ વગરની મૂર્તિ છે.

ઇ. સ. ૧૫૯૬ માં બંધાએલું ઝવેરી શેરીમાં આવેલું વાડીપાર્શ્વનાથનું મંદિર નમુના તરીકે જોવા લાયક છે. એની છતની કારીગીરી, સ્થંભનું કોતરકામ વીગેરે પ્રાચીન કળા યોગ્ય તો નહીં, પણ જોવાલાયક છે.

## અર્વાચીન હીંદુ મંદિરો

એઓમાં કાળકા માતાના અને સીંધવાઇ માતાના મંદિરો મુખ્ય છે અને મંદિરોમાં જુના સ્થાંભોનો માલ વપરાયો છે હજી મંદિરોનાં આંગણામાં કોતરેના જુના પથરા પડ્યા છે, અને અનેક થાંભલાઓના કટકાઓ તથા મુર્તિઓ મંદિરોની ભીંતો વીગેરેમાં ચણાઇ ગયા છે.

## બહાદુરસિંહની વાવ

જુની રાણીવાવના પથરાઓ વીગેરેથી બાંધેલી આ નવી સાધારણ પ્રકારની વાવ છે. અને ઇ સ ૧૮૦૫ મા ગાયકવાડના અમલ નીચે વિષ્ણુભક્ત બારોટ શ્રી બહાદુરસિંહજીએ તથા એના પુત્રે રુ ૧૪૭૨૫ ખર્ચી બંધાવી છે એમ આ વાવમાજ લેખ છે.

## લાકડામાં નકસી

ઘરના આગલા ભાગો, સ્થંભો, બારણા-ના ઉપના ભાગો વીગેરેને શણગારવાના કામમાં લાકડા ઉપર સુંદર નકશીકામ કરવાનો ગુજરાતમાં જુના વખતમાં રીવાજ હતો અને હજી છે પાટણમાં આ જાતના લાકડા ઉપર નકસીકામના કેટલાક ખરેખર સુંદર નમુનાઓ મળે છે. સેંકડો બસો વર્ષ ઉપર આ કામ જેવું સુંદર થતું તેવું હાલ થતું નથી લોકોમાં એનો શોખ રહ્યો નથી

## પાટણનાં મુસલમાની મકાનો

ઇ. સ ૧૩૦૫ મા પાટણમાં પહેલી મસ્જીદ બાંધવામાં આવી હતી પણ તેનો અવશેષ રહ્યો નથી મીરાત—ઇ—અહમદીના લેખકના કહેવા પ્રમાણે આ હીંદુ મંદિરના અવશેષોમાંથી બાંધેલી એ વખતની ગુજરાતની મોટામાં મોટી મસ્જીદ હતી. આ રીતે હીંદુ મંદિરના કેટલાક ભાગો ઉભાને ઉભા રાખીને એમાંથી મસ્જીદ

બનાવી દેવી એ કંઈ અઘરું કામ ન હતું. મોટે ભાગે મુસલમાનો પણ હીંદુ કારીગરોને મસ્જીદ ચણવાના કામ ઉપર રોકતા. એટલે હીંદુ મંદિરના થાંભલાઓ વીગેરે ભાગો મસ્જીદના કામમાં આવી જાય અને ઉલટી શોભા આપે. એ રીતે ગોઠવણ કરવી અઘરી ન પડતી. આ રીતે માત્ર શિખર અને મૂર્તિઓ ઉડાડી દઈ મંદિરની મસ્જીદ બનાવ્યાના દાખલા છે. સોમનાથ મંદિરની આ રીતે મસ્જીદ બનાવેલી જેનો ૧૮મા સૈકાના મધ્ય ભાગમાં મરાઠાઓએ ગામના ગઢમાં વાપરવા માટે ચુનો બનાવવા સારુ કેવળ અવિચારીપણાથી નાશ કરી નાખ્યો. પાટણની ઉપર કહેલી મસ્જીદને સ્થળે મસ્જીદમાં વપરાએલા હીંદુ તથા જૈન મંદિરોના પથરાઓ હજી પડ્યા છે.

ગુમડા મસ્જીદ, ગઝની મસ્જીદ વીગેરે કેટલીક મસ્જીદો તથા કેટલાક રોજાઓ ૫૦૦ વર્ષના મુસલમાની અમલની શાખ પુરતાં હજી ઉભાં છે. પણ એમાં કળાની દૃષ્ટિએ કે ઇતિહાસની દૃષ્ટિએ ઝાઝો માલ નથી.

### ખાનસરોવર

પાટણના દક્ષિણ તરફના દરવાજાની બહાર આ નામનું સુંદર મોટું તળાવ છે. એના કાંઠા ઉપર હીંદુ અને મુસલમાની મકાનો છે. આ તળાવ મુળ કદાચ કોઈ સોલંકીરાજાએ બંધાવ્યું હશે, પણ હાલનું તળાવ જે રૂપે છે. તે રૂપે તો મહાન અકબરે ગુજરાત જીત્યા પછી તેણે ગુજરાતના સુબા તરીકે નીમેલા ખાન-ઇ-આઝમ મીરઝા અઝીઝ કોકાએ ઈ. સ. ૧૫૮૯ થી ૧૫૯૪ દરમ્યાન બંધાવ્યું છે. તળાવની ચારે બાજુએ બાંધેલાં પગથીઆં છે અને પૂર્વ દિશાના છેડા ઉપર દામાજી ગાયકવાડે બંધાવેલું મોટું શૈવ મંદિર છે. આ તળાવ બાંધવામાં પ્રાચીન હીંદુ અને જૈન મંદિરોના પથરા પુષ્કળ વપરાયા છે.

૫૦૦ વર્ષ સુધી ગુજરાતના કેંદ્રરૂપ રહેનાર, ગુજરાતની પુરી જાહોજલાલી, સમૃદ્ધિ અને કળાની ઉત્કૃષ્ટ દશા જોનાર, આખા ગુજરાતને,–સોરઠ, કચ્છ અને લાટ સાથે લેતાં– એક તાંતણે બાંધનાર, ભાષા, વિચાર, વિદ્યા, કળા અને સંસ્કારનું એક વિશિષ્ટરૂપ ખડું કરી, તેનો એક રાજ્યતંત્રને બળે આખા ગુજરાતમાં પ્રચાર કરનાર, ટુંકામાં હાલમાં ગુજરાતના વતનીને ગુજરાતી તરીકે જે કંઈ અસ્મિતા હોય તેની મુળ ઉત્પાદક ગુજરાતની રાજધાની પાટણનાં હાડપિંજરનાં આટલાં હાડકાં આમ ગણી શકાય છે; અને આત્મા તો ઉડી ગયો છે તે ફરી આવે ત્યારે ખરો. આ સ્થળે પાટણની વાત કરતાં એની પાઠશાળાઓમાં, દેશદેશાંતરથી ગમે તે પ્રયત્ને મેળવી જેનો ઉપયોગ થતો તે સંસ્કૃત તથા પ્રાકૃત પુસ્તકોની હસ્તલિખિત પ્રતોને યાદ કર્યા વગર રહી શકાતું નથી. હજાર વર્ષથી જૈન ભંડારોમાં તથા જૈનોનાં ઘરોમાં હજારો હસ્તલિખિત પુસ્તક સંગ્રહાતાં, અને પાછળથી ઉપયોગ ઘટતાં જીર્ણ થઈ ઉધઈદ્વારા તથા બીજી રીતે નાશ પણ પામતાં. હાલમાં ૪૦–૫૦ વર્ષથી તેનો ઉદ્ધાર થવા લાગ્યો છે. છેલ્લો ઉદ્ધાર શ્રીમંત ગાયકવાડસરકારને હાથે થાય છે તે યોગ્યજ




( "અમારી નવલકથા". લેખાંક ૬ ઠો )



લેખક.
રા. ધનસુખલાલ કૃષ્ણલાલ મહેતા,
સભ્ય સાહિત્ય સંસદ

ચિત્રકાર:
રા. સુંદરરાવ ગોરક્ષકર

અમારી નાયિકા કેવી રાખવી એ બાબત અમારે ઘણો મતભેદ પડ્યો. કનૈયાલાલને તેને ખૂબસૂરત બનાવવી હતી. જગતમાં 'ઓરીજીનલ' કહેવડાવવું એ કનૈયાલાલની મોટામાં મોટી અભિલાષા છે અને એ પદવી પ્રાપ્ત કરવાને માટે જે સાધારણ વસ્તુ હોય, કુદરતી હોય તેને ઉંધી બનાવી દેવી એવો કનૈયાલાલનો મત છે. જો કનૈયાલાલને એક નાનો સરખો ગ્રહ પોતાની ઇચ્છાનુસાર દુનીઆ ચલાવવા માટે કોઇ આપે તો તેમાં દિવસને પોતે રાત કહે અને ઉનાળાને શીઆળો કહેવડાવે, સ્ત્રીપુરુષોને હાથેથી ચાલવાનું અને પગેથી શેકહેન્ડ કરવાનું કહે, કુકડા પાસે ઇંડાં મુકાવે અને કુકડીને માળ ચાડ ઉપર બેસીને કુકડેકુક કરવાનું ફરમાવે અને પછી પોતે દૂર ઉભા રહીને આનંદથી અને ગર્વથી કહે કે "આહ મેં કેવી 'ઓરીજીનલ' સૃષ્ટિ રચી છે! આ આખી યોજના મેં જ ઘડી કાઢી હતી"

અલબત, જગતમાં કનૈયાલાલ જેવું જ ધારનારા અને માનનારા ઘણાએ છે. હું પોતેજ એક છોકરીને ઓળખતો હતો જેને પોતાને કંઇ વિચારજ ન હતા. જે બીજા કરે તેજ પોતે કરે. ખાસ કરીને તેની મોટી બેન જે કરતી તેજ પોતે કરતી. જો તે બેન સાંજે ભુખી રહે તો પોતાને ભુખ લાગી હોય તોપણ પોતે ભુખીજ રહે. જો મોટી બેન એક દિવસ ભાત વધારે ખાય તો પોતે પણ ભાત વધારે ખાય. આથી તેની માને બહુ ચિંતા થતી. એક દિવસ, તેની માએ તેને પોતાની પાસે બેસાડીને બહુ શીખામણ આપી. "જે મોટી બેન કરે તેજ તું પણ કરે છે એમાં તું ઠીક કરતી નથી. આપણને પોતાને જે સારું લાગે તે કરવું. આપણે માત્ર બીજાની નકલ નહીં કરવી જોઇએ પણ "ઓરીજીનલ" થતા શીખવું જોઇએ."

છોકરીએ ભવિષ્યમાં તેમ કરવાનું વચન

આપ્યું. બીજે દિવસે તેમને ત્યાં કેરી અને કાંદા એ બે જાતનાં ભજીઆં હતાં. હવે નાની બેન કાંદાનાં ભજીઆં ઉપર મરી ફીટતી હતી તેમજ મોટી બેનને પણ કાંદાનાં ભજીઆં ઘણાંજ ભાવતાં હતાં. જમતી વખતે મોટી બેને પહેલાંજ કહી દીધું કે પોતાને કેરીનાં ભજીઆં જોઇતાંજ નથી પણ માત્ર કાંદાનાંજ જોઇએ છીએ.

માએ તે પછી તરતજ નાની છોકરીને પુછયું. "કેમ, તારે પણ કાંદાનાંજ જોઇએ છે ને?"

"ના મા, મારે કેરીનાં જોઇએ છીએ." છોકરી બોલી.

"પણ કેમ? તને તો કાંદાનાં ભજીઆંજ બહુ ભાવે છે ને આજે ના કેમ પાડે છે!" માએ અજબ થઇને પુછયું.

"મને ભાવે છે ઘણાં, પણ તમે કહ્યું હતું ને કે મારે "ઓરીજીનલ" થવું; એટલા માટેજ મેં કેરીનાં માગ્યાં." આટલું કહીને બીચારી રડી પડી.

આવી રીતે માત્ર 'ઓરીજીનલ' થવાની ખાતરજ 'ઓરીજીનલ' થવાનાં ફાંફાં કનૈયાલાલ ઘણીવાર મારે છે.

પણ અમે ત્રણ જણે કનૈયાલાલની દરખાસ્તને ટેકો નહી આપ્યો, એટલે આખરે સુંદર નાયિકાજ રાખવી એમ ઠર્યું.

"સદ્‌ગુણી કે દુર્ગુણી?" ભાનુશંકરે પુછયું.

"દુર્ગુણી," કનૈયાલાલે ભાર મુકીને જણાવ્યું. "કેમ, સ્નેહવદન, તમે શું ધારો છો?"

"હુંઅં," સ્નેહવદને મોંમાંથી ધુમાડાના ગોટા કાઢતાં પોતે જે ઘાંટો મશ્કરી કરતાં કે શોકની વાત કહેતાં બંનેમાં એકજ રીતે વાપરે છે તેજ ઘાંટાથી કહ્યું. "તમારો વિચાર પણ છેક ખોટો નથી. દુર્ગુણી હોય પણ હૃદય સારું હોય; હૃદયના સદ્‌ગુણ ઝાઝા બહાર પડતા નહીં હોય તો કંઈ ખોટું નહીં."

"હમેશાં સદ્‌ગુણી કરતાં દુર્ગુણી મનુષ્યોજ વધારે આકર્ષક હોય છે એનું કારણ શું હશે?" કનૈયાલાલ પોતાની એક આંગળી કપાળને ટેકવીને બોલ્યા. જ્યારે કેંક ગંભીર વિષય ચર્ચવો હોય ત્યારે આવીજ અદાથી કનૈયાલાલ બેસે છે. પોતે એથી જોન મોરલી જેવા લાગે છે એમ ધારે છે.

"એનું કારણ શોધવું એ બહુ મુશ્કેલ નથી," સ્નેહવદને કહ્યું. "દુર્ગુણી મનુષ્યોમાં 'મહાન્ અચોક્કસતા' હોય છે; અને તેમના ચરિત્રના અભ્યાસીને ડગલે ડગલે કંઈ કંઈ નવું જાણવાનું મળે છે. બે ઘોડા હોય; તેમાંનો એક શાંત, તમે દોરો તેમ જતો હોય અને બીજો પોતાની ઇચ્છામાં આવે તેમજ વર્તનારો હોય. આની માફકજ સદ્‌ગુણી તેમજ દુર્ગુણી મનુષ્યોનું સમજવું. સદ્‌ગુણી માણસ અમુક સંજોગોમાં અમુક માર્ગજ લેશે એમ આપણે આગળથી જાણી શકીએ તેમ છે; પરંતુ દુર્ગુણી કોઇપણ સંજોગમાં શું કરશે તે કોઇથી કહી શકાતું નથી. જો તમારી નાયિકાને તમે સદ્‌ગુણી કલ્પો તો પહેલાંજ પ્રકરણમાં વાચનાર આગળ શું આવશે તે જાણી જાય છે અને પછી આગળ વાંચવાની તસ્દી કોઇ લેતુંજ નથી. પણ જો દુર્ગુણી નાયિકા હોય તો વસ્તુસ્થિતિજ બદલાઇ જાય છે. અમુક સંજોગોમાં તે શું કરશે તેની અટકળ કોઇ કરી શકતું નથી, એટલેજ વાતમાં રસ વધે છે."

"પણ કેટલીક સદ્‌ગુણી નાયિકા પણ

એવી હોય છે કે જેમના ચરિત્ર વાચના આપણને રસ પડે." મેં કહ્યું

"હા, પણ તે ક્યારે? જ્યારે તે ચીઢ ચઢે અસલની જુની વાતોમાં પછી—આ દેશની લો કે પાશ્ચાત્ય દેશોની લો—બીજું શું આવે છે? નાયિકા જ્યારે પણ નાયકને



"અરેરે! એકજવાર વાંચી આવ્યો, બાકી મને આ જગ્યા એવી ગમતી હતી!" પેલી બાઈએ નિરાશ થઇ કહ્યું

સદ્‌ગુણી નાયિકા કોઈ ખરાબ કાર્ય કરે ત્યારેજ." સ્નેહવદને કહ્યું "આખી વાતના સદ્‌ગુણી નાયિકા સદ્‌ગુણીજ રહે તો જેમ ક્લાસમાં સદ્‌ગુણી છોકરાને જોઈને આપણને ચીઢ ચઢે છે તેમજ આપણને તેના ઉપર

મળે છે ત્યારે એટલુંજ કહે છે કે પોતે એને પરણી શકવાની નથી, અને જ્યારે જ્યારે એ બોલે ત્યારે ત્યારે એની આંખમાંથી શ્રાવણભાદરવા તો વરસતાજ હોય. પિતાની મરજી વિના કોઇની જોડે લગ્ન

કરવાની તે ના પાડે છે અને છતાં દુનીઆમાં જો કોઇની જોડે તે પરણે તો તે પેલાની જોડેજ પરણે એવી હઠ લઇને બેસે છે!"

"આ તમે સદ્‌ગુણી નાયિકાની વાત ન કહી. આ તો તમે કોઇ મૂર્ખ લેખક સદ્‌ગુણી નાયિકાને કેવી રીતે તે વીશે હકીકત કહી" હું બોલ્યો.

"હું એ તમારી ટીકા કબુલ રાખું છું," સ્નેહવદને કહ્યું. "પણ સદ્‌ગુણી સ્ત્રી એટલે શું એ પ્રશ્નજ એવો છે કે આપણે મનુષ્યોથી એનો સંતોષકારક ઉત્તર દઇ શકાતોજ નથી. આગલા જમાનામાં પુસ્તકો વાંચનાર પ્રજા સદ્‌ગુણી સ્ત્રી કેવી કલ્પતી હતી તે વીશેજ હુ હમણા તો બોલ્યો. આ કલ્પના સમય બદલાતાં બદલાતી જાય છે અને તે કલ્પનાને વ્યવહારમાં મુકવાનું કાર્ય લેખકો કરે છે. અમુક દેશમાં એવું પણ જોવામાં આવે છે કે પોતાનાં વૃદ્ધ અને આ જગતમાં રહેવાને નાલાયક થઇ ગએલાં માબાપને સહેજ મોજશોખ આપવા સ્ત્રી પોતાનું સતીત્વ વેચવા તૈયાર થાય છે ત્યારે અમુક દેશમાં પોતાનુ સતીત્વ સાચવવા એક સ્ત્રી આખા દેશને પાયમાલ થઇ જવા દે છે એવું પણ આપણે જોઇએ છીએ. એક ટાપુમાં જે સદ્‌ગુણી અને સારી સ્ત્રી ગણાતી હોય તે સ્ત્રી પોતાના પતિના મિત્રોને સુખ આપવા ગમે તે ભોગ આપવા સદા તૈયારજ હોય છે અને જો આમ થાય તોજ એનાં સહુ કોઇ વખાણ કરે છે. હમણા હમણા એક નવોજ વા વાતો જણાય છે. પૈસાદાર સ્ત્રી ગરીબ-વર્ગ જ્યાં રહેતો હોય ત્યાં જઇને તેમની ખબરઅંતર પુછે તોજ તે સદ્‌ગુણી બેરી કહેવાય છે એટલે હમણાની વાતોમાં ઘણું-ખરૂં એજ આવે છે."

"ગરીબવર્ગ આ દુનીઆમાં કેટલો કામનો છે!" કનૈયાલાલ ટેબલ ઉપર પગ નાખીને, ખુરશીને ભયભરેલી સ્થિતિમાં ઉછલાવીને બોલ્યા. "ગરીબવર્ગના કેટલા બધા ઉપકાર નીચે આપણે છીએ તે આપણે લેખકો હજી બરાબર સમજી શકયાજ નથી. આપણી સ્વર્ગીય દૂતો સમાન નાયિકાઓ અને દેવ સમા નાયકો 'ગરીબવર્ગ' નહોત તો કયાં હોત? આપણી અપ્સરા જેવી સુંદર નાયિકા દયાળી દેવી છે એમ આપણે બતાવવા માગીએ તો આપણે શું કરીએ છીએ? કોઇ ભીખારીને, કોઇ રખડતાં છોકરાંને, કોઇ ગંદાં, જેલમાં જવા લાયક નિર્ધન લફંગાં બૈરાં ભોને એમના દુઃખમાં તે નાયિકા સહાય આપે છે, એમ આપણે બતાવીએ છીએ. કોઇ લોફર, નાયકનું અંતઃકરણ બહુ માયાળુ અને ઉમદા છે એમ બતાવવું હોય તો આપણે શું લખીએ છીએ? તે નાયક 'ગરીબોનો' બેલી હતો એમજ.

"આ 'ગરીબો' જેટલાં પુસ્તકોમાં ઉપયોગી છે એટલાંજ આપણા જીવનમાં પણ ઉપયોગી છે. જ્યારે આપણે હરામખોરી કરીને એક લાખ રૂપીઆ ભેગા કર્યા હોય છે ત્યારે આપણા અંતઃકરણને આપણે શાંત શાથી કરીએ છીએ? એ લાખમાંથી એકસો કે બસો રૂપીઆ કોઇ અનાથાશ્રમમાં મોકલાવીને. જ્યારે કોઇ માણસ વૃદ્ધ થાય છે અને તેને મૃત્યુ પાસે આવતું જણાય છે ત્યારે બીજી દુનીઆમાં પોતાનું સ્થાન નક્કી કરવાને માટે તે શાં પગલાં લે છે? ગરીબોને દાન કરીને. જો આ જગતમાં 'ગરીબો' હોવજ નહીં તો બધા સાધુના સાળામાં ફરતા બદમાશો, પવિત્રતાનો ઝુંડો લઇને ફરનાર વ્યભિચારીઓ, નિર્દોષ, કુમળી વહુઓને રેંસી રેંસીને મારનાર ઘાતકી પતિઓ,

સાસુઓ અને સાસુપદ માચવનારી સ્ત્રીઓ, ધર્મને નામે અનેક પાપાચરણ આચરતા દાક્ષિકો અને સુધારાની ધ્વજા ફરકાવનાર પારકાનેજ જાતિ થવાનો ઉપદેશ આપનાર સુધારકો બીચારાઓ સ્વર્ગમા કેમ જઇ શકે? તેમને ત્યા જવાનું બીજું સાધનજ, કયુ રહ્યું? સ્વર્ગમા જવાની આપણી સીડીજ ગરીબવર્ગ છે."

આ પછી થોડી વાર શાંતિ ફેલાઇ સ્નેહવદન બીજી બીડી સળગાવવામા રહ્યા. કનૈયાલાલ બેચાર ચોપડીઓના પુઠા જોઇ ગયા, એટલે ભાનુશંકર બોલ્યા. ગરીબોની વાત નીકળી એટલે મને એક વાત યાદ આવે છે. મારો એક સગો ધરતી દલાલી કરે છે. તેના હાથમા એક મોટો બગલો લાંબી મુદતને માટે ભાડે આપવાનો કે વેચવાનો હશે. આ બગલાની આસપાસ જમીન પણ ઘણીજ હતી પણ કોણ જાણે શાથી કોઇ ઘરાક મળતુ નહીં મારા સગાએ તો તેની આશાજ છોડી દીધી હતી એટલામા એક પૈસાદાર વિધવા સ્ત્રી તેની ઓફીસમા આવી, તેના કહેવા ઉપ થી જણાયુ કે તે જગ્યા તે જોઇ આવી છે અને તે એને બહુજ પસદ પડી ગઇ છે. પોતાની બાકીની જીંદગી ત્યાજ શાંતિમા ગાળવી એમ તેને લાગે છે

"મારો સગો તો આ સાભળીને બહુ ખુશ થઇ ગયો અને તરતજ તે અને પેલી સ્ત્રી પાછાં સાથે તે જગ્યા જોવા ગયાં. મારા સગાએ તો તે જગ્યાને માટે બહુજ ફાંકા માર્યા. પેલી બાઇને પણ આસપાસની જગ્યા જોતા તે બહુજ ગમી ગઇ અને કીંમત પણ વ્યાજબી લાગી. પછી પેલી બાઇએ મારા સગાને પુછ્યુ "મી૦ જગનલાલ, આસપાસ કેવી જાતના ગરીબ અહીં રહે છે?"

"ગરીબ? જગનલાલે કહ્યુ. "અહીં ગરીબ છેજ નહીં."

"કોઇ ગરીબજ નહીં?" પેલી બાઇ બોલી ઉઠી 'આ ગામમાં કોઇ ગરીબજ નથી?"

"આ જગ્યામા પાચ માઇલમાં કોઇ ગરીબ તમારા દીઠામા આવશે નહીં." જગનલાલ મોટાઇ મારતા કહ્યુ.

"અરેરે! એટલોજ વાંધો આવ્યો; બાકી મને આ જગ્યા એવી ગમતી હતી!" પેલી બાઇએ નિરાશ થતા કહ્યુ

'પણ બાઇ તમે શુ એમ કહેવા માગો છો કે ગરીબ હોય તો તમને ગમે!" બીચારો જગનલાલ તો આ વિચિત્ર વાંધો સાભળીને સડકજ થઇને બોલ્યો. "અમે તો આને ફાયદો ગણતા હતા."

"જુઓને જગનલાલ,' પેલી બાઇ બોલી. 'હુ તમને ખુલ્લેખુલ્લુ કહી દઉંછુ. હું ઘરડી થઇછુ અને મારી જુવાનીમા હું છેક સીધી ચાલી નથી. આથી ઘડપણમાં ગરીબોને પાળીને જે કંઇ પ્રાયશ્ચિત થાય તેમ કરવુ એવો મારો વિચાર છે. પણ અહીં ગરીબજ નથી એટલે મારે બીજી જગ્યા શોધવી પડશે"

"પણ જરા દૂર જોઇએ તેટલાં ગરીબ છે, તેમને પાળોને. કોઇ તેમાં વાંધો કાઢવાનુ નથી' હાથમાથી ઘરાકી જતી રહેતી જોઇને બીચારો જગનલાલ નિરાશ થઇને બોલ્યો.

"ના, મારાથી એટલા દૂર રોજ જવાય નહીં" બાઇએ કહ્યુ.

"પણ ત્યારે હુ એક ઉપાય બતાવુ," ઘરાકીની શોધમાં જગનલાલને એક વિચાર સુઝી આવ્યો એટલે તે બોલી ઉઠ્યો. "આ જગ્યાની આસપાસ ઘણી જમીન નકામી પડી

રહી છે તેમાં કઝનેક ઝુંપડાં બંધાવી દઇએ અને ગરીબોને લાવીને રાખીએ તો કેમ?"

"આ વિચાર તે બાઇને પસંદ પડી ગયો. અને પોતાને કેવાં ગરીબ માણસો જોઇએ છીએ તેનું એક લીસ્ટ તેણે છગનલાલને આપ્યું: એક ઘરડી, પથારીવશ સ્ત્રી, એક લકવાથી પીડાતો ઘરડો પુરુષ, એક આંધળી છોકરી (જેને વાતો સાંભળવાનો શોખ હોય), એક બે અપંગ, એક દારુડીઓ, એક લડકણો મરદ અને એક લડકણી બૈરી, બે મોટા વિસ્તારવાળાં ગરીબ કુટુંબ અને બેચાર સાધારણ કુટુંબ એટલાં નામ તે યાદીમાં આવ્યાં.

"છગનલાલને આ જાતનાં ગરીબ મેળવતાં મુશ્કેલી તો પડી પણ આખરે જેમ-તેમ કરીને તેણે તે એકઠાં કર્યાં. જેવો દારુડીઓ પિતા તેમને જોઇતો હતો તેવો તો આખરે નજ મળ્યો ત્યારે એક આળસુ માણસને વગર કામે સારો પગાર આપીને પણ લઇ આવ્યા. તે બીચારાને દારુ લાવનો-જ નહતો એટલે શરુઆતમાં તો દારુ લાવી-ને તે ઢોળીજ નાખતો અને દારુડીઓ થવાનો ઢોંગજ માત્ર કરતો પણ ધીમે ધીમે તેને ટેવ પડી ગઇ છે અને હવે તો ચોવીસે કલાક દારુડીઆની અવસ્થામાંજ પડ્યો રહે છે. લડકણું જોડું તેમને બહુ સારું મળી ગયું છે અને બીજાં બધાંને બહુજ ત્રાસ આપે છે. પેલી બાઇને પણ આ ગરીબ બહુ ગમ્યાં છે અને રોજ સાંજે ત્યાં જઇને બધાંની સાથે વાતચીત કરે છે. એ ગરીબો એને 'માતાજી' કહે છે અને એમનામાંથી કોઇ માંદું થાય ત્યારે 'માતાજી'ના નામની બાધા રાખે છે તેથી પેલી બાઇ બહુજ આનંદમાં રહે છે." ભાનુશંકરે વાત પુરી કરી એટલે જઇને એક આરામખુરશી ઉપર પડ્યા.

"હું પણ આજ જાતની એક વાત જાણું છું!" કનૈયાલાલ બોલી ઉઠ્યા. "હું એક વખત એક નાના ગામડામાં રહેતો હતો ત્યાં ઘણુંખરાં એકજ ન્યાતના માણસો રહેતાં હતાં. થોડા વખત પછી તેમનીજ ન્યાતનો એક વિધુર મુંબઇથી ઘણું કમાઇને ત્યાં પાછો આવ્યો તેથી એની ન્યાતમાં તો ખળભળાટ થઇ ગયો. દરેક કુંવારી છોકરી જાત જાતની ફેશનમાં મશગુલ બની ગઇ અને છોકરીઓનાં માબાપો પણ બીજી બધી વાતમાં કરકસર કરતાં પણ આ બાબતમાં પોતાની ગજા ઉપરાંત ખર્ચ કરવા લાગ્યાં. પણ એવા-માં જણાયું કે પેલા વિધુરે તો કોઇને મોંએ એમ કહ્યું કે એને હાલની ફેશનની શીશીઆરી ગમતીજ નથી, એને તો ગરીબો પ્રત્યે દયા-ભાવ, ભક્તિ વીગેરે ગુણોજ ગમે છે. આ વાતની ખબર પડતાંજ ફેશન બંધ થઇ ગઇ અને ત્યાં એક નાનું જીર્ણ મહાદેવનું મંદિર હતું ત્યાંજ આખી ન્યાતની છોકરીઓનો જમાવ થઇ ગયો. તે મંદિરમાં એક ઘરડો, ચીડીયો સ્વભાવનો પુજારી રહેતો હતો તેજ આખા ગામમાં નજરમાં આવે તેવો ગરીબ હતો. એટલે તે પુજારી ઉપર પણ દરોડો પડ્યો. સવાર પડે ને છોકરીઓ ઘેરથી શીધાં લઇ જાય, પૈસા લઇ જાય, પુજારીના દેવસેવામાં વપરાતાં વાસણો માંજી આપે, પુજારીનાં લુગડાં ધોઇ આપે વીગેરે અનેક રીતે પેલા પુજારીને ખુશ રાખવા યત્ન થાય. પેલો પુજારી પણ આથી હાકેમ જેવો બની ગયો અને જો કોઇની જરા પણ બરદાસ્તમાં ખામી રહે તો તરત તેની ધુળ ઝાપટી નાખે અને કહે કે કલ્યાણ-ભાઇને કાને આ વાત પહોંચાડું ત્યારેજ ખરો. આ પ્રમાણે આ પુજારીની જોહુકમી ક્યાં સુધી ચાલત અને કઇ હદ સુધી જાત એ કહી શકાતું નથી. પણ એવામાં પેલા

આઇ કોઇ પરગામની ફેશનબલ પેટ્રી સાથેજ ખરીદી હોઇ. તે બાઇને આવા ગામડાગામમા ગમતું નહીં હોવાથી વડવડ અને મુંબઇ ઉપડી ગયા! આથી પેલા બીચારાની સત્તાનો અંત આવ્યો એટલુંજ નહીં પણ આખા ગામમા ભીખ માગીને ટાટીઆ તુટી જતા તોપણ પેટ જેટલું તેને મળતું નહતું એવી તેની સ્થિતિ થઇ ગઇ." આટલી વાત કહીને કનૈયાલાલ પણ શાંત થયા હોય એમ લાગ્યુ એટલે સ્નેહવદને અમને વાત કહેવા માંડી

"ગરીબોને માટે—ધાડા પાડનાર અને પોતાની ગરીબાવસ્થાનું જાહેર પ્રદર્શન કરનાર ગરીબ નહીં પણ એક પણ શબ્દ બોલ્યા વિના, કાઇનું જાણ્યા વિના એકાંતમા ગરીબાઇનું દુઃખ સહન કરનાર ગરીબો—આપણને ખરેખર માન હોવું જોઇએ. એક રણમા ઘવાએલા સીપાઇ જવાનને માટે જેવું માન હોય છે એવું જ માન આપણે ગરીબોને માટે રાખવું જોઇએ

"કુદરત અને મનુષ્યો વચ્ચે ચાલતા અનંત યુદ્ધમા ગરીબ હમેશા મોખરેજ હોય છે ગરીબો આગળના ખાડાખાબોચીઆમા પડીને મૃત્યુ પામે છે, અને આપણે તેમના મુડદા ઉપર થઇને વિજયના વાજા વગાડતા પસાર થઇને જઇએ છીએ

"આપણે દરેક પ્રકારના સુખચેનનો ઉપભોગ કરીએ છીએ અને ગરીબોનેજ જબરા પ્રહારો ખમવાનું સોંપી દઇએ છીએ એથી જ્યારે જ્યારે આપણે તેમને વીશે વિચાર કરીએ છીએ ત્યારે આપણને શરમાવા જેવુંજ થાય છે. આપણે તણુમા સતાતા ફરીએ છીએ અને તેમનેજ આગળ યુદ્ધ કરવા અને મરવા મોકલીએ છીએ. તે બીચારા જખમોથી પીડાતા, એક શબ્દ પણ બોલ્યા વિના મૃત્યુ પામે છે. કુદરત પોતાના 'શ્રેષ્ઠનેજ સત્તા'ના બળવાન શસ્ત્ર વડે અને સુધરેલી પ્રજા પોતાની 'ઉત્પત્તિ અને ખપત'ની ઉગ્ર તરવારથી તેમને મારે છે ગરીબ વર્ગ ઇચ્છેઇચ્છ લડતા લડતા મરે છે પણ તેઓ મૃત્યુ પામે છે તે પણ મૂક અને નિરાશાયુક્ત કોપભર્યો મરણ પામે છે એટલે જગતનું ધ્યાન ખેંચાતુ નથી અને દુનીઆ તેમના વીરની પદવી આપતી નથી

"એક દુકાન આગળ એક વખત એક મોટા કુતરાને પડેલો મેં જોયો હતો. તે ત્યા બહુ શાંત રીતે પડી રહ્યો હતો અને ઉંઘમાં



રઘુએ વચન આપ્યું. "ભાવ કે ભલો ભગવાન મને મદદ કરશે" મા બોલી
"ભલો ભગવાન મને મદદ કરશે." રઘુ બોલ્યો

ઘેરાયો હોય તેમ જણાતો હતો, અને તેનો દેખાવ ભયંકર હતો. એટલે કોઇએ તેને હેરાન કર્યો નહીં. આવતા જતા માણસોમાંથી અનેક તેના ઉપર થઇને આવજાવ કરવા લાગ્યા. એમ કરતાં કેટલાકોએ તેને લાત પણ મારી. લાત વાગ્યાથી તે જરા વધારે હાંફતો.

"એટલામાં એક સામાન્ય પુરુષને પગે કંઈ ભીનું અને ગરમ લાગ્યાથી તેણે નીચું જોયું. પોતે લોહીના ખાબોચીઆમાં ઉભો છે અને તે ખાબોચીઆની શરુઆત પેલા કુતરા આગળથી થઇ છે એમ તેને જણાયું. આથી તેણે નીચા વળીને કુતરાને તપાસ્યો. કુતરાએ વિકટ હાસ્ય કર્યું—કદાચ તે ક્ષણ-મરના આનંદનું હાસ્ય હોય કે કદાચ પોતાને નાહક હેરાન શા માટે કાઇ કરતા હશે એમ ધારીને દુઃખનું પણ હોય. લોકો બધા એકઠા થઇ ગયા અને બધા જોવા લાગ્યા ત્યારે જણાયું કે કુતરાને ગળચા આગળથી કોઇએ ઉંડો ઝખમ કર્યો હતો અને લોહી તેમાંથી વહેતું હતું. પેલા દુકાનદારને પુછવાથી તેણે અછડતો જવાબ આપ્યો કે કુતરો ત્યાં કલાકેકથી પડ્યો છે તો ખરો.

"ગરીબવર્ગના મનુષ્યો આજ પ્રમાણે શાંત, નિરાશાભર્યા ક્રોધથી મરે છે એ મેં જોયું છે. આ ગરીબ ચાંટા પાડીને પોતાનાં દુઃખ જણાવતાં નથી, પૈસાદારને પગલે પગલે ચાલીને તેમની વાહવાહ કરતાં નથી, પોતાને પાળનાર દ્રવ્યવાન્ ધનિકોના માનમાં ગીતો જોડી હાર્મોનીઅમ સાથે મોટા મેળાવડામાં ગાતાં નથી. આ ગરીબો તો જ્યાં સુધી મરી જાય અને પાછળથી તેમની ખરી હકીકત જણાય ત્યાંસુધી ગરીબ હતાં એ પણ કોઇના જાણવામાં નહીં આવે તેવાં ગરીબ; શાંત, મગરુરે ગરીબ, પ્રભાતથી માંડીને રાત પડે ત્યાં સુધી મોત અને દારિદ્ર્યની સામે ભયાનક યુદ્ધ આદરનાર ગરીબ તેમજ છેવટે જ્યારે તેમની કંગાલ ઓરડીમાં મૃત્યુ તેમના ઉપર વિજય મેળવે ત્યારે પણ દાંત પીસીને મૃત્યુ પામે તેવાં ગરીબ.

"એક વખત હું એક ગરીબ છોકરાને ઓળખતો હતો. આ છોકરો આપણે વાતોમાં વાંચીએ છીએ તેવો સુંદર દેખાવનો ગરીબનો છોકરો નહતો, તેમજ તેની ભાષા પણ ગમે તેવા સરસ્વતીના ઉપાસકને ભુલાવે તેવી હતી. આ દશબાર વર્ષનો છોકરો, તેની મા અને એક નાનું પાંચેક મહીનાનું છોકરું એમ ત્રણ જણ એક નાની અંધારી ઓરડીમાં રહેતાં હતાં. બાપનું શું થયું હતું તે મારા જાણવામાં નથી પણ ઘણું ખરું તે ધર્મના ઝનુનમાં સાધુ થઇને ચાલ્યો ગયો હતો. છોકરો ન્યુસપેપરો વહેંચવામાં મહીને છ સાત રૂપીઆ કમાતો હતો. અને મા અરસુરસપરસુરણ કામ કરીને મહીને નવ દસ રૂપીઆ પાડતી હતી. પણ દુર્ભાગ્યે ઘણીવાર મા સવારે ઉઠતી ત્યારે ઓરડીની ચારે દીવાલો ગોળ ફરતી હોય તેમ જણાતું. દીવો નહીં હોય છતાં અનેક દીવા તેની આંખે જણાતા. આવા દિવસોએ મા કામ કરી શકતી નહીં એટલે આવક ઘટતી.

"એક દિવસ દીવાલોએ પોતાની ગતિ વધારી. દીવા હજારો જણાયા. કામ સહુને માટે છોડી દેવાનો વખત આવ્યો છે એમ માને જણાયું. "ભાઇ રતુ!" મા બહુ ધીમેથી અટકાતી અટકાતી બોલી-એટલું ધીમેથી બોલી કે રતુને છેક નીચા વળીને સાંભળવું પડ્યું. "મારા પથારીને એક છેડે જોજે. મેં પચાસ રૂપીઆ સીવી લીધા છે તે લેજે. તેમાંથી

[ વધુ માટે જુવો પૃષ્ઠ ૪૫૯ ]



આકૃતિ નવમી

# માણસને આંખો બે કેમ?

લેખક
રા. પોપટલાલ ગોવિંદલાલ શાહ
એમ એ, બી એસસી
સભ્ય, સાહિત્ય સંસદ.



આકૃતિ પંદરમી

ઉપરના પ્રશ્નનો ઉત્તર જુદા જુદા માણસો તરફથી જુદી જુદી રીતે મળશે. કલાવાદી કહેશે કે મુખની સુંદરતા અને સમતા જાળવવા માટે—બે પગ, બે હાથ, બે કાન, અને બે નાસિકાવાળા પ્રાણીને—બે આંખો હોય એ સ્વાભાવિક છે. પુરુષનું પુરુષત્વ અને સ્ત્રીનું લાલિત્ય ઘણીવાર ચક્ષુ-માંથીજ ઝરે છે, તેથી તેની ઉપર અને ખાસ કરીને સ્ત્રીના નેત્ર અને ભ્રમરની ઉપર કવિઓ અને ચિત્રકારોની ઊર્મિઓ ઉભરાઇ જાય છે. તેમને તો બે કરતા ઓછા ચક્ષુની કલ્પનામાત્રજ વિરામ અને ત્રાસજનક લાગે, પણ સૃષ્ટિની શરુઆતથીજ એક આંખ અને એકજ ભ્રમર ઉપર કવિતા લખવાની ટેવ પડી હોત તો કવિઓની ઊર્મિમાં ઉણપ આવત નહી. વેપારી બુદ્ધિના માણસને ઉપર-નો પ્રશ્ન પુછશો તો તે કહેશે કે એક કરતાં બે ભલી, એક આંખ નકામી થાય તો બીજી કામમાં આવે; પરંતુ એમ હોય તો મનુષ્ય કરતા બીજા પ્રાણીઓ શ્રેષ્ઠ કહેવાય કારણ કે કેટલાએક કીડા, કરોળીઆ દેડકા, માખી વગેરેની આંખો ઘણી વધારે હોય છે. કોઇ ધાર્મિક માણસને આ પ્રશ્ન પુછો તો તે કહેશે કે દુનીઆના પાપ પેખવા માટે—રોવાને માટે—આંસુ પાડવાને માટે બે આંખોની જરુર છે. ઇતિહાસવેત્તા કહેશે કે કુંભારાણા અને રણજીતસિંહ જેવા એક ચક્ષુવાળા મહાપુરુષો ઘણાજ થોડા છે; અને ધૃતરાષ્ટ્ર જેવા અંધ રાજા અને મી. ફૉસેટ જેવા અંધ રાજ્યમંત્રી તો જવલ્લેજ મળે છે, માટે મનુષ્યને બે નેત્ર હોય તેજ ઇષ્ટ છે.

આ ઉત્તરથી પણ આપણને ભાગ્યે સંતોષ મળશે. વસ્તુ ઇષ્ટ હોવાથી તેની ખરી જરુરીઆત અને તેનો ખરો ઉપયોગ સિદ્ધ થતો નથી. કોઇ વૈજ્ઞાનિકને પુછો તો તે પણ પ્રશ્નનો ઉત્તર આપતા ખચકાશે. પહેલાં તો કહેશે કે કુદરતનું બંધારણજ એવું છે માટે તે સંબંધી પ્રશ્ન પુછવો નકામો છે. પરંતુ સમજુ વૈજ્ઞાનિક એમ કહેશે કે "કેમ," "શા માટે," અને "શા પ્રયોજનથી" એ પ્રશ્નો સ્વત સહેલ નથી. પણ પ્રશ્નનું રૂપ ફેરવીને એમ પુછો કે એક કરતાં બે ચક્ષુથી શું વધારે દેખાય છે? અને બે કરતા વધારે ચક્ષુ હોય તો શો વધારે લાભ થાય? તો તમને ખરું સત્ય સમજવાનો પ્રસંગ પ્રાપ્ત થશે. આપણે આજનો વિષય આ દૃષ્ટિથી તપાસીશું.

આ સંબંધમાં થોડા પ્રયોગ અને થોડા પ્રત્યક્ષ અનુભવની જરુર છે. પહેલાં ના એક આંખે કેવું દેખાય છે તે જોઇએ.

તમારી એક આંખે પાટો બાંધો; સામે એક ગોળ કડી દોરી વતી લટકાવો; આ કડીમાં એક લાંબી લાકડી દૂરથી પેસવાનો પ્રયત્ન કરો. બે આંખો કરતાં એક આંખે આ કામ વધારે અઘરું લાગશે, કારણ કે એક આંખે આપણને અંતરનો ખરો ખ્યાલ આવતો નથી, અને કડી અને લાકડી વચ્ચેના અંતરનું વાસ્તવિક માપ એક આંખ લઇ શક્તી નથી. તેવીજ રીતે અજાણ્યા ઘરમાં પહેલીજ વાર એક આંખે પાટો બાંધીને જતાં ઘરનાં ફરનીચર અને બીજી વસ્તુઓની ગોઠવણીના અંતરનો બરાબર ખ્યાલ આવતો નથી, અને તેથી હસવા જેવી ભુલો થઇ જાય છે! આવોજ અનુભવ એક આંખે પાટો બાંધીને અજાણ્યા જંગલ કે દૃશ્ય જોવાથી મળે છે; ઝાડની અને બીજી વસ્તુઓ વચ્ચેનું છેટું બરાબર માપી શકાતું નથી અને એકજ ચપટી સપાટી ઉપર બધું દૃશ્ય ગોઠવાયું હોય એમ લાગે છે. કેમેરા ઉપર પાડેલી છબીમાં પણ આવું તદ્દદર્શનજ દેખાય છે; નજીક અને દૂરની વસ્તુઓ એકજ સપાટી ઉપર—એકજ તલ ઉપર દેખાય છે. ચિત્રકાર પોતાની પીંછી અને આંખની ચાલાકીથી દૂર અને નજીકની વસ્તુઓને નાની


આકૃતિ પહેલી

ક ખ ગ

આકૃતિ બીજી

મોટી દર્શાવીને આપણને દૃશ્યનો વધારે સાચો અનુભવ કરાવી શકે છે.

મનુષ્યનું જ્ઞાન હંમેશ અપૂર્ણ રહે છે અને દરેક જાતના ઇંદ્રિયજન્ય જ્ઞાનમાં કોઇ પણ પ્રકારની ઓછીવત્તી ભ્રાંતિ રહે છે. આ ભ્રાંતિનું માપન કરવું અને તેમાંથી ખરું જ્ઞાન શોધવું એ પ્રયોગાત્મક માનસવિદ્યાનો વિષય છે. આ વિષયમાં આપણે થોડો ચંચુપાત કરીશું.

આકૃતિ પહેલી જુઓ. એક આંખે ઉભી અને આડી લીટીઓ સરખી લાંબી લાગશે. પણ ધારીને બે આંખે જોશો અથવા બરાબર માપી જોશો તો કઇ મોટી છે તે તરતજ જાણી શકશો. થોડી વખત ટેવ પડ્યા પછી આ ભ્રાંતિ ભુલી શકશો.

આકૃતિ બીજી અને ત્રીજી તપાસો. ક અને ખની વચ્ચે અને ખ અને ગ ની વચ્ચે કેટલું અંતર લાગે છે? મુસાફરીમાં ઘણીવાર વખત બેસીએ તો છેટું વધારે લાંબું લાગે; પણ સડસડાટ એકી વખતે ચાલી નાંખીએ તો તેજ અંતર ઓછું લાગે. ત્રીજી આકૃતિમાં એક સીધી લીટી ઉપરજ દૃષ્ટિ રાખવાથી અંતર જરા વધારે લાગે છે અને આવી લીટી ન હોય તો આંખ વધારે જલદીથી ફરી શકે છે, અને તેજ અંતર ઓછું લાગે છે.

ચોથી આકૃતિમાં ત્રણે એકસરખી ચોરસ જગ્યામાં લીટી દોરેલી છે. ઉભી લીટીવાળું ચોરસ ઉંચું લાગે છે; આડી લીટીવાળું ચોરસ લાંબું લાગે છે. પુરુષોને જાડા દેખાવું

ક ખ ગ

આકૃતિ ત્રીજી

હોય તો ઊભી સળીવાળાં કપડાં પહેરવા અને ઉંચું દેખાવું હોય તો દૃષ્ટિમાં ફરક પડે તેવાં કપડાં પહેરવાં; કોટ અને પાટલુનનો રંગ બીજો હોય ગળામાં 'બો' બાંધી હોય તો સહેજ ઉંચાઇ વધવાનો આભાસ થાય છે. સીપાઇઓનાં કપડાં ઉપર કમરપટા અને



આકૃતિ ચોથી

બીજા ફુમતા મુકવાથી તેમનું કદ વધે છે, કાળા કોટ ઉપર સફેદ બેલ્ટ પહેરવાથી પણ પહેરનારની આકૃતિના કદમા ફેરફાર થાય છે.

ખુણા માપવામાં પણ આંખ ઘણી વખત ભુલ કરે છે પાંચમી આકૃતિમા ક અને ગ એક લીટીમાં હોય એમ લાગે છે, પણ તેને માટે શરત મારશો ?

છઠ્ઠી આકૃતિમા ચારે આડી લીટીઓ સમાંતરે છે. તે છતા નજીકના કાટખુણાને લીધે ઉપરની બે લીટીઓ દૂર જતી લાગે છે અને નીચેની બે લીટીઓ વચ્ચેથી નજીક આવતી લાગે છે. રસ્તામા ચાલતા કોઇ વખતે તમે આખના ખુણામાંથી ઉંચા મકાનનો તરફ જોશો તો એવોજ કે અનુભવ થશે. એક આંખના ખુણામાંથી જોશો તો મકાનના ઉપરના માળની ટોચ તમારી તરફ ધસી આવતી લાગશે અને બીજી આખના ખુણામાંથી જોશો તો તેજ ટોચ ઉલટી બાજુ ઉપર પાછી પડતી લાગશે.

આકૃતિ પાંચમી

એક આખે અંતર માપવામા કેટલી મુશ્કેલી પડે તેનો ખ્યાલ આકૃતિ સાતમી ઉપરથી આવશે. એકજ લીટીને છેડે જુદી જુદી જાતનાં પુછડા લગાવવાથી તે નાની મોટી થવાનો આભાસ લાગશે. તેનું કારણ એજ કે આપણી આખો એકલા અંતરનું નહી પણ તેની આગળ પાછળના પદાર્થના પણ આકારનું માપ કરવાને ટેવાઈ ગઇ હોય છે.

આવી ભ્રાંતિ બે આંખે જોવાથી ન થઇ શકે એ તદ્દન ખરુ નથી, બે આખ વપરાય તો પણ બરાબર ધ્યાનથી ન જોવામાં આવે તો ભ્રાંતિ થાય છે. ઉપલક નજરે જોતા આકૃતિ આઠમીમાંના ટપકાં બે લીટીઓની વચ્ચે હોય એમ લાગે છે પરંતુ વસ્તુતઃ તે ટપકાં નીચેની લીટીની હારમા મુકેલા છે. તેવીજ રીતે નવમી* આકૃતિમા બે જુદા જુદા દશ્ય દેખાશે, કેટલીએક વાર નાના દાદરના પગથીઆનુ ભાન થશે અને કેટલીએક વાર ઉલટા મુકેલા પગથીઆ અથવા ઉલટી મુકેલી કોર્નીસનુ ભાન થશે.

આપણી આખો હમેશા આવી ભ્રાંતિથી છેતરાશે નહી, થોડા સમયમા ચાર પાચ વાર બે આખે બરાબર જોવાની ટેવ પાડયા પછી વસ્તુસ્થિતિ અને ભ્રાંતિનો તફાવત દર્શાઇ આવે છે. કેટલી જલદીથી આ થઇ શકે છે તે રીતે પ્રયોગ કરવાથી એમ જણાયુ છે કે ઉંચી મગજશક્તિવાળા મનુષ્યો આવી ભ્રાંતિમાંથી જલદીથી છુટી શકે છે બાળકોને વધારે વખત લાગે છે.

હવે પાછા મૂળ વિષય ઉપર આવીએ. બે આંખે વધારે સારુ દેખી શકાય છે કે કેમ અને તે કેવી રીતે? મનુષ્યને આખો તો બે હોય છે પણ તે બેમાથી પ્રતિમા તો એકજ ઉત્પન્ન થાય છે. આખનું બંધારણજ એવુ છે કે બન્ને આખોમાં દાખલ થતા કિરણોની પ્રતિમાનુ ભાન ભેગુ થઇને એકજ



આકૃતિ છઠ્ઠી

* આ તથા આકૃતિ પંદરમી હેમને મથાળે મુકેલી લેવામાં આવી

જ્ઞાનતંતુ મારફત મગજને પહોંચે છે. પણ જ્યારે આંખોના જ્ઞાનતંતુઓ ઉપર મગજનો પુરેપુરો કાબુ હોતો નથી ત્યારે દરેક આંખ સ્વતંત્ર રીતે કામ કરે છે અને મગજ ઉપર દરેક આંખના સંસ્કારો જુદાંજ પડે છે. દારુના ઘેનમાં ચકચુર થએલાની આંખો એક દીવાના બે દીવા દેખે છે; મંદવાડમાંથી ઉઠેલાની આંખોએ ઘણી વખત એક ચંદ્રના બે ચંદ્ર દેખાય છે. બાડું જોનાર માણસની આંખ ઉપર પણ મગજના તંતુઓનો કાબુ ઓછો હોય છે. પરંતુ સાધારણ રીતે તો બંને આંખો એક હોય તેવી રીતેજ કામ કરે છે અને એકજ દૃશ્ય આપે છે. તો પછી બે આંખોથી શો ફાયદો ? ઉલટું એકને બદલે બે આંખની સંભાળ લેવી પડે—એક ઘોડાની ગાડી ચલાવવા કરતાં બે ઘોડાની ગાડીમાં હાંકનારને મહેનત વધારે પડે—તો બે કરતાં એક હોય તો શું ખોટું ?



આકૃતિ સાતમી

આકૃતિ આઠમી

બે આંખથી બમણું દેખાતું નથી પણ જે દેખાય છે તે વધારે સારું અને વધારે ચોક્કસ દેખાય છે. ઉપર આપેલા દાખલાઓ ઉપરથી તમને લાગ્યું હશે કે બે આંખોનો પહેલો લાભ તો એ છે કે દૃશ્ય વસ્તુઓનું અંતર સારી રીતે માપી શકાય છે. જોનારની આંખો અને દૃશ્ય વસ્તુઓની સાથે થતા ખુણાની માપણી ઉપરથી તેમના અંતરનો અંદાજ નીકળી શકે છે; આપણી બે આંખની વચ્ચે આશરે બે તસુનું છેટું છે તેથી પણ આ કામમાં મદદ મળે છે: આ કામ ઘણી ઝડપથી થાય છે કે અંતરની ગણત્રી આપણા



આકૃતિ અગીઆરમી

મગજમાં કેવી રીતે થાય છે તેનું ભાન પણ આપણને થતું નથી. આ ઉપરાંત બે આંખોથી બીજો લાભ એ છે કે ઘનચિત્રદર્શનનો અનુભવ મળી શકે છે. તેની ખાત્રી કરવા માટે એક પુસ્તક કેવી રીતે દેખાય છે તે જુઓ. પુસ્તકને તમારી સામે ઉભું રાખીને એકલી જમણી આંખે તેના તરફ જોશો તો આકૃતિ ૧૦ ના જેવો ચપટો આકાર—પુસ્તકની એક બાજુનું તલદર્શન—દેખાશે; એકલી ડાબી આંખે જોશો તો આકૃતિ ૧૧ ના જેવો બીજો ચપટો આકાર દેખાશે. બંને આંખ ખુલ્લી રાખીને જોશો તો પહેલાં આકૃતિ ૧૨ ના જેવો ઘન આકાર દેખાશે, પરંતુ બે આંખની ચિત્રસંયોજક શક્તિને લીધે તમે આકૃતિ ૧૩ ના જેવા આકારનું પુસ્તક જોશો. બે નેત્રથી સાથે જોવાથી આ પ્રમાણે ઘનચિત્ર દેખાય છે; એક આંખે જોવાથી તલચિત્ર (સપાટ) દેખાય છે અને તેથી વસ્તુના વાસ્તવિક કદ અને રૂપ વીશે સંપૂર્ણ જ્ઞાન મળતું નથી. આ ચિત્રસંયોજક શક્તિનો બીજો અનુભવ તમને આકૃતિ ૧૪ મી માંથી મળશે. પાંજરું અને પક્ષી એ બે જુદાં ચિત્રો છે: તે મધ્યમાં મુકેલી લીટી ઉપર એક વીઝીટીંગ કાર્ડ જેટલું પત્તું મુકીને એ પત્તું તમારા નાકને લગાડીને જુઓ. પહેલાં પાંજરું અને પક્ષી દૂર લાગશે. પણ ધીરેથી જોશો તો પક્ષી પાંજરામાં એકદમ આવી ગએલું માલુમ પડશે.



આકૃતિ દશમી

આ ઘટનાનો લાભ તમને ઘનચિત્રદર્શક (સ્ટીરીઓસ્કોપ)થી



આકૃતિ બારમી

શોધ કરવામાં આવી છે. તેમા બે સપાટ ચિત્ર-ફોટો-ઉપરથી એક ઘનચિત્ર ઉદ્‌ભવે છે. તેમા વસ્તુઓ ભીંત ઉપર ચીતરેલા ચિત્રો જેવી દેખાતી નથી પણ શિલ્પીએ કોતરેલા પુતળા જેવા આબેહુબ અસલ રૂપના દેખાય છે. આ કેવી રીતે થાય છે એ જોવુ હોય તો આકૃતિ ૧૫ મી જુઓ. મ અને ગ એ સાદા ચિત્રોનુ સ્થાન છે. તેની ઉપરથી પ્રકાશના કિરણો ન અને પ નામના કાચમાથી વક્રીભૂત થઇને ગ સ્થળે કેન્દ્રીભૂત થાય છે અને ત્યાથીજ એક ઘન ચિત્ર દેખાતુ હોય એમ લાગે છે. એક આખંથી આવુ ઘનચિત્રદર્શન અશક્ય છે

આટલુ વાચ્યા પછી તમને લાગ્યુ હશે કે બે આંખ દુનીઆના પાપ રોવાને માટે અથવા ફક્ત શોભાને માટે મળી હોય તેમ નથી પરતુ એક આખના કરતાં વધારે સારું દેખાય–તલદર્શનને બદલે ઘનદર્શનનો લાભ થાય, અને દરેક સૃષ્ટિના રૂપ, કદ, અ તર વગેરેનુ વાસ્તવિક જ્ઞાન થાય તેને માટે બે આખની ખાસ જરૂર છે.

હવે બીજા કેટલાએક પ્રાણીઓ કરતા ઓછાં નેત્ર હોવા છતા મનુષ્ય વધારે સારુ કેવી રીતે દેખી શકે છે તે જોઇએ. એક જાતની માખીને ૧૨૦૦૦ આખ હોય છે પણ તેનાથી કે વધારે દેખાતુ નથી. કારણ કે પ્રકાશના કિરણો આટલી બધી આખોમાં થઇને મગજમાં જઇ શકે તે છતાં મગજ ઘણું નાનુ હોવાથી તે કિરણોની પુરેપુરી પ્રતિમા તેના મગજને મળતી નથી પક્ષીઓની અને બીજા ઘણાં પ્રાણીઓની આખો બે જુદી બાજુ ઉપર હોય છે તેથી તે દરેક આંખે જુદુ જુએ છે અને તેમના જ્ઞાનતતુ દરેક આખને માટે જુદા હોય છે તેથી તેમનામા એ બે નેત્રદષ્ટિનુ સયોજન કરવાની શક્તિ લગભગ નહીં જેવીજ હોય છે. તેથી ઘણુ ખરુ પક્ષી એક સીધી લીટીમા જ ઉડે છે, ચકલી કીચકીલાટ કરતી હોય તો તે વખત તેને ઉડાડવા જતા તમને કોઇ વખતે લાગ્યુ હશે કે તે દરેક જગ્યાએથી તમને અને તમારી લાકડીને જોઇ શકતી નથી. મનુષ્યની આખો શરીરના ઉંચામા ઉચ્ચા ભાગ ઉપર જમાવેલી છે, બને નેત્ર એકજ બાજુ ઉપર હોવાથી તેને વિશાળ દષ્ટિક્ષેત્ર મળે છે અને ઘનદર્શનનો પણ લાભ મળે છે. તે ઉપરાત મનુષ્યના મગજનો મોટો ભાગ પ્રકાશના કિરણની સજ્ઞાઓ સમજવાને લાયક થએલો હોય છે. તેની ડોકની ગોઠવણને લીધે તે લગભગ ચારે દિશાએ સરખુ જોઇ શકે છે પરતુ પાછળ માથામા બીજી બે આખો હોય તો પાછુ જોવાની તકલીફ ન પડે અને ચારે બાજુ જોઇ શકાય એટલો લાભ થાય કે નહીં? આ પ્રશ્નનો ઉત્તર આપતા આપણે યાદ રાખવુ જોઇએ કે બે ઘોડાની ગાડી કરતા ચાર ઘોડાની ગાડી ચલાવવી વધારે મુશ્કેલ થઇ પડે છે અને તેના વધારે જલદી જઇ શકાતુ નથી તેથી ચાર ઘોડા હકને ગોટાળાનાજ નડે છે. તે પ્રમાણે પાછળ બે



આકૃતિ તેરમી





આકૃતિ ચૌદમી

કિશોરમલ આવીને તેને કાકલુદી કરે છે કે તમે સરકારની નોકરી કરો, જેથી મને ખીતાબ મળે, હીંમતકુમાર તેની ઠેકડી કરે છે; એટલામાં સસરાએ કરેલા ફેરફારોની જાણ થતાં તે ચોંકે છે, પણ તેનો મફતમાં નીકાલ કરે તેવું કોઈ ન હોવાથી ન છુટકે ચુપ રહે છે. એટલામાં દેવીસિંહ આવે છે.

(હવે આગળ વાંચો)

(એક ક્ષણભર બંને દોસ્તો મુંગા રહે છે. પછી દેવીસિંહ બેખબર હસે છે.)

હીંમતકુમાર

તને આમાં હસવા જેવું જણાય છે!

દેવીસિંહ

કાં નહીં હી! હી!! હી!!! આ તારો સસરો ધરતીસમ ધૈર્યવાન્ અને સહનશીલ, કલ્પવૃક્ષસમ મનચિંતિત–દાતાર. તને પણ માયાનો મળ્યો છે. બચ્ચાજી (તેના સામું જોઇ નીરખી.) પણ, ભગવાન્ તારું ભલું કરે. આમ બુબક જેવો આભો શાનો બની ગયો છે? જરા હસતો ખરો! તું તો જાણે ઘોડે ચઢેલા સંગ્રામસજ્જ વીરને વચ્ચેથી આવવાથી પાછું વળવું પડ્યું હોય એવો લાગે છે. જરા હસતો ખરો! એવી તે શી આફત છે!

હીંમતકુમાર

તારી વાત સાચી છે......સસરાજીએ મારી ન ધારેલી સેવા બજાવી છે.

દેવીસિંહ

સેવા?

હીંમતકુમાર

હા, દોસ્ત. એક ઘડીભરના મોહમાં હું જન્મભરની મુર્ખાઇ કરતો હતો તેથી અટક્યો! હી! હી!! હું એકપત્નીવ્રતવાળો થવા જતો હતો. હી! હી!! બેરીનો રમણ થવાની લાલસા રાખવા જતો હતો! પણ સુભાગ્યે પહેલેજ પગથીએ સસરાજીએ સીડી કાપી નાંખી છે!

દેવીસિંહ

કિશોરબાબુની મુર્ખાઇમાં તારી વહુને શા માટે દોષપાત્ર ઠેરવે છે? એ તો દેવી જેવી છે!

હીંમતકુમાર

રહેવા દે ને! હું તને કહું છું ને કે, બાપ તેવી બેટી. એને હું આલિંગન કરવા જાઉં તો હવે સર્વદા લસણની ચટણી યાદ આવશે... મારે તો ઘણુંએ મન હતું કે ઘેર રહી ગૃહસ્થ બનવું...પણ ઘરમાં તો આમ હોળી! (ખીસ્સામાંથી ઘડીઆળ કાઢી જુએ છે.) સાહેબજી.

દેવીસિંહ

કેમ, ક્યાં ચાલ્યો?

હીંમતકુમાર

પરીજાદ પાસે...બીચારી બે કલાકથી મારી રાહ જોયા કરતી હશે.

દેવીસિંહ

નહીં ભાઇ, રહેવા દે. ઉપજી રીસે તત્કાળ કામ કરી નાખવું નહીં.

હીંમતકુમાર

મને અહીં એ લોકો બંધીવાન કરવા માગે છે! ગુલામગીરી આરોપવા ચાહે છે.

દેવીસિંહ

તેટલા માટે પરીજાદને ત્યાં! સાંભળ તો ખરો!

હીંમતકુમાર

શું કહેવું છે?

દેવીસિંહ

કમળસિંહ સાથનું તારું દ્વંદ્વયુદ્ધ?

હીંમતકુમાર

અરે હા! એ તો હું ભુલી ગયો!

દેવીસિંહ

આજ રાત્રે બે વાગે કલબની પાછળના મેદાનમાં.

હીંમતકુમાર

વાહ બહુ સારુ. એ કમળાબહેને પણ ચાહે રહેશે કે.. .

(તારાદેવી અને જગમંદરલાલ આવે છે)

તારાદેવી

પધારો છો બહાર ? (કુમાર સાથે વાત કરવા જાય છે.)

હીંમતકુમાર

(ફરડાઈમાં) જી, હા ! (ચાલ્યો જાય છે.)

જગમંદર

પણ હું તો કહેતી હતી ને, તારા, કે તારો વર આજ બહુજ ખુશમીજાજમાં હતો ! હું તો એના ચહેરા પર કૈં એવી નીશાનીઓ જોતો નથી.

તારાદેવી

મને પણ સમજ પડતી નથી . ...

દેવીસિંહ

અહીં બહુ ગંભીર બાબત બની ગઇ છે, રાણીજી, આપની ગેરહાજરીમાં.

તારાદેવી

કેમ વારુ, ઠાકોર સાહેબ (ચિંતાતુર મોઢે)

દેવીસિંહ

આપના પિતાને માનઅકરામનો, બહાર આવવાનો બહુ શોખ છે.

જગમંદર

કિશોરને શોખ (હસે છે.)

દેવીસિંહ

એણે હીંમતકુમારના નામ પર બહુ આશા બાંધી હોય એવું જણાય છે અને એની મદદથી......

જગમંદર

બેરોનેટ બનવું હશે (હજુ હસે છે.)

એક પગથીઉં આગળ. બેરન બનવું છે ! (બંને હસે છે.) પણ કુમારે ના પાડી એટલે બાપુજી ગીડાયા અને તેથી આ ટાયટલની આગીએ બારણીના ઘા કરવા બેઠા છે (ગંભીર સ્વરે) મને બીક માત્ર એજ લાગે છે કે એ લડાઈને અંતે બેહમવી પડની વિટંબનાઓ સો આપને શિર ન આવે, રાણીજી !

તારાદેવી

કેમ વારુ ?

જગમંદર

એ તો દેખીતુ છે તારો બાપ જો આ ઘર કુમારને આકરુ બનાવી દેશે તો એ બીજે કયાં મન બહેલાવવા જશે.

તારાદેવી

મન બહેલાવવા ?

દેવીસિંહ

હા. બેન, જગુકાકાએ કહ્યું તે અક્ષરશઃ સત્ય છે. હવે તો માત્ર આપનાજ હાથમાં વધુ નુકસાની અટકાવવી બાકી છે. જો બાપુ સાહેબને તમારા પર પ્રીતિ હોય તો કુમાર અને બાપુ વચ્ચે આપને આવવુ પડશે. હજુ કૈં ગયું વણસ્યુ થયુ નથી. હજુ બાજી હાથમાં છે.

તારાદેવી

(બહુજ આસ્તેથી) "ગયુ વણસ્યુ થયુ નથી." "બાજી હાથમાં છે." મને તો આપ ફ્પારી કરાવો છો, ઠાકોર સાહેબ ? મારે કોના તરફથી ભયની બીતિ રાખવાની છે ?

દેવીસિંહ

આપના પિતાજી તરફથી બેન !

તારાદેવી

( સહેજ ફીક્કેરાપણી ) નહી...આપ કંઈક છુપાવો છો અને બધું જણાવતા નથી. એક દિવસમાં–એક ઘડીમાં મારા સ્વામીનો સઘળો સ્નેહ મારા પિતાના ગમે તેવા દોષ હોય તોપણ ઉડી જાય નહીં. ખરું કહો; કુમારને કોઇ બીજી ભગી છે !

દેવીસિંહ

નહીં, રાણીજી, પરંતુ......

તારાદેવી

યુક્તિ બધી રહેવા દો. ઠાકોર સાહેબ, અને ખરું કહો ! મારા પર શોકય છે નહીં વારુ ?

દેવીસિંહ

ધીરાં થાઓ બેન !......

તારાદેવી

( ગભરાયલી વિભ્રમિત ) મને લાગે છે. હું તે જાણી ગઇ ! હું મારા સ્વામીને તેની સોડમાં જોઉં છું......

દેવીસિંહ

નહીં. નહીં. રાણીજી. એને તમારા પર બહુ સ્નેહ છે.

તારાદેવી

એમને અર્ધો કલાક પહેલાં મારી પીછાન જ નહોતી. એને ખાટું લાગ્યું તો હું નહોતી ? ( રડામણે ચહેરે. ) પણ પેલી પાસે ફરીઆદ કરવા ગયા ! ( આંસુ પડે છે. )

જગમંદર

( દયામણે સ્વરે. ) રડ ના, બેટી. રડ ના ! એ તો હવા ખાવા ગયા હશે. જ્યારે તારા બાપ મને ખુબ ખજવે ત્યારે હું પણ બહાર રહેતો હતો.

( નોકર એક કાગળ લઇ આવે છે. )

નોકર

કુમાર સાહેબ માટે પત્ર છે !

તારાદેવી

કુમાર સાહેબ બહાર પધાર્યા છે ! પેલી મેજ પર રહેવા દે. ( નોકર પત્ર મુકે છે. તારાદેવી જોયા કરે છે. ) કોણ લાવ્યું છે !

નોકર

જી. બાઇ સાહેબ. પરીજાદ બેગમનો એલચી લાવ્યો છે ! ( નોકર જાય છે. )

તારાદેવી

( દેવીસિંહને ) પરીજાદ બેગમનો જોયો !

દેવીસિંહ

( એનો આંતરિક ખ્યાલ ચેતી ગયો હોય તેમ ) હું હમણાંજ રસ્તામાં કુમારને મળી જઇશ. આપો તો પત્ર, હું જાતેજ એમના હાથમાં મુકીશ.

તારાદેવી

( ખિન્ન વદને હસતી. ) આપને દહેશત લાગે છે કે હું એ પત્ર ખોલીશ, નહીં વારુ !

દેવીસિંહ

( શરમીંદો ) એ શું બોલ્યાં, રાણીજી !

તારાદેવી

( મનનો ખ્યાલ મોઢેથી બોલે છે.) પત્ર શા માટે લખ્યો હશે ! શું એમને એની સાથે ઝઘડો થયો હશે !

જગમંદર

( મંદસ્વરે. જરા ધમકાવતો હોય તેમ.) આ તું શું ચેડાં કરે છે ? એ પરીજાદ તું ધારે છે તેવી હોય તો શું તારે પેર તારા વરનો કાગળ મોકલાવે ! એવી નાદાની એ ઓરત કરે ખરી ? એની એટલી હીમત પણ હોય !

તારાદેવી

હીમત ! મારા જેવી સ્ત્રીને કમરામાં હીમતની શી જરૂર છે ? અને હું એમ કહું છું કે મારા વરનો અને એનો અતો પત્તો છે ! હું તો માત્ર એટલુંજ ખાતું છું કે હીમતકુમાર એના પર ગુસ્સે છે ! એટલું જગમંદર!

**દેવીસિંહ**

નહીં- નહીં બેન. હું આપને સોગન પૂર્વક......

બાબતમાં વ્યવહારબુદ્ધિવાળા સોગન પર પણ ઇતબાર રાખે નહીં ! ગમે તેમ હો પણ મેં આપને ભયની સૂચના કરી છે



અરેરે આ પરબીડિયામાં શું વિધિલેખ લખાયા હશે ? મારું સૌભાગ્ય કે સત્યાનાશ ?

**તારાદેવી**

સોગન. ઠાકોર સાહેબ ? કોના શપથ ? સાચા સોગન ખાઓ છો ?

**દેવીસિંહ**

માફ કરો, તારાદેવી. મારા સોગન ખાવાથી કે વળવાનું નથી કારણ કે મારી

અને તે કેમ દૂર કરવું તે પણ બતાવ્યું છે. આપના અને કુમારના મિત્રનો ધર્મ મેં બજાવ્યો છે ! વધારે હું શું કરું ? (જાય છે).

**તારાદેવી**

જયુકાકા મારું સર્વસ્વ ગયું. એક ઘડીના

# એની છબી

લેખક
રા. ધૂમકેતુ
ચિત્રકાર
રા. દમન મહેતા

મહેન્દ્રને લાગ્યું કે દાળમાં કૈંક કાળું છે. માણસ બેવકૂફ હોય કે નીચ હોય એવું બન્યું કે મહેન્દ્રના ઘરની જ સામે એક માણસ રહેલો. તે હમેશાં વહેલો ઊઠી મહેન્દ્રના ઘર સામે તાકીને બેસતો. ને ઈંદિરા આમથી તેમ ફરે એ બધું જોતો. પછી ઈંદિરા માથું હોળવા બેસે એટલે જાણે એને શીકાર આવ્યો એમ આંખ પણ નહીં ફેરવે. જોયાજ કરે. તાકયાજ કરે. મહેન્દ્રે જાણ્યું માણસ બેવકૂફ છે, નીચ છે અથવા ગાંડો છે તેણે એ વાત પ્રથમ તો દુર્લક્ષ કરી પણ જેમજેમ માણસની વિચિત્રતા વધતી ગઈ. મહેન્દ્રની શંકા સબળ થવાનું એક કારણ હતું. એને ત્યાં આખો દિવસ અન્ધકાર રહેતો ને રાત્રે ધમાલ લાગીજ હોય.

થોડા દિવસ પછી તેણે ઘર બદલાવ્યું. મહેન્દ્રની પાછળજ પેલો માણસ ઘરની તપાસ કરતો હતો. ને તેણે પણ એક ઘર શોધી કાઢ્યું. પહેલાંના ઘર કરતાં એ વધારે સારું ન હતું પણ વધારે યોગ્ય હતું. મહેન્દ્રની આ ઈંદિરાના દીવાનખંડ સામેજ તે દીવાના માણસની બેઠક હતી.

આવું ક્યાં સુધી સહન થાય? મહેન્દ્રે તેને બરાબર ઝપાટામાં લેવા નિશ્ચય કર્યો. તેણે ધીમે ધીમે તેની સાથે મિત્રતા બાંધી તેને ખબર પડી કે તેનું નામ સરોજ હતું. સરોજનો ગાઢ મિત્ર પ્રફુલ્લચન્દ્ર મહેન્દ્રની સાથે એકજ ઓફીસમાં હતો. પ્રફુલ્લચન્દ્ર મારફત મહેન્દ્રને સરોજની થોડી થોડી ખબર મળી સરોજ એકલોજ હતો. મહેન્દ્ર તેને હવે ક્યારેક જમવા આમંત્રણ આપતો. પણ એની દૃષ્ટિ ઈંદિરા પર છાની થોડીજ હોય! પેલો માણસ!

મહેન્દ્ર થોડા દિવસ બહાર ન નીકળી શક્યું. સરોજ હવે ઘરમાંજ રહેતો. મહેન્દ્રને હવે ચોક્કસ ખાત્રી થઇ કે સરોજ બેવકૂફ નથી નીચ છે.

પ્રફુલ્લ સરોજને ત્યાં વારંવાર આવતો. સરોજ એકલોજ હતો ને તેથી પ્રફુલ્લને ત્યાં કેટલીક સ્વતંત્રતા હતી છતાં સરોજના જીવનથી પ્રફુલ્લ અજાણ્યો ખરો. એટલુંજ જાણતો કે તે રાત્રિના સાતથી આઠ ક્યાંક જાય છે. ક્યાં જાય છે તે કોઇને ખબર ન



તે હંમેશાં વહેલો ઉઠી મહેંદ્રના ઘર સામે તાકીને બેસતો—

હતી, ને આખો દિવસ તો ઘેરજ બેસે છે એ મહેંદ્રે કહ્યું હતું.

વ્યવહારવિરુદ્ધનું જીવન સાધારણ માણસને આશ્ચર્ય ઉત્પન્ન કરે છે. પ્રફુલ્લને લાગ્યું કે સરોજ વીશે કૈંક જાણવું જોઇએ. પણ સરોજની વાત એટલી સાધારણ હતી કે તેના વીશે કૈં જાણી શકાય નહીં.

એક દિવસે મહેંદ્રે ગોઠવણ કરી કે આજે સરોજને નક્કી કરવો છે. તેણે પ્રફુલ્લને વાત કરી. પ્રફુલ્લને મશ્કરી મળે તો જમવું ન ગમે. એનો સ્વભાવ સાહસિક ને કુતૂહલપૂર્ણ. તે દિવસે સાંજરે જ્યારે સરોજ નીકળ્યો કે તરતજ બંને પાછળ નીકળ્યા. સરોજ ગલીકુંચી વટાવી એક ઝાડ પાસે આવી પહોંચ્યો ને ત્યાંથી ગીચો એક તદ્દન સાદા જેવા ઘરમાં ચાલ્યો ગયો. તેના ગયા પછી ત્યાં દીવો પ્રગટ્યો. અંદર કોઇ બીજું નથી એટલી મહેંદ્ર તથા પ્રફુલ્લને ખાત્રી થઇ. સરોજે દ્વાર બંધ કર્યું ને મહેંદ્ર તથા પ્રફુલ્લ ત્યાં વિચાર કરતા રહ્યા. આજે સરોજ હંમેશ કરતાં વધારે વખત રહ્યો. તે પાછો નીકળ્યો ત્યારે તેના હાથમાં, એક સુંદર છબી હતી. મહેંદ્રે કહ્યું: "પ્રફુલ્લ! સરોજ શું કામ કરે છે?"

"એજ ખબર નથી તો?"

"ત્યારે તું એક કામ કરીશ."

"શું?"

"સરોજને હવે ઘેર ગયા પછી તરત નાટક જોવા તેડી જા."

"એ તો આવશેજ."

"બીજી વ્યવસ્થા હું કરીશ તે તને પછી કહીશ." પ્રફુલ્લ સરોજ સાથે ઘેર પહોંચ્યો. ને તે બંને નાટકમાં ઉપડ્યા. હવે મહેંદ્રે ધીમેથી સરોજના ઘરમાં પગ મુક્યો. મહેંદ્રે દીવાનખાનામાં પ્રવેશ કર્યો. ઉપરની બારી બધી ખુલ્લીજ હતી. દાદરાનું બારણું બંધ કરતાં પણ સરોજ ભુલ્યો હતો. ને નીચેના ખંડની એક બારી અર્ધી ખુલ્લી હતી. મહેંદ્રે ત્યાંથી ઘરમાં જઇ, જે છબી સરોજના હાથમાં જોઇ હતી તે તરત ઉપાડી. એને જોવાનો વખત ન હતો. તરત રવાના થઇ ગયો.

સરોજ રાત્રે આવી સુઇ ગયો. સવારે મહેંદ્ર આનંદપૂર્વક પોતાના ખંડમાં બેઠો. સરોજ તરફ હાસ્ય કરતી જોઈ રહ્યો હતો. આજે મહેંદ્રે મોટી શોધ કરી હતી.

એણે ચેર શોધ્યો હતો. સરોજ ચિત્રકાર હતો ને ઇંદિરાની છબી તેણે ચીતરી હતી. મહેંદ્રે તે પકડી હતી ને તે તરફ ઇંદિરા જોઇ રહી હતી. તે વારંવાર બોલતી હતીઃ "તમારી ભુલ થાય છે હો! મારી આંખ

હતો. માત્ર સરોજની ગમગીની વધતી જતી જોઇ તે શી રીતે દૂર કરવી એ ચિંતામાં પ્રફુલ્લને કંઈ સુઝતું નહીં. એણે તપાસ કરવી શરૂ કરી કે હવે સરોજ રાત્રે ક્યાંય જાય છે કે નહીં? સરોજ રાત્રે જતો પણ હવે બહુ થોડીજ વાર ટકતો. તે અર્ધો કલાક-મોજ પાછો ફરતો. હજી એ ક્યારેક પુછતોઃ "પ્રફુલ્લ! આપણે છબી લાવ્યા હતા કે નહીં?"

પ્રફુલ્લ બળતે અંતઃકરણે જવાબ દેતોઃ "લાવ્યા હતા એ વાત ચોક્કસ છે. ગુમ થઇ. તમને એ બહુ ઉપયોગી હતી?"

"હા."

"પૈસાની ખોટ હશે તો હું પુરીશ."

"પૈસા શીવાયજ એ ઉપયોગી હતી." સરોજ આટલું બોલી ફીક્કો પડી જતો. એના નયનમાં દર્દ હતું. પ્રફુલ્લનું અંતઃકરણ બહુ ડંખતું પણ મહેંદ્રને છબી છોડવી ન હતી. તે કહેતો. "મારી રજા વિના ઇંદિરાની છબી લેવા માટે હું તેના પર વધારે ન કરી એેસું તો સારું."

સરોજના ચહેરા પર ઉદાસીનતા છવાય છે એ જોઇ એક દિવસે પ્રફુલ્લે તેને મહેંદ્રને ત્યાં લેઇ જવાનો નિશ્ચય કર્યો. સરોજના એકદમ બદલેલા વર્તનથી મહેંદ્રને પણ આશ્ચર્ય થયું હતું. સરોજે હવે કોઇ દિવસ મહેંદ્રના ઘર તરફ જોયું છે એ બન્યું નથી. મહેંદ્ર ઇંદિરાને કહેતોઃ "જોયું! એને ખબર છે કે છબી મારી પાસે છે પણ બોલી શકે તેમ નથી. એટલા માટેજ આ વર્તનમાં અસાધારણ ફેરફાર છે."

ઇંદિરા કંઈ બોલતી નહીં. સરોજના ચહેરા પર એને વિશ્વાસ હતો. અને તેથી એ મહેંદ્રની વિરુદ્ધ ન બોલતાં હમેશાં છાની રહેતી.

મહેંદ્રે વાતમાં ને વાતમાં પુછ્યુંઃ

"સરોજ! તમારું ચિત્રકામ બહુજ વખણાય છે!" આજે પ્રફુલ્લ સાથે સરોજ મહેંદ્રને ત્યાં આવ્યો હતો. ને મહેંદ્ર સરોજનું 'માપ' કાઢવાનો હતો.

"મને બહુ શોખ નથી." સરોજે ટુંકામાં જવાબ આપ્યો.

"કોઇની છબી ચીતરી છે ખરી?"

"ના ના હમણાં તો નહીં."

મહેંદ્ર જોઇ રહ્યોઃ કેટલી ધષ્ટતા!

"અહીં તમારું કોઇ સગું નથી કે શું?"

"નહીંસ્તો."

પ્રફુલ્લે વાત બદલવાના હેતુથી કહ્યુંઃ "સરોજ આજે એક સવાલ પુછું?"

મહેંદ્ર જોઇ રહ્યો. સરોજ બોલ્યોઃ "પુછ."

"હંમેશ સાંજે તું ક્યાં જાય છે?"

"કેમ માજે ક્યાં? મારે ઘેર!"

"એ તારું ઘર છે?"

"હા."

ઇંદિરાએ પ્રવેશ કર્યો. મહેંદ્રે ઝીણી ઝીણીને જોયું. સરોજની આંખમાં આંસુ હતાં. ચહેરા પર કરુણ છાંટ હતી. મહેંદ્રે વિચાર્યુંઃ "જોયું એનો ચહેરો હજી ઇંદિરાને દેખી ફરે છે. આ નીચતાની કંઈ હદ? એ રહી શક્યો નહીં. એણે ઉતાવળે પુછ્યુંઃ "સારે તમે હમણાં છબી ચીતરી નથી?" ઇંદિરા સ્નેહ અને સપર્યાં મુકઃ સરોજ બોલ્યો. એનો સ્વર વધારે કરુણ હતોઃ "હમણાં છબી ચીતરી નથી માત્ર..."

"માત્ર?" મહેંદ્રે પુછ્યું.

"એક અપવાદ શીવાય."

"કોણ અપવાદ?"

"ઇંદિરા! અને તે પણ રાત્રેજ. મારા જુના ઘરમાં."




લેખકઃ
રા. 'દરના'

ચિત્રકારઃ
રા. સુધીર

આ મારા દોલાકાકા છેલ્લા છેલ્લા ઘડપણમાં સુધારાવાલાના સાથમાં જોડાયા છતાં જુવાનીની બેદરકારીનો બદલો તેમણે ઘડપણમાં ઉત્સાહ અને જુસ્સાથી વાળી આપ્યો. પાર્વતી કાકી આશરે ૬૦ વર્ષની વયે મરણ પામ્યાં હતાં છતાં દોલાકાકાને મરણના શોકનો કારી ઘા લાગ્યો હતો અને ફરી પરણવાના સગાંવહાલાંઓના આગ્રહ છતાં પાર્વતી કાકી પ્રત્યેના પ્રેમને લીધે તેમણે મરતાં સુધી વિધુરજ રહેવાનો નિશ્ચય કર્યો હતો. દોલાકાકા જુવાનીમાં જરા રસિક ખરા, પણ પાર્વતી કાકી તેવાં ન હોવાથી ઉત્તેજનને અભાવે તેમની રસિકતા ઝાઝી ખીલી ન હતી. પાર્વતી કાકીનો રંગ શ્રીકૃષ્ણ પરમાત્માના જેવો હતો અને લોકોની નજરમાંથી ઝડપાઇ જતાં બચવા માટે તેઓ આંખ આડે ખીલાડાં જેવાં બની ફરવા નીકળતાં સારે રસિક દોલાકાકા તેમની પૂજા પાનાં કરી નાખવાને ચુકતા ન હતા. ઘડ-પણ સુધી તેમનો સંસાર આમેજ રહ્યો હતો પણ પાર્વતી કાકીના મરણે દોલાકાકાના જીવનમાં મહાન ફેરફાર અને ઉથલપાથલ કરી નાખી. જે દોલાકાકા એક વાર આખી સ્ત્રીજાતિને ધિક્કારતા હતા તેમને હવે તેના તરફ માનબુદ્ધિ ઉત્પન્ન થઇ. પત્નીના મરણ પછી તેમણે થઇ ગયેલાં પાપનું પ્રાયશ્ચિત્ત કરવા માંડ્યું હોય એવો ખ્યાલ તેમના થોડા પરિચયમાં આવનારાઓને થતો હતો. સરકાર કરકસરની હીમાયત તો હજુ હમણાં કરતાં શીખી છે પણ દોલાકાકા જાણે ત્રિકાલજ્ઞાની હોય તેમ તેમણે કમાવાનો આરંભ કર્યો ત્યારથી કરકસર કરવા માંડી હતી છતાં પાર્વતી કાકી પાછળ પુણ્ય કરવાના હેતુથી તેમણે પોતાને ત્યાં વારતહેવારે સ્ત્રી–પુરુષોના મેળાવડા કરવા માંડયા. આ મેળાવડામાં તેઓ સંસારસુધારા અને દેશોન્નતિના પ્રશ્નો ઉલટથી ચર્ચતા હતા એટલુંજ નહીં પણ મોટે ભાગે સગાંસંબંધીઓ અને ઓળખાણપીછાનવાળાઓજ આવતાં હોવાથી સ્ત્રી કે પુરુષ ખંચાયા વિના પોતાના

પ્રામાણિક ઉદ્ગાર કાઢતા હતા અને દોસાકાકા પણ આવી હીંમતથી ખુશી થતા હતા.

આવો એક મેળાવડો દીવાળીના તહેવારોમાં દોસાકાકાએ કર્યો અને તેમના હેતભર્યા આમંત્રણને માન આપી ઘણી સન્નારીઓ હાજર રહી. વિશેષ સ્ત્રીઓને નગરના ડાહ્યા પુરુષોએ હાજર રહેવાની ઘણી દરકાર કરી નહીં અને સ્ત્રીઓએ તેમની ગેરહાજરીનો લાભ લઈ પિતાતુલ્ય દોસાકાકા આગળ પોતાના હૈયા ખાલી કર્યા.

શરૂઆત દોસાકાકાએ કરી. તેઓ, આનંદ અને હોંસથી ઉભરાઈ જતા હૃદયથી, ઝીણું અને મીઠું હાસ્ય બોલ્યા 'બહેનો, હવે તો તમને આવા મેળાવડામાં આવવાની આટલી ફુરસદ પણ નહીં મળે. ધારાસભાની ચુંટણીમાં મત આપવાનો તમને હક મળ્યો અને પ્રભુની કૃપા હશે તો તમે સભાસદ થઈ ધારાસભામાં વિરાજો એવો હક પણ તમને મળશે. વળી આપણી મુંબઈની મ્યુનીસીપલ કોર્પોરેશનના પણ હવે તમે સભાસદ બની શકશો. ગામડાની લોકલબોર્ડના તમે સભાસદ થઈ શકો એવો હક પણ સરકારે તમને આપવા ધાર્યો છે. મારા જેવા વૃદ્ધ માટે તો આ જુની આંખે નવા તમાશા જેવું છે. સરકાર તમારા હિત માટે કેટલી કાળજી રાખે છે તે આ પરથી તમે જોઈ શકશો. તમે ધારો તો હવે તમે તમારી ઉન્નતિ માટે ઘણું કરી શકો તેમ છો.'

દોસાકાકાનું ભાષણ આગળ ચાલે તેટલામાં એક મશ્કરી યુવતી બિંદુમતી વચમાંજ બોલી ઉઠી "હા, હા, કાકા, દેશની સરકારે તો અમને આગળ વધારવા ધારી છે પણ અમારા ઘરની સરકારને શું તેમ કરવાનું બાકી રહ્યું છે કહો?"

"એટલે?" દોસાકાકાએ પુછ્યું.

"અમે અમારાં કામમાંથી ફારગ થઈએ તો અમને બીજા સવાલ વિચારવાનો વખત મળે કની!" બિંદુમતીએ ઉત્તર આપ્યો. "અમારું બધું ટાઇમટેબલ એવું ઘડેલું હોય છે કે જાહેરમાં ભાગ લેવાની અમને તક મળે જ નહીં અને કદાચિત્ તેમ કરીએ તો અમારા પતિદેવના કોપાયમાન થાય."

'લોકો તો એમ કહે છે કે દેશમાં સ્ત્રીઓને જેટલું કામ કરવાનું છે તેટલું મુંબઈમાં કરવાનું નથી" દોસાકાકાએ ઉમેર્યું. "મુંબઈમાં તો તમને વધુ અવકાશ મળવો જોઈએ'

"અરે કે રામ રામ કરો" બિંદુમતી વચમાં બોલી ઉઠી "દેશમાં કામ વધારે તેમ સાસુ નણંદ, દેરાણી, જેઠાણીની મદદ એટલે કામ વધુ તોએ લાગે નહીં વળી આ મુંબઈ જેટલું ઝીણું કામ નહીં અને કાંઈ વાતની ધાડધાડ કે ઉતાવળ નહીં. મુંબઈમાં તો એકવાર એટલે મોડાં પડીએ તોએ ઘસડાવું પડે જુઓ અમારી નોકરી સવારના છ માંડ વાગ્યાથી શરૂ થાય વહેલા ઉઠી ચા તૈયાર કરી ટેબલ પર ચાના પ્યાલા ગોઠવીએ અને જેમ દેવતાને જગાડવાને ઘંટ વગાડવા પડે, તેમ રકાબી-પ્યાલાનો ખડખડાટ થાય ત્યારે અમારા દેવતા જાગે. આમ છતાંએ ન જાગે તો, અમારે તેમને જગાડવા જવું પડે. તે વળી એમને દશ વાગે ઓફીસમાં જવાનું એટલે અમારે જલદી રસોઈ કરવાની." બિંદુમતીએ જરા શ્વાસ ખાધો.

"તોપણ તમે કાંઈ કરવા જઈ શકો ને... .." જીજ્ઞાસાપૂર્વક દોસાકાકા બોલ્યા.

"શું અમારું કપાળ કરવા જઈએ!' શારદા નામની મુંબઈની સ્થિતિથી ઘડાયેલી સ્ત્રી

અમદાવાદની ગ્રહકુંડલી.

# નવલરામ

અને

# અંબાલાલ

("સ્મરણમુકુર," લેખાંક ૯ મો)

લેખક:
રા. નરસિંહરાવ ભોળાનાથ
બી. એ., સી. એસ.

૧. ભો॰ = ભોળાનાથ; ૨. મ॰ = મહીપતરામ; ૩. ગો॰ = ગોપાળરાવ;
૪. ર॰ = રણછોડભાઈ; ૫. લા॰ = લાલશંકર; ૬. ન॰ = નવલરામ;
૭. અં॰ = અંબાલાલ; ૮. રાહુ = ? ૯. કેતુ = સત્યેન્દ્રનાથ ટાગોર

ઉપરની કુંડલીમાં ઘરની સમઝૂતી:——
૧—લાખા પટેલની પોળ; ૨—રાયખડ; ૧૨—ભદ્ર;
૭+૧૦—ખાડિયું: ૭—દેસાઈની પોળ; ૧૦—આમરતલાલની પોળ.

આ ગ્રહકુંડલી તે બાલચેષ્ટા નથી. પ્રાર્થનાસમાજની પ્રવૃત્તિનો આરમ્ભ, અમદાવાદના આકાશમાં પ્રગટ થયેલા ગ્રહો, એ ગ્રહોનો યોગ, હેમનાં કુંડલીમાં વાસસ્થાન, એ સર્વ સમગ્ર રૂપે દષ્ટિસંમુખ ધરનારી આ કુંડલી છે. મહીપતરામના અવશાન પ્રસંગે પ્રાર્થનામન્દિરમાં ગુર્જરચાર્યો એ ગયાળાથી એક વ્યાખ્યાન આપતાં ભક્તજનના આત્માઓને ગ્રહોનું રૂપક આપીને, મહીપતરામના પરલોકગમનને ઉદ્દેશીને મ્હેં કહેલું વચન:

"અસ્ત થયો ગ્રહ આંહિં ઉગ્યો પણ બીજે ઠામે યાદ આવેછે, આજ તો એ સર્વ ગ્રહે અહિં અસ્ત થઈ અન્યત્ર ઊગ્યાછે; તે સાં ઉપર નિર્દિષ્ટ કરેલા ગ્રહમંડલમાંના ચા ખાંડ્યામાં રહેનારા હતા, અને ત્રણ એક૰ પોળ્યમાં—આગરતલાલની પોળ્યમાં રહેતા હતા, એ સંયોગ મનમાં સ્ફુરતાં આ કુંડલી પ્રત્ય કરવાનું મન મ્હને થયું. આ ગ્રહયોગનું ફલાદેશ જોવાની નિપુણતા મ્હારામાં નથી.

* કુંડલીમાં રાહુને અજ્ઞાત ઠરાવ્યો છે, તે વાજબી જ ગણાશે. સત્યેન્દ્રનાથ ટાગોર અમદાવાદમાં આવ્યા, પ્રાર્થનાસમાજ ઉપર અસાધારણ દીપ્તિ પાડી, અને આગન્તુક અતિથિ ચાલ્યા ગયા એ બનાવમાં પ્રબલ તેજસ્વી ધૂમકેતુનું દર્શન કરતાં અલૌકિક પ્રેરણા આપનારા એ ભક્તને કેતુનું સ્થાન આપવું અનુચિત નથી. રાહુનું દર્શન કરીશું ત્યારે આ સમઝાશે.

આ કુદરતી ક્રમમાં પરમ એકત્ર થતા ત્રણ પ્રદેશમાંના એક–સાક્ષરત્રય–નું મનનિરૂપણ આપણે જોઈ ગયા, બાળાના એનું દર્શન આજ કરીશું. એક વિચાર ૨૮મે આ પ્રદમંડળમાંના ગોપાળરાવ, કેશવલાલ વગેરે, અને અંબાલાલ સાકરલાલ, એ ચાર કરતા માણીના બધા નાગર નાગના હતા. રણછોડભાઈ ગંગાદત્ત નાગર, લાલશંકર અને નવલરામ વીસનગરા નાગર, ભોળાનાથ અને મહીપતરામ વડનગરા નાગર ગૃહસ્થ

નવલરામ, સુરતના વતની, સરકારી શિક્ષણખાતામાં નોકરીને લીધે અમદાવાદમાં ઘણો સમય રહેલા. અંબાલાલ અમદાવાદના જ વતની. (સાક્ષરોની અજબ અણીણાયી આવેલા તે તો બહુ પ્રાચીન ઇતિહાસની વાત). પ્રાર્થનાસમાજની પ્રગતિમાં આ બન્નેની સહકારિતા આરંભકાળમાં ઉત્સાહપૂર્વક હતી, બુદ્ધિસ્થાનથી તેમની સહકારિતાના પ્રવાહ મજબૂત નીકળતા, હૃદયના સરોવરને આડી ના આડી આવેલો. પરંતુ એ ધાર્મિક પ્રવૃત્તિની સહયોગી પ્રવૃત્તિ સામાજિક સુધારાની પ્રવૃત્તિ—આ આ બન્ને જનોની પક્ષે, હૃદયબળ, ઉત્સાહબળ, અને બુદ્ધિબળના પ્રભાવથી ઉચ્ચ સ્થાન લેનારી હતી. "ભાળવણ બત્રીશી"ના તેજસ્વી કવિ, 'બાળલગ્ન નિષેધક પત્રિકા'ના ઉત્સાહી તંત્રી (પ્રગટ કે અપ્રગટ જ્ઞી), એ પત્રિકામાં અપૂર્વ સામર્થ્યના લેખોના લેખક,' વનચરનો વિવાદ' નામના લેખમાં વાનરવર્ગમાં લગ્ન વિષેનુ વૃત્તાન્ત વર્ણન કરનારી allegory (અન્યોક્તિ)વાળા સ્વચ્છ લેખમાં હાસ્ય કટાક્ષમય રસવૃત્તિ ઉભરાવનારા, નવલરામની મન્દીવૃત્તાસ્મિતી છબી, ગુરુ સ્મરણની ચમકવાળાની ઘટામાં અંતાવતી ચાંદનીની રેખા જેવી ચમકતી મ્હારા બાપક હૃદયને માન-ગતિ સાથે ગુરુ આરંભથી મુગ્ધ કરનારી છબી અત્યારે પ્રત્યક્ષ જોઉં છું.

એક પ્રસંગ લાખાપટેલની પોળના મ્હારા ઘરની દીવાનખાનાની મેડીમાં બાળ-સમ્મેલનોના મંડળીએ હરીફાઈ માટે મગાવેલી કવિતાઓ–બાળલગ્નના દોષનું વર્ણન કરનારી કવિતાઓ–ના પોથા જ્યારે આગળ પડ્યાં, તેમાંથી સારી કવિતા અમુક બાબતનું ગમ હતે વચ્ચેથી મંડળની સામાન્ય પરીક્ષક-મંડળ એટલે ભોળાનાથ, અંબાલાલ, નવલરામ—એ ત્રણ પરીક્ષકોની મૂર્તિઓ સ્પષ્ટરેખ બાંધી દેખું છું. કવિતાઓ સભાની વાંચે તેમ તેમ ત્રણેની મુખચર્યામાં થતા ફેરફાર, આનન્દ, ગુણપક્ષપ્ અપ્રસન્નતા, ઇત્યાદિ ભાવોના ફેરફાર હું જોઉં છું; એક કવિતા આવી હતી તેવીમાં ગવાયલી પંક્તિના અધાએ પાદની, ખાસ કરી

'પાણી ન પાયું ગગરૂપિયા ઘેર એ'

એ પંક્તિ ગવાઈ એટલે નવલરામ અને અંબાલાલ બન્નેના હોઠ ઉપર સ્મિતરેખા ચળકી ન બોલ્યા ન બોલ્યા વચનોમાં 'ઘેર પકડાયો' એ ભાવ પ્રગટ કર્યો, પણ કવિ દ-લ-પ-ત-રા-મ—એ નામાક્ષરે ઉચ્ચાર્યો નહિ એટલું જ. છતાંથી કવિતાઓની પરીક્ષાનું કામ આરંભ દિવસ ચાલ્યું હતું. અને હું આ બાળકવર્ગમાં શ્રોતા તરીકે હું પણ હાજર રહેતો. એ વખતનો ઉત્સાહ, આનન્દ અપૂર્વ હતા. એ કવિતાઓના દફતર તાળાકૂંચીમાં રાખવાનો ગર્વપ્રેરક અધિકાર મને મળ્યો હતો!

નવલરામની સાથે સાક્ષાત્ સંપર્કમાં હું આવ્યાનું સ્મરણ નથી. દૂરથી ને દૂરથી જોઈ, જાણી, પૂજેલા દેવના સ્વરૂપ જેવા જ, અમત મનમાના સ્પર્શોદ્ ના ઓળખેલા,

એ પંડિત, કવિ, વિવેચક, ચિન્તક મ્હારે મન મ્હારી દુનિયાંની બ્હાર સંક્રમણ કરનાર જ્યોતિશ્ચારી ગ્રહ જેવા હતા. માત્ર એક જ વાર, પત્રદ્વારા સમાગમ ( બુદ્ધિનો સમાગમ ) થતાં, વ્યોમમંડળમાંથી ઘડીભર ઉતરી પૃથ્વી ઉપર પણ ગિરિશૃંગને અડકતા એ તારકનાં દર્શન થયેલાં; તે વિશે છેવટે નોંધ લેવાશે.

ઉપર નોંધેલા પ્રસંગની પૂર્વે અમદાવાદમાં પ્રાર્થનાસમાજની સ્થાપના થઈ ત્યહારે ગુજરાત ટ્રેનિંગ કૉલેજમાં એક ખંડમાં પ્રથમ પ્રાર્થના કરવાને મંડળ ભરાતું. તે વખતે હાલનો કાર્યક્રમ ઉપાસના માટે સ્થપાયો નહોતો. પ્રાર્થનામાં, મ્હારા પિતાનાં રચેલાં પદો ગવાયાં, વંચાયાં, કાંઈક ગદ્યપ્રાર્થના થઈ, આરતિ ગવાઈ,—એકે એકે જ; ( આરતિ વખતે ઊભા થવાની પદ્ધતિ તો કેટલાંક વર્ષ પછી, બાબૂ પ્રતાપચન્દ્ર મજમુદાર અમદાવાદ આવ્યા ત્યહારે હેમની સૂચનાથી શરૂ થઈ ). આ સમારમ્ભની નોંધ ગુજરાત શાળાપત્રમાં નવલરામે લીધી તે લેખમાં આવેલા રસભરેલા વર્ણનમાં બે બાળકોએ ઊભા થઈને પ્રાર્થનાનાં પદ ગાયાં તે વિશે બોલતાં નવલરામે એ બાળકોના મધુર આકૃતિ, મધુર કંઠ, ઇત્યાદિનો ઉલ્લેખ મુગ્ધ થઈને કર્યો હતો.*

* બે બાળક તે બાર વર્ષની વયનો નરસિંહરાવ અને આઠ વર્ષની વયનો કૃષ્ણરાવ–એ એ સંસ્થાના આદિ સ્થાપક ને ચાલક ળાનાથના પુત્રો હતા. નવલરામનો ને ારો આ પ્રથમનો દૂરસ્થિત સમાગમ ! તે છી નવલરામ અમદાવાદની ટ્રેનિંગ કૉલેજના ન્સિ પ્રિન્સિપાલની જગા ઉપર રહ્યા ત્યહાં ધી રોજ હમારા લાખાપટેલની પોળના ર આગળથી એ કૉલેજમાં જતે પસાર તા; ( ખાડિયામાં હેમનું ઘર. ત્યહાંથી તે વખતમાં આવવાનો ટૂંકો રસ્તો હમારી પોળના પાછલા ભાગની " બારી "માંથી હતો;—અમદાવાદમાં એક પોળમાંથી બીજી પોળમાં, ધોરી રસ્તાનો પ્રાવિડી પ્રાણાયામ ટાળવા માટે અંદર અંદર ખાનગી ઘરમાંથી અથવા ગૂઢ ગલીઓમાંથી ટૂંકા માર્ગ સાધનારી " બારી "ઓ હતી; હજી પણ છે). આ વખતે હમારાં ઘરની મેડીની બારીએ ઊભા રહીને એ અસાધારણ સ્વરૂપનું દર્શન હું કુતૂહલ, માન ઇત્યાદિ મિશ્ર ભાવથી કરતો: દક્ષણી બ્રાહ્મણશાહી પાઘડી વિશાળ કપાળને ઢાંકી ના દે એમ, અને એક બાજૂ કાંઈક વાંકી પ્હેરેલી; ઘણે ભાગે મેલો રંગીન ડગલો; ઢીંચણથી બહુ નીચે ના જાય એમ પ્હેરેલું, બહુ ઊજળું નહિં હેવું ધોતિયું; રસ્તામાં ચાલતાં ચાલતાં પણ મન કોઈ દૂર, દૂર, સુદૂર લોકમાં ભ્રમણ કરતું હોય હેવી મુખચર્યા; उन्मितैकभ्रूलतमाननम् હેમના ચિન્તનપરાયણ દ્વિલસુરી સ્વરૂપના દર્પણરૂપ બનેલું;—આ લક્ષણોથી અંકિત એ મૂર્તિ અત્યારે સ્મરણમુકુરમાં પ્રતિબિમ્બિત થયેલી પ્રત્યક્ષ થાયછે.

( આ હેમના નિષ્ક્રમણમાં એક દિવસે નવલરામે બકરી જેવી છીંક ખાધી અને મ્હારા ન્હાના ભાઈને હસવું આવ્યું,—એ હકીકત અહિં નોંધીને રસભંગ કરવો તે અક્ષમ્ય ગણાય ખરું ? )

હવે એક દસકા જેટલો સમય ઓળંગી જાઉં છું. હરિલાલ હર્ષદરાય ધ્રુવનું એક વિલક્ષણ કાવ્ય—" એક ચિત્રદર્શન " નામનું—ગુજરાત શાળાપત્રે પ્રગટ કર્યું, ને તે ઉપર નવલરામે કાંઈક ગુણગ્રાહક, કાંઈક દોષપ્રકાશક, લેખ લખ્યો. આ જોઈને મ્હારા મનમાં ઉચ્ચ અભિલાષ થઈ: મ્હેં ગણતર જ કાવ્યો રચેલાં હેમાંનું એક " કળાચક " નામનું કાવ્ય નવલરામને ચોકલી લખ્યું કે શાળાપત્રમાં

નિયમબદ્ધ ચિહ્નો હતાં). આવા ત્હારે—દઢતાની રેખાઓવાળી તેજસ્વી મુખમુદ્રા, છતાં પ્રતાપ સાથે કાંઈક શુભ મોહનીવાળું ગુપ્તનું તેજ એ સ્વરૂપે બધા છોકરાને અદ્ભુત વશીકરણમંત્રથી બાંધી લીધા. તોફાનીમાં તોફાની એક પારસી છોકરો બોલ્યો: "—જબરો જણાય છે." આ એ છોકરાની પરુષ ભાષામાં છતાં માનની ઉપહારવાણી હતી.

મ્હને આંકગણિતમાં stocks નો વિષય સમજાતો જ ન્હોતો; અંબાલાલ હમારા વર્ગમાં એક જ કલાક આવીને એ વિષયનાં તત્ત્વ અજબ રીતે સમજાવી ગયા, અને વિષય સ્પષ્ટ સમજાયો, ચોખ્ખો ચાંદની જેવો. સંસ્કૃતમાં પણ—કેવળ આળસ અને શ્રમ લેવાની અનિચ્છાને લીધે મ્હને કશું આવડતું નહોતું; મેટ્રિક ક્લાસમાં હમે આવ્યા અને,—કોણ જાણે શી રીતે?—અદ્ભુત પરિવર્તન જ સંસ્કૃત બાબતમાં મ્હારામાં થયું. ઇતિહાસનો વિષય શુષ્ક મટી રસમય મ્હને લાગે, તે માટે પણ હેમની અપૂર્વ રીતિ કામ આવી. લૂખા સ્તાનો અને સાલોનાં નીર્જીવ ખોખાં મ્હારી કલ્પના શક્તિને ઉત્તેજિત કરી શકતાં નહોતાં એમ હેમની ત્વરિત નિરીક્ષણ શક્તિને જણાયું, અને Grote's History of Greece નું રસમય પુસ્તક સ્કૂલની લાયબ્રેરીમાંથી કાઢીને રજામાં ઘેર વાંચવા માટે મ્હને આપ્યું. હેનો પૂરો લાભ મ્હેં ના લીધો તેથી પસ્તાઉં છું; પરંતુ ઇતિહાસનું આકર્ષક સ્વરૂપ મ્હારાથી સમજાયું, અને એ વખતના સંસ્કાર બીજ-રૂપે રહેલા હજી પણ લાભકારક થાયછે.

મેટ્રિક ક્લાસમાં બે છોકરા હમારી જોડે હતા હેને હમે બે ત્રણ જણા મળીને બહુ ન્હીડવતા. આખર કંટાળીને એ બે જણે ક્લાસમાં ઊભા થઈને હમારે માટે અંબાલાલ-ને ફરિયાદ કરી: "સાહેબ! આ નરસિંહરાવ અને આ દુલેરાય હમને બહુ ગભરાવેછે અને ન્હીડવેછે." શું; એ કલાક શીખવવા-નો વિષય વિષયને ઠેકાણે રહ્યો; અંબાલાલભાઈ-નું સખત કટાક્ષપૂર્ણ, ઉપદેશ વ્યાખ્યાન કલાક-સુધી ચાલ્યું: "પરમેશ્વરે નરસિંહરાવને અને દુલેરાયને ઘડ્યા ત્યારે વિચાર્યું કે હેમને માટે રમકડાં બનાવી મૂકું, એટલે હીરાચંદ અને રતિલાલને પણ સાથે ઘડ્યા! કેમ?"—આ એ વ્યાખ્યાનનું સૂત્રવચન. પરિણામ—મૌનયુક્ત નીચું હોડું, અને આંખોમાં-થી દડદડ અશ્રુપાત.

પણ એ બનાવને થોડાંક જ અઠવાડિયાં થવાં અને એ રતિલાલનો મ્હોટો ભાઈ રેલવે સ્ટેશન ઉપર નોકર હતો,—બિચારો વિચિત્ર, હાસ્યજનક જ હતો,—તે મ્હારા પિતાની પાસે ફરિયાદ લઈને આવ્યો: "જુઓ સાહેબ! આ ત્હમારા અંબાલાલ, અને ડાહ્યાભાઈ માસ્તર, ને બધા ટોળાંના લોકો મ્હારી મજાક કરેછે ને મ્હને બહુજ સતાવેછે. શું સાહેબ! મારી 'વાઈફ'ની આગલ પણ મ્હારી મજાક કરવી! સાહેબ! કાલે તો હદ થઈ! બધાએ મલીને મને બાજરૂમાં પૂર્યો!"—વગેરે અપૂર્વ વીતક કહીને એ તો રોઈ જ પડ્યો.—મ્હારા મનમાં તે વખતે, પરમેશ્વરે અંબાલાલ માસ્તર માટે આ રમકડું ઘડ્યા વિશેનો વિચાર સ્ફુર્યો કે કેમ તે યાદ નથી આવતું.

પરંતુ. આ પ્રસંગ ભૂંસી નાંખીશું. પાછા મૂળ માર્ગે વળીશું. મેટ્રિક ક્લાસમાં મ્હારે બે વર્ષ રહેવું પડ્યું હતું, સોળ વર્ષની ઉમર-નો નિયમ તે વખતે દૃઢ હતો; છતાં

અંબાલાલે યુનિવર્સિટીની સિંડિકેટને અપવાદ-રૂપે પરવાનગી માટે મ્હારી કને અરજી કરાવેલી નામંજુર થઇ હતી એટલે પ્રથમ વર્ષની મેટ્રિકનો અંગ્રેજી પ્રશ્નપત્ર મ્હને તથા એક બીજા છોકરાને આપી, હેમાંના paraphrase માટેના પદ્યભાગનું paraphrase હમારી કને કરાવ્યું, અને મ્હારા કાર્યથી એ પ્રસન્ન થયા. બીજે વર્ષે મેટ્રિકની પરીક્ષા પછી મ્હારા એક હિતૈષીએ અંબાલાલને ખાનગીમાં પૂછ્યું "નરસિંહરાવ પરીક્ષામાં પાસ થશે?" અંબાલાલભાઇએ લગભગ સો ટકા જેટલી ખાતરી આપીને કહ્યું કે થશે. આ વાત બહુ પાછળથી મ્હેં જાણી. સ્વપ્નમાં કદીપણ, હું ગર્વમત્ત થાઉં હેવી પ્રશંસા હેમણે કરી નહોતી. ઉત્તેજન પૂરતા ઉત્સાહક વચનો એ બોલતા ખરા. એકવાર અંગ્રેજી પુસ્તકમાં અમુક વાક્ય આવતાં અંબાલાલે પૂછ્યું "Heart અને mind વચ્ચે ફેર શો?" મ્હેં જરાક અચકાતે અચકાતે પણ મનમાં ખાતરી હોય એમ કહ્યું: "Heart is the seat of feeling, mind is the seat of thought." ઉત્તર ખરો છે એમ સ્પષ્ટ વચનો બોલ્યા વિના, માત્ર સંમતિ અને પસંદગી જણાવનારું મન્દ સ્મિત-ગુરુની મુખમુદ્રા ઉપર સંતુષ્ટતાની દીપ્તિ-એ બદલો મ્હારે મન અમૂલ્ય હતો.



સ્વ નવલરામ લક્ષ્મીરામ

એકવાર મેટ્રિક ક્લાસમાં substance શબ્દનો અર્થ સમજાવતાં અંબાલાલ માસ્તરે હેનો વ્યુત્પત્તિમૂલક અર્થ કરી, પછી idealism નું સ્વરૂપ સમર્થનાથી છતાં ('છતાં' નહિ, 'માટે જ') વિશદતાથી સમજાવ્યું. હમારી ગ્રહણશક્તિનું માપ આ રીતે લેવાનું કામ પણ શિક્ષણના ભેગભેગું લેવાની હેમની પદ્ધતિ બધાને સાધ્ય નથી અને હાની તત્ત્વદર્શનની ચર્ચા અસ્થાને નહિ થાય, એટલું બીજ વર્ષે ને ખેતરના કોઈ ભાગમાં ઉગે ને કોઈમાં વન્ધ્ય રહે-એ સંપૂર્ણ રીતે જાણીને જ એ ચર્ચા હેમણે કરી હતી એમ હું માનું છું.

એક વાર ક્લાસમાં ભાષાન્તર કે હેવો વિષય

થી વખાણ્યા ત્હારે જાણ્યું કે, એ વિષયના સ્વરૂપે માગી લીધેલી સંસ્કૃતમય ભાષાશૈલી છતાં, તેની શૈલીના પોતે જાતે વિરોધી હોઈને પણ, એ યોગ્ય કદર કરતા હતા, ઉદારભાવે અને ગુણદર્શિની વૃત્તિથી.—અમદાવાદમાં એક પ્રસંગે મ્હેં ભાષણ કરેલું કે કોઈ નિબન્ધ વાંચેલો તે વખતે વિસર્જન સમયે પંદર સોળ વર્ષના નવીનને પાસે બોલાવીને પ્રેમભાવથી પ્રશ્નો પૂછેલા ત્હારથી તેમનો ભાવ એ મ્હારા પુત્ર તરફ આર્દ્ર પ્રસાદથી વ્હેતો હતો—એ સ્મરણ અત્યારે તાજું થતાં બને પક્ષે મ્હારું હૃદય અકથ્ય મૃદુ સંસ્કારોમાં રમે છે.

આ ઉપરથી શુષ્ક પ્રસંગો કેમ ઉપસ્થિત થાય છે? ભાષણ, નિબન્ધ, એ વસ્તુઓ એ માટે કારણભૂત છે. તો ભલે, એ શુષ્ક ભૂમિમાં જાઉં. અમદાવાદમાં 'ગુજરાતી સાહિત્ય પરિષદ્'ની પ્રથમ બેઠક; તેમાં 'જોડણી' વિશેનો મ્હારો નિબન્ધ,—એ પ્રસંગ. નિબન્ધ વંચાઈ રહ્યો એટલે મ્હારા ગુરુ અંબાલાલ આવીને મ્હને અભિનન્દન આપ્યું, બેઠક વિસર્જન થતાં. મ્હેં કહ્યું "મ્હારું કશું નથી, આપનું આપેલું આપને પાછું આપ્યું છે." તો કહે—"હેવી રીતે હમેશાં આપતા રહેજો." આ તેમનો આશીર્વાદ આજ વિવિધરૂપે ફળ્યો લાગે છે. પણ તે વાત અહિંયાં અપ્રાસંગિક બનશે માટે બસ.

ઈ. સ. ૧૮૯૮-૯૯ માં ગોવર્ધનભાઈએ અમદાવાદમાં એક ભાષણ અંગ્રેજીમાં ગુજરાત કૉલેજના એક સાહિત્યમંડળ આગળ આપ્યું હતું. તેના ઉત્તરરૂપે, એ જ મંડળની માગણીથી, મ્હેં Social Dynamics એ નામ આપીને ભાષણ આપ્યું. બને પ્રસંગે અંબાલાલભાઈ પ્રમુખસ્થાને હતા. એઓનું વલણ મ્હારા અભિપ્રાયોને અનુકૂલ હતું તે તો હતું જ. પરંતુ ગોવર્ધનભાઈના ભાષણને અંતે પણ પોતાના વિચારો અંબાલાલભાઈએ સ્પષ્ટ વાણીમાં જણાવેલા તેથી પણ જણાતું હતું કે એ વિષયમાં તેમની વૃત્તિ કેવી હતી. અસ્તુ. મ્હારા ભાષણનો આરમ્ભ થતા પ્હેલાં અંબાલાલભાઈએ પ્રમુખસ્થાનેથી મ્હારું ઓળખાણ આપતાં, સ્તુતિ વસ્તુતઃ તેમને અપ્રિય (સ્તુતિ કરવી કે કરાવવી તે અપ્રિય) છતાં મ્હારે સમ્બન્ધે જે સદ્ભાવ છુટ્ટા પ્રકાશરૂપે કર્યો તેથી હું—બ્હેબ્હેર—શરમાઈ ગયો, અને શરૂઆતમાં તો ભાષણ કરતાં કાંઈક nervous—સભાક્ષોભનો અનુભવ થઈ ગભરાયલો—બન્યો. આત્મસ્તુતિનો અહિ પ્રસંગ નથી માટે મૌન.

ઈ. સ. ૧૯૧૩ માં અમદાવાદમાં Provincial Social Conference ની બેઠક વખતે મ્હને પ્રમુખપદ આપેલું તે વખતનું મ્હારું પ્રમુખપદનું ભાષણ સાંભળવા માટે અંબાલાલભાઈ આવ્યા હતા. માત્ર તે સાંભળીને જ ઊઠીને ઘેર ચાલ્યા ગયા હતા. ઊઠતી વખતે મ્હને કહ્યું "હું ત્હમારું ભાષણ સાંભળવા માટે જ આવ્યો હતો." અને અભિપ્રાયોમાં દૃષ્ટિભેદ છતાં મ્હને અભિનન્દનના શબ્દો કહ્યા હતા. એ સમાગમનું ચિત્ર સ્મરણમુકુરમાં પ્રગટ થાય છે, અને તે સાથે લુપ્ત થાય છે.

"ગુજરાતી સાહિત્ય પરિષદ્"ની રાજકોટની બેઠક વખતે પ્રમુખપદ માટે કેટલીક કચવાટવાળી ચર્ચા વર્તમાનપત્રોમાં અને અન્યત્ર થયેલી, અંબાલાલભાઈની અણઘટતી નિન્દા થયેલી. મ્હને બધી વાતની ખબર પડતાં મ્હેં ચર્ચાપત્રમાં મ્હારા વિચાર જણાવી અંબાલાલભાઈની સંપૂર્ણ યોગ્યતા વિશે લખેલું. તે પ્રસંગે અંબાલાલભાઈને ખાનગી

પત્ર લખી મ્હારો હેમની તરફ ખાસ ગુરુ તરીકે પૂજ્યભાવ પ્રગટ કર્યો હતો; તે પત્રના ઉત્તરમાં હેમણે એક વચન લખેલું નોંધવા જેવું છે:

"I am now sufficiently old to know that the relation of master and pupil is temporary though a necessary one; but that the fact of having been a teacher of one does not confer any superiority or privilege of any kind whatever. I for one am always ready to learn from my quandum pupils."

આ અભિપ્રાય અંબાલાલે સાચા મનથી દર્શાવ્યા છે. એ હેમના ઉદાર હૃદયનું ચિહ્ન છે. બાકી હેમના જેવા ગુરુ તરફનો પૂજ્યભાવ, અમે મ્હોટા થયા પછી, નિરસ્ત કરવો અથવા ઘટાડવો એ મ્હને ગમતું નથી.

હવે સ્મરણમુકુરમાં આ ગુરુનું છેવટનું દર્શન કરું: હેમની છેવટની માંદગી વખતે પેલા એકાન્ત બંગલામાં હું ગયેલો; ઓટલા ઉપર ઊભો રહ્યો—ને ત્હાંથી જ સમાચાર પૂછ્યા; અંદર જઈને ગડબડ કરવા જેવી સ્થિતિ જ નહોતી. હૃદયભાર વહી પાછો હું ઘેર આવ્યો;—સોળ વર્ષની ઉમરના નરસિંહરાવને માટે ઈશ્વરે ઘડેલાં હીરાચંદ અને રતિલાલ રૂપી રમકડાં વિશે મહેણાં મારી આંખ્યમાંથી આંસુ પડાવનારા એ ગુરુ; મ્હારા પિતાને ઘેર દર રવિવારે આવી ઉચ્ચ વિષયોના વાર્તાલાપથી પરોક્ષ રીતે 'મ્હારી' કેળવણી સાધનારા મિત્ર, ગુરુ; જીવનમાં ભિન્નભિન્ન પ્રસંગોએ મ્હારી જોડે મમતાથી વર્તી હૃદયને ખેંચનારા વડીલ જેવા પણ મિત્ર;—મ્હારી કીર્તિથી અભિમાન માનનારા એ ગુરુ મિત્ર;—એ ચિત્ર સ્મરણમુકુરમાં પ્રગટ થઈ, હું મન્દગતિથી, તીવ્ર હૃદયાવેશથી, ઘેર આવ્યો. આ પ્રતિબિમ્બ અરપાયી નહિ જ થાય.


સ્વ. અંબાલાલ સાકરલાલ.



# રાજાધિરાજ

'ગુજરાતનો નાથ'નું અનુસંધાન


લેખક

રા. કનૈયાલાલ માણેકલાલ મુનશી,

પ્રમુખ, સાહિત્ય સંસદ


## નોંધ.

જેણે મારી "પાટણની પ્રભુતા" કે 'ગુજરાતનો નાથ' વાંચી હશે તેને આ વાર્તાનાં કેટલાં પાત્રોની ઓળખાણ પડશે. જેણે એ વાર્તાઓ ન વાંચી હોય તેને માટે નીચે આપેલી ઓળખાણ બસ છે.

જયસિંહદેવ સોલંકી . અણહિલવાડ પાટણનો રાજા અને ગુજરાતનો નાથ.
મીનળદેવી ... . રાજ્યમાતા
મુંજાલ .. ... મહા અમાત્ય
ઉદા ... ... . મંત્રી અને ખંભાતનો સત્તાધીશ
દાદાક... ... .. મંત્રી, † કર્ણાવતીનો સત્તાધીશ
સોમ ... ... .. મંત્રી
ત્રિભુવનપાલ ... ... રાજાનો ભત્રીજો ને § લાટનો દંડનાયક ¶.
કાશ્મીરાદેવી ... .. ત્રિભુવનપાલની પત્ની ને મીનળદેવીની ભત્રીજી.
કાક ... ... . ત્રિભુવનપાલનો મિત્ર ને ભટરાજ.
મંજરી ... .. તેની પત્ની.
સજ્જન ... ... સોરઠનો દંડનાયક.
પરશુરામ ... .. તેનો પુત્ર
રા'ખેંગાર ... ... જુનાગઢનો રાજા
રાણકદેવી ... ... તેની રાણી.

† અમદાવાદ § સાબરમતીથી દમણ સુધીનો પ્રદેશ ¶ સૂબો.

## આગલાં પ્રકરણોનો સાર

**સંવત** ૧૧૬૯ના ચૈત્રની એક સવારે એક જૈન સાધુ ને ઉદાનો દીકરો આમ્રભટ ભૃગુકચ્છ આગળ ઉતરે છે. આમ્રભટ્ દુર્ગપાલને મળવા જતાં રસ્તામાં એક યુવતીના સૌંદર્યથી મુગ્ધ બને છે. તે કાકને મળીને જયસિંહદેવનો સંદેશો તેને આપીને પાછો વળે છે. સંદેશામાં કાકને આજ્ઞા છે કે તેણે ભરુચ આમ્રભટને સોંપી જુનાગઢના ઘેરામાં જોડાવું. રાણી લીલાદેવીએ પણ કાકને તેડાવ્યો છે. દરમ્યાન જુનાગઢથી મણિભદ્ર રાણકદેવીનું તેડું લાવે છે. બધું સાંભળીને કાક દેવભદ્રસૂરિની વિદાયગીરી લેવા જાય છે, જ્યાં વાર્તાના આરંભમાં આવતા જૈન સાધુને તે ઓળખે છે, અને તેની પાછળ એક ગુપ્તચર યોજે છે, અને રસ્તે પડે છે. દરમ્યાન આમ્રભટને તેના સસરાને ત્યાં તેનો સાળો, પારણે લાટ છત્રાયી કડવારાળમાં હૃદયવાળો બનેલો રેવાપાલ, લુખો આવકાર દે છે. જે યુવતીના સૌંદર્યથી તે મુગ્ધ થયો હતો તેની ભાળ કાઢવા આમ્રભટ બે સૈનિકોને મોકલે છે, જેઓ કુવા આગળ બેસીને પનીઆરીઓની મશ્કરી કરે છે. મણિભદ્ર મહારાજ તેમને વારવા જતાં એક સૈનિક તેને મારે છે. તેટલામાં રેવાપાલ આવીને સૈનિકનો પગ કાપી નાંખે છે. આમ્રભટ આગળ ફરીઆદ જતાં તે રેવાપાલ ઉપર ક્રોધે ભરાય છે, પણ એટલામાં કાક આવી પહોંચીને ખરી હકીકત કઢાવીને સૈનિકોને કાઢી મુકે છે અને રેવાપાલને ન છંછેડવા આમ્રભટને ચેતવે છે. આમ્રભટની છોકરવાદીની નિરાશાજનક બાજી દેતો કિંકર્તવ્યમૂઢ કાક પોતાના પરિવારને રેવાપાલને સોંપીને રવાને થવાનો વિચાર કરે છે. દરમ્યાન આમ્રભટને તેનો સસરો તેજપાલ દુર્ગપાલને ઘેર લઇ જાય છે. તે વખતે રેવાપાલ પોતાના ગુરુ બ્રહ્માનંદ આગળ પટ્ટણીઓ ઉપરની પોતાના હૈયાની આગ કાઢતો કાકની ગેરહાજરીમાં બળવો જગાડવાની રજા, તથા જરુર પડયે સેનાપતિ 'ધ્રુવસેન"ના મુળ સ્વરૂપમાં બહાર પડવાનું વચન તેમના પાસેથી મેળવે છે. પછી તેને કાક મળ્યો. કાકે મૃણાલકુંવરીની વાત કાઢતાં રેવાપાલ કાકનો વધ કરવા દોડે છે, જેને બ્રહ્માનંદ વારે છે. ગુરુના સમજાવવાથી છેવટે કાકના કુટુંબનું રક્ષણ કરવાનું રેવાપાલ વચન આપે છે. કાકના રવાને થયા પછી મંજરીને રેવાપાલની સ્ત્રી સાથે બોલાચાલી થાય છે દરમ્યાન આમ્રભટને ખબર મળે છે કે તેનું મન હરી જનાર યુવતી તે મંજરી પોતેજ છે, તેથી તે કંઇક બહાનું કાઢીને મંજરીના ઘરની રોજ મુલાકાત લેવાની રજા તેની પાસેથી યુક્તિથી મેળવે છે, અને તેના મોહમાં ભાન ભુલી વિચક્ષણ જૈન સાધુ હેમચંદ્રસૂરિની અવગણના કરે છે. બાદ રેવાપાલ ગઢના કોઠારના વૃદ્ધ નાયક અને કાકભક્ત દેવાને ભોળવી કોઠાર ખાલી કરી આવવાનું તેની પાસે કબુલાવે છે—એવી શરતે કે કાક પાછો આવે તો રેવાપાલ અનાજ ફરી ભરી આપે. દરમીઆન સૂરિને "શિક્ષા" કરવાના હેતુથી તેને મંજરી પાસે વિવાદમાં ઉતારીને હરાવવાની આમ્રભટની પેરવીને સૂરિ આરંભમાંજ મંજરીને "સરસ્વતીના અવતાર" તરીકે પ્રણિપાત કરી નિષ્ફળ કરે છે, અને મંજરીના આશિષ લઇ ખંભાત તરફ વિદાય થાય છે.

(હવે આગળ વાંચો)

# વિભાગ બીજો

## પ્રકરણ ૧ લું

### સોરઠનો કીનારો

**સૂ**ર્યાસ્ત થવા આવ્યો હતો. સવિતાનારાયણનું અસ્તશિખરે જતું સુવર્ણરંગી બિંબ શ્વાસ ખાવા પળવાર ક્ષિતિજ પર થોભ્યું. ઉપર આકાશ, ને નીચે જલધિ સૌને મહાઇ રહ્યાં. ઊર્મિમાલાઓ ચારે દિશામાં ઉછળ્યાં જતી ને આખરે ક્ષિતિજને

આરે અદૃષ્ટ થની.

પવન ઉપડ્યો હતો, અને ભર દરીએ એક જુનું ને નાનું વહાણ ઝુલતું હતું.

બધું અસ્થિર હતું. માત્ર વહાણપર બેઠેલા દુર્ગપાળનું મુખ નિશ્ચળ હતું. તે ઉત્તર તરફની રૂપેરી ને કાળી ક્ષિતિજ તરફ જોઇ રહ્યો હતો.

તે જરા હસ્યો "સામન!" તેણે બુમ મારી.

"બાપુ" એક સૈનિકે જવાબ આપ્યો.

"આ પેલી તરફ પાટણ નહીં?"

"જી, હા."

"અને એ સ્વાડ તેની આગળ."

"હા."

"ને આ સામુ શું આવ્યું?"



"મને અહીંઆ આ લોકો કેમ લઈ આવ્યા ' જરા મીંઝાઈને તેણે પુછ્યું "ક્ષમા કરો ભટરાજ ! ' પેલા યુવકે કહ્યું

"લાટી"

"ઠીક!" દુર્ગપાલે કહ્યું અને ત્યાંથી ઉઠી સુકાનપર જ્યાં સુકાની બેઠો હતો ત્યાં ગયો.

"કાવા!"

"બાપુ."

"જો! લાટી તરફ સુકાન ફેરવ"

"કેમ?"

"સાભળ." સત્તાવાહી અવાજે કાકે કહ્યું "હું કહું તે બધું યાદ રાખજે."

"જી."

"ત્યાં હું, સામન ને દામો નાયક ઉતરી જઈશું. તારા ખલાસીઓ પણ ત્યાં અમારી સાથેજ ઉતરશે. પછી તું ને ખેમાભટ વહાણ હંકારી પાટણ પાસે લઈ જઈ શકશો?"

"હાજી એ તો એ રહ્યું"

"ઠીક. કાલે સવારે જ્યારે પાટણનો કીનારો દેખાય ત્યારે વહાણ ઝુકાવી દેજે ને તું જાણે તણાતો હોય તેમ પાછો તરી લાટી આવી પહોંચજે ને દામા નાયકને મળજે ખેમાભટ પછી એને રસ્તે જજે."

"જી."

[ વધુ માટે જુઓ પૃષ્ઠ ૪૭૭ ]



# નવું સાહિત્ય


લેખક:

રા. શંકરપ્રસાદ છગનલાલ રાવળ,

સભ્ય, સાહિત્ય સંસદ


**અ**રજુનવાણી (અરજુન ભગતનાં ભજન): પ્રકાશક રા. મહાદેવ હરિભાઈ દેશાઈ, સત્યાગ્રહાશ્રમ, સાબરમતી. મૂલ્ય બાર આના.

પચાશેક વર્ષ ઉપર સ્વર્ગવાસી થએલા, ભરુચ જીલ્લાના અંકલેશ્વર તાલુકાના ધડખોલ ગામના રહીશ આ કોળી ભક્તનાં ભજનોને પ્રસિદ્ધ કરી રા. મહાદેવ દેશાઈએ આપણા સાહિત્યની સ્તુત્ય સેવા કરી છે.

અરજુન ભગતના સંસ્કારો એ અંગ્રેજી ભાષા અને સાહિત્યના સંસ્કારોથી રંગાયા નહોતા. ગુજરાતીના સાદા અને સાધારણ શિક્ષણ છતાં આર્ય સંસ્કારોને આ સ્વયંપ્રકાશ ગ્રાહક આપણાં જ્ઞાનભક્તિના મહેરામણમાં નિમજ્જન કરવા એટલો બધો તો સમર્થ માલમ પડે છે કે આપણા આધુનિક પ્રત્યભાવોને એ નમાવી શકે છે. આ પુસ્તકમાં એની પ્રસાદપવિત્ર અને સચોટ વાણી સફલતાથી પ્રવાહવતી થઈ રહી છે. આપણા સાહિત્યના જુના સંપ્રદાયને અનુસરી તે આપણને નગદ, ઓજસ્વી, અનુભવજ્વલંત અને સત્યસુંદર કવિતા આપી છે. આપણી જુની પણ સ્થાયી પદ પામી અમર રહેલી કવિતા સાથે આ કવિતા માનભેર બેસી શકે એવી છે. આપણા જુના કાવ્યાદર્શોની એમાં વિવિધતા છે. સરલ, સચોટ અને ઉચિત શબ્દપ્રવાહ જાણે ખળખળ વહેતો આવે છે! ગુજરાની તો જાણે આ ભગતનું જ!

ગુજરાતી ભાષાની હાલ લગભગ બધા વિભાગોની વ્યક્તિગત તળપદી શબ્દાવલિનો આપણને જ્યાં ત્યાં સુપરિચય થાય છે તેમાં ભરુચ જીલ્લાની આ નિર્મલ અને વિશિષ્ટ ગુજરાતીનુ આપણે આ સંગ્રહમાં દર્શન કરી શક્યે છીએ. કોળીભગતના જીવનવિધાનનું-સાદું ખેડુતજીવનનું-વાતાવરણ પણ એમાં રૂઢ અને માનીતા શબ્દોદ્વારા આપણી આગળ તાદૃશતાથી ખડું થાય છે.

ઇચ્છીએ છીએ કે રા. મહાદેવ આ ભગતના જીવનનો પણ આપણને વિશેષ પરિચય કરાવવાનું ભુલશે નહીં.

અસહકાર (મહાત્મા ગાંધીજીના લેખો અને ભાષણો ) પ્રકાશક યુગધર્મ કાર્યાલય, અમદાવાદ, મૂલ્ય રુ ૨-૮-૦.

યુગધર્મ કાર્યાલય અને એના સંચાલક રા. ઇંદુલાલ યાજ્ઞિકને અસહકારના રાષ્ટ્રીય સાહિત્યનો આવો અતિશય ઉપયોગી, દળદાર અને સુંદર ગ્રંથ પ્રસિદ્ધ કરવા માટે ખાસ ધન્યવાદ ઘટે છે, આધુનિક જગતના પુરુષોત્તમના વિરાટ્ આત્માની આ હૃદયવાણીના ફુવારામાંથી જ્યાં ત્યાં સત્યની સેરોજ ફુટી રહી છે ગુજરાતે આ સત્યોનાં પાન કરી પોતનાં નવજીવનને ઉન્નત કરવાં હોય તો તે માટે "અસહકારની, આ ગીતા" નું પરિશીલન કરવું જોઇએ. ગાંધીજીનો રાષ્ટ્રપ્રેમી અને વિશ્વપ્રેમી આત્મા ગુજરાતી સાહિત્યની ઉપાસ્યદેવીઓ લક્ષ્મી અને સરસ્વતીના પ્રસાદના નિર્મલ અને સુંદર સંગમનીરના જલપ્રવાહને કેવો અખુટ અને અખંડ ધારાએ વહેવડાવી રહ્યો છે! આપણા ભાષા અને સાહિત્યના અંગોને ગાંધીજીની પાવન વાણી ઘણુંએક પોષણ આપે છે અને આપશે.

## સ્વીકાર

ગૌરક્ષા એજ રાષ્ટ્રરક્ષા છે લેખકઃ રા મુળશંકર જદવજી વ્યાસ. પ્રકાશક રા. વાનજી મુળજી ગણાત્રા રાષ્ટ્રીય સાહિત્ય માળા કાર્યાલય, ડેન્સોહોલ પાસે, કરાચી. મૂલ્ય એક આનો.

હીંદુ સમાજમાં ગુલામી વહેપાર લેખક ઉપર મુજબ. પ્રકાશક રા દલીચંદ ગણેશ દોશી. વ્યાસ રાષ્ટ્રીય સસ્તુ સાહિત્ય પ્રચારક કાર્યાલય, મેન્ડમ રોડ, કરાચી મૂલ્ય એક આનો.

હીંદનું રાજ્યબંધારણ કર્તા રા હરિલાલ માધવજી ભટ્ટ, એમ. એ પ્રકાશક રા. એમ. સી. કોઠારી, બુકસેલર અને પબ્લીશર. રાવપુરા, કાપડીપોળ, વડોદરા. કીંમત રુ. ૨-૦-૦.

ભક્તિયોગઃ પ્રકાશક. રા. શાસ્ત્રી મણીશંકર ભાઇશંકર. સંસ્કૃત પાઠશાળા મુખ્ય ગુરુ. પેટલાદ મૂલ્ય રુ. ૦-૧-૦.

વિદ્દર્જન ગોષ્ઠિ : પ્રકાશક ઉપર મુજબ.

શ્રી મહુવા ઉદ્યોગશાળાનો પ્રથમ વાર્ષિક અહેવાલ. પ્રકાશક. રા. શિવજી દેવશી તથા કુંવરજી રાજપાળ, સંયુક્ત મંત્રીઓ—ઉદ્યોગશાળા, મહુવા.

હીંદના હીરા પ્રસિદ્ધકર્તાઃ રા. લાભશંકર જીવરાજ જોશી. ખાડીઆ દેશાઇની પોળ અમદાવાદ કીંમત રુ. ૧-૪-૦.

તુલનાત્મક નોંધ સંપાદક રા વૈષ્ણવ બાપુભાઇ જાદવરાય, બી. એ દીવાન રઘનાથજીવાળુ મકાન, જુનાગઢ

તારણહાર પ્રકાશક રા કેશવલાલ નગીનદાસ શાહ માણસા, મહીકાંઠા. નવજીવન મુદ્રણાલય, અમદાવાદ.

ખેડુતની ખરાબી લેખક રા. મોહનલાલ કામેશ્વર પંડ્યા

સ્વદેશીનો ધોરો નવજીવન પ્રકાશન મંદિર અમદાવાદ. મૂલ્ય સાડાચાર આના

સમસ્ત લાડમિત્ર દ્વૈમાસીક તંત્રીઓ : રા. હીરાલાલ રણછોડદાસ મુનીમ, રા. ઠાકોરલાલ નગીનદાસ ગુંદરીઆ અને રા. કૃષ્ણલાલ મોતીલાલ દલાલ. પ્રકાશક : રા. ચીમનલાલ નગીનલાલ ગુંદરીઆ, ભરુચ. આ દ્વૈમાસિક આશાજનક નવીન પ્રયાસ છે. વૈશ્ય આશ્રમના પુનરુદ્ધાર માટે એ અભિલાષા રાખે છે. અમે એને સફલતા ઇચ્છીએ છીએ.

# તંત્રીસ્થાનેથી

## રા. રા. જેઠીસનદાસ જે. કણીઆ

રા. રા. જેઠીસનદાસ જેઠાભાઈ કણીઆના ગયા પૌષ વદ ૨ ને દિવસે થએલા અવસાનથી અમને અતિશય ખેદ થાય છે. એમનો જન્મ સુરતમાં સંવત્ ૧૯૨૪ માં થયો હતો. મેટ્રીક સુધીનો અભ્યાસ સુરતમાં કરી એઓ એલ્ફીન્સ્ટન કૉલેજમાં દાખલ થયા હતા. ગણિતનો વિષય એમને ઘણો પ્રિય હતો છતાં ભાષા અને તત્ત્વજ્ઞાન તરફ એમની અભિરુચિ અધિક હતી અને એમણે તર્ક અને નીતિશાસ્ત્રના ઐચ્છિક વિષય સહિત બી. એ. ની પરીક્ષા પહેલા વર્ગમાં પહેલે નંબરે પસાર કરી પોતાની બુદ્ધિની સર્વગ્રાહિતા સાબીત કરી આપી હતી. એમને એલીનબરો ફેલોશીપ મળી હતી. અલ્પ સમય બાદ ભાવનગરની શામળદાસ કૉલેજમાં સંસ્કૃતના અધ્યાપક તરીકે એમની નીમણુક થઇ હતી અને થોડાજ માસ પૂર્વે એઓ એ કૉલેજના મુખ્ય અધ્યાપક નીમાયા હતા.



સ્વ. જેઠીશનદાશ જે. કણીઆ

સરસ અને શાંત જીવન ગાળનાર આ વિદ્વાનના મનોવ્યાપારની કક્ષા બહુ ઉચ્ચ પ્રકારની હતી. તર્ક અને વેદાંત તો સદ્ગત ને બહુ પ્રિય હતાં, ઉપરાંત બીજાં દર્શનશાસ્ત્રોમાં પણ એમણે સારી પ્રવીણતા પ્રાપ્ત કરી હતી. એમનું પાતંજલ યોગદર્શનનું ભાષાંતર આપણા ધર્મસાહિત્યમાં વિરલ સ્થાન ભોગવે છે અને પાશ્ચાત્ય જીવનરસાયન પદ્ધતિ સંબંધી એમનું પુસ્તક અનેક આવૃત્તિઓ દેખી ચુકયું છે. ઉપરાંત શ્રેયઃસાધક અધિકારીવર્ગ તરફથી પ્રસિદ્ધ થતા 'મહાકાલ'માં પ્રસિદ્ધ થયલા સદ્ગતના સંખ્યાબંધ લેખો એમની કુશાગ્ર બુદ્ધિ અને અપૂર્વ વિદ્વત્તાના ઉત્તમ નમુના છે. આવા એક મહાન્ વિદ્વાનના સ્વર્ગવાસથી ગુજરાતને ભારે હાનિ થઇ છે અને જ્યારે આપણે ગુજરાતના સંસ્કૃત વિદ્વાનોની સંખ્યા તરફ નજર નાખીએ છીએ ત્યારે આ હાનિની મહત્તા આપણને વિશેષ સમજાય છે.

સદ્ગત પોતાની પછાડી બે પુત્રરત્ન મુકી ગયા છે. એક રા. હરિલાલ એડવોકેટ અને બીજા રા. હીરાલાલ વકીલ મુંબઇની

[ વધુ માટે જુઓ પૃષ્ઠ ૪૯૭ ]

## નાયિકાનાં લક્ષણ



[ અનુસંધાન પૃષ્ઠ ૪૨ થી ]

મને ભણવાનો ખર્ચ નીકળશે વધે તો તારા ખપમાં લેજે. અમે તે થાય તો પણ આ છોકરો કોઈને આપીશ નહીં અને કોઈની પાસે ભીખ માંગીશ નહીં”

રતુએ વચન આપ્યું.

“બોલ કે ભલો ભગવાન્ મને મદદ કરશે.” મા બોલી.

“ભલો ભગવાન્ મને મદદ કરશે.” રતુ બોલ્યો.

જગતમાં જે કાર્ય કરવાનાં હતાં તે કરી લીધાં, મરતું જીવ પણ પોતાના છતવાજ છોકરા પાસે વચાવી લીધું. મૃત્યુએ ઘા કર્યો. મા ગઈ

રતુએ વચન પાળ્યું. માને બાળી અને પછી પોતાનો સામાન એક ટોપલામાં લઈને એથી પણ અંધારી અને ગંધાતી ઓરડામાં રહેવા ગયો.

અઢાર મહીના છોકરું જીવ્યું. આ અઢાર મહીના રતુએ છોકરાને કેવી રીતે રાખ્યું, પોતે પૈસા કેવી રીતે કમાયો એ તો ભલો ભગવાન્ જાણે! પણ આખરે તે છોકરું મૃત્યુ પામ્યું અને પરલોકવાસ કરતી વખતે પણ છોકરાને પોતાના નાના ભાઈની બરાબર માવજતનું વચન નહીં કરી એને મારે વધો દુઃખો આપ્યો!

વર્તમાનપત્રોને તે વખતે બીજો ખોરાક નહતો એટલે એમણે એ વાત ઉપાડી લીધી. અનેક કામના લખનારાઓએ વર્તમાનપત્રોમાં જુદા જુદાં તખલ્લુસથી કાગળો લખ્યાં અને તેમાં કોઈએ સરકારને, કોઈએ ઘરધણીને, કોઈએ સુધારાને અને કોઈએ જુના વિચારવાળાઓને ખુબ ગાળો દીધી. વર્તમાનપત્રોએ ફંડો ખોલ્યાં અને સેક્રેટરીઓ, ખજાનચીઓ વીગેરે પણ નીમાઈ ગયા. ઘેર ઘેર કોલેજમાં ભણતા છોકરાઓ અને છોકરીઓ ફુલો વહેંચવા ફેરવા નીકળી પડ્યા. કેટલાક નાટકવાળાઓ પોતાના નાટકો પણ પેલા છોકરા જેવા છોકરાઓને માટે અનાથાશ્રમ ખોલવાને માટે ભજવવા તૈયાર થયા. શહેનશાહ સેક્રેટરી ઓફ સ્ટેટ નેમજ વાઈસરોયને તાર મોકલવાની હીલચાલ પણ થવા માંડી. સુધારા પરિષદમાં આવા કરૂણ બનાવોનું મુખ્ય કારણ અને સ્ત્રીકેળવણીની અછત છે એમ અનેક વક્તાઓએ કહ્યું. જુના વિચારવાળાઓની પરિષદમાં ધર્માચાર્યોએ અને તેમના ભાવિકભક્તોએ ભાર મુકીને જણાવ્યું કે હજી પણ સુધારાવાળા નહીં સમજે અને એક ઉપર બીજી બૈરી કરવાની છુટ નહીં આપે, સ્ત્રીઓને ભણાવવાનું છોડી નહીં દે અને અછુતો પોતાનો ત્યાગ નહીં કરે તો હજી પણ બુરો વખત આવશે. દારૂનિષેધક સભાએ દારૂની બદીના પરિણામ તરીકે આ દાખલો આપ્યો અને આખી સભા તે સાંભળતાં આંસુ ઢાળતી રહી. સ્ત્રીઓનાં જુદાં જુદાં મંડળોએ એકત્ર થઈને એક જાહેરસભા બોલાવી અને આખી પુરુષજાતિ ઉપર ઠપકાનો ઠરાવ પસાર કર્યો. આ ચળવળ લાંબી ચાલી હોત તો પેલા છોકરાને તેમજ બીજા એના જેવા છોકરાઓને કંઈ પણ ફાયદો થાત, પણ કમનસીબે એટલામાં પુરુષોત્તમ માસ આવ્યો એટલે ધર્માનુરાગીઓ મધ્ય જેવા બાવાઓને ખવરાવવામાં પડ્યા. સ્ત્રીઓને મત આપવા વીષેનું બીલ ધારાસભામાં આવ્યું એટલે સુધારાવાળાઓ અને સ્ત્રીઓ

તેમાં રોકાઇ ગયાં. સમ્રાટની પધરામણી થવાની હતી તેની તૈયારીમાં દફતરોના ભુખ્યા મશગુલ બની ગયા. ફંડ ફંડને ઠેકાણે રહી ગયાં, તે ફંડના ઉઘરાવનારાંઓ પાછાં પોતાના અભ્યાસમાં ગુંથાઇ ગયાં.

અને તે છોકરાના પછીના જીવન બાબત માહીતી નથી એટલે ભલા ભગવાને ભવિષ્યમાં પણ તેને મદદ કરી કે નહીં તે હું કહી શકતો નથી.

રાતના બારેક વાગવા આવ્યા હતા એટલે નવલકથા વીશે વધુ વાદવિવાદ નહીં કરતાં અમે સ્નેહવદન, ભાનુશંકર, કનૈયાલાલ અને હું સૌ સૌને ઘેર ઉપડી ગયા.

---

## ગૃહસ્થો, બાનુઓ આપને માટે શું ધારે છે!

[અનુસંધાન પૃષ્ઠ ૪૫૨ થી]

તેને શાકભાજી સમારી આપવાની ફરજ તો તેમનીજ. નાહીને ધોતીઆ પનીઆ નીચોવવાનું કામ તો ભાગ્યેજ કોઇ કુટુંબમાં ઓીવર્ગ કરતો હશે.'

"મુંબઇમાં તો એથી ઉલટુંજ જોવામાં આવે છે." શારદા નામની એક મુંબઇના અનુભવથી ઘડાયલી સ્ત્રીએ હાકોર બેનના વચનને ટેકો આપતી હોય તેમ કહ્યું "અહીં તો પુરુષોનો વૈભવ એટલે બધો વધી ગયો છે અને તેઓ એટલા બધા કામગરા થઇ ગયા છે કે દીવું પણ તોડતા નથી. બરેને છોકરું રડીને મરી જાય પણ તેને અડવાના નહીં એ તો પત્નીઓચારી રાંધતી રાંધતી ઉઠી છોકરાની ઝોળી હલાવે ત્યારેજ. શાકભાજી સમારવાનું પણ સ્ત્રીઓનેજ મથે. જુના જમાનામાં અને ગામડામાં હજુ પણ જે ગૃહકામ પુરુષો કરે છે તે સુધરેલા મુંબાઇ શહેરમાં ભણેલાગણેલા યુવકો પોતાની પત્નીઓ પાસે કરાવે છે."

"મધુરામાં પુરુ હોય તેમ પતિના બુટ પોલીશ કરવાનું અને સાફ કરવાનું કામ પણ મારે નું" બિંદુમતીએ પોતાના અનુભવનું કથન પુનઃ શરુ કર્યું. "પત્નીએ પતિને કપડાં તૈયાર કરી આપવાનાં અને સાજે ત કાઢવામાં મદદ કરવાનું અને બીડીએ બેરવવાનું કામ પણ પત્નીઓનુંજ. દોશાકાકા, હવે તો આપની ખાત્રી થઇ હશે કે અમારે આખો દિવસ તહેનાત એટલી બધી ઉઠાવવી પડે છે કે અમને બજારમાં ભાગ લેવાનો અવકાશજ ન મળે. પુરુષોની આ અદેખાઇ કહો કે સંકુચિતપણું કહો. અમારી દૃષ્ટિએ તો કેળવાયલા અને સુધરેલા તરીકે ગણાતા પુરષો કરતા ગામડાના કહેવાતા ગમાર પુરુષો સારા લાગે છે કે તેઓ અમને ગૃહકાર્યમાં મદદ કરે છે એટલુંજ નહીં પણ ઘરમાં અને બહાર અમારો ભારબોજ પડે તેવી રીતે અમારી સાથે વર્તે છે. એ ગમારો અમને 'તું તા' થી નહીં પણ 'તમે' થી બોલાવે છે જ્યારે તમારા સુધરેલા જુવાનો અમને જનાવરની ઉપમા આપે છે."

"પુરુષો સવારમાં ઉઠવાની સાથે બીડીનું તનુકું મોઢામાં ઘાલી છાપાનું ચીંથરું વાંચી ગામની અને પરગામની નિંદા વાંચવામાં આનંદ લે તેના કરતા જો પોતાની પત્નીઓને ગૃહકાર્યમાં મદદ કરે તો કામ કેવું સારું અને ઝડપથી થાય અને પરસ્પર સદ્ભાવને લીધે પરિણામ પણ કેવું સંતોષકારક આવે!" શારદા પુરવાર કરતી હોય તેમ બોલી

"અમારા સસરા હતા ને છાપું વાંચવાને બદલે સવારસાંજ નવરા પડતા છોકરાંના કપડાં કે પોતાના પનીઆં ધોતીઆં માપવાનું કામ કાઢતા હતા. આ તે સ્ત્રીઓ માટેની તેમની દાઝ અને લાગણી. આ મુઆં છાપાવાળાઓએ તો પાણુજ કાઢયો છે; પહેલાં તો પુરુષો જરા નવરા પડતા સાથે બેસી આનંદગોષ્ઠિ કરતા હતા પણ હવે તો જરા નવરા પડયા કે છાપું, બસ છાપું; સવારે છાપું, બપોરે છાપું અને રાત્રિએ છાપું." પોતાના સસરા અને ધણી વચ્ચે ફરક તફાવત બતાવતી હોય એમ હાકોરે કહ્યું

"અરે પણ રવિવારે તો નવરાશ મળે ખરી કની!" આ બધા ઉદ્ગારોથી ખિન્ન થયા હોય તેમ દોશાકાકા બોલી ઉઠયા.

"રવિવાર કે રજાને દિવસે કોઇ લડથા આવીને ચોંટે છે એટલે અમારા પોતાના ઘરમાં પણ અમારી સ્થિતિ પરાયા જેવી થઈ પડે છે. વળી આ પરોણાઓ માટે ઘડીએ ઘડીએ ચાપાણી અને નાસ્તા મુકવાના એટલે રજા અને રવિવારને દિવસે તો ઉલટું વધુ કામ કરવાનું." શારદાએ ઉત્તર આપ્યો.

"આ તો જાણે સાધારણ વર્ગની સ્ત્રીઓની વાત થઈ." દોલાકાકાની ધીરજ રહી શકી નહીં, અને બોલ્યા. "પણ ઉંચ વર્ગની સ્ત્રીઓની સ્થિતિ તમારાથી જુદી છે. તેમને ત્યાં તો ભટ્ટચાકર હોવાથી તેઓ વખત ફાજલ પાડી શકે અને જાહેર બાબતોમાં ભાગ પણ લઈ શકે."

"અમારી વાત અમે જાણીએ છીએ." લીલા નામની સ્ત્રી જેનો સમાવેશ આ વર્ગની સન્નારીમાં થતો હતો તે બોલી. "અમારે એટલો સંતાપ છે કે તે અમેજ સાંખી રહીએ છીએ. અમે ગાડીઘોડે અને મોટરમાં ફરીએ ખરાં, પણ એ સુખ બહારનુંજ છે. અમારા પતિ એટલા બધા ઉદ્યોગી કે રાત્રે ઉંઘમાં પણ તેમને ઓફીસનાંજ સ્વપ્ન આવે. જમવા બેઠા હોય ત્યારે રોટલીને બદલે શાક માંગે અને શાક જોઈતું હોય ત્યારે ભાત માંગે. જમતી વખતે પણ તેમના વિચાર ચાલુજ. કોઈવાર રોટલી પીરસતાં લેવાની ના કહે પણ બીજી પળે વિચારમાંથી જાગૃત થતાં રોટલી માંગે. રાત્રે લોકો વાળુપાણી કરી પરવારી ઉંઘવાની તૈયારી કરે ત્યારે એ ઘેર આવે. 'સબ સોવે જબ અલ્લા જાગે.' મોડા આવી બે ચાર કોળીઆ આમનેમ ખાધા કે પાછા કામ પર બેસે. મોડી રાત સુધી જાગે અને પછી અપચાનો ફરીઆદ કરે અને માથેરાન ને મહાબળેશ્વરના શીતળ ટેકરી પર દોડે. રાત્રે પણ એમને અમારી સાથે વાત કરવાની ફુરસદ નહીં. આ અમારાં જીવનની ભાગ્યેજ આ મારી બેનોને અદેખાઇ આવે."

"ત્યારે આ બધાનો અર્થ શું?" દોલાકાકાની અધીરાઇનો કંઈ પાર રહ્યો નહીં અને બોલી ઉઠ્યા.

"અર્થ એજ કે" શારદાએ જવાબ આપ્યો "અમને આગળ વધવાની ગમે તેટલી સગવડો મળે તોપણ જ્યાં સુધી કેળવાયલા અને સુધરેલામાં ખપતા યુવકો પણ અમને દબાયલા રાખવા ઇચ્છે છે ત્યાં સુધી અમારો ઉત્કર્ષ થવાનો નથી. ભલે અમને કોર્પોરેશનમાં બેસવાનો હક મળે પણ પહેલાં ઘરની કોર્પોરેશન કરીએ, અમારા દેવની આરાધના કરીએ, અને પતિની સાધના સાધીએ કે બહારનાં ભેતરાં ગળે વીંટીએ? વળી બહાર નીકળવામાં બીજી પંચાતી છે."

"તે શી?" લીલાએ પુછ્યું.

"પુરુષો પોતાના મિત્રોની પત્નીઓ સાથે હસી હસીને વાતો કરે પણ તેમની પત્ની સાથે કોઇ બોલે કે હસે તે તેમનાથી સાંખી શકાતું નથી." શારદા પોતાની પરાધીનતાનો વધુ ખ્યાલ આપતી હોય તેમ બોલી. "પત્નીને જો ગાતાં આવડતું હોય અને પાડોશી તે સાંભળવા સહજ ઉભા રહે તો પતિનો મીજાજ જાય અને અદેખાઇ ઉત્પન્ન થાય. પુરુષો સભામાં જઇ સ્ત્રીઉન્નતિ સંબંધી ભાષણો કરે પણ ખુબી એ હોય કે તેમની પોતાનીજ પત્ની સભામાં હાજર ન હોય અને તેઓ પોતેજ તેમની અવનતિ કરતા હોય છે. પુરુષો કેટલા દાંભિક હોય છે તે આ પરથી જણાશે."

"અરે બળી એ વાત!" લાકોરે ઉમેર્યું "પુરુષોની અદેખાઇનો તો પારજ

નથી. સહજ ફૂપાળી સ્ત્રી પસાર થતી હોય તેમની સામે તેઓ જુએ તો તેઓ કુદરતનું નિરીક્ષણ કરે છે એમ કહે અને સ્ત્રીઓ કોઇ પુરુષ તરફ અજાણપણે પણ દૃષ્ટિ કરે તો તે કુદૃષ્ટિ કરે અમારા પાડોશમાં એક બાઇ રહે છે તેનું વય જો કે જુવાન છે છતા તે પાચ છોકરા ની મા છે. તેણે પોતાના પીઅરના એક ઓળખીતા સાથે છોકરાની માદગીનો ખબર મોકલવા વાત કરી તો તેના પતિના પીતો ઉછળી આવ્યો. વારુ, પુરુષો આમ કેટલી પરસ્ત્રી સાથે વાત કરતા હશે ? જ્યા પુરુષોમા આવો અદેખાઇ, છળી અને અવિશ્વાસની લાગણી હોય ત્યા અમે અમારા હકના ભોગ વેઠા કરવા ઇચ્છીએ તોપણ કેમ કરી શકીએ ?"

"કાકા" શારદા બોલી "હવે તો તમારી ખાત્રી થઇ ચુકી હશે કે કેળવણી અને સુધારાના આ યુગમા અમારી સ્થિતિ સુધરવાને બદલે બગડી છે. રાજદ્વારી અને સામાજિક દૃષ્ટિએજ નહીં પણ શારીરિક દૃષ્ટિએ પણ અમારી અવનતિ થઇ છે. પુરુષો ભલે હવે મોટી વયે પરણતા હોય પણ તેઓ વિષયના વાદરા બની ગયા છે. પહેલાં સુવાવડ માટે સ્ત્રીઓ પીઅર જતી ત્યાથી છઠ્ઠે મહિને પાછી આવતી હતી. હવે પતિઓને પત્નીઓની ગેરહાજરી એટલી બધી સાલે છે કે બીજે કે ત્રીજે મહિને તે બીચારીને પતિને ત્યા આવવુ પડે છે અને એ રીતે તેમની તબીએતનુ સત્યાનાશ વળી જાય છે. વળી દેશમા સાસુ-સસરાનો મલાજો એટલે શરમ એકાંત પણ મળે નહીં મુશ્કેલ તેથી ઉલટું વિવેક અને મલાજો તે નેવે મુકાયા છે અને પુરુષો વિષયના વાદરા બન્યા છે એટલે છોકરાઓની પણ લગાર લાગે છે. આ સંસારને સુખી અમે તે કયા જઇએ ?"

'બેનો' દોલાકાકા તેમની કફોડી સ્થિતિ પર વિચાર કરતા બોલ્યા 'તમારી ફરીઆદમાં ઘણું કેક સત્ય સમાયલુ છે અને હીંદુ સમાજે નવા વર્ષમા જે અનેક પ્રશ્નો ચર્ચી ઉકેલવાના છે તેમા તમારા પ્રશ્નનો પણ સમાવેશ કરવાનો છે આજે તમને ઘણુ મોડુ થયું છે પણ તમે ઘણી અગત્યની બાબતે પર અજવાળુ પાડ્યુ છે પુરુષવર્ગના લક્ષ પર હુ જરૂર તમારી આ ફરીઆદ લાવીશ. ચાલો જતા પહેલા જરા નાસ્તો કરી લો. હુ તમને સર્વ બેનોને દીવાળી અને નવું વર્ષ લાભકારક નીવડે એવુ ઇચ્છુ છુ."

દોલાકાકાની સહાનુભૂતિનો આભાર માનતા સિદ્ધુમતી બોલી " સર્વ બેનો તરફની આપની શુભેચ્છા માટે હુ આપનો ઉપકાર માનુ છુ અને આપ જેવા મુરબ્બીની સલાહ અમને મળ્યા કરે એવુ અમે ઇચ્છીએ છીએ. આપનુ ઘર અમારા પેટના ઉભરા કાઢવાનું એક સ્થાન છે, તે ટકી રહો."

તે પછી ચાપાણી અને નાસ્તો લઇ સૌ એક બીજાને 'દીવાળી અને નવુ વર્ષ સફળ નીવડો' એમ ઇચ્છી જુદા પડ્યાં.

તારાં ભાભી સંબંધી વાતચીત કરવી છે. એટલે તરત તને તેની પાસે લઇ જશે. અને તું કાંઇ નથી એમ ઉંદો તરત ઓળખશે. જો મહારાજનાં માણસ પકડે તો કહેજે કે મુંજાલ મહેતાને શેષનાગના શાપની વાત કરવી છે. સમજ્યો. જરુર આવે બને પ્રયોગો કરજે. પણ ન છુટકે. એટલે બેમાંથી એક તને ઓળખશે ને તારો વાળ વાંકો થવાનો નથી. હું જીવતો હોઇશ તો પાંચ સાત દહાડામાં આવી પહોંચીશ "

" જી. "

" ખેમા ! તું બધી વાત તો જાણે છે એટલે સફાઇથી બમ એટલા દહાડા ચાલે તેમ કરજે. "

" તેમાં હરકત નહીં આવે. "

" ને ખેમા ! " કાકના શાંત અવાજમાં જરાક કંપ દેખાયો " મને કે થાય તો—" કાકે જરા અવાજ ખંખાર્યો " તું ને સોમેશ્વર બંને તમારાં ભાભી ને છોકરાંને જોજો. "

" અરે બાપુ " આંખમાંથી પાણી લુછતાં ખેમાએ કહ્યું " મગદુર છે કોઇની કે તમારો વાળ વાંકો કરે. ધણી પંચાત કરશે તો એ પટ્ટણીઓને ઉખેડી ફેંકી દઇશું. "

કાક હસ્યો " એટલી સહેલી વાત નથી. "

" બાપુ! એ તમને ડાહ્યા માણસોને લાગે. અમે તો તરત દાન ને ગદાપુણ્યમાં સમજીએ. "

" વારુ. " કહી કાક ખેમાને ભેટ્યો.

× × ×

વહાણ કીનારાની પાસે આવ્યું એટલે કાક, દામો નાયક, સામંત ને ખલાસીઓ હલેસાં નાંખી સમુદ્રમાં પડ્યા ને કીનારા તરફ ગયા.

ખેમાજીંદ ને કાકાએ ધીમે ધીમે વહાણ પાછું બારદરીએ હંકાર્યું.

આ ભૂમિને સીંચી એની પવિત્રતાને પણ ઉજ્જ્વલતા આપી હતી. અને સૃષ્ટિને સર કરવા તલસતા જયસિંહદેવે પણ ઇષ્ટદેવના વૈભવમાંજ પોતાનો વૈભવ સમાયો હતો એમ માન્યું હતું.

શિવાલયની શાંતિ ઘંટનાદથી જાગે તે પહેલાં ઘોડાનાં પગલાંથી જાગી. ત્રણ ઘોડેસ્વાર દોડતે ઘોડે મંદિર આગળ આવ્યા, ને સહુથી આગળ આવતા ઘોડેસ્વારે ઘોડા પરથી ભોંય પર ભુસકો માર્યો. તેણે પાછળ જોયું નહીં ને અધીરે પગે તે મંદિરમાં પેઠો.

આ આવનાર પટ્ટણી યોદ્ધો હતો. તેનાં વસ્ત્ર ને આભૂષણ પરથી તે ઘણો ધનવાન્ લાગતો હતો, ને મોઢાનાં તેજ પરથી બુદ્ધિશાળી જણાતો હતો.

તે ઉતાવળે પગલે મંદિરમાં ગયો, ધ્યાન વગર ઘંટ વગાડ્યો, ને મહાદેવ તરફ જોયા વિના નમસ્કાર કર્યા.

મંદિરની એક બારી આગળ એક માણસ ઉભો હતો. નવા આવનારે તેને જોયો, ને દેવને ફુરસદ પુરતું માન આપી તેના તરફ ગયો બારી આગળ ઉભેલો માણસ ખલાસી જેવો લાગતો હતો.

"નાયક !" પેલા નવા આવેલા યુવકે કહ્યું.

"બાપુ." પેલાએ ઘણાજ માનથી નમસ્કાર કરી કહ્યું.

"કેમ ?"

"બાપુ ! ખલાસીઓ હમણાંજ ચોમેર જઇ આવ્યા. માત્ર એક વહાણ આવતું હોય એમ લાગે છે."

"અહીંઆથી દેખાય છે ?" પેલા યુવકે પુછ્યું.

"આ પેલું કંઇક લાગે છે." ખલાસીએ કહ્યું.

થોડી વાર કોઇ બોલ્યું નહીં. ક્ષિતિજ પર એક બિંદુ મોટું થતું આવતું હતું.

"ચાલ બહાર જઇએ" યુવકે કહ્યું, ને તે બહાર નીકળ્યો. ખલાસી પાછળ પાછળ આવ્યો અને બંને જણ મંદિરના કોટ પર ચઢીને ઉભા.

યુવક ચોવીસ પચ્ચીશ વર્ષનો હતો છતાં તેના મુખ પર ગાંભીર્યની છાયા હતી. તે સ્વાભાવિક ગૌરવથી ડગલાં ભરતો હતો ને અવારનવાર અધીરાઇથી ક્ષિતિજ તરફ જોતો હતો. થોડીવારે સૂર્યોદય થયો ને સૂર્યનું સોનેરી બિંબ ઉપર આવ્યું. પ્રતિદિન દેખાવા છતાં અપૂર્વ ને સુંદર લાગતું આ બિંબ યુવક પલવાર નીહાળી રહ્યો. પછી તેણે ધીમેથી મંદિરના શિખર પર નજર કરી ને વહાણની લહેરમાં ઉડતી ધજા તરફ આનંદથી જોઇ રહ્યો. તેણે નજર પાછી દરીઆ તરફ ફેરવીને ઉછળતા તરંગોને સંદેશો સંભળાવતો હોય તેમ કે બબડ્યો.

"**તરંગ ભ્રૂભંગા**"——

"બાપુ !" પેલા ખલાસીએ એ કવિતા-વિલાસી યુવકની વિચારમાળા ક્રૂરતાથી તોડી નાંખી.

"કેમ ?"

"પેલું ગયું"—ખલાસીએ હાથ લંબાવી બુમ પાડી.

"શું ?"

"પેલું વહાણ ખરાબા પર ચઢ્યું. જુઓ ડોલે છે."

"હા. શું થશે ?"

"ભાંગ્યું—અરર—એ નીચે જવાનું." ખલાસીએ અડધા શબ્દે કહ્યું.

"આ ભરુચથી આવતુ હતુ તે વહાણ ?" યુવકે પુછ્યું.

"હા, બાપુ."

"હાય હાય" પેલા યુવકે કપાળ સંકોચી કહ્યુ. "નાયક ! આમાના બધા માણુસ મચવા જોઇએ."

"એ તો ભોળાનાથ કરે તે ખરુ."

"અરે ભોળાનાથ લો કરશેરને' અધીરાઇથી પગ ઠોકી યુવકે કહ્યુ." તુ બીજા ખવાસી લઇ જઇ પહોચ ને જે એમા ગોદ્ધો છે તેને ગમે તે પ્રકારે મારી પાસે લઇ આવ. શું જુવે છે ?' યુવકે ગુસ્સામાં પુછ્યું. "જા એકદમ, ને બદર પર હુકમ ફેરવી દે—કોઇપણુ તરીને આવે તો તેને પકડીને મારી પાસે લઇ આવે"

"ને નહી આવે તો"

"તમારી પાસે બાધવાના દોરડા છે કે નહી ?" કટાક્ષથી યુવકે કહ્યુ "જલદી જા"

બીજી પળે પેલો ખવાસી દોડીને અંદર તરફ ગયો, ને ખલાસીઓ ભેગા કરી હોડીઓ છોડવા મડી ગયો.

પેલા યુવકે થોડીક વાર નાયકની પ્રવૃત્તિ તરફ ધ્યાન આપ્યું, પછી પેલા ડુબતા વહાણુ તરફ જેયું. આખરે ભારે પગે તે મદિર તરફ વળ્યો. તેના મુખ પર નિરાશા સ્પષ્ટ દેખાતી હતી.

તે ઘોડે જઇ પાછો આવ્યો ને ફરીથી મંદિરમાં પેઠો તેણે ફરીથી ઘટ વગાડ્યો, ને ગર્ભદ્વાર આગળ જઇ સાષ્ટાંગદડવત્-પ્રણામ કર્યો. "ભોળાનાથ ! અવગણુના કરી હોય તો ક્ષમા કરજો" તેણે ગદ્દગદ કઠે પ્રાર્થના કરી.

ચિંતાતુર મુખે તે ઉઠ્યો ને મદિરની બહાર જઇ પોતાને ઘોડે બેસી, ઉતારા તરફ વળ્યો.

## પ્રકરણુ ૩ જુ

### વાગ્ભટ

યુવક ધીમે ધીમે ઉતારે ગયો ને પાઘડી ઉતારી આમથી તેમ ફરવા લાગ્યો તેના મુખ પર ગ્લાનિ હતી, અને થોડી થોડી વારે તે કાન દઇ આવતા માણુસના પગલાં સાંભળતો હતો.

જેમ વખત જતો ગયો તેમ તેની અધીરાઇ વધી આખરે તેણે એક માણુસને બોલાવી તેને બદર તરફ મોકલ્યો

ઘડીઓ પર ઘડીઓ વહી ને યુવકનું મોઢુ નિસ્તેજ ને નિરુત્સાહ બની રહ્યું. હોઠ દાબી તે અધીરાઇ દબાવી રહ્યો ને આખરે નિઃશ્વાસ મુક્યો. તેના જીવનની આશા નષ્ટ થતી જતી હોય એવુ લાગ્યુ.

એટલામા બહાર ઘોડાનો પગરવ સભળાયો યુવક એકદમ આગળ આવ્યો. ઘોડાઓ પરથી નાયક ને એક આધેડ વયના ઉચા યોદ્ધાને ઉતરતા જોઇ તેનુ મો હસ્યુ.

નાયકની સાથે આવેલા યોદ્ધાનુ મો તો તેને તેજસ્વી લાગ્યુ આખોમાં ચમક પણુ હતી–સ્પષ્ટ નહોતી દેખાતી કારણુકે યોદ્ધો થાકેલો લાગતો હતો. તેની ચાલવાની છટામાં પણુ ગૌરવ લાગ્યુ નાક પણુ તીક્ષ્ણ કહી શકાય, સ્નાયુઓ પણુ મજબુત દેખાતા હતા. યુવકને સતોષ વળ્યો. તે બબડ્યો "સમરથ ! હુ જીત્યો તુ હારી હવે તુ મારી—'

પણુ યુવકનો આવો અસંબદ્ધ બબડાટ લાંબો ચાલ્યો નહી. પેલો યોદ્ધો નાયકને મુખે આવ્યો.

"કોણુ ભટજી !" પેલા યુવકે આગળ આવી પુછ્યુ.

પેલા યોદ્ધાએ કપાળપર કરચલી પાડી માથું ઉચું કર્યું. "મને અહીંઆં આ લોકો કેમ લઇ આવ્યા ?" જરા મીજાજમાં તેણે પુછ્યું.

"ક્ષમા કરો ભટરાજ !" યુવકે કહ્યું "જયસિંહદેવ મહારાજે આપને તેડવા મને મોકલ્યો છે ને આપના વહાણને અકસ્માત થયો જોઇ મેં આ નાવકને મોકલ્યો."

"તમે કોણ છો ?" દમામમાં પેલા યોદ્ધાએ પુછ્યું.

"આપે મને નહીં ઓળખ્યો ?"

"મેં જોયા યાદ નથી" પેલા યોદ્ધાએ કહ્યું.

"હું ઉદા મહેતાનો વાહડ," પેલા યુવકે કહ્યું.

"ઉદા મહેતાનો પુત્ર વાગ્ભટ ભટરાજ ને વંદિત" ધીમેથી પેલા યોદ્ધાએ કહ્યું. વાગ્ભટને આ આડંબરભરી બોલવાની રીતથી

"આપને લઇ જવા પડશે. અહીંઆંથી વંથળી જવાનો રસ્તો સારો નથી. ને મને ખાસ આજ્ઞા કરવામાં આવી છે."

"ઠીક ત્યારે." કાકભટને એકદમ કબુલ કરતા જોઇ વાગ્ભટ જરા વધારે અજાયબ થયો.

"હમણા નીકળીશું ?" વાગ્ભટે પુછ્યું.

"તમે કહો ત્યારે."

"આપ સ્વસ્થ થાઓ કે નીકળીએ." વિનયી વાગ્ભટે કહ્યું. તેનું મન વંથળી જવા કુદી રહ્યું.

[ આ વાર્તાનો વિશેષ ભાગ આવતા અંકમાં ]

## તંત્રીસ્થાનેથી



[ અનુસંધાન પૃષ્ઠ ૪૬૮ થી ]

હાઇ કોર્ટમાં પોતાનો ધીકતો ધંધો ચલાવી રહ્યા છે.

અંતમાં સ્વર્ગસ્થના આત્માને પરમ શાંતિ અને એમના સમગ્ર કુટુંબને પોતા પર આવી પડેલું આ મહાન દુઃખ સહન કરવાનું હૃદયબળ મળે એવી પ્રભુ પ્રત્યે પ્રાર્થના કરી સદ્ગતના ચીરંજીવીઓને અમે વિનંતિ કરીશું કે તેઓ પોતાના વિદ્વાન પિતાના લેખો પુસ્તકાકારમાં પ્રસિદ્ધ કરી પિતૃઋણ ચુકવવાનું અમુલ્ય પુણ્ય પ્રાપ્ત કરવાની તક જતી કરશે નહીં.

### ચરોતરમાં કેળવણીનો પ્રચાર

ગુજરાતમાં કેળવણીનો પ્રચાર કેટલો ઓછો છે! ગુજરાત જો ધારે તો એ બાબતમાં થોડા વખતમાં પોતે કેટલું કરી શકે એમ છે તેનો ખ્યાલ ચરોતરની હકીકત પરથી આવશે ચરોતર નાનો સરખો પ્રદેશ છે. મહી નદીથી અમદાવાદ ભાગે ૩૨ મૈલ હોય, અને ખંભાતથી ડાકોર ૪૦-૪૪ મૈલ હશે. આ નાના પ્રદેશની અંદર ૧૩ હાઇસ્કુલો છે, અને ૨૧ માધ્યમિક શાળાઓ છે, અને આશરે ૬૦૦૦ વિદ્યાર્થીઓ તેમાં અભ્યાસ કરે છે. રા મોતીભાઇ અમીનના નામથી ગુજરાતી શિક્ષિત વર્ગ સારી રીતે પરિચિત છે. એમણે પેટલાદમાં વસતિગૃહ સ્થાપ્યું તેની ખ્યાતિ આખા ગુજરાતમાં ફેલાઇ છે અને ત્યાં શિક્ષણ પામેલા વિદ્યાર્થીઓ આજે શિક્ષણપ્રચારના કામમાં આગળ પડતો ભાગ લઇ રહ્યા છે. ચરોતર કેળવણીમંડળ પેટલાદના બોર્ડીંગના વિદ્યાર્થીઓએજ સ્થાપ્યું છે ચરોતરમાં અનેક સેવામંડળો સ્થપાયા છે તે પણ પેટલાદ બોર્ડીંગમાં મળેલા સંસ્કારોને આભારી છે. ચરોતરનાં નાનાં ગામોમાં લાયબ્રેરી સ્થપાઇ છે અને અખાડાઓમાં શારીરિક કેળવણી અપાય છે. આ પ્રકારનો ઉત્સાહ અને જાગૃતિ બદલ અમે ચરોતરને અભિનંદન આપીએ છીએ અને કેળવણીમાં રસ લેનાર દરેક વ્યક્તિને આગ્રહ કરીએ છીએ કે તેણે ચરોતરમાં ફરીને એકદર સ્થિતિનો અભ્યાસ કરવો કે જેથી તેને પોતાના કાર્યનો માર્ગ સીધો અને સરળ થાય

### કાળીપરજમાં જાગૃતિ

સુરત જીલ્લામાં તેમજ પાસે આવેલા નવસારી પ્રાંતમાં વસતી પછાત કોમ સામાન્ય રીતે કાળીપરજ કહેવાય છે તેમની સ્થિતિ ખરેખર દયાજનક છે પહાડી જંગલોમાં રહેવાને લીધે એ પ્રજા કેળવણી વગરની રહી ગઇ છે તેઓ અજ્ઞાન હોવાને લીધે ઉજળીઆત વર્ગની નોકરી કે ગુલામી કરવામાં એમની જીંદગી જાય છે. દારુનું વ્યસન તેઓમાં ખુબ પ્રસર્યું છે અને તેને લીધે તેઓની શારીરિક શક્તિ જે તાવ વીગેરે ઉપદ્રવોને લીધે સાધારણ રીતે કમ હોય છે તે દિનપરદિન ક્ષીણ થતી જાય છે ખેતીનો ધંધો બરોબર કરતા આવડતો નથી અને તેથી તેઓ માત્ર ખાવાપુરતુંજ ઉગાડી શકે છે તેઓ નાના ઝુંપડાઓમાં રહે છે અને તે પણ છુટક છુટક એટલે કોઇપણ જાતની સંસ્કૃતિની છાયા તેમના પર પડતી નથી. તેઓની આવી સ્થિતિના જોખમદાર ઉજળીઆત વર્ગ છે. એ વર્ગે જો આ લોકો તરફ તદ્દન બેદરકારી ન બતાવી હોત તો તેમનાં જીવન આજે ઉચ્ચતર હોત. સુભાગ્યે આ બેદરકારીનો બદલો વાળવાનો હાલ પ્રસંગ આવ્યો છે. વડોદરા રાજ્યે કાળીપરજ લોકોને સારુ સ્થાપેલાં છાત્રાલયો

ની તથા અમેરીકન મીશનની પ્રવૃત્તિઓની અસરને લઇને આ પછાત વર્ગમાં જાગૃતિ આવી છે અને આ જાગૃતિને એક અણધાર્યા બનાવથી ઉત્તેજન મળ્યું છે. આ બનાવ તે માતાનું ધુણવું. ગામેગામ માતાએ ધુણવા માંડ્યું છે અને તેને અંગે જે બોધ અપાય છે તેને પરિણામે આ લોકોએ દારૂ પીવાનું છોડી દીધું છે, શારીરિક સ્વચ્છતા તરફ લક્ષ આપવા માંડ્યું છે, માંસાહારનો ત્યાગ કર્યો છે, કેટલેક અંશે ખાદી પહેરવાનું શરૂ કર્યું છે, અને કાંતવાના ચરખાનો ઉપયોગ કરવા માંડ્યો છે, પથરાનાં તથા કાંસાનાં ઘરેણાં ખુબ પહેરાતાં હતાં તે છોડી દીધાં છે, અને પોતાની સ્થિતિ સુધારવા તરફ વિચાર કરવાની શરુઆત કરી છે. તેથી અમે આશા રાખીએ છીએ કે આસપાસ રહેતી ઉજળીઆત કોમો આ પછાત પડી ગયેલા પોતાના બંધુઓનું જીવન ઉંચા પ્રકારનું બનાવવાનો પ્રસંગ પોતાને હાથ આવ્યો છે તે જતો નહીં કરે.

## મુંબઇની ચોર્યાશી બ્રાહ્મણ જ્ઞાતિ

મુંબઇની ચોર્યાશી બ્રાહ્મણ જ્ઞાતિના લક્ષ્મીઓ અને ઉત્સાહી ગૃહસ્થોની સભા તથા સંસ્થાની આહ્નિક શિક્ષણપાઠશાળાનો પંચવાર્ષિક વૃત્તાંત અમને મળ્યો. અસલ સંસ્થા આસરે સો વર્ષ પૂર્વે પણ સ્થપાઇ હતી, પણ સન ૧૯૧૭ ના મે મહીના સુધી આ સંસ્થાની પ્રવૃત્તિ યજ્ઞોપવીતની બાબતમાંજ ચાલતી હતી; ત્યાર બાદ આ સંસ્થા તરફથી પૂર્વોક્ત પાઠશાળા ચલાવવામાં આવે છે. આ પ્રમાણે સો વર્ષે પણ ભૂદેવો જાગ્યા એ જાણી અમને સંતોષ થયો. તેમ છતાં આ રીતે ગતિ કરતાં જ્ઞાતિનો મહોદય સાધવાના સંસ્થાના પ્રશસ્ત ઉદ્દેશે પહોંચતી વખતે જ્ઞાતિનું અસ્તિત્વ હશે કે કેમ એ વિચાર કરવા જેવું છે. ભાટીઆ, લુહાણા આદિ ઇતર જ્ઞાતિઓ ધીકતાં છાત્રાલયો ચલાવી પોતાનાં બાળકોને ઉચ્ચ પ્રકારના શિક્ષણ સારુ સગવડ કરી આપે છે તેવા સમયમાં કપિલ, પતંજલિ, પાણિનિ આદિ જગવિખ્યાત મહર્ષિઓના વંશજો મુંબઇમાં રા. દયાશંકર દેવશંકરના મકાનમાં ચોથે દાદરે બ્રાહ્મણબાળકોને નિત્યકર્મ શીખવવાની યોજના કરી સંતોષ માને એથી વધારે અધોગતિ બ્રાહ્મણોની તે શી હોઇ શકે ? આથી વેદવિત્ત શુક્લ રેવાશંકરની સેવા કે રા. દયાશંકર, રા. માણેકલાલ તેમજ અન્ય કાર્યવાહકોના શ્રમને અમે ઉતારી પાડવા નથી માગતા. એ લોકોને તો અમે ધન્યવાદજ આપીએ છીએ. અમારું જે કૈં કહેવું છે તે સામાન્યે બ્રાહ્મણવર્ગને સંબોધીને છે. જે જાતિએ આર્યસંસ્કૃતિ ઉત્પન્ન કરી, જે જાતિએ એ સંસ્કૃતિને પાળી પોષી ઇતર સંસ્કૃતિઓની સામાં અજેય બનાવી, જે જાતિએ લોકવિખ્યાત કવિઓ, તત્વજ્ઞાનીઓ, ગણિતશાસ્ત્રીઓ આદિ ઉત્પન્ન કર્યા તે જાતિના શખસો આજુબાજુ શું ચાલી રહ્યું છે તેના પર લેશમાત્ર પણ લક્ષ આપ્યા વગર ઝોળી લઇ ભીખ માગવામાં, પારકાં અન્ન ખાવામાં કે ઇતર વર્ણના લોકોની ચાકરી કરવામાં મચ્યા રહે એથી વધારે શોકજનક શું હોઇ શકે ? આ કારણસર બ્રાહ્મણોને અમારી ખાસ વિનતિ છે કે તેઓએ જો પોતાની પૂર્વ સ્થિતિ પ્રાપ્ત કરવી હોય તો સાંપ્રત કાળનો વિચાર કરી તેને અનુસરી એવી યોજનાઓ કરવી જોઇએ કે જેથી કરીને આ અમૂલ્ય દેશદ્રવ્ય વ્યર્થ જતું અટકે.

આ "ગુજરાત" પત્ર ધી સાહિત્ય પ્રકાશક કંપની માટે પ્રસન્નવદન દીનાનાથ મહેતાએ કયસરે હીંદ ઇલેક્ટ્રીક પ્રેસમાં નં૦ ૭૪, હોમજી સ્ટ્રીટ, ફોર્ટ, મુંબાઇ મધ્યે છાપ્યું અને નં૦ ૫૩, ડેક સ્ટ્રીટમાં આવેલી ધી સાહિત્ય પ્રકાશક કંપની તરફથી વિજયરાય કલ્યાણરાયે પ્રકટ કર્યું.



# દુનીઆ તેલ

આંખો તેમજ પુરુષો અને કુમળી માટે મગજને ઠંડક અને રાહત આપ શુદ્ધ વનસ્પતિની મેળવણીવાળું દુનીઆ છે. ખરી પડતા વાળને અટકાવી ભરાઉ-દાર બનાવે છે જેથી આઓનું તે માનીતું પડ્યું છે. બીજાં હેર ઓઇલો વાપરી વાં અને મગજની ખરાબી કરતાં પહેલાં દુની તેલની એકજ બાટલી વાપરી જોવ ભલામણ કરવામાં આવે છે.

| | |
|---|---|
| બહારગામના એજન્ટ—<br>મદ્રાસ—<br>શ્યામ એન્ડ કંપની<br>સુરત-અબદુલકાદર<br>મુસાભાઈ, | ઈ. એસ. પાલણપુ<br>ભાજીપાલા લેન,<br>પોસ્ટ માંડવી,<br>મુંબ |



# ગુજરાત

(દર માસની આખરે પ્રકટ થાય છે)

પુ. ૨.

## ફાલ્ગુન ૧૯૭૯ની અનુક્રમણિકા.

અંક ૬.

### મુખ્ય ચિત્રો



### લેખો

ધી સાહિત્ય પ્રકાશક કંપની લીમીટેડ માટે કલ્યાણજી જયકૃષ્ણ ભટ્ટે સાહિત્ય પ્રેસમાં નં. ૨૨, એકહાઉસ લેન, મેડોઝ સ્ટ્રીટ, મુંબાઇ મધ્યે છાપ્યું અને નં. ૫૩ મેડોઝ સ્ટ્રીટમાં આવેલી ધી સાહિત્ય પ્રકાશક કંપની લીમીટેડ તરફથી વિજયરાય કલ્યાણરાયે પ્રગટ કર્યું.

☞ વાર્તાઓ તથા નાટકોના સર્વ પાત્રો કાલ્પનિક છે અને તેમાંના કોઇપણ પાત્ર કે પ્રસંગ જીવતા સ્ત્રીપુરુષો નથી

લવાજમઃ રૂ. ૮, દેશાવર રૂ. ૧૦. છુટક નકલનો રૂપીઆ એક.

---

## અમારો ચૈત્ર માસનો અંક

**રોમન સ્વરાજ્ય:** રા. મણિશંકર રત્નજી ભટ્ટ રોમન મહારાજ્યના કેટલાક જ્વલંત અને અદ્ભુતરમિક પ્રસંગોને આધારે સરળ અને સુમનોહર ભાષામાં લખાયલું અતિ આકર્ષક નાટક રા. ગોરક્ષકરના આંખે ઠરી વળગે તેવા ચિત્રો સાથે.

**અનકા મુગ્ધાની મુંઝવણ:** રા. બસવંતરાય કલ્યાણરાય ઠાકોર કોમળ કરુણ રસથી ભરપુર એક મનોહારી કાવ્ય.

**આકાશવાણી:** રાજ્યરત્ન શેઠ પુરુષોત્તમ વિશ્રામ માવજી શબ્દની ઉત્પત્તિ ક્રિયા તથા વિવિધ પ્રકાર વાળી પુરાણોક ઉલ્લેખ સાથેનો સુવાચ્ય લેખ, રા. દત્તાત્રેયના મનોહર ચિત્ર સાથે

**રેખાચિત્રો:** સૌ. બહેન લીલાવતી લોકપ્રિય લેખમાળાનો એક વધુ મણકો જેમાં શ્રીયુત વલ્લભભાઇ પટેલ પ્રો. આનંદશંકર ધ્રુવ ગુજરાતના બે પ્રથમ ગ્રેજ્યુએટ બહેનો તથા રા. ખબરદાર સંબંધી લેખિકા પોતાની સચોટ શૈલીમાં વિવેચન કરે છે

**તુતાનખામેનની આરામગાહ:** રા. રમેશ રંગનાથ ઘારેખાન. ત્રણ હજાર વર્ષ પહેલાના મીસરી શાહનશાહના નવા શોધાયલા ખજાનાઓ વીશે સંખ્યાબંધ અનન્ય ચિત્રમય લેખ.

**ઔરંગઝેબનો ગુજરાત સાથે સંબંધ** રા. કાઝી એ. એસ, અબ્બાસી નીઝામી આ મહાન્ મોગલ બાદશાહની જીંદગીના કેટલાક ખાસ જાણવાજોગ સચિત્ર પ્રસંગો

**હંસા:** રા. ચંદ્રવદન ચીમનલાલ મહેતા એક નાનકડી દીલકશ વાર્તા ચિત્રકાર રા. શિવરામ સ્વરૂપ.

**મહારાજેશ્વર:** રા. સીતારામ જે શર્મા એક અનન્ય ચાનરાજની કીર્તિવંત કારકીર્દીનો અહેવાલ ચિત્રકાર રા. સુશીલ.

આ સીવાય રાજાધિરાજ, સ્મરણમુકુર તેમજ તંત્રીસ્થાનેથી અને નવું સાહિત્ય એ રસમય ચાલુ વિષયો.

## આ અંકનું શુદ્ધિ પત્રક.

૧. "સત્યેન્દ્રનાથ ટાગોર" એ લેખમાં પૃષ્ઠ ૫૪૫ પર રહી ગએલી બે મહત્વની ભૂલો નીચે પ્રમાણે સુધારીને વાંચવાઃ—

| | | | | અશુદ્ધ | શુદ્ધ |
|---|---|---|---|---|---|
| કોલમ | ૧ | પંક્તિ | છેલ્લેથી ત્રીજી | થયો હતો | થતો હતો |
| ,, | ૨ | ,, | ૧૧ | આશ્ચર્યભવથી | આશ્ચર્યભાવથી |

૨. 'તંત્રીસ્થાનેથી' વાળી પહેલી નોંધમાં ચોથા પેરેગ્રાફમાં "હયુધરની જેમ ધર્મસ્વાતંત્ર્યનો ધ્વજ..." અને 'માળીનોના જેમ શતકોની ભરમ નીચે..." એ પ્રમાણે જે નકલોમાં નહીં હોય ત્યાં તે વાંચી લેવું.




# ગુજરાત

પુસ્તક ૨ | ફાલ્ગુન ૧૯૭૮ | અંક ૬


## જય થજો જય થજો—

જ્યાં વરસ્યા

આર્યે સંસ્કારની પીયૂષ પ્રસરાવતા,
પરશુ નિજ સ્કંધપર નિરંતર ધારતા,
પ્રલય કાલાગ્નિસમ અરિદલ વિદારતા,
રૂદ્રઅવતાર ભડવીર વિપ્રેંદ્ર તે
રામ ભાર્ગવ વડા,—

શત્રુને મારતા, મિત્રને તારતા,
પ્રેમ ને શૌર્યનાં સૂત્ર સ્વીકરાવતા,
કર્મહીન જગતને પરમ કર્તવ્ય નિષ્કામનો
પાઠ શીખવાડતા,
વિષ્ણુના અંશ યોગીંદ્ર ગરુડધ્વજ
કૃષ્ણયાદવપતિ—

રુધિરમય જગતને મોક્ષનો પ્રેમમય
માર્ગ દર્શાવતા,
લોકહિતનિરત ને સત્યત્રયની સદા,
સત્યમાં અચલ આગ્રહ વળી ધારતા,

શત્રુ કે મિત્રમાં, ગૃહ કે વિશ્વમાં
સર્વમહીં અદ્ભુત સમાનતા માનતા,
સુવ્રત, અજાત શત્રુ, સદા સૌમ્ય તે
મહાત્મા ગાંધી ઉપનામથી લોકમાં
પરમ નિષ્ણાતિને પામતા

બ્રહ્મઅવતાર બ્રહ્મર્ષિવર
મોહન મહાન્ નર,—

ઔરી આ
સુભટ્ સત્તમ સહિત
કુક્કુટધ્વજ સજીત
સૈન્ય જેના અજિત
ભયંકર ઝીબ્ણુ બહાદુર પ્રૌઢ પ્રતાપી મહા
પટ્ટણાધીશ જયસિંહ તે સિદ્ધરાજેંદ્રની

પુનિત.
ગુજરાતનો.



શેકારજોંગ ઉપર હિમગિરિના પ્રવાસીઓએ નાખેલી—

ટીબેટના, અગર તો હિમાલયનાં અન્ય શિખરો સાથે એનો વાસ્તવિક શો સંબંધ હતો. લાંબા સમય સુધી લોકો ભૂલથી ગૌરીશંકરનેજ માઉંટ એવરેસ્ટ સમજતા. વસ્તુતઃ ગૌરીશંકર એનાથી ૩૬ માઇલ દૂર છે.

ઇ. સ. ૧૮૫૦ ના અરસામાં એવરેસ્ટ પર્વત-શૃંગ માલુમ પડયો. એનું માપ એ વેળા ૧૫૦ માઇલના અંતરેથી લેવામાં આવેલું. દશ વર્ષ બાદ એ શિખરનું નામ હીંદના અંગ્રેજ સર્વેઅર-જનરલના નામ પરથી એવરેસ્ટ રાખવામાં આવ્યું. આ નામાભિધાન સામે સખત વાદ-વિવાદ ઉભો થયો છે. ઘણા ભૂગોળશાસ્ત્રીઓનો એ મત છે કે આવી મહાન્ પ્રાકૃતિક આકૃતિ-ઓને વધુ યોગ્ય સ્થાનિક નામો હોવા છતાં એમને વ્યક્તિગત નામો આપવાં એ અશુદ્ધ સિદ્ધાંત છે. કદાચ એ સંભવે છે કે એ વેળા એ શિખરનું કોઇ નેપાલી યા ટીબેટી નામ હશે કે નહીં એ જ્ઞાન ન હોય! આખી પર્વત શ્રેણીને માટે એક પૌરાણિક નામ હોવાનું મનાતું અને તે 'દેવધુંગા' છતાં આજે હવે આપણે એ માહીતી મેળવી શક્યા છીએ કે ટીબેટના લોકો એવરેસ્ટને 'ચોમો લંગમો' (દેશની માતા દેવી) એ નામે ઓળખતા. ઇ. સ. ૧૯૩૬ માં ડોકટર કેલાસે પણ આ વાત કહી છે. આ જ્ઞાન પછી જો એ શૃંગને એ કાવ્ય-મય નામથી સ્વીકારવામાં આવે તો ખોટું નહીં. પરંતુ 'એવરેસ્ટ' નામ એવું તો પ્રચલિત અને પુરાણું થઇ ગયું છે કે એનાથી છુટવું જરા મુશ્કેલજ છે. અંગ્રેજ સત્તાની સાથેજ એવરેસ્ટ, એલ્ફીસ્ટન ઇત્યાદિના નામો-રૂપી એ સત્તાનાં અવશેષો ચોકોઘણો આ દેશમાં કાયમ રહેશે એમ લાગે છે. એ શિખર-ની ઉંચાઇ ચિરકાળ સુધી તો અવલોકનો દ્વારા ૨૯૦૦૨ ફુટની માનવામાં આવતી. આ સંખ્યા અનેક અવલોકનોની મધ્યવર્તી સંખ્યા હતી. હાલમાં કર્નલ સર સીડની બરોર્ડનાં અવલોકનોના પરિણામે એમાં સુધારો કરી એને ૨૯,૧૪૧ ફુટની ઠરાવવામાં આવી છે.



—ગાવરી અને [illegible]

આ દેશીઓના ભાગમાં ઘણા ભાગ સુધી તો રાજકીય અડચણો આડે આવી છે. કેમકે નેપાળ અને ટીબેટના સામાન્ય વરસમાં ભિન્ન છે. એ સ્વતંત્ર દેશમાં વિદેશીઓને જવાની આજ્ઞા નથી. નેપાળથી જવાની અર શ્રાવણ તો હજુ સુધી દૂર થએલી જણાતામાં નથી. સન ૧૯૦૩ ના આક્રમણથી ટીબેટ વિદેશીઓ માટે મોકળો થયા ખરો. પણ એમાં પણ વિરોધી. અને ખાસ કરીને યુરોપીયન એવરેસ્ટથી ૪૦-૫૦ માઇલને છેડે તો પહોંચી શક નહોતો એટલે એની આસપાસના પ્રદેશ તો અજાણ્યો રહ્યો. જનરલ રાવલિંગ અને કનલ રાઇડર ઇ. સ. ૧૯૦૪ માં બ્રહ્મપુત્રા નદીના મૂળની યાત્રા કરનાર કરતાં આશરે ૮૦-૯૦ માઇલ દૂરથી ઉત્તર બાજુએ ફરવાથી એ પર્વતનું દર્શન કરવા પામ્યા. એ વખત એણે પોતાના પડોશી પર્વતોથી અજાણ્યા એક ઉંચા શિખરના રૂપમાં ઉભો રહેલ દેખા દીધો. એની આસપાસ પૂર્વ અને પશ્ચિમના પહાડો એનાથી ૭૦૦ ફુટ નીચા હતા. આ મુસાફરીમા કેપ્ટન એચ. જુડ સાહેબ સામેલ હતા. એમણે નિર્ણય કર્યો કે ભૂતથી બીજા પહાડો સાથે ભળતી દેખાતા આવતો એવરેસ્ટ સર્વથી નીરાળોજ હતો અને બીજું કોઇ પણ શિખર એથી વધુ ઉંચુ નહોતુંજ.

કેટલા વર્ષો તો એવરેસ્ટ સુધી પહોંચવાન એક યોજનાની કલ્પના ઘડતામાંજ વીત્યાં. સન ૧૯૧૩ માં મેજર જે. બી. નોએલે પૂ બાજુએથી એ શિખર સુધી પહોંચવાના પ્રયત્ન ટીબેટની સીમા પર યાત્રા કરી પરંતુ દુર્ભાગ્યે બીમારી પર્વતનું નિકટથી દર્શનજ ન કરી શકો. કારણ ટીબેટી અધિકારીઓએ એ પાછો વાળ્યો એ પ્રયાસ કેવળ ભૌગોલિક નહોતો. પર્વતયાત્રાનો આનંદ, નોએલ સાહેબ માનતો કે, કેવળ તેજ લોક અનુભવી શકે કે જે કદી પર્વત ચડ્યા હોય. આજે બાજુએ નાના નાના પર્વતો ચડતાં ગભરાય છે, તે પણ ઇ. સ. ૧૭૮૬ માં જ્યારથી યુરોપન ૧૫,૭૮૫ ફુટની ઉંચાઇવાળા માઉંટ બ્લાંક પ્રથમ આરોહણ થયું ત્યારથી ઘણા શોખ?

થી વધારે ઉંચાં શિખરો ખેડવાનું સાહસ કરી રહેલ નોંધાયા છે. મનુષ્યની ખંત ને જિજ્ઞાસા આજે નિઃસીમ થઇ છે. કાકેસસ પર્વતમાળાનું ઉચ્ચતમ શિખર એલબ્રુઝ ૧૮,૪૬૫ ફુટની ઉંચાઇનું. ઉત્તર અમેરીકાનું ઉચ્ચતમ પર્વતશૃંગ માઉંટ મેક્‌કીલે ૨૦,૩૦૦ ફુટ ઉંચું, અને દક્ષિણ અમેરીકાનો સર્વોચ્ચ

તેનો પથદર્શક હિમાલયની ઉત્તરમાં કુરાકોરમ પર્વતમાળામાં ૨૪,૬૦૦ ફુટની ઉંચાઇએ પહોંચી ચુક્યા હતા. ઉંચામાં ઉંચો તંબુ જો આજ સુધી કોઇએ નાંખ્યો હોય તો તે મી. સી. એફ. મીડનો હતો જેણે ઇ. સ. ૧૯૧૪ માં લગભગ ૨૩,૬૦૦ ફુટની ઉંચાઇ પર (Mount Kamet) કામેટમાં પોતાનો ડેરો લગાવ્યો હતો.



નાદરને સિદ્ધાસન વિરાજતુ નગાધિરાજ ગૌરીશંકરનું પશ્ચિમ શિખર

પહાડ ૨૩,૦૮૧ ફુટ ઉંચો અને હિમાલયનાં અનેક શિખરો ૨૩,૦૦૦ થી વધુ ઉંચાઇના એ સર્વ મનુષ્યના પાદસ્પર્શ કરી ચુક્યા છે. ઇ. સ. ૧૯૦૫ માં ડોકટર લોંગસ્ટાફ ગર્લા માંધાતામાં ૨૪,૦૦૦ ફુટની ઉંચાઇ પર અને સન ૧૯૦૯ માં ડયુક ઓફ અબ્રુઝ્ઝી અને

ભૂગોળશાસ્ત્રીઓ અને પર્વતયાત્રાના રસિકો માટે એ એટલુંજ આકર્ષક હોય એ સ્વાભાવિક હતું કે જગતનું મહાન સંશોધક મંડળ રોયલ જીઓગ્રાફીકલ સોસાયટી અને આલ્પાઇન ક્લબ આ શોધખોળમાં સામેલ હોય. વિશ્વના ઉચ્ચતમ પર્વતના આરોહણ જેવા સાહસમાં તો આ



નોર્થ કોલ ઉપર ચઢાણ

હિમપ્રવાહમાંથી રસ્તો કાપતા એવરેસ્ટના પ્રવાસીઓ અને તેમના મજુરો



સાહસમાં ભાગ લેનાર વીર નરો

ઉભેલા: વોલસ્ટન, હાવર્ડબરી હેરન રાયબર્ન
બેઠેલા: મેલોરી વ્હીલર બુલોક મોર્સહેડ.

બે મંડળોના એકત્રિત પ્રયાસો અને ઉદ્યોગ દ્વારાજ સફળતાની આશા રાખી શકાય. બન્ને મંડળોના મુખ્ય મુખ્ય સભ્યોએ મળી મંત્રણા કરી અને જ્યોગ્રાફીકલ સોસાયટીના પ્રધાન લેફ. કર્નલ સર ફ્રાંસીસ યંગહસ્બંડના નેતૃત્વ હેઠળ એક એકત્રિત સમિતિ ઉભી કરવામાં આવી. સન ૧૯૨૦ ની ગ્રીષ્મ ઋતુમાં કર્નલ હાવર્ડબરી હીંદી સરકારનો સહયોગ પ્રાપ્ત કરવા હીંદમાં આવ્યો. અને એ સરકારે તો પોતાની હમેશની ઉદારતાને અનુસરીને એ સહયોગ આપવા કબુલ્યું. હીંદના હિતના ખાસ પ્રશ્નો શીવાય હીંદની તીજોરીએ આવાં કાર્યમાં તો કદી તત્પરતા દેખાડ્યું નથી. લાસામાં પણ અગ્રેજો-નો સંબંધ એવો હતો કે દલાઈ લામાએ આ અન્વેષણ માટે શીઘ્ર અનુમતિ આપી દીધી.

બે વર્ષના આ પ્રવાસ માટે ૧૦,૦૦૦ પૌંડની અપીલ કરવામાં આવી. ધારણા એવી હતી કે પ્રથમ વર્ષમાંજ એ પર્વતનું પરિદર્શન કરવામાં આવે, અને વાસ્તવિક આરોહણનું કાર્ય તો બીજાજ વર્ષમાં થાય. આ શોધકમંડળના પ્રધાન લેફ. કર્નલ હાવર્ડબરી વરાયા. એમાં ચાર પર્વત-યાત્રાના અનુભવી ગૃહસ્થો, મી૦ હેરલ્ડ રાયબર્ન (નેતા), ડાક્ટર એ. એમ. કેલાસ, મી૦ જ્યોર્જ લી મેલોરી, અને મી૦ જી. એચ. બુલોક હતા. એ સઘળા આલ્પાઇન ક્લબના સભ્યો હતા. એમની સાથે ચિકિત્સક અને પ્રાણિશાસ્ત્રવેત્તા તરીકે ડૉક્ટર એ. એફ. આર વોલસ્ટન હતા. સર્વે ઑફ ઈંડીઆના મેજર મોર્સહેડ રોયલ એંજીનીઅર, અને કેપ્ટન ઓલીવર વ્હીલર, ત્રણ ભારતીય સહાયક ભૂમાપકો સહિત એ દળ

સાથે જોડાયા હતા. ભારતના ભૂસ્તરશાસ્ત્રીય ખાતાના ડાક્ટર એ. એમ. હેરનને હીંદી સરકારે એ પ્રદેશના ભૂતત્વનું અધ્યયન કરવા સાથે મોકલી આપ્યા. પર્વતારોહણનું વાસ્તવિક કાર્ય સ્વાધ્યાપન ક્ષમનના તે ચાર સભ્યોને સોંપવામાં આવ્યું. જ્યોગ્રાફીકલ સોસાયટીના પ્રતિનિધિઓએ વૈજ્ઞાનિક કાર્ય પોતાના શિર પર ઉઠાવ્યું. સારી મંડળીએજ એકંદરે પ્રશંસનીય કાર્ય કર્યું અને ભિન્નભિન્ન વિભાગના સહયોગથી એ અપૂર્વ કાર્યમાં સફળતા પ્રાપ્ત થઇ. એ મંડળ વૈજ્ઞાનિક યંત્રોથી બેશક સારી રીતે સુસજ્જ હતું. ફોટો આદીની એમની સાથે પુષ્કળ સામગ્રી હતી

હીમેટ જવાનો માર્ગ દર મે માસમાં ખુલ્લો થાય છે, એટલા માટે એ યુક્તિ કરવામાં આવી કે મે માસની મધ્યમાં સર્વ સભ્યો દાર્જીલીંગમાં એકઠા થઇ જાય. એ પ્રમાણે એ મંડળ બે ટોળીઓમાં વહેંચાઇ મેની ૧૮-૨૫ મીએ દાર્જીલીંગથી ચાલી નીકળ્યું પ્રત્યેક સાથે ૫૦ ખચ્ચર અને ૨૦ કુલી હતા. બરમાની પ્રદેશમાંથી પહાડી પર ચડતાં એ મંડળ ચુંબીની ઉપત્યકામાંથી પસાર થયા અને આગળ રસ્તે રહી કંપાજોંગમાં જઇ પહોંચ્યા. એ તેજ સ્થાન છે કે જ્યાં ૧૯૧૩ નું મીશન પહોંચ્યું હતું. એ પ્રદેશમાં ઝાડપાનની બહુજ પેદાશ હતી, નાના પ્રકારના ફળફુલોની વિપુલતા દેખાતી. દુર્ભાગ્યે હીંદી સરકારના પીરેલા ખચ્ચર પહાડી કામમાં ટેવાયલા નહોતા. એ હીંમત હારી ગયા. એટલે એને પાછાં મોકલી એની જગ્યાએ સ્થાનિક પ્રાણીઓ-ઘોડાં, બળદ, ટટ્ટુઓ, ખચ્ચરો વીગેરે લેવાં પડયાં.

કંપાજોંગની ઉંચાઇ ૧૫,૦૦૦ ફુટ છે. એ સ્થાન પર પહોંચતાંજ એ મંડળીના અનેક સભ્યો પહાડી બીમારીથી માંદા થઇ ગયા. એ રોગ જળ-વાયુનું અતિ શીઘ્ર પરિવર્તન અને ભોજન સારી રીતથી પાચન ન થઇ શકવાને કારણે થવા પામે છે. ડાક્ટર કેલાસ અતિ નિર્બળ થઇ જવાથી એમને ડોળીમાં ઉઠાવી લઇ જવા પડયા, અને કંપાજોંગ પહોંચતાં પ્રથમ પડાવેજ ૫ મી જુનના રોજ એમના હૃદયની ગતિ એકદમ બંધ થવે એમનો દેહાંત થઇ ગયો. પ્રોફેસર કાલી જેવા મહાન્ પર્વતારોહી ડાક્ટર કેલાસ માટે લખે છે કે એ એક મહાવીર પર્વતારોહી હતા. એમણે હિમાલયના બહુ ઉંચા ઉંચા શિખરો પર ચડવાનો ઉદ્યમ કર્યો હતો. એજ વર્ષના એપ્રીલ માસમાં એમણે કમરુ પર ચડવા પોતાની શક્તિ ઉપરાંત કામ લીધું હતું અને આ નવીન સાહસ ખેડવાનું શરૂ કરતાં પહેલાં એમને આરામ લેવાનો અવકાશ નહોતો મળ્યો. ઇ. સ. ૧૯૨૦ માં એ ગઢવાળથી કામત (kamet) પર્વત સુધી ચડયા હતા અને ૨૩૬૦૦ ફુટની ઉંચાઇએ પહોંચી ગયા હતા. જો કે એમનું વય ૫૦ કરતાં વધુ વર્ષનું હોવા છતાંએ એ અથાગ પર્વતારોહી હતા. ૧૯૨૦-૨૧ નો આખો શીતકાળ એમણે એજ કામમાં ગાળ્યો. લગભગ ૨૦,૦૦૦



ઓક્સીજન વાયુ લેવાનું સાધન. જેના વગર પર્વત ઉપર ચડવું અશક્ય હતું



નજરની સામેજ, તોયે માનવશક્યતાથી વેગળું. કાંચનગંગા— હાવડાનો પટાર. આ ઠેકાણેથી એવરેસ્ટ ઉપર ચઢવા ઉપડનો · ·

ફુટ નૃસિંહ શિખર પર ચઢીને એવરેસ્ટ-નાં પ્રકાશચિત્રો લેવા માટે કબરુ પર ૨૦૦,૦૦૦ ફુટની ઉંચાઇથી અધિક ઉંચે પહોંચી ગએલા. ઇ. સ. ૧૯૧૬ માં 'જ્યોગ્રાફીકલ સોસાયટી' સમક્ષ એમણે હિમાલયનાં ઉંચાં શૃંગો પર ચઢવાની સંભાવના ઉપર એક નિબંધ વાંચ્યો હતો. એમનું મૃત્યુ એ દૃષ્ટિએ આ છેલ્લા પ્રયાસને મોટી હાનિ-બોટ-રૂપજ હતું. આરોહણદળના વડા ડૉ. રાયબર્ન પણ પકડી અતિસારના માઠાં પરિણામને દૂર ન કરી શક્યા.

કંપાનેંગની આગળનો રસ્તો પશ્ચિમ તરફ એક એવા પ્રદેશમાંથી થઇને જતો હતો કે જ્યાં પહેલાં કોઇ યુરોપીઅન પહોંચી શક્યો નહોતો. એ બહુ ઉંચો પરંતુ ખુલ્લો અને સુગમ દેશ હતો. ત્યાંના ઓફીસરોને હુકમ મળી ચુક્યો હતો કે આ પર્વતારોહી મંડળીને દરેક પ્રકારની સહાયતા આપવામાં આવે એટલે બને એટલી સગવડતા તો મળી. આશરે ૧૫,૦૦૦ ફુટના ઉંચા મેદાનો-માંથી યારચુના (ચુ=નદી) વહેણની સાથે સાથે હિમાલયના હિમાવૃત શ્રેણીના કીનારે રહીને જવાતું હતું. જંગલોમાં જંતુ, પ્રાણીઓ, તળાવોમાં કલહંસ બહુજ મોટી સંખ્યામાં હતા. યારનદીનો માર્ગ સાધારણ રીતે પશ્ચિમાભિમુખ છે. એ એથી મોટી નદી બોંગચુમાં જઇ મળે

માર્ગોનો ભેદ જાણવા માટે આ સ્થળ પ્રથમ પસંદ કરેલું હતું.

ટીબેટમાં કોઇપણ વિષયનું જ્ઞાન પ્રાપ્ત કરવું કે માહીતી મેળવવી એ મુશ્કેલ હતું. એટલે દક્ષિણ બાજુના પ્રદેશ સંબંધમાં કંઈ પણ માહીતી ન મળી શકી. પરિણામે શોધના ઉદ્દેશથી ભિન્ન ભિન્ન દિશાએ માણસો મોકલવાં પડયાં. પર્વતારોહી દળ પોતાના બે અનુભવી સાથીઓનાં અભાવથી ચારમાંથી બેનું જ–મેલોરી અને બુલોક–રહી ગયું હતું. એ વાયવ્ય તળપ્રદેશની શોધ કરવા ૨૩મી તારીખે ૧૮ કુલીઓ લઇને નીકળી પડયા. એમણે રોંગબક શિખર બાજુ હિમાનીની સાથેસાથે ચઢવાનો આરંભ કરી દીધો. એ હિમાની એ પર્વતથી ઉત્તરાભિમુખ નીચે ઉતરે છે. બીજે દિવસે કેપ્ટન વ્હીલર અને ડાકટર હેરન પશ્ચિમ બાજુએ થોડું અંતરે બીજું હિમાનીને માપવાને ચાલી નીકળ્યા. કર્નલ હાવર્ડબરી ૨૬મી ને દિવસે એમની પછવાડે ગયા. કોઇક વખત આ ટોળીની સાથે કે કોઇક વેળા બીજીની સાથે અગર કેટલીક વખત તો સ્વતંત્રપણે ચિત્રો લેવામાં એ મશગુલ રહેતા. મેજર મોર્સહેડ અને ડોક્ટર વોલ્સ્ટને તીંગરીની પશ્ચિમ અને વાયવ્ય પ્રદેશનું માપ કર્યું અને એમણે બ્રહ્મપુત્રા ઉપર કર્નલ રાઇડરના માપ સાથે જોડાણ કરી દીધું. આ કાર્યવિભાગ દરમ્યાન કોઇ કોઇ વેળા મેળાપ અને આહ્લાદકારી થતી હતી. બીજું (અગર કયેત્રક) એ એક સુંદર હિમાની–રોચ છે; અને બીજું હિમાની (Glacier) દક્ષિણાભિમુખ એ ટેકરી સુધી પહોંચની નજરે ચઢે છે. એ સમુદ્ર તટથી ૧૯,૦૦૦ ફુટ ઉંચાઇ પર નેપાળની સીમા પર આવેલી છે. એનાથી આગળ પશ્ચિમ બાજુએ કર્નલ હાવર્ડબરી અને મોર્સહેડે "પુસીલા" યાને મારમોત રોચના (૧૭,૭૦૦ ફુટ ઉંચાઇ) માર્ગથી "રોંગ શહેર" નદીનું અવલોકન કર્યું.

"રોંગબક" હિમાની (glacier)ના માથા પર અતિ વિશાળ એવરેસ્ટ ખડો છે. એમાં ૧૬,૦૦૦ ફુટની ઉંચાઇ પર એક મઠ આવેલો છે. કહેવાય છે કે ત્યાં ૩૦૦–૪૦૦ તપસ્વીઓ એકાંત ગુફામાં વાસ કરી રહેલ છે. આ શોધકમંડળે ૧૮,૦૦૦ ફુટની ઉંચાઇ પર પોતાના તંબુઓ ઉભા કરી દીધા. અહીંથી એવરેસ્ટ સાત માઇલના અંતર પર હતો. અહીંથી એ લોકો એક ૨૩,૦૦૦ ફુટની ઉંચાઇની ટેકરી પર ચઢયા કે જેથી કુલીઓને ચઢવાનો અભ્યાસ પડે. એકાદ માસ એમણે કુલીઓ પાસે હિમની વચ્ચે કામ કરાવ્યું. છેવટ જુલાઇ સુધી મોસમ બહુજ અનુકુળ રહી. પછી વરસાદની હવા શરુ થઇ અને વરસાદે એ પ્રદેશના પરિદર્શનના કાર્યમાં ખલેલ નાંખી. ઉંચે ચઢવું તો અસંભવિતજ થઇ ગયું. તીંગરીમાં પણ દરરોજ રાતના સમયે વરસાદનાં તોફાન થવાં લાગ્યાં; વીજળીના ચમકારા અને વાદળોની ગર્જના શરુ થઇ. નદીઓ ઓળંગવા લાયક ન રહી. પણ દક્ષિણ તરફ વધતાં મોસમ ઠીક આવી. દક્ષિણી હવા શરુ થતાં સાથે વરસાદ બંધ થઇ ગયો. એ પ્રદેશમાં ચોમાસાનાં વાદળાં સીધો વરસાદ ભાગ્યેજ વર્ષાવે છે.

૧૮,૦૦૦ ફુટની ઉંચાઇ પર નાંખેલા તંબુઓની ઉપર મોટાં મોટાં પહાડી શૃંગો આવેલાં હતાં. એ ૨૫,૦૦૦ થી ૨૬,૦૦૦ ફુટ ઉંચા હતા. એ શિખરો પર ચઢવું કઠણ હતું. એ ઉપર ચઢવાને મનુષ્યશરીરને શક્તિબહાર શ્રમ કરવો આવશ્યક છે. રોંગબક હિમાની એવરેસ્ટથી સીધો ઉતરે છે. એની એક શાખા પશ્ચિમથી ૨૦,૦૦૦ ફુટ

ઉંચા પર્વતોના એક મોટા મસ્તકમાંથી અને બીજી પૂર્વ દિશાથી નીચે ઉતરે છે એ બાજુથી એવરેસ્ટ પર ચઢવાનું તો એમ નહોતું પણ ઉત્તર બાજુએથી પણ ઉપર પહોંચવું એટલુંજ અસંભવિત હતું રોંગબુકની પૂર્વીય શાખા પર ચઢવું એ સાધ્ય દેખાયું પણ એ લાંબો માર્ગ હતો.

એ પર્વતની ઉત્તર બાજુએનું મધ્યું ભૂમાપ કરવા માટે એવો નિશ્ચય કરવામાં આવ્યો કે 'ખર્તા'થી નૈઋત્ય બાજુ પરના પ્રદેશનું નિરીક્ષણ કરવામાં ગ્રીષ્મના છ માસ ગાળવામાં આવે. ખર્તા નામની એક નદીપર અરુણ નામની શાખા સાથે એના મેળાપથી લગભગ માઈલ બે માઈલ પર કેટલાક ગામોનો એક સમૂહ આવેલો છે. જુલાઈના આરંભમાં કર્નલ હાવર્ડબરી ખર્તા ગયા અને મુળ શિબિર બદલવાનો પ્રબંધ કરી આવ્યા. આ ભ્રમણ દરમ્યાન એક એવી ભૂમિનો પત્તો લાગ્યો કે જે અત્યંત મનગમતી હતી એમાં મોટા મોટા મઠો–આશ્રમો અને ગામો કોમળ ઘાસ અને નાના નાના ઝરણાંઓ નાના નાના પર્વતોની ગુફાઓમાં તપસ્વી અને તપસ્વિનીઓ હતાં, અહીં એવા વન્ય પશુપક્ષી હતા કે મનુષ્યના હાથમાંથી આહાર કરતા બીતા નહોતાં.

ટીંગરીથી જુલાઈના અંતમાં પડાવ આ સ્થળ પર ઉઠાવી લઈ જવામાં આવ્યો, અને આડે રાખેલા ઉદ્યાનમાં તંબુઓ મારવામાં આવ્યા હતા. મકાનનો ઉપયોગ ફોટોગ્રાફીના ઉપયોગ માટે અંધારગૃહ તરીકે કરવામાં આવ્યો. ન તો કોઈ અધિકારી કે ન તો કોઈ ખર્તા-નિવાસી એ બતાવી શકતો હતો કે ખર્તા નદીનું મુખ ક્યાં હતું, કે એ માર્ગે એવરેસ્ટ પહોંચવું સંભવિત હતું કે કેમ પરંતુ એ એટલું કહેતા કે દક્ષિણ બાજુએ બીજી ખીણમાંથી ત્યાં પહોંચવું કદાચ શક્ય હોય. આ કામાચુની ખીણ હતી. કામાચુ અરુણ નદીનો એક ફાટો છે કર્નલ હાવર્ડબરીના મત પ્રમાણે આ ખીણનું સૃષ્ટિસૌંદર્ય હિમાલયના કોઈપણ પ્રદેશ કરતા વધુ મોહક છે. એમાંના મોટા-મોટાં પર્વતશિખરો આકાશ સાથે ગોષ્ઠિ કરી રહ્યા દેખાય છે, અને બરફના મોટા ટુકડાઓ તૂટીને નીચે બીહામણું ગર્જના કરતા ગબડે છે. આ બરફની વચ્ચોવચ્ચ પણ સુંદર લીલીછમ ગોચરભૂમિ આવી રહેલ છે. આસપાસ દેવદારના ઝાડો પણ નજરે ચઢે છે. ઉપરના છેડા પર એવરેસ્ટ શિખર શિર ઉંચું કરી ઉભું છે ફગશુગ હિમાની એક મોટા અજગરની માફક એવરેસ્ટની પૂર્વ બાજુની સાથેસાથે નીચે ઉતરતો માલુમ પડે છે. એ બાજુએ આરોહણ કરવા કોઈ સાધ્ય માર્ગ નહોતો. એ વાત જાણવા પર્વતારોહીઓને એ "પર્વત-પૃષ્ઠ"નું લાંબુ માપ કરવાની આવશ્યકતા નહોતી ખર્તા અને કામા ખીણો વચ્ચે આવેલ ૧૮,૦૦૦ ફુટ ઉંચાઇના "લંગમાલા"ના ઘાટમાંથી કર્નલ હાવર્ડબરીની નજરે ત્રણ હિમાની ખીણો ચઢી એક માકાલુમાંથી, બીજી એવરેસ્ટમાંથી અને ત્રીજી નૈઋત્યમાં આવેલાં શિખરોમાંથી નીકળતી.

બીજી ઓગસ્ટના દિને મેલોરી અને બુલોક અને થોડાક સમય પછી એમને આવી મળેલ મોર્સહેડે ખર્તા ખીણનું અન્વેષણ શરુ કર્યું. એના બે દિવસ પછી કર્નલ હાવર્ડબરી પોતાના મનોરંજક ભ્રમણ પર નીકળી પડ્યા. આ ભ્રમણના પ્રતાપેજ આ સુંદર પર્વતશિખરો-ના મનોહર દશ્યોના ચિત્રો આજે આપણે જોવા ભાગ્યશાળી થયા છીએ. એ સાઠ આ હિમાચ્છાદિત હિમાની ઉપર અત્યંત મુશ્કેલીથી

ચઢવા. છેવટે એ (Col) ખીણ ઉપર ૨૨,૫૦૦ ફુટની ઉંચાઇએ પહોંચ્યા એ શિખર ઉત્તરે આશરે એક માઇલ પર બીજી એક હિમાની ની આરપાર એવરેસ્ટની પીઠ પર ઝુકી રહેલ રહ્યો હતો (એ બીજી હિમાની પણ નાગમક હોવાનું પાછળથી માલમ પડ્યું) એ હિમાની નું શિર ૭૦૦ ફુટ કે તેથી કિંચિત્ અમનાથી નીચે હતું અને એની આરપાર ઉત્તર ખીણ (North Col)ની બીજી બાજુએ પહોંચવાનો રસ્તો પડ્યો હતો—આ કોલ અજ્ઞ સમું ચઢવા હતું. એ 'ખીણ' એવરેસ્ટના ઉત્તરની પાળમાં (Ridge) એક ઉંડુ સ્થાન છે જે માધ્ય અને પૂર્વીય રોંગબક હિમાનીઓને વિભક્ત કરે છે અહીંથી ચઢવાનું સાધ્ય દેખાયું. પરંતુ મોસમ ઓગસ્ટની મધ્યનો હોઇ વર્ષાઋતુ પુરજોસમાં હતી. અને ચોમાસાના બરફે રસ્તાઓ ચઢવા માટે મુશ્કેલ બનાવી દીધા હતા. ચોમાસું પુરું થાય અને બરફ આગળી જાય એની રાહ જોઇ બેઠેલા આ મુસાફરોએ ખર્તાથી ૧૮ માઇલ ઉપર ૧૭,૫૦૦ ફુટની ઉંચાઇએ અને બીજી એ ઉપરના ૨૦,૦૦૦ ફુટની ઉંચાઇના શિખરો પર છાવણી નાખી. પછી એ ખર્તા થોડા દિવસ આરામ લેવા ગયા. પોતાના માર્ગની પહેલી મજલ એમણે કાપી કહીએ તો ચાલે, કારણ કે એવરેસ્ટ પર ચઢવાનો રસ્તો એમણે શોધી કાઢ્યો હતો. પછીથી એ પછીના પડાવો દ્વારા પર્વતનું આરોહણ જ થોડુંક શરુ કર્યું પ્રથમ ૨૩,૦૦૦ અને પછીનો ૨૫,૦૦૦ ફુટની ઉંચાઇ પર તંબુ નાંખવાનો નિશ્ચય કર્યો.

ઋતુ સુધરવી શરુ થવાના ચિન્હો દેખાવા માંડ્યાં કે તરતજ મેલોરી અને બુલોક ૧૭,૫૦૦ ફુટવાળા પડાવ તરફ આગળ વધ્યા. એમણે એમ આશા રાખેલી કે સપ્ટેમ્બરની શરુઆતમાં ચોમાસું તો પુરું થશે એટલે આકાશ કેટલાક અઠવાડીઆ ખુલ્લું રહેશે પણ વરસાદે એમનો પીછો જ ન છોડ્યો ઉપર ચઢવાનો આરંભ કરતા પહેલાં બીજા ત્રણ મહિના એમને પ્રતીક્ષા કરવી પડી સપ્ટેમ્બર ૧૯મી સુધી હરરોજ બરફ વર્ષતું રહ્યું. સરોજમહેજર સુધારાનો લાભ લઇ મેલોરી અને બુલોક ૨૦,૦૦૦ ફુટ સુધી તો પહોંચી ગયા. પરંતુ બીજે દિવસે એથીએ વધુ જોરમાં પડેલ બરફના વરસાદથી પાછા હઠ્યા, આખરે ૨૦ મી સપ્ટેમ્બર આખી મંડળી ૨૦,૦૦૦ ફુટ ઉપરના પડાવ પર પહોંચી ઋતુ ખરાબ ચાલુ રહેવાનો સંભવ તો હજુયે હતોજ, પણ મેલોરીને એમ લાગી ગયું હતું કે વધુ થોભવા-માં લાભ નહોતો ૨૦મી સપ્ટેમ્બરે મલાગમાજ એ અને મોર્સહેડ ૧૪ ખચ્ચર ભાર વહીને હિમાનીની ટોચ પર "કોલ" માં જઇ પહોંચ્યા બુલોક અને વ્હીલર પણ એમની પછવાડે ચાલી નીકળ્યા હતા. ૧૯મી ઓગસ્ટે એ લોકો બુલોક અને મેલોરી એક મહીના પર જે ટોચ પર પહોંચેલા હતા, ત્યાં સુધી પહોંચી ગયા

૨૨ મી સપ્ટેમ્બરે આ મંડળીના ૭ સભ્યો–મેલોરી, બુલોક અને વ્હીલર, હાવર્ડબરી, વોલ્સ્ટન અને મોર્સહેડ (રાયબર્નને ૨૦,૦૦૦ ઉંચાઇવાળા પડાવમાં છોડી આવ્યા હતા) ૨૬ કુલીઓ સાથે એ "કોલ" માં પહોંચ્યા અને ૨૨,૩૨૦ ફુટ ઉંચાઇએ પડાવ નાખ્યો. આ માર્ગમાં વાયવ્ય બાજુના પવનના સખત ઝપાટાઓ આવતા એટલે એનું નામ (વાતમય દરી) "હિમપાત" પાડેલું હતું. પરંતુ ગુફાઓ તંબુઓનું કંઇક રક્ષણ કરવાની જગ્યા તરીકે મળી. ઉંચાઇની અસર કંઇ નહીંને કંઇ સર્વના ઉપર થઇ હતી મુસાફરોને કંટાળો તો આવવા લાગ્યોજ હતો. અને ઉત્સાહ અને



ચુશરમાંથી નજરે પડતી ચ્યાંગફાની પર્વતમાળા

શક્તિનો પણ અભાવ દેખાગો; કુલીઓમાંથી કેટલાક શિરોવેદના અને થાકની ફરીઆદ કરવા લાગ્યા; ત્રણ જણ તો પાછા પડ્યા અને તેમણે ઘરનો માર્ગ લીધો. રાત્રે થરમામીટરનો પારો નીચે ઉતરી એક ડીગ્રી (ફેરનહાઇટ) ગરમી પર જઈ રહ્યો. બરફ પુષ્કળ અને કઠણ ઠરી ગયેલું હતું. કર્નલ હાવર્ડબરી પોતાના વર્ણનમાં કહે છે કે મળસ્કે ૪ વાગે નીકળી એ લોકો સારા પ્રભાતે ત્યાં પહોંચ્યા. બરફ ખુબ કઠણ ઠરેલું હોઇ ઉત્તમ સ્થિતિમાં હતું. એ આઇસ દૂર આવેલ હિમાચ્છાદિત ટોચોવાળો એવરેસ્ટ ચંદ્રપ્રકાશમાં અતીવ સુંદર લાગતો હતો. સૂર્યનાં પ્રથમ કિરણોથી બરફનો રંગ ગુલાબી ઉપરથી નારંગી થયો. એની પાછળ સુંદર વેંગણી રંગનું આસમાન ખીલી રહ્યું હતું. આટલી ઉંચાઇએ પણ એક સ્થળે સ્પષ્ટ પગલાં હતાં, એક ચિન્હ તો મનુષ્યનાં પગલાં જેવું લાગતું અને એણે એ સંકળીને ગુંચવાડામાં નાંખી. કુલીઓ કહેતા કે એ પગલાં કદી કદી અતીવ નિર્જન અને અગમ્ય પર્વતો પર મળી આવતાં કોઇ જંગલી લોમશ મનુષ્યનું હશે. પણ ઘણુંખરું એ પગલાં કોઇ મોટાં ભુરાં વરુનાં હોવાનો સંભવ ખરો.

બીજે દિવસે મુલોક, મેલોરી અને વ્હીલર દશ કુલીઓ લઇ હિમાનીની નીચે ઉતર્યા, એના પર દૂર સુધી ધીમે ધીમે ચાલીને પછી “કોલ”ની નીચે ૨૨,૦૦૦ ફુટ પર ખુલ્લાં બરફમાં તંબુઓ નાંખ્યા. એ અતિ નિરાનંદ, ભયાનક રાત્રિ હતી; જો કે ત્રણ બાજુએ ઉભા પર્વતના ઢાળથી રક્ષિત છતાં પણ પ્રચંડ શીતળ વાયુ તંબુઓમાં ખુબ વેગથી આવી અથડાતો અને એવું લાગતું કે હમણાં એને ચીરી ઉડાવી લઇ જશે; એટલે નિદ્રામાં પણ ભારે ખલેલ પહોંચતી. ૨૪ મીએ સવારે

જીવંત વ્યક્તિ છે ગુજરાતની રાષ્ટ્રીયતા રસતા અને ચેતનતા જો સજીવન હોય તો તે તેમનાજ વ્યક્તિત્વથી, ગુજરાતનું ગૌરવ માધુર્ય અને સૌંદર્ય જો જીવંત હોય તો તે તેમનાજ અસ્તિત્વથી! કાલનું ગુજરાત ગોવર્ધનરામની ભાવનાનું અમૃત સીંચી રહ્યું હતું, આજનું 'નવીન ગુજરાત' કનૈયાલાલ મુનશીની રસધારા ઝીલી રહ્યું છે.

અને ઇંગ્લંડમાં પણ તે પ્રમાણે શ્રીમતી કોરેલી, એ લેખિકા તરીકે ચાલુ સદીની 'Genius' અર્થાત દૈવી શક્તિ છે. તેમણે અનેક નવલકથાઓ લખી છે, જેની લોકપ્રિયતા એટલી બધી છે કે—તેમના એક સાધારણ—ઓછા પ્રખ્યાત પુસ્તકના પણ પંદર–પંદર અને વીસ,ત્રીસ પ્રકરણ થઇ ચુક્યા છે! તેમનાં સર્વોત્તમ પુસ્તકો Sorrows of Satan, Thelma અને Ardath છે, જેના અનુક્રમે લગભગ સાઠ, પચાસ અને ચાલીસ સંસ્કરણ આજ સુધી થઇ ચુક્યા છે! આ ઉપરથી ગુજરાતને આપણા ઉત્તમ લેખકોની શી કદર બુઝાઇ છે તેની તુલના કરવાનું સહેજ ભાન થશે!

કેટલાક વિદ્વાન્ સમાલોચકો Sorrows of Satan ને મેરી કોરેલીનું 'master-piece' (ગ્રંથશિરોમણિ) ગણે છે, કેટલાક Thelma-ને, જ્યારે કેટલાક Ardath ને ગણે છે. આ લેખક તૃતીય શ્રેણીમાં છે. ગમે તેમ હો, તેમના દરેક પુસ્તકમાં કંઇ ને કંઇ અવનવી વિચિત્રતા, રસમયતા, રમ્યતા અને સુંદરતા એક નિર્ભય મરાલરૂપ વહે છે. શ્રીમતી કોરેલીની અલૌકિક વસ્તુસંકલનામાં, તેમની ઉચ્ચ ભાવનામાં અને પવિત્ર સિદ્ધાંતોમાં આજકાલના materialist—અનાત્મવાદી યુરોપ માટે spiritualism—આધ્યાત્મિકતાના ઘણાએ પાઠ શીખવાના બાકી રહી ગયા છે!

શ્રીમતી કોરેલીની નવલકથાઓ વિશેષ કરીને psychological (પાત્રોની વિવિધ મનોદશાની નિરૂપક) હોય છે. માત્ર "થેલ્મા" એજ તેમની એક પ્રેમવાર્તા છે. છતાં ગૂઢથી ગૂઢ વિષય પણ એવી વસ્તુસંકલનાથી ગુંથેલા હોય છે કે વાચક એક સુંદર ઉદ્યાનની વાટિકાઓમાં જાણે કેમ વિચરતો હોય! એવા રસસાગરમાંજ છેવટ સુધી ડોલ્યા કરે છે!

અહીં આ મહાન્ લેખિકાનાં પુસ્તકોની 'સમાલોચના' કરવા વિચાર નથી. કારણ હું જાણું છું કે સમાલોચના કરવાનું કામ તો રા. નરસિંહરાવ જેવી પ્રતિભાશાળી વ્યક્તિનું છે રા. મુનશીનું સુંદર ગદ્ય "ગુજરાતનો નાથ," જેની સમાલોચના દ્વારા તેના મુળ રૂપ કરતા પણ વિશેષ ઝગમગી ઉઠ્યું હોય, તે મહાન્ ટીકાકારની લેખનશક્તિનું છે. મારો તો અહીં મેરી કોરેલીના 'ઉચ્ચ પૂર્ણાંગ' વિચારોની સહેજ ઝાંખી કરાવવાનો એક નમ્ર પ્રયાસ છે, એટલુંજ!

આજથી ત્રણ વર્ષ પહેલા મારા પૂજ્ય પ્રોફેસર–ગુરુ–મિત્ર રા. હરિશ્ચંદ્ર મેહરાની ભલામણથી "થેલ્મા" અવલોકવાનો શુભ અવસર પ્રાપ્ત થયો હતો. તેમાંથી અમુક વિચારોનો અહીં ઉલ્લેખ કરીશ, જે પરથી વાચક જોઇ શકશે કે શ્રીમતી મેરી કોરેલીના વિચાર કેટલા બધા ઉચ્ચ અને પૂર્ણ છે!

એક નોર્વેજીઅન રમણી 'થેલ્મા' આ નવલકથાની નાયિકા છે. તેના મુખથી શ્રીમતી કોરેલીએ જે શબ્દો કહેવરાવ્યા છે, તે વાંચવાથી એવું જણાય છે કે જાણે તે શબ્દો કોઇ પૂજ્ય દેવીની રમણીના મુખમાંથી નીકળ્યા



મીસ કોરેલી: ૧૯૧૨ માં

હોય! પૂર્વદેશી વિચારોમાં અને શ્રીમતીના વિચારોમાં કેટલી બધી એકતા અને સાદૃશ્ય!

નવલકથાના નાયક એરીંગટનનો મિત્ર લૉરીમર કહે છે:–

"કોઈ સ્ત્રીને તેની હડથી રોકી રાખવા કરતાં વજ્રને વશ કરી લેવું વધારે સહેલ છે!"

"તમે કેવા ભોળા છો! તે અસંભવિત છે! સ્ત્રી એટલી બધી સ્વેચ્છાચારિણી નથી થઈ શકતી!" થેલ્માએ જણાવ્યું.

"શું તમે ખરેખર એવું માનો છો?" લોરીમરે આશ્ચર્યથી પુછ્યું.

"હુંજ શા માટે?–બધાયે એમજ માને છે! × × ×. તે કેટલી મોટી મૂર્ખતા કહેવાશે, જ્યારે સ્ત્રીઓ પુરુષોની આજ્ઞામાં નહીં રહે!" થેલ્માએ કહ્યું.

સ્ત્રી–શિક્ષાના વિષયમાં થેલ્માનો પિતા કહે છે:–

આધુનિક 'ઉચ્ચ શિક્ષા' સ્ત્રીઓને ન જોઇએ! થેલ્માને ગણિત કે બીજગણિત નથી આવડતું–તેને સંગીતવિદ્યા આવડે છે; તે જરુર પુસ્તક લખી વાંચી જાણે છે. તે સીવણ તે સુન્દર કાંતતાં અને ભરતાં ગુંથતાં પણ જાણે છે. × × × મારી

ઈચ્છા હતી કે તેની પ્રકૃતિ સુંદર, કલ્યાણ ખન તેને આત્મમાનની શિક્ષા આપો, અને અગ્રત્વ કરતાં મૃત્યુ શ્રેષ્ઠ છે, એમ શીખવો

• થેલ્માને શીખવવામાં આવ્યું હતું કે —

"The three principal virtues of a woman are chastity, humility and obedience—પતિવ્રત, નમ્રતા અને આજ્ઞાપાલન; એ ત્રણ સ્ત્રીના મુખ્ય ગુણ છે '

થેલ્માની પતિભક્તિના વિષયમાં લખ્યું છે કે:—To her mind he was all that was great, strong and noble and beautiful—he was her master and king—and she loved to pay him homage by her exquisite humility × × × complete contented submission × × × She could 'not understand the possibility' of any wife not rendering instant and implicit obedience to her husband, even in trifles.

અર્થાત્

તેને પોતાના પતિદેવમાજ સર્વ મહત્તા, મહાનુભાવતા, બળ તથા સૌંદર્યનું સ્થાન દીઠું હતું. માધુર્યભરી વિનયશીલતા, અને સંપૂર્ણ સંતોષયુક્ત આધીનતાપૂર્વક પતિની ઉપાસના કરવા નું તેને ઘણું ગમતું હતું તે સમજી શકતી ન હતી કે કોઈ કોઈ સ્ત્રી પણ એવી સંભવિત છે, જે ઘણી નાની નાની બાબતોમાં પણ પતિનું પુરેપુરું આજ્ઞાપાલન ન કરતી હોય!

વહાલા વાચકો! પાશ્ચાત્ય સભ્યતાની આધુનિક દશાથી આ વિચારોની તુલના કરો' યુરોપમાં કેટલી સ્ત્રીઓ આવા વિચારની હશે? જો હોય તો ત્યાં Divorce લગ્નબંધ—ત્યાગ-નામાંઓનું આટલું પ્રબળ પ્રમાણ ન હોત?

વકતના અમુક પ્રપચથી મનુષ્યોએ થેલ્માને 'આગળથી વખત ભભેરવાના પ્રયત્ન કર્યો કે તેનો સ્વામી કોઈ અન્ય સ્ત્રી સાથે પ્રેમ રાખે છે! પરંતુ તે કદી આવી વાતો પર વિશ્વાસ લાવતી નથી! અતમાં જ્યારે તેને પ્રમાણસ્વરૂપ એક પત્ર દેખાડવામાં આવે છે—જેમાં લખેલી બાબતોનો મુખ્ય આશય કે 'ફુદોષ હતો—તો' તે ઘણી દુઃખિત થાય છે, છતાં તેણે તેનો દોષ પોતાનાજ માથે રાખ્યો. તે પિતાને ઘેર ચાલી ગઈ જતી વખતે એક પત્ર રાખી ગઈ, જેમાં લખ્યું હતું —

પ્રિયતમ!

'× × × હું તેનો આશય બીલકુલ સમજી શકતી નથી પરંતુ જણાય છે કે તમે તમારી દાસી થેલ્માથી થાકી ગયા છો પ્રિયતમ! હું તમને દોષ નથી દેતી, કારણ મને વિશ્વાસ છે કે કોઈ પ્રકારે મારાથી અપરાધ થયોજ છે! × × × આ હૃદય તમારૂંજ છે, અને મૃત્યુ સુધી તમારાથી મારો સ્નેહ અટલ રહેશે હું તમને કિંચિન્માત્ર દોષિત ગણતી નથી, તે લક્ષમાં રાખજો. દુઃખ થાય છે તે એટલાજ માટે કે તમે મારા પ્રેમથી થાકી ગયા! તમે મારા પર સદાયે દયાળુ રહ્યા. યદિ તમે મારા કરતાં બીજી અનેક સ્ત્રીઓને અધિક પ્રેમ અર્પશો તો પણ તમારા પર મારો સ્નેહ તેવો ને તેવોજ રહેશે, તો પણ હું તમારી સેવાર્થ મરવા માટે તત્પર રહીશ' આ વાત સદાયે સ્મરણમાં રાખજો કે આપણે એક બીજાથી ભલે ગમે તેટલા દૂર રહીએ, સમરત સંસાર આપણી વચ્ચે ભલે આવી પડે, તો પણ હું છું અને સદા રહીશ—

તમારી સ્નેહમયી દાસી,
થેલ્મા.

તે પહેલાં પણ તેણે પોતાનેજ ફીલિપ લખી હતી તે કહે છે.—

ના, યદિ તેમ થયું તો તેમાં મારો દોષ છે, તેમનો નહીં! જ્યારે એક પુષ્પ તમારા હાથમાં ઘણી વાર સુધી રહે છે, તો તેની સુગંધ ઊડી

જાય છે, અને તમે તેને હાથમાંથી નીચે ફેંકી દો છો,—તેમાં તમારો શો દોષ? તમે તાજા અને સુગંધિત પુષ્પની ઈચ્છા કરો, એ સ્વાભાવિકજ છે. એ તો પુષ્પનો દોષ છે કે તે પોતાની સુગંધ વધુ વખત ટકાવી રાખી શક્યું નહીં! યદિ હવે મારા સ્વામી મારા પર સ્નેહ ન રાખતા હોય તો હું તે પુષ્પની સમાન છું,—તેમાં તેમનો શો દોષ? તેઓ સર્વથા નિર્દોષ છે. એ તો મારા પોતાનોજ દોષ છે કે હું તેમને પ્રસન્ન ન રાખી શકી.

પ્રેમ સંબંધી લેખિકા લખે છે—

પ્રેમ જેવું માધુર્ય કોઇ વસ્તુમાં નથી; પ્રેમથી અધિક શક્તિવાળી કોઇ વસ્તુ નથી. પ્રેમથી ઉત્તમ વસ્તુ કોઈ પણ નથી. પૃથ્વી પર, કે સ્વર્ગમાં તેની કરતાં અધિક ચિત્તરંજક વસ્તુ નથી! પ્રેમથી જીવ કદી તૃપ્ત થતો નથી કે કંટાળતો નથી!

આજકાલની પ્રગતિ સંબંધી થેલ્માનો મત કહે છે:—

"Progress! Not a bit of it! It is all going backward; it may not seem apparent, but it is so × × × and these things always happen to all nations when money becomes more precious to the souls of the people than honesty and honour."—

પ્રગતિ! પ્રગતિનું નામ ન લો! તે સર્વ માત્ર પાછળ જતું છે! તે ભલે સ્પષ્ટ દેખાતું ન હોય, પરંતુ વસ્તુસ્થિતિ એવીજ છે × × જ્યારે લોકો માન અને પ્રમાણિકતાની અપેક્ષા કરતાં દ્રવ્યનું મૂલ્ય વધારે કરવા લાગે છે, ત્યારે આમજ બને છે!

આ સંબંધી અમેરીકા અને ઇગ્લાંડની પણ ઠીક ઝાટકણી કરી છે.

"થેલ્મા" પુસ્તકના મુખ્ય ત્રણ વિભાગ છે. દ્વિતીય વિભાગ Land of Mockery વાંચતાં ઘણીજ ઘૃણા ઉપજે છે. તેમાં લંડન-જીવનનું યથાર્થ ચિત્ર આલેખ્યું છે. થેલ્માની સખી તેના પતિને કહે છે:—

લંડનના લોકોની રહેણીકરણી મને સમજાતી નથી, તેમ કદીએ સમજાશે પણ નહીં! પ્રત્યેક વ્યક્તિ દુષ્ટતા દેખાડવા માટે જાણે ઉત્સુક રહ્યા કરે છે! ભ્રીગ્સ કહે છે કે શ્રીમતી વીંસલે તમને પ્રેમ કરતી હતી; તે પછી તે ફ્રાંસીસ લેનોક્સને પ્રેમ કરવા લાગી! અને આ બધું ક્યારે? પોતાના પતિદેવના જીવતાં! વિચિત્રતા તો જુઓ!

"થેલ્મા" પુસ્તક ખરેખર એક અસામાન્ય લેખનશક્તિનું સુંદર દૃષ્ટાંત છે: મેરી કોરેલીનાં પુસ્તકોની આ મહાન્ લોકપ્રિયતા અને કદરશનાસી જોતાં પ્રશ્ન થાય છે કે આપણા મહાન્ લેખકોની રસધારા ગુજરાતીઓ પોતાના જીવનમાં મૂર્તિમંત કરતાં ક્યારે શીખશે?

અને એ લેખકોના પ્રશંસનીય કાર્ય ઉપરાંત આપણા સાહિત્ય-ઉદ્યાનમાં સુંદર, સુવાસિત પુષ્પ-વૃદ્ધિ માટે મેરી કોરેલીની સુંદર કૃતિઓ વડે ગુજરાતી સાહિત્યની સમૃદ્ધિ, કલામયતા અને સુંદરતામાં વૃદ્ધિ કરવા કોઇ સાહિત્યસેવક શું આગળ નહીં આવે?




લેખક:

રા. મંજુલાલ રણછોડલાલ
મજમુંદાર,

બી એ એલએલ બી.

ચિત્રકાર

રા. દમન મહેતા

(૧)

મારી કથા કહું? ચમકશો નહીં તમે પુછશો 'હું કોણ?' હું વેદાની હોત તો કેટલાયે વિચારમાં ઊંડા ઊંડા ઉતરી ગયો હોત, અને જ્યાસ જ્યાસને ઠેકાણે રહેત પરંતુ પરમેશ્વરીની માયાની મોહિનીમાં, મને એવા તર્ક સુઝતા નથી. તેથી હું કહેવા માંડું કે 'હું કોણ?'

હું કહેવા તૈયાર થાઉં છું ત્યારે વખતે તમે કહેશો કે અમને સાંભળવા અવકાશ નથી, દરકારે નથી. અને ખરેખર, હોય પણ ક્યાંથી? 'હું કોણ' એ તમે શેના જાણો? અત્યાર સુધી મારું નામ તમે 'પ્રકાશ'માં આવેલું નહીં દીઠું હોય તેથી વખતે તમને મારી કથા માટે અણગમો હશે. પણ બધા પ્રકાશમાં આવે તો અંધારામાં દટાએલું કોણ રહે?—અને પ્રકાશમાં આવેલાંજ રત્નો એટલા પાણીદાર હોય છે, એમ તો કોણ કહેશે? છતાં ગ્રે (Gray) કવિની સાથે હું કહી લઉં કે જગતની ઊંડી, અને અંધારી ઘોર ખોમાં કંઈ કંઈ રત્નોના ઝબકાર વણ સુણ્યા અને વણદીઠા રહી જાય છે. કહેશો, એમાં 'કો'નો વાંક'?

મારી કથાને ક્યાંથી ઊકેલું? ભૂતકાળના પડ ઊકેલી તમને કંટાળો આપવાને બદલે મારી કથાનો ચાલતો અધ્યાયજ માંડીને કહું.

અલબેલી મુંબાઈમાં, એક લોજમાં (મુંબઈમાં સંત મહંતો કાજે 'રામ,' 'કૃષ્ણ,' 'માધવ,' 'અનિકેત,' 'આનંદપથિક' વીગેરે લોજોની ક્યાં ખોટ છે?) હું મુખ્ય પાકશાસ્ત્ર—આચાર્ય હતો. સ્વમાન જાળવવાના યુગમાં હું મારી સાચેસાચી હકીકત કહેવા માંડું, તેને તમે આત્મશ્લાઘા નહીંજ ગણો એમ માની આગળ ચલાવું છું—ત્યારે તમે આટલેથીજ સુગાઈને નાક ઊંચું ચઢાવો છો, તે કેમ નભશે? મારે તો હજી બહુ બહુ વાતો કહેવાની છે.



વીંઝત નેનર મારતર મૂહરે,
કુદત સુંદર લોટનરામરે,

જેનો મુળ રંગ ઓળખી કાઢવામાં ચતુર ચીતારો પણ ગુંચવાય એવું અબોટીઉ પહેરી, રસોડામાંથી બહાર અને બારણેથી રસોડામાં-પોતાને ઘેર નાતગંગા નોતરી હોય, ને જે ઉમંગથી યજમાન ઘુમે તે ઉમંગથી-કોઇની થાળી તો કોઇનો લોટો અથવા કોઇનું આખું શરીરે ઓળાંગી જનારી સ્ફુર્તિભરી પ્રચંડ મૂર્તિને, અત્યાર સુધીમાં કેટલીયે 'ચોરાશી' જમાડવાનો સંતોષ થયો હોય તો તમે તેની અદેખાઇ નહીં કરો એમ ધારુ છું. મારાં સ્તોત્ર મારે મોંએ કહેવાનો પ્રસંગ આવતાં કહી દેવું પડે છે કે બીજા લોજોમાં ફીકું અને ગમે તેવું ખઇને કંટાળી ગએલા કેટલાયે લોકો કનેથી મારી કુશળતા માટે વણમાગ્યો ધન્યવાદનો વરસાદ વરસ્યો હતો.

દિવ્યગંગાનાં વહેણની જેમ, મારા જીવન-નું વહેળાઉં છુપું વહેતું. અમારા લોજમાં આવનાર લોકોને જણાતું મારું જીવનઝરણું તે મારું જાહેર જીવનઃ અને બાપખળા ઉપરની ઓલીમાં રહેતાં એકલો ગાળતો તે મારું અભૂત જીવન.

લોજનું કામ પરવારી-ને ઘેર આવ્યા પછી મારો પ્રિય વ્યવસાય કવિતા કરવા-નો હતો, તે જાણી તમે વખતે ભડકશો. સહવારસાંજ ચુલો ફુંકનાર તથા રોટલા ઘડનારને કવિતા-કરવાનો શોખ-એ સંભવે પણ ક્યાંથી? પણ, સબુર,-ઇતિહાસમૂર્તિ ભૂતકાળમાં સહેજ ડોકાઉ કરવાં લાગો એટલે બધુંયે સમજાશે.

મારા પિતા એક ગામડામાં જકાતના નાકા ઉપર કારકુન હતા. મારું ગુજરાતી શિક્ષણ એમની દેખરેખ તળે થયું, પણ, છોકરાને આગળ અંગ્રેજી શીખવી મોટી મામલતદારી અપાવવી, એવી-અનિષ્ટ મહત્વા-

કાંક્ષા એમના મનમાં થવાથી, મને અંગ્રેજી ભણાવવા અમદાવાદમાં મારા પીતરાઈ કાકાને ઘેર મુક્યો.

થોડું અંગ્રેજી ભણ્યા બાદ સાજનને લીધે મને નાટકનો નાદ લાગ્યો. નાટકમાંના ગાયનો સાંભળી, મને પણ કવિતા કરવાની સ્ફુરણા થવા માંડી અને કૈં કૈં ગીતો હું રચતો અને ગાતો. કવિતાદેવીની કૃપા એટલી બધી કે એક દિવસ, નીશાળમાં લેસન ન કરી જવાને લીધે મારા માસ્તરે મને બહુ સપડાવ્યો. એ પ્રસંગના ફલરૂપ બીજેજ દીવસે મેં છોકરાઓને ક્લાસમાં નીચેનો શ્લોક ગાઈ બતાવ્યો —

(દ્રુત વિલંબિત)

"વીઝન નેતર માસ્તર મુઢ રે
ઉદર 'ગોળમટોળ, ગી કુડ રે
દ્રુતે સુદર લોટનરામ રે
રીઝત બહરવર્ષે તમામ રે'

આ શ્લોક માસ્તરને કાને જતાં તે એટલા બધા ખુશ થઈ ગયા કે એમણે હેડ માસ્તરને ભણી, મને આખી નીશાળમાં ફેરવ્યો, પરંતુ સન્માન કર્યું, અને નીશાળના અભ્યાસની પીડામાંથી કાયમને માટે છુટો કર્યો. મારે તો એજ જોઈતું હતુ. મેં અમનો ઉપકાર માન્યો.

(૨)

નીશાળ ઉજવ્યા પછી મેં મારા મોરબીઆ ભારતી નાટક કંપનીમાં મારી નોકરી કરી લીધી. કંપનીમાં બધાં કામ માટે પુરતાં માણસો હતાં. પણ બીચારા રસોઈયાને કોઈ મદદ કરે એવું નહોતું. મેને જરા આગળ એની હરીઆઈ સાંપડ હતી. એટલામાં હું નવો આવેલો એટલે મારી નીમણુક એ કામ ઉપર થઈ.

શરૂઆતમાં મેં ઘણુએ ગાગાલ્યાળા કર્યા. મારી ઉપર કવિતાદેવીનો આટલો કર્યો ભનુ ગ્રહ છે તો મુખ્ય નાયિકાનો, અને એ નહીં તો નિદાન નાયકનો પાઠ મને કેમ ન મળવો જોઈએ, એવી ખાતરી હ' મેં લીધી. પણ એથી કંઈ વળ્યુ નહીં. અને માટે, મારે ભાગે આવેલું કામ કરવુ શુરૂ રહ્યો.

કાવ્યદેવીના અનુગ્રહની પેઠે થોડા વખતમાં પાકદેવીની પણ સંપૂર્ણ કૃપા મને થઈ. વચ્ચે વચ્ચે મને એકાદ સુંદર પાઠ આપવાની સૂચના હું કરતો હતો પણ કોણ જાણે શાથી મેનેજર સાહેબની નજરમાં એ વાત ઉતરતીજ નહીં

જીંદગીભરના મોટા નાટકમાં, નાનાનાના પ્રકાર કેટલાં બહુ નાટકો ભજવતા ભજવતા ચોક્કસ વર્ષ વહી ગયાં. એટલામાં અમારી કંપનીના 'નટવરે' કંપનીના સૂત્રધાર— માલીકનુ સતનિવન—એકની એક પુત્રીને રસની રાધિકા બનાવવા નેહવાળુ છોડી રાધિકાને ઘેલી કરી. કેટલુ થનથન નચાવ્યુ આખરે અમારું આકર્ષણોનો સ્નેહ છુટ્યો એકાએક કંપનીના માલીકે મે પાના ગુમાવ્યાં ને કંપની તુટી આ વખતે કંપની મુંબઈમાં હતી.

થયું વિશાળ મુંબઈ નગરીમાં નોકરી વગર મેં આથડવા માંડ્યુ એ ત્રણ દહાડે ફાકુની મેળવવાની ખટપટ મેં ચલાવી. પણ હું પહેલા નાટક કંપનીમાં હતો એવી ખબર પડતા મને કોઈએ બારણે પણ ઉભો ન રાખ્યો. છેવટે નાસીપાસ થતાં મેં સપનરામ તરવાડીના દીકરા સોમભાઈ બાજુપીનુ ને દસ રૂપીઆની નોકરી સ્વીકારી. અને ભાઉખાનામાં પાંચ રૂપીઆની ઓરડી ભાડે લઈ ત્યાં રહેવા માંડ્યુ



સંપતરામની બેન સમરત શાક સમારતી હતી તેની સામે બેઠને મેં બેઠક જમાવી.

પણ હજી મારો કવિતા કરવાનો શોખ ઘટ્યો નહોતો. નવરાસના વખતમાં 'ઘવાયલું જીગર"—એ ઉપર એક કાવ્ય લખવાની શરુઆત કરી. તે કાવ્ય વેચીને જે કંઈ મળશે તે ઉપર એકાદ સ્વતંત્ર ધંધો શરુ કરવાનો મારો ઉંડો ઉંડો અભિલાષ હતો. કારણ કે "લોજ"ની ગંદવાડ તથા ધમાચકડીનો મને પણ કંટાળો આવ્યો હતો.

હવે તમારાથી છાનું મારે શું હોય? અંતરનો ગ્રંથ ખોલી ઘણા દિવસની ગોપી રાખેલી ગુહ્ય હું ઉકેલું છું–કોઇને કહેશો નહીં હોં. મારી નસોમાં પ્રકૃતિનું ધાવણ ઉતર્યું છે, તો પુરુષદેહની લાગણીઓના પૂરમાં હું તણાઉં છું એમ માની તમે દયા ખાશો? મારીયે સ્નેહકથા છે. આશ્રમની સામેજ એક દરજીની દુકાન ખાલી થવાની હતી, તે ભાડે લઇ સ્વતંત્ર ધંધામાં ઝંપલાવવું, પૈસાની જોગવાઇ તો કાવ્યના વેચાણમાંથી કરી લેવી, અને એ બધી વાતની ગોઠવણ થયા પછી સંપતરામની ભાણેજી કમલા (બધાં એને 'કમળી' કહેતાં) સાથે, સહવાસને લીધે મારી લાગણી દબાતાં આગળ ઉપર સ્નેહયોગ જગાવવો, એમાંથી ધીમે ધીમે લગ્નયોગ સુધી વાત આવે એટલે પછી પરમસુખથી "ધન્યો ગૃહસ્થાશ્રમ:" એવું પેટ પર હાથ રાખીને કહી શકું એવું–ઘર માંડીને રહેવાના, મારી જીવન નૌકાના હોકાયંત્ર જેવા–મહાસંકલ્પો મેં કરી મુક્યા હતા. મને કહેતાં ખેદ નથી થતો કે એ સંકલ્પોને હજી હું વળગી રહ્યો છું.

## (૩)

અમારા લોજના વિરાટતનુ સંપતરામના ઘરમાંથી ગુજરી ગયાને આજ આઠ વર્ષ થવા આવ્યાં હશે, તોપણ બીજા લગ્નની પંચાતમાં એ પડયા નહોતા. પહેલી વહુનો દાબ એવો આકરો એટલો હતો કે એ પરણવાની સેજ ખાઇ ગયા હતા. સંતતિમાં એક છોકરી મુકેલી હતી; એને સારું ઘર મળ્યું હોવાથી સંપતરામને કોઇ વાતનો ઉચાટ જીવ હતો નહીં.

સંપતરામે મુંબઈમાં પરદેશી લોકોને જમવાની સગવડ મળે તેવા ઉદાર હેતુથી જ્યારે એમણે લૉજ કાઢયો ત્યારે પોતાને ગામથી વિધવા બેન તથા તેની છોકરીને પોતાની સાથે લાવ્યા હતા

ભાણેજની ઉમ્મર હજી ચૌદ વર્ષની થઈ હતી. પણ સંપતરામને એને માટે મન ખુંપે એવું ઠેકાણું જડી આવ્યું નહોતું સંપતરામનો વિચાર હજાર દોઢ હજાર રૂપીઆ લઈ એને માટે 'ડોસો ને કાબલો' જોવાનો હતો પણ એમની એ શુભેચ્છા બર આવે એમ હમણાં તો લાગતું નહોતું એમના આ વિચારમાં કમળાની મા સમરત આડે આવતી. તોપણ સંપતરામે કંઈ ઉક આશા મુકી નહોતી.

કમળા—સુંપતરામની ભાણેજ કંઈ વિશેષ સુંદર હતી એમ નહોતું પણ ફક્ત બહુ દિવસના સહવાસને લીધે, અને કોઈએ લખ્યું છે તેમ "ન જોય પ્રીતિ રૂપ, ગુણ, ધનને, લગન લાગ લઈ અવર પરકમે —તેથી જો પરણું તો એનેજ પરણું એમ મને થએલું પણ એ બને કેમ?

સંપતરામ આગળ વાત કાઢવાની જોગવાઈ જ નહોતી. તેથી એક દિવસ બપોર પછી સંપતરામ જોડેના પાનવાળાની દુકાને બેઠા છે એવી સંધિ જોઈને, સંપતરામની બેન સમરત શાક સમારતી હતી, તેની સામે જઈને મે બેઠક જમાવી. કયાં સુધી શાકભાજીની આડીઅવળી વાત નીકળ્યા પછી મે વાત છેડી. 'સમરત બેન, હજી સુધી કમળાના વીવાહનું કંઈ કરતાં નથી,—એ તે કેવું કહેવાય?'

સમરતે એક મોટો નીસાસો મુકી કહ્યું— "સંપતરામ કંઈ તજવીજ કરે ત્યારેને?"

"સંપતરામ એટલે તો પૈસાનાજ સગા, પૈસાના—' મે આમતેમ જોઈને ધીમેથી કહ્યું, "પૈસાના લોભમાં ને લોભમાં બીચારી છોકરીને તો ઘરડી ડોસી કરી મુકશે, સમજ્યાં?"

"પણ હું એમ થવા દઉંશ ત્યારેને? જોઉં છું-થોડા દિવસ રાહ જોઉં છું નહીં તો ગામ જતી રહીશ"

'એટલા માટે કંઈ ગામ સુધી જતા રહેવાની જરૂર નથી અહીંજ જો મનમાનતું ઠેકાણું મળી ગયું તો?' મે બીને બીને સૂચના કરી.

"તારા જાણ્યામાં કંઈ છે કે શું?" સમરતે ઉત્સુકતાથી પુછ્યું. આવા અણધાર્યા સવાલ માટે હું તૈયારજ નહોતા તેથી દીલમાંની ગુંચ કળે કળે મે ઉકેલી 'મા ર દી.. દી. કામ તો શું, પ-પ ..ણુ હુ . જ જાતે પરણવા તૈયાર છુ"

સમરત હાથમાનું શાક હેઠળ મુકી મારી સામે ટકટક જોઈ રહી—"મેર મુવા રમોઈઆ,— કહે છે 'પરણવા તૈયાર છુ!' બોલતા બોલતા સહેજ લાજ—શરમ તો રાખવી હતી—ચૌદ વરસ જેવડી છોકરી મોટી કરી ને તારા જેવા રસોઈઆ-ભટને દઈ અવતાર બાળવા સારુ? ચાલ, ઉઠ અહીંથી—'

આમ કહેતા એ ચંડીસ્વરૂપ શેઠાણીએ વિકૃત મુખમુદ્રા અને લાલચોળ નેત્રે મારી તરફ જોયું પછી હું અંબોડી બાજુ હુ ચિંતા કરી શકું છુ, ને તેની ચોપડી વેચી સામેવાળા દુકાનદાર જેવી પરચુરણ સામાનની દુકાન કાઢી તેના જેવું ખુબ કમાઈશ એવી આશા ઉદાર વાણીમાં આપી એટલે એનો રોષ સહેજ ઉતર્યો, એ હાંફી પડી અને બોલી— "ઠીક, તું પહેલો દુકાન તો માંડ પછી બીજુ જોઈ લેવાશે."

મારો આનંદ તો આ સાંભળીને માય નહીં. મારા પગમાં એકાએક બળનો ઝરો ફુટ્યો હોય એમ થયું. હું સડપ લઇને ત્યાંથી ઉઠ્યો, અને બીજા કામમાં લાગ્યો.

(૪)

લોજના કામકાજથી પરવારી જઇ "ઘવાયેલું જીગર" ત્રણ ચાર રાતના ઉજાગરા પછી પુરું થયે એ શુભ વર્તમાન લોજમાં જઇ સમરતને કહ્યા ને ઉમેર્યું. "હવે તમે જરાકે જીવ ઉચો રાખશો નહીં" પછી ઘડીનોયે વીસામો લીધા વગર, વારતહેવારે પહેરવાનાં સરસ લુગડાંથી શણગારાઇ એક પ્રસિદ્ધ ગ્રંથપ્રકાશક કંપનીની ઓફીસ તરફ જવા નીકળ્યો. દોડતા જવાથી રખેને મારી કીમત હલકી થઇ જાય, એમ ધારીને એક વીકટોરીઆ ભાડે કરી, પેલી કંપની આગળ રુઆબભેર ઉતર્યો.

અંદર જઇ કવિતાનો થોકડો એકદમ મેનેજરના ટેબલ ઉપર મુકયો, અને શા કામસર ત્યાં આવી ચઢ્યો હતો તે વાત કહી.

મેનેજરે એ થોકડો એમનો એમ ઉંચકી મારા હાથમાં મુકયો, અને બહુ વિનય બતાવવા જેવું કરી કહ્યું–"અમારે ત્યાં હમણાં બહુ કામ સીલક પડેલું છે તેથી નવાં કામ હાથમાં લેવાનું અમારાથી બનતું નથી–માટે દીલગીર છીએ—"

"પણ તમે જરા વાંચી જોઇને–" મેં બહુજ મુંઝાવાથી, ચીપી ચીપીને બોલવાની શરુઆત કરી.

"ઓહ, હમણાં અમને જરાએ સવડ નથી– આવજો ભાઇ, નમસ્તે!"

બીજે દિવસે પેલું કાવ્ય બગલમાં મારી, હું એક પ્રસિદ્ધ માસિકના તંત્રીને ત્યાં ગયો. પહેલી દસ બાર લીંટી ઉપર આંખ ફેરવીને તંત્રી મહાશય બોલ્યા, "અમે જ્યારે આવી કવિતા છાપવા માંડીશું ત્યારે—" પણ આગળ ના ઉદ્‍ગાર સાંભળવાને હું ઉભો રહું ત્યારે ને?

સાંજે લાગ જોઇને સમરતે છાનુંમાનું પુછી લીધું, "કેમ આશ્યા લોટનરામ, આવ્યા કે તારો રુપીઆ?"

મેં બન્યું એટલું દાવડું મોં રાખી કહ્યું, "ઓહ, રુપીઆ મળતાં કેટલી વાર? હજી મને ક્યાં કૈં જવાનો નવરાશ મળે છે?"

(૫)

બીજા પાંચ સાત દિવસ નીકળી ગયા. એટલા વખતમાં હું કૈં કૈં પ્રકાશકો, તંત્રીઓ અને ચોપડીઓ વેચનારાઓને ત્યાં આથડ્યો. પણ મારા સુંદર કાવ્યને છપાવનાર કોઇ રસિક સહૃદયી મળી આવ્યો નહીં.

આટલું થયું એટલે મારા પગ પાછળ પડ્યા. મારા "ઘવાયલા જીગર" માટે કૈં પણ બદલો મળવાની જરાયે આશા રહી નહીં. આટલું છતાંયે, કોઇ કહેશો કોણ જાણે કેમ, મને કમળાની રટ લાગતી ગઇ. લગ્નમંગલ ક્યારે વરતાય તેની ઝંખનામાં હું જાગી ઉઠતો. સમરતની પુછપરછ તો રોજ ચાલુજ હતી. તેથી ગમે તેવું કારણ ગોઠવી કાઢી, બીજા પણ એવાજ નિરર્થક પ્રયાસથી મારે એટલી ઘડી સાચવી લેવી પડતી.

દશબાર દિવસને અંતે સમરતની ધીરજ ખુટી અને કંટાળી જતાં તે તડુકી,–"મને તો આ તારામાં કૈં ભલીવાર જણાતો નથી. કૈં નહીંને તું આવો લહેરી અને લાસરીઓ ક્યાંથી? હવે, તો જો સોમવાર પહેલાં રુપીઆ

આણીશ તો ઠીક છે, નહીં તો સમજજે કે માગ જેવું કોઇ ભુંડુ નથી—'

સોમવારને ફક્ત ત્રણ દિવસ બાકી હતા તેસમાં એક સુંદર સવારે લોજમાં અશ્વનવો રંગ જામ્યો. ઘીની ભરેલી એક નરણી કમળાની ઠોકર વાગતાં કુટી સપતરામે એ જોણુતાં તેનો વામો ખુબ હલકો કર્યાં ઘીથી સળગેલો એમનો કોધાગ્નિ શમાવવા સમગ્ને ખુમાખુમ કરી યત્ન કર્યો પણ મેં ના જાુકોજ ચમત્કાર દેખાડ્યો.

એ ઘડીએ હાથમાં વતાકનુ ઉનુ ઉનુ શાક લઇને હું પીરસવા આવી ચઢ્યો બનેલી વાત મને સહેજસાજ સમજાઇ જતા—દ ખમા આવી પડેલી દીનબાળાને છોડવવા કોઇ ક્ષત્રીય જાગે વીર ઝાં'ગો ન રહે—અથવા તો પવનચક્કીને દૂરથી ગક્ષમ ધારી શૂરમાં આવી જાઇ, ડૉન ક્વીકશોટની જેમ કટાએલી તરવાર ઉગામી કોઇ વીંઝવા માંડે,—અથવા કોઇ તપોધન ઋષિ ક્રોધમાં આવી જઇ દર્ભની સેરનુ અસ્ત્ર મંત્રીમ કીને શત્રુનો પરાભવ કરવા કે કે જ્યમ—તેમ, સમરન તથા કમળીની વ્હાર ધાઇ, તેમને ખુશ કરવાની આ અણુધારી તક આવી છે એમ મને લાગ્યું. આવા વિચારોની ધુનમાં ને ધુનમાં, સપનરામના ઉઘાડા પેટ ઉપર એક પછી એક વંતાકની ચીરી મેં ફેંકવા માંડી

પરિણામે અવગત મેં નોકરી ખોઇ બધી બાજી ઝપડી ગઇ. મનના મનોરથ બેઠા બેઠા થવા લાગ્યા. પણ સનમને ખાતર એ બધુ ફીસ ગણુત્રીમાં એમ વિચારી મન વાળ્યુ

(૬)

બીજે દિને નોકરીની શોધમાં રખડીને સાણીના ભાગ પાસે હું લોથપોથ થઇ પડ્યો

અધાન થયુ તોએ હુ ત્યાંજ બેસી રહ્યો. મારા તપમના મગજમાં કૈં કૈં વિચારમાળાઓ ઉપડી રહી હતી એટલામાં મેં દૂરથી એક મોટરકાર આવતી દીઠી, ને મને કૈં થયુ—શુ થયુ તે ક્યાંથી કહી શકુ? ફક્ત એટલુંજ મને યાદ છે કે હુ એકદમ છલગ મારી એ મોટરના રસ્તા વચ્ચે આવી ઉભો પેલી છોકરાંની વાત-વાળી બકરીની પેઠે કૈં દાપુ લેવા ગાડાની વચ્ચે હુ આવી ઉભો, અથવા તો જગતને છેલ્લુંવેલુ છોડી જવાને વખતે એ છલગ મેં મારી હોય—એમાંથી કયુયે મારાથી ચોક્કસ-પણે સમજાયુ નહીં છતા એનુ પરિણામ તો કૈં બારજ આવ્યુ એટલુ હું કહી શકુ ખરો. ડ્રાઇવરને લાગ્યુ કે આગળનો રસ્તો બંધ છે તેથી તેણે મોટર રોકી, અને પુછ્યુ, "શુ છે?"

મારા મોંમાંથી ધ્રુજતો અવાજ નીકળ્યો— "મને ઠેર મારી નાખો!'

આવી વિચિત્ર માગણી સાંભળતા, મોટરની પાછલી બેઠક ઉપર બેઠેલા એક ગૃહસ્થે ઉભા થઇ કહ્યું—"હું સુરવારે માણુસ મારતો નથી. અમારા દીવખુશરાયનેજ એ કામ ફાવતો!" એની જોડે બેઠેલા દીલખુશરાયે મને પગથી માથા સુધી એકસરખો જોઇ રહી કહ્યું "હુ તમને પુછુછુ સાહેબ, આપ કઇ ગાડાની હસ્પીતાલમાંથી અહીં આવી ચડ્યા છો?"

મને તો હવે ઉનુ રહેલુએ ભારે પડ્યું અને મોં લઇને હુ બેસી પડ્યો. દીલખુશ-રાયનુ હૃદય મીણ જેવુ હશે, તેથી તે સદ્દમા ઓગળ્યુ. એમને મારી દયા આવી. મને ઉઠાડી ડ્રાઇવરની સાથે બેસાડ્યો.

એમને બંગલે પહોંચ્યા એટલે ચા પાઇ થોડોક શ્રમ કર્યો પછી તેમના આગ્રહથી તેમને મારી અર્પેલ કહી સંભળાવી લેખ વાંચવા આપ્યો.

થોડીક વારમાં એ કાગળીઆં હેઠળ મુકી દીલખુશરાય બોલ્યા "કાવ્ય છે તો સરસ. લખાયું છે સારું, પણ—"

મારા હૃદયમાં ધબ્બ થયું. ફરીથીએ પાછું "પણ?"

"—પણ, કહેશો આખી દુનીઆમાંથી કોનું હૃદય ઘવાયું નથી? કોઇ ઘવાયજ નહીં તો હકીમોના મલમપટ્ટા લોકો શેં લગાડતાં હશે? આપણા માટીના માળખાને લોખંડનું કાં ન બનાવ્યું સરજનહારે? ઘાયલ હૃદયને રુઝ લાવનાર, અકસીર મલમ સાંભળ્યો છે તમે કદી? "અજબ મરહમ" કહે છે તે એજ, નહીં વારુ?"

"ખરેજ, શેઠજી, એજ" વગર સમજ્યે મેં ધીમેથી ઉત્તર દીધો.

"આ કલિયુગમાં તો "સંસારમાં સ્વર્ગ" ઉતારનાર, "પહેલું સુખ તે જાતે નર્યાં" બનાવનાર, "ધાપલણીગત ધાયલ જાને" એમ કહ્યું છે તે પ્રમાણે ઘવાયલાં હૃદયને દવા દેનાર તો દિવ્ય ઔષધીઓજ છે ને? લોખંડનું સોનું બનાવનાર કીમીઓ ખોટો હશે, પણ આ માટીના શરીરને તાંબા જેવું સુદૃઢ બનાવનાર સાચ્ચો કીમીઓ તો વૈદ્યશાસ્ત્રીઓની રામબાણ દવાઓજ; કેમ ખરું ને, કવિરાજ!"

"બેશક, ખરી વાત, શેઠજી."

"તો પછી સાંભળો. 'ધી ટોબ્લેટ ફાર્મસી'-ની 'દુઃખમાં દોસ્ત' નામની દવાનો હું સોલ એજન્ટ છું. જાહેર ખબરો માટે જેટલું ખર્ચવું પડે તેટલું ખર્ચવાની મને સત્તા મળેલી છે. આ તમારું કાવ્ય અમને બહુજ કામ લાગશે. ફક્ત એની ઉપરમાં વીસપચીસ લીટી એવા અર્થની ઉમેરો કે—"ઘવાયલાં જીગર"નો વહાલો વીસામો, અમારો 'સુખમાં સાથી' યાને 'દુઃખમાં દોસ્ત' છે. વીસમી સદીમાં જીવનમાં અમી રેડનાર, દુઃખીઆને દીલાસો દેનાર કોઇ ચચોટ સાધન હોયત્તો તે દીનબંધુ 'દુઃખમાં દોસ્ત'—તમને એ બદલ ચારસો રુપીઆ મળશે. છે કબુલ?"

"ઘણી ખુશીની સાથે."

"તો લો, પહોંચ લખી આપો, અને લો એમાંથી અડધી રકમ—" એમ કહી દીલખુશરાયે ખુણામાં ગોઠવેલી તીજોરી ઉઘાડી બસેં રુપીઆની નોટો મને ગણી આપી. વળી બોલ્યા, "અને આમ જુવો: 'ધી ટોબ્લેટ ફાર્મસી' હજી બીજી પુષ્કળ, 'રોગ હજાર ઔષધ બાર' જેવી, એક દવા વડે અનેક રોગ જડમુળમાંથી મટાડનાર અમોઘ દવાઓ બનાવનાર છે. એની પણ જાહેરખબરો માટે અમારે જુદાં જુદાં કાવ્યોની જરુર પડશે જેથી લોકોમાં પણ આપણી દવાઓની વાહવાહ ગવાતી જાય. તો જો તમારી મરજી હોય તો દર મહીને પચાસ રુપીઆના પગારથી અમારે ત્યાં નોકરી રહી જાઓ. માત્ર ત્રણ વર્ષનું એગ્રીમેંટ લખી લઇશ."

ઉપકારભારથી દબાઇ જવાને લીધે મારો કંઠ ગળગળો થઇ ગયો. માંડમાંડ હું બોલી શક્યો—"શેઠજી, મારા ઉપરની આપની કૃપાએ તો મારો આંક વાળ્યો.

"બંગલાની પછવાડે એક ઓરડી આપીશું ત્યાં તમારે રહેવું પડશે." પાળવો ગમે એવો એક વધુ હુકમ દીલખુશરાયે છોડયો.

"ઠીક, સાહેબ" એટલામાં સાડાનવના ટકોરા થયા, અને જમવાની તૈયારી થઇ છે એવી દીલખુશરાયને વરધી મળી. એટલે હું

નમસ્કાર કરી, મારી જુની ઓરડી તરફ જવા નીકળ્યો.

ત્યાંથી મારો સામાન લઇ ગાડી ભાડે કરી સ્ટેશન તરફ હકારી.

મારા પિતા હજી ઉમરેઠમા હતા ત્યાં તેમને મળી, મારા કપાળ વચ્ચેનુ પાંદડુ કેરી રીતે ફરી ગયુ તેની સર્વ હકીકત કહેવા દીવાનબહાદુર કનેથી રજા લઇને સાડાની ગાડી પકડવાના ઇરાદાથી સ્ટેશન તરફ જવા નીકળ્યો




## (૭)

આજ મને મુંબઇ કે ઇન્દ્રપુર 'પ્રકારનું' લાગ્યુ મારા હૃદયમા આનંદ ઉછળી રહ્યો હતો. મારી આંખમાંથી ઉલ્લાસના ફુવારા છુટી રહ્યા હતા મનના ઘોડા પવનને વેગે ફાળો ભરતા જાણે ઉડતા હતા—

'હવે ભાઇ એ દરજીની દુકાન-મારે 'એને શુ કરવી છે? અને પેલા સામા ભીખારી જેવા સપતરામની ભાજીઓનો ભાવ કોણ પુછે? એહ,' હું મનમા ગણગણ્યો,-'હવે તો પ્રભુ કરશે તો એકાદ સુંદર, લખતા વાંચતા આવડતુ હોય એવી રસિક, સરકારી છોકરી પસંદ કરીને આવતે વર્ષે ઉમરેઠમા જ લગ્ન—'

એટલામા મારુ ધ્યાન, ગીરગામમાના લોજ તરફ ખેંચાયુ, ને એકાએક સાંભરી આવ્યુ કે હજી જમ્યો જ નહોતો. આનંદની મોજમાં જમવાનુંયે ક્યાંથી સાંભરે? ટ્રેનને એક કલાકની વાર હતી એટલામાં 'લાવ, ત્યારે જમી લઉં' એમ મને થયુ

મે ગાડી ઉભી રખાવી. લોજમાં હું પગ મુકુ છુ, એ જોતાંવેંત સપતરામે ઉંચા નીકાળ્યા. મે ઢંકે પેટ, હું

'જોયું' નથી એમજ બતાવી રસોડામાં ઓર્ડર આપ્યો, 'જરા એક થાળી પીરસીને મગાવો જોઈએ, જલદી–' એમ કહેતાં મેં લુગડાં કાઢવા માંડ્યાં.

સંપતરામ મારા આ વર્તનથી ધુંધવાઈ રહ્યા હતા. તે બેઠા હતા ત્યાંથી ઉઠીને તડુક્યા, "આવું ગમે તેવું બહાનું કાઢી, ફરીથી અહીં ઘુસી જવાનો લાગ જોઉં છું, ખરું કે? ચાલ, ચાલ્યો જા, તારો તો ટાંટીઓજ કાપી નાંખીશ, તું મારા બારણામાં ઉભો રહ્યો તો–હરામખોર."

મેં થડોગાર જવાબ દીધો, "વધારે બોલવાની જરૂર નથી.–ઝટ થાળી પીરસી લાવવાનું કહો, એટલે બસ–"

સંપતરામે હવે મને હાથ અરકાડ્યા વગર કાઢી મુકવાનો બેત રચ્યો. ધુમરાણ મચાવ્યું. પણ હું કૈં એમ ડરું એમ નહોતો. સંપતરામના મોંના બખાળાથી સડક ઉપર પાંચ પચીસ માણસની મેદની જામી.

એટલામાં રસ્તા ઉપરથી એક કોન્સ્ટેબલ સાઈકલ ઉપર જતો હતો તે, શી હકીકત છે તે જાણવાને અંદર ઘુસ્યો. એને જોતાંની સાથે મારામાં જોર આવ્યું. મેં ભાગ્યાતુટ્યા અંગ્રેજીની મદદ લઈ બોલવું શરૂ કર્યું, "Sir, (સાહેબ) dinner want (મારે જમવું છે); this hotelman say no! (આ લોજનો માલીક ના પાડે છે!) what? (એ તે કૈં રીત છે!)"

સંપતરામે પણ બચાવમાં તુટીફુટી હીંદીમાં ફેંકવા માંડ્યું—"સાબ, યે આદમી હમારે ક્યાં ભટ—ઘુટલેસ થા; હમને ઘસકુ હાંકી દીયે. ખીસ્સેમેં પેસા ભી નહીં હે, ઓર ખાનેકુ મંગતા હે—દેખો બાબા કેસા ખાસુ લોક હય—" એમ કહી મને મશ્કરીમાં ઉડાવવા ડાહ્યું હસવાનો ડોળ કર્યો.

સાહેબને થોડી ઘણી વાત સમજાઈ હોય એમ લાગ્યું. તેથી મારા તરફ ફરી, દમ ભરાવતાં બોલ્યા, "ક્યાં?"

મેં કશોએ જવાબ દીધા વગર, ગજવામાંથી દસબાર નોટો કાઢીને સાહેબ સામે ફેંકી. સંપતરામ તો આભાજ બની ગયા. એમની આંખે તો કહ્યું ના કર્યું: 'હવે સાહેબ મને નક્કી ઠોકશે,' એવી દહેશતના માર્યા રસોડા તરફ વહેલાવહેલા સુરીઓ વાળીને નાઠા.

સાહેબે ટોળે મળેલા લોકોને વીખેરવા માંડ્યા. વણતેડ્યા જમા થએલા તમાશગીર લોકોને ખોટી કર્યા બદલ મેં માફી માગી. પછી સાહેબ પણ સાઈકલ લઈ જતા રહ્યા.

સમસ્ત આ બધું નાટક જોતી વેગળે ઉભી હતી. રણમાંથી પાછા ફરેલા વીર યોદ્ધાની બેન જેમ ઓવારણાં લેવા સામી આવે તેમ, ભાઈને શેના શેના કરી, એનું નીચું ન પડે તેની સાવચેતી રાખી, 'પશ્ચાત્ બુદ્ધ બ્રહ્મ'-ની અગમ બુદ્ધિવાળી ડાહી બેન રસોડાની અંદર જઈ પહોંચી. એક મોટા તાટમાં બધી વાનીઓ પીરસી લાવી. મને જમવા બેસવા કહ્યું.

બીજા જમનારા લોકો ગયા પછી, નોટોનાં કાગળીઆં જોઈને ઉંચી નીચી થએલી, અધીરી સમસ્તથી મને પુછ્યા વગર ન રહેવાયું:—"મને લાગે છે, તું–તમેં કહેતા'તા તેમ તમને પેલી કાવતાની ચોપડીના પૈસા મળ્યા લાગે છે. ચાલો, હું બહુ ખુશી થઈ. હવે આ વૈશાખમાં—"

બહુ ગંભીર બની, જાણે કે સાક્ષાત્ જ નથી એમ વિચારમાં ઉંચુ જોઇ, મે કહ્યું–બેન આ કારેલાના શાકમાં મીઠું ભુલી ગયા છો કે શું? જરા, મીઠું લાવોને—"

બધી વાત રસજ્ઞેર સાંભળી લેતી, છતાં ન ધરાતી કમળીના ઘઉંવર્ણા ગાલ ઉપર શેરડા પડેલા મે જોયા એક વાડકીમાં મીઠું લાવીને મુકતાં, શરમથી દબાયલા અવાજે એ બોલવાને મથી—"આ...લાવી છો; અલુણા શાકને તમારા જેવું સલુણું બનાવવા આ 'સબરસ' મુક્યુ છે તે લોને—"

આ શબ્દરૂપી વિદ્યુતે મારા મગજમાં 'તનમનાટ મચાવી મુક્યો. હું મારું ભાન ભુલ્યો, સામે જોઇ રહ્યો, અને 'તારામૈત્રક' રચાતાં "મળી દષ્ટોદષ્ટ"

---

## બંસી

લેખક

રા. વાસુદેવ મુળશંકર દ્વિવેદી

(મલ્હાર)

મુરલી મધુરા સુર તારા,
મોહન-અધરે મોહિની-મંત્રથી પરવશ એ કરનારા—મુરલી

કૃષ્ણ-પ્રેમમાં ઉર વીંધાવ્યા, વાસકુળ સહુ તાર્યાં,
એવી કીધી મહુ વગનારી, અજબ કામણગારા—મુરલી.

ઝરમર ઝરમર ઘન વરસે ને, હોય ઘોર અંધારા,
સરિતા-નીરે સુર મનોરા, શીશ ડોલાવે અમારા—મુરલી.

હૃદયવિદ્ધ મૃગ પ્રાણ તજે, પણ ધ્યાન ચુકે નહીં તારાં,
મસ્ત બનાવી ત્રણ ભુવનને, રસઅમૃત પાનારાં—મુરલી.

ડોલાવી વિષધરને પણ તું, દાસ બનાવે તારા,
વાસુદેવના ચરણ મહીં મન ચમક્ક જોડ અમારા—મુરલી.

# આચાર્યશ્રી શ્રીલાલજી મહારાજ*

લેખક:

રા. નાનાલાલ દલપતરામ કવિ, એમ. એ.

બાળપણમાં ટાઢ કે વર્ષાને લીધે નહાવાની આળસ ચઢતી ત્યારે એક વાક્સૂત્ર સાંભળવું પડતું : “જા-જા, રોયા! ઢુંઢીઆ” ત્યારે સ્વપ્નુયે ક્યાંથી હોય કે સંવત્ ૧૯૩૩ થી સંવત્ ૧૯૭૮ સુધીમાં દીઠેલી સાધુપરંપરામાં પુણ્યનિર્મલ પરમ સાધુરાજ, જ્ઞાનીઓમાં ગુણસાગર પરમ જ્ઞાનવીર, સંન્યાસીઓમાં સંન્યસ્તભીષ્મ પરમ સંન્યાસીનાં ઢુંઢીઆ સંપ્રદાયમાંથી દર્શન થશે? પણ એમજ થયું. ઢુંઢે તેને તે મળે છે. ન ઢુંઢે તેને તે મળતો નથી. ઝંખીગે પામે છે: એ સહુ ઢુંઢીઆજ હોય છે. કલાપીની પ્રખ્યાત ગઝલનો આધ્યાત્મિક અર્થ સમજતાં માનવીમાત્ર એજ ઉચ્ચારે-એક એજ ભાવના પોકારે છે કે

પેદા થયો છું ઢુંઢવા તને, સનમ!

વૈષ્ણવ ભક્તરાજો એ જ ગાય છે કે

વનમાં ભુલી પડી રે, પેલો ક્યાં ગયો કાનુડો?

વેદાંતીઓની સૂત્રાવલિનું પ્રથમજ સૂત્ર એ છે કે

“અથાતો બ્રહ્મજિજ્ઞાસા”

બાઇબલ ભાખે છે કે ‘શોધો, ને તે લાધશે.’ માનવબાલ પ્રત્યેક અગર તો ઢુંઢીઆ-શોધક-સાધક-મુમુક્ષુ થવાનુંજ છે યા તો તેને-સનમને-પ્રભુને ખોળવાનોજ છે. હરિની શોધના મહાવનમાં વચલો માર્ગ નથી.

ભરતખંડની આર્યવાડીમાં જલ, જમીન, હવામાનની ફલદ્રુપતા એકજ છે, પણ મહાવન સરીખડી એ મહાવાડીમાં ઉદ્યાનો ને કુંજો અનેક ને નીરનીરાળાં છે, ક્યારાઓ, લતામંડપો, જલફુવારાઓ નોંખનોંખા માળીઓએ માંડેલાં છે. તેથી સૃષ્ટિસુંદરીના ગોરસાના એક પટમાંના અનેક રંગ ને અનેક ભાતોની પેઠે, અનેક લતાઆચ્છાદિત લતામંડપના અનેકવર્ણી પુષ્પપરિમલે શણગારાએલી ઘુમ્મટઘટાની જેમ, ભરતખંડની એ આર્યવાડીમાં નાનારંગી સંસારક્યારાઓને વિવિધવર્ણી સંસ્કૃતિમંડપો છે. શ્રી મહાવીર પ્રભુએ રોપેલો, મહોરીપ્રફુલ્લી ત્રણ મહાડાળીઓવતો જૈનધર્મનો આંબો, તેની સંસ્કૃતિની કુંપળો, તેની કવિતાના મોર. તેનાં ધર્મ, જ્ઞાન, શીલ, તપનાં ફલથી પૃથ્વીયશસ્વી, ધાર્મિક્તાના સરોવરને કાંઠે આ આર્યવાડીમાં એ અજબ ને અનોખોજ છે. સંસારશાસ્ત્રીઓએ, માનવસંસ્કૃતિઓના મીમાંસકોએ એ ધર્મસહકારને વીસારવા જેવો નથી.

* ટુંક સમયમાં પ્રસિદ્ધ થનાર “પૂજ્યશ્રી શ્રીલાલજી” નામના રા. દુર્લભજી ત્રિભુવન ઝવેરી કૃત પુસ્તકના ઉપોદ્ઘાતરૂપે, આ લેખ લખાયલો છે.

સાંભળ્યા છે. વ્યાખ્યાનમાં વચ્ચે વચ્ચે એમનો સાધુપરિવાર સ્તોત્રો ઉચ્ચારતો,–ને

ચતુરા ! ચેતજો રે !
લલના ! લેખજો રે ! કે જોબન દો દિનરો ઝલકારઃ

× × × ×

અપને હી રંગમેં રંગ દો,
પ્રભુજી ! મોંકો 'અપને હી રંગમેં રંગ દો.'

એ ને એવાં સ્તોત્ર જ્યારે જ્યારે એમનો સંતસંઘ અંતસ્વરો પ્રલંબાવીને લલકારતો ત્યારે ત્યારે રાજગૃહી નગરીના નગરચોક વચ્ચે બુદ્ધભિખ્ખુઓનાં નગરસંકીર્તનોના સ્તોત્રઘોષની કલ્પના જાગતી. કો મહાશિલ્પીને બુદ્ધ ભગવાનની મૂર્તિ ઘડવાને Model મનુઆદર્શ જોઈતો હોય તો શ્રીલાલજી મહારાજ સમોવડ ખીલે તો હજી દીઠો નથી કે દાખનું. રતલામમાં આચાર્ય શ્રીઉદયસાગરજી મહારાજે ઉચ્ચારેલ 'સાગર વર ગંભીરા' એ આશીર્વાદભાવનાની શ્રીલાલજી મહારાજ દેહમૂર્તિ આત્મપ્રતિમા હતા.

એવા સાધુદેવનાં દર્શન કરવાને કાજ વિ. સં. ૧૯૬૭ના ચાતુર્માસમાં પદ્દીઆરજીને ચોરવાડથી રાજકોટ નોતર્યા હતા.

શ્રીલાલજી મહારાજની વ્યાખ્યાનભાષા તો હીંદી–મારવાડી ગુજરાતીના અજબ સંમિશ્રણરૂપ હતી, ને કો સુગાળવા ભાષાશાસ્ત્રીને તો એ સાંભળી ભાષાપાંડિત્યનું વમનજ થાય. પણ ભાષાનાં અણઘડ ભાસતાં એ ઉત્પલોમાં શાં જ્ઞાન ને શા વૈરાગ્ય, શાં તપ ને શાં સંન્યાસ, શો ઇતિહાસ ને શી ઉદારતા બિરાજતાં ! ઉદારમતવાદીઓની અનુદારતા ને સંપ્રદાયની નાનકડી ઘેલછામાં તરફડીઆં મારતા બુદ્ધિવાદ સુણ્યા ને નીરખ્યા છે. આધુનિક શિથિલાચારીઓથી ઉલટા સાંપ્રદાયિક આચારોના વ્રતનિયમસંયમ પાળવે સાંપ્રદાયિક દઢવ્રતી મહાતપસ્વી આ સંતદેવના ઉરભાવની ને વ્યાખ્યાનવચનોની ઉદારતા, સીમાબાંધ્યા વાડાઓની નહીં પણ નિઃસીમ, વનરાજને વિચરવાના મહાવનના વિસ્તાર સમી આકાશવિશાળ હતી. નિર્ઝરતી વર્ષાને પૃથ્વીસીમાઓ બાંધે છે ? વરસતાં સૂર્યકિરણો દેશવિભાગદોર્યાં વરસે છે ? કે મહાસરોના મેઘ એમ વરસે ? ગણિતવિષયમાં પાશ્ચાત્ય ગણિતમાં ખીલીઅન–ટ્રીલીઅનથી સંખ્યાગણત્રીની હદ્દ આવે છે; આર્ય ગણિતમાં પરાર્ધને આપણે પરમ કોટિ ભણ્યા છીએઃ શ્રીલાલજી મહારાજને પરાર્ધ તો અંકમાળાનો મેરુ ન હતો, મધ્યમણકો હતો. જગત્‌આશ્ચર્યોથી ભરેલા રાજસ્થાનના ઇતિહાસોમાંથી કો વીરદષ્ટાંત વર્ણવતા ત્યારે સભાજનમાં અદ્ભુતતા છવાઇ રહેતી. યતિમુનિઓના રાસાઓમાંથી કો કાવ્યદષ્ટાંત ભાખતા અને ઘોરઅંધારી માઝમ રાતમાં કો અભિસારિકાને હવેલીને માળેથી હાથણીની સૂંઢ ઉપર પાયપાંખડી મેલી સંકેતવાટે જતી આવતી શબ્દચિત્રે ચીતરતા ત્યારે જેટલો કવિતાનો કાવ્યાનંદ પ્રકાશતો એટલોજ અનાચાર પ્રત્યે વિષાદભાવ પ્રગટતો. સાધુજીવનની તપશ્ચર્યા દાખવે તો, સનાતન ધર્મથી ભિન્ન, જૈનસંસાર ને જૈનસંસ્કૃતિ ખડાં થતાં. ન્યાય ને શીલસૂત્રોની ગહનતાભરી જ્ઞાનગુફાઓ ઉઘાડે તો જાણે સોનાની ખાણોમાં જોયું. સંસારીઓમાં તપ ગાંધીજીમાં જોયું; સંન્યાસીઓમાં તપ શ્રીલાલજી મહારાજમાં જોયું: ને સંસાર કરતાં સંન્યાસમાં તપ સવિશેષ હોય એ તો કુદરતીજ છે ને ? જેવો દેહરંગ, તેવોજ મનસંયમનો એમનો આત્મરંગ ગોરો હતોઃ દેહની કે દેહીની ખાલ ઉખાડયા વિના એકેયે આગળા નજર થાય. વૈરાગ્ય તો જાણે

નાડીએ મહેકતું લોહી ને હૃદય કેરો ધબકારો ને આધુનાતે નવું જીવનનો શ્વાસોચ્છ્વાસ. ઘણાને શ્રીલાલજી મહારાજ બીજી જ દુનીઆના વંશી લાગતા. આ દુનીઆમા તો

ન ત્વત્સમોઽસ્ત્યભ્યધિક: કુતોઽન્ય:?

તારા સરીખડાને બીજાને દેખીશ ત્યાર દાખીશ ને દાખવીશ દુનીઆને. દુનીઆ ના મહાની સંતપુરુષ જ છે

આત્મશૌર્ય નીતરતા એવા આત્મતીર્થના માર્ગની સાખી કરેલા કે એ મુક્તિ-માર્ગની ઝંખનાવાળા આત્માઓ જોઈએ. વૈરાગ્યની ધીરતા પારખવાને આખલડી જાડુ જોનારી કે આઠાતર આલોચનારી નહીં, પણ ઉંડુનીરખક ને સૂક્ષ્મપારખ જોઈએ સમારીઆમા સત્સંગશોધક ને વૈરાગ્યપારખ આંખ ભાગ્યે જ હોય છે?

વિ. સં. ૧૯૬૭નુ ચોમાસુ ગુજરાત કાઠીઆવાડમા નિષ્ફળ નીવડયું હતુ શ્રીલાલજી મહારાજે શ્રાવકોના શ્રોતાઓના હૈયામાં દયાનાં ઝરણાં ત્યારે રેલવ્યાં તે આજે પણ વહેતા વિદ્યમાન છે

જૈન સંસ્કારોએ વીરત્વહીન કીધા એવુ આળ ભાખનાર હોય તેણે ઉદયપુરના ડુંગરાઓમાં, જોધપુરબીકાનેરના રણપગથારોમા, આરાવલીની ભુલભુલામણીમા સિંહ સમા વિચરતા આ ધર્મવીરના એક વાર જો દર્શન લીધા હોત તો મુખ ભાંગત

પેટ કટારી પે'રે પહેરી સન્મુખ ચાલે

× × ×

હરિનો મારગ છે શૂરાનો, નહીં કાયરનું કામ જો ને!



ધર્મવીર માર્ટિન લ્યુથર

સ્વામીનારાયણ સંપ્રદાયના ભક્તિવૈરાગ્યના એ કીર્તનોમાં ભરેલું વૈરાગ્યનું વીરત્વ જૈન સંપ્રદાયોમાંયે ઓછું-ઉતરતું નથી. બુદ્ધદેવના કે મહાવીર ભગવાનના મહાભિનિષ્ક્રમણમાના કે તેમના સાધુસાધ્વીઓના સન્યાસાશ્રમમાના

શ્રીલાલજી મહારાજ પ્રભુ નહતા, પ્રભુના અવતાર નહતા, ધર્મસંસ્થાપક નહતા, પેગંબર નહતા. શ્રીલાલજી મહારાજ સાધુ હતા, સંત હતા, આચાર્ય હતા. જ્ઞાન, ભક્તિ, શીલ, તપ, વૈરાગ્યની સમૃદ્ધિવાળા આત્મસમૃદ્ધ ધર્મવીર હતા. જગતઇતિહાસમાના કોઇ ને નહતા, જગતકથાઓમાંના પોતાકમાના એક તે હતા. તે દેવ નહતા, સાધુ હતા, સંયમ પાળતા, ને

સંયમ પળાવના. પણ પોણા ત્રણ લાખની અમદાવાદની વસ્તીમાં, બાર લાખના મુંબઈના માનવસમુદ્રમાં, કે સીત્તેર લાખના લંડનના માનવમહાસાગરમાં કેટકેટલા સાચાં સાધુઓ ને સાધ્વીઓ છે? અનુભવીઓ! કોઈ કહેશો?

શ્રીલાલજી મહારાજ એટલે એ સંતદેવના રતન ટોંકને ઘેરી પડેલા ડુંગરાઓનું એક શેખર. નાનપણમાં એ ટેકરીઓમાં રમતા-ભમતા, કુદરતને ખોળે ખેલતા-ગેલતા, અને કંઈ કંઈ અણદીઠું દેખતા ને વણસુણ્યું સાંભળતા. રૂડીઆ ટેકરીના શિખર-સિંહાસનનો એ રસીઓ અદ્ભુત રસ પીને ઉછર્યો, ને જગત્-ખોળે અદ્ભુત નીવડ્યો. ત્યાં એમને પર્વતોનાં નોતરાં મળ્યાં કે નગર બહાર-સંસાર બહાર આવો અમારી સંગે. આબુ પર્વતમાંથી જન્મેલી, આરાવલીથી પોષાએલી બનાસ નદીના જલવહેણમાં નહાતાં નહાતાં નાનપણમાંજ જલકહેણ સાંભળ્યાં હતાં કે દયાનાં ઝરણ જગતમાં આવાં વહેવડાવજો. સિદ્ધાર્થ કુમારનાં મહારાણી યશોધરાદેવી સાધ્વીદીક્ષા લઈ બુદ્ધગ્રંથમાં ભળ્યાનું ઇતિહાસ ને કાવ્યોમાં વાંચ્યું છે: પોતે સંન્યસ્તદીક્ષા લીધા પછી બરાબર એક દાયકો વીત્યે, વિ. સં. ૧૯૫૪માં પોતાનાં પૂર્વાશ્રમનાં પત્નીને સાધ્વીદીક્ષા લેવા પ્રેરતા-પ્રોત્સાહતા-ઉદ્બોધતા-જય સાધતા શ્રીલાલજી મહારાજને જૈનાગમો હજી જુવે છે. શ્રીલાલજી મહારાજના જીવનજયના એ મહાપ્રસંગનું વર્ણન આ ચરિત્રલેખકના શબ્દોમાંજ નોંધીશું. 'પતિને પગલે પત્ની' એ સુપ્રસન્નવંતું નાનકડું ૯ મું પ્રકરણ અદ્ભુતતાઓથી ભરેલા આર્યાવર્તના ધર્મ ઇતિહાસમાં આજેયે વિરલ નથી:

અનુક્રમે મેવાડમાળવાની ભૂમિ પાવન કરતા શ્રીજી મહારાજ રતલામ પધાર્યા × × રતલામ સંઘે ઘણાજ ઉત્સાહ, ભક્તિ અને હર્ષપૂર્વક તેમને સત્કાર કર્યો: આશરે બે હજાર મનુષ્યો તેમની સામે ગયા હતા. આ વેળા આચાર્યશ્રી ઉદયસાગરજી મહારાજના શરીરમાં વ્યાધિનું જોર વધવાથી તેઓએ અનશન (સથારો) કરી લીધું. સમાચાર દેશાવરમાં ફેલાતાં સેંકડો-હજારો લોકો પૂજ્યશ્રીનાં દર્શનાર્થે આવવા લાગ્યાં. ટોંકથી શ્રીયુત નાથુલાલજી બંબ, તેમના પુત્ર માણેકલાલ, ને શ્રીમતી માનકુંવરબાઈ (શ્રીજીનાં સંસારાવસ્થાનાં ધર્મપત્ની) પણ આવ્યાં. × × હજારો મનુષ્યો વચ્ચે સિંહગર્જનાથી ધર્મઘોષણા કરતા શ્રીલાલજી મહારાજની અપૂર્વ વાણી શ્રવણ કરતાં માનકુંવરબાઈને વૈરાગ્ય ઉદ્ભવ્યો; પતિને પગલે ચાલી આત્મોન્નતિ સાધવા ઉત્કંઠા થઈ. અર્ધાંગનાનો દાવો રાખનાર પત્નીને એવીજ સદ્બુદ્ધિ ઉપજે. × × આચાર્યજીએ મહારાજ પાસે એવી પ્રતિજ્ઞા લીધી કે મારે એક માસથી વધારે મુદત સંસારમાં રહેવું નહીં. × × માનકુંવરબાઈ બધાંની આજ્ઞા લેવા ટોંક ગયાં.

સં ૧૯૫૪ના મહા શુદ ૧૦ના રોજ આચાર્યશ્રી ઉદયસાગરજી મહારાજનો સ્વર્ગવાસ થયો. × ×

સં. ૧૯૫૪ના ફાગણ શુદ ૫નાં રોજ શ્રીમતી માનકુંવરબાઈએ રતલામ મુકામે × × × દીક્ષા અંગીકાર કરી. આ વખતે શ્રીજી મહારાજ પણ રતલામમાંજ વિરાજતા હતા. એકજ મિતિએ ત્રણ દીક્ષાઓ થઈ હતી.

ધર્મસંસારની ઉન્નતવાહિની અજાયબીઓ મનુષ્યસંસારને દાખવતી જીવનવૃત્તની આ કથાઓ સર્વસ્પષ્ટ ને સર્વબોધિની છે.

ઇ. સ. ૧૮૯૭ના ચિરસ્મરણીય ઇતિહાસયશસ્વી વર્ષમાં ભારતના વિદ્વન્મુકુટ વીરપુત્ર ટીળક મહારાજને દૈવકીનસુદેવજીનો કારાગૃહવાસ દેવાયો તે પછી થોડાક માસમાં આ બન્યું. ઓગણીસમી સદીના અસ્ત ને વીસમી સદીના પરોઢનું, ઇ. સ. ૧૮૯૮ના પ્રભાતનું આર્યાવર્તમાંનું. એ તો સંસારજીવનચિત્ર ને આ તો ધર્મજીવનચિત્ર. પાઠક! 'ભરતખંડમાં અદ્ભુતો તો ઇતિહાસમાંજ છે, આજે ઉગતાં નથી;' 'આર્યાવર્તની આત્મલક્ષ્મી ઓસરી ગઈ છે:' 'ભારતીય પ્રજા તો

સંસ્કૃતિને નીચે પગથીએ ઉતરી બેઠી છે.' એવું
એવું ભાખનાર વિદેશીઓનો ને 'અચરે અચરે
રામ' ઉચ્ચારનારા દેશી પોપટાઓનો જ્ઞાન
પરીઘ કેટલો સાંકડો એમની બેંકના આંકડા
કહેશે છે એ હજુયે કહેવાનું રહે છે—
શ્રીલાલજી મહારાજની ને માનકુંવરબાઈની
સંસારજીવનકથા ને ધર્મજીવનના ઇતિહાસ-
પ્રસિદ્ધ કોઈ પણ સંસારને કે સંસ્કૃતિને
શોભાવે એવાં છે. દાંપત્યજીવન ને સાધુજીવન
તો કોઈ પણ વ્યક્તિના કે સંસારના કે
સંસ્કૃતિનાં બે ફેફસાં છે. અન્ય સમાજોમાં ને
સંસ્કૃતિઓમાં દાંપત્યજીવનને ને સાધુજીવનને
કદરદાન લાગ્યાં છે એટલાં હજુ આર્યસમાજમાં
ને આર્યસંસ્કૃતિમાં લાગ્યાં નથી. અન્ય દેશોના
આત્માઓથી આર્યાવર્તનો આત્મા એટલા
હજુ વધારે સજીવન છે. આજનો વીસમી
સદીનો ભારતખંડ એટલે મહાત્મા ગાંધીજી ને
કસ્તુરબાનાં, શ્રીલાલજી મહારાજ ને માનકુંવર
બાઈનાં તપજીવનનું તપોવન.

રાજમુગટ ઉતારી ભેખ લીધા પછી
ઉજ્જયિનીમાં ને ગાડપાગનગરીમાં પીંગળા
રાણીજી કે મેનાવતી માતાજી સમીપે ભિક્ષા
કાજે જતા ભર્તૃહરિને ને ગોપીચંદને નાટક-
તખ્તા ઉપર તો ઘણાઓએ દીઠા હશે.
ગૃહસ્થાશ્રમવેશે વનનમાં સ્થિર રહેતા નહીં તે
વારંવાર વન ને વૈરાગીઓમાં ભાગી જતા તે
શ્રીલાલને સાધુવેશમાં રાજનગરીમાં આનુભાવ
માંડી સદ્બોધના, ગોચરી કરતા, નીહાળનારાઓ
હજુ હયાત છે. આયુષ્યવયમાં ને દીક્ષાવયમાં
છોટા છતાં ગુણભંડારમાં મોટા શ્રીલાલને
આચાર્યપદે સ્થાપીને ગુણાઃ પૂજાસ્થાનં * *
ન ચ વયમ્ * * જેવું સર્વ શાસનમાં
દુર્લભ મહાવ્રત જૈનશાસન હજુ સિદ્ધ કરી
રહ્યું છે એ જૈનશાસને દાખવ્યું. 'સેવા તો
મારે કરવાની નથી.' કવિમહિમા ને વ્રત-
દુષ્કરતાના મહાઅનુભવીઓની એ સિદ્ધાંતગાથા
હતી. શ્રીલાલજી મહારાજ પ્રવર્તમાન દેશ-
કાળથી અજ્ઞ, માત્ર શાસ્ત્રપાઠી સાધુ ન હતા,
અનુભવવિશારદ હતા. કેવળ પંડિત ન હતા,
સંત હતા.

યુરોપમાં અદ્વિતીય મુક્તિનાથ નેપોલીઅને
ઈટલીમાં વિજેતાનો લોહમુગટ સ્વહસ્તે પોતાને
શિરે ધર્યો હતો. શ્રીલાલજી મહારાજે—ને
તેમના બાલમિત્ર ગુર્જરમલજી પોરવાડે—સં.
૧૯૪૪ના માગશીર્ષ માસમાં સ્વયમેવ સાધુદીક્ષા
ધારણ કીધી હતી. સંવત ૧૯૩૬ના કાર્તિક
માસમાં શ્રીલાલજીના સગાસહોદર–કુટુંબપરિવાર
શ્રીનાનજી ક્ષમમંડળી સોભાઈદિવાકથી હતી
શ્રીલાલનો વર્ષોત્સવ ઉજવવા પધાર્યા: શ્રીલાલના
ધર્મગુરુ તપસ્વીજી શ્રી પન્નાલાલજી ને ગંભીર-
મલજી મહારાજ. જાણે સંસારમાં પડવાની
થતી ભૂલથી ચેતવવા, આગળથીજ હતી જ્યાં
વિરાજ્યા હતા. સત્યોત્સવ પછી ત્રણ વર્ષે
શ્રીલાલજીના ધર્મપત્ની શ્રીમતી માનકુંવરબાઈ
સદીઅગમાન રહ્યા, ને સંવત ૧૯૩૯ માં ટોંક
આવી આવ્યા. દરમીઆન શ્રીલાલજીએ તો
'અખંડ બ્રહ્મચર્ય એજ મારે જીવનઅભિલાષ
છે' એ આજન્મ પ્રતિજ્ઞા સ્વીકારી લીધી હતી.
શ્રીલાલજીને ને માનકુંવરબાઈને લાગે તપસ્વી
વૈરાગ્ય લખેલો હતો તે કોણ ભુંસી શકે!
માતા, પિતા, પત્ની, સ્વજન સહોદરના એવા
પ્રયત્નો નિષ્ફળ નીવડ્યા. પતિએ દીક્ષા
લીધી. પતિનાજ ગુરુજી સમીપે પછી
પત્નીએ દીક્ષાભાવ લીધી. ધર્મ-
દીક્ષિતા થયા છ વર્ષ સંયમ આરાધી
પતિની પહેલાજ સ્વર્ગે સીધાવ્યાનું સંભળ્યું
આર્યગૃહિણીઓ વડે છે ને મહાવૈરાગ્ય
માનકુંવરબાઈને પ્રાપ્ત થયું છે સંયમમાં કે યં

સંસારમાં શ્રીલાલજી મહારાજ નૈષ્ઠિક બ્રહ્મચારીજ રહ્યા, ને માનકુંવરબાઇ અખંડ સૌભાગ્યવંતાજ રહ્યાં. સંસારની ને વૈરાગ્યની સૌભાગ્યસુંદરી ઓઢીનેજ માનકુંવરબાઇ મૃત્યુનિદ્રામાં પોઢ્યાં. પત્નીભાવના કે પતિભાવનામાં હતાશ થએલાં, કે જીવનવિધ્વંસાએલાં ભગ્નાશ પોતાને માનતાં, નજનીમોટે ભાગે–ઇંદ્રિયઆરજુના રુદનથી સારો સંસાર ગજાવતાં, આપણા નવસંસારનાં કેટકેટલાં 'પ્રેમજોગીઓ' ને આ જોગીજોગણના



મહર્ષિ દયાનંદ

દાંપત્યજોગમાંથી શા શા સદ્બોધ લેવાના નથી? આર્યસંસારનું આજ સફલ દાંપત્ય: આર્યસંન્યાસનું પે આજ પ્રફુલ દાંપત્ય: એ જોગીજોગણનું–ઉભયનું આજ પરમ દાંપત્ય, ને ઉભયનું આજ પરમ નૈષ્ઠિક બ્રહ્મચર્ય. ઇશ્વરના આશીર્વાદ ઉતરો એ આર્યદાંપત્ય ઉપર: અત્યારે–આ યુગમાં પૃથ્વીપાથર્યાં સ્થૂલપૂજા ને સુખપૂજાના આજના નવજગતમાં, એ ગેબી ઇશ્વરી આશીર્વાદની દાંપત્યજીવનને જરુર ઝાઝી છે.

નવગુજરાતના નવયુગનાં અનેક સ્ત્રીપુરુષોએ મને પુછ્યું છે કે 'કલ્પનાદેશનિવાસી તમારાં જયા–જયંત માનવજગતમાં હોય તો દાખવો.' ને પછી તરતજ સહ્બોધ્યું છે કે 'આ સંસારમાં તો એ દાંપત્યભાવના ફળવી અશક્યજ છે.' એ ખરું છે કે કલ્પનાદેશનાં એ પુણ્યનિવાસીઓનું દાંપત્યબ્રહ્મચર્ય જગજીવનમાં ઉતારવું કપરું છે. મહાત્માજીનું દાંપત્યબ્રહ્મચર્ય ઉત્તરકાલનું છે: પણ આચાર્યજી શ્રી શ્રીલાલજી મહારાજ ને સાધ્વીજી માનકુંવરબાઇનાં નૈષ્ઠિક બ્રહ્મચર્યભર્યાં પુણ્યજીવનની સાધુકથાથી એ શંકાશીલ પૃચ્છકોનું–આશા રાખું છું કે–સમાધાન થશે. આર્યસંસાર હજી સાધુસુનો નથી: આશ્ચર્યો હજી સદાનાં આથમી ગયાં નથી.' Truth is stranger than fiction: પ્રભુસર્જ્યાં સંસારનાં સત્યો માનવસર્જ્યાં કલ્પનાનાં સત્યોથી મહા અજબજ હોય. માનવી સર્જીને શું–ને કેટુંક–સુજવાનો હતો? મનુકલ્પના શું એવું સરજશે કે પ્રભુકલ્પનાથી પર હોય, ને આકાશની ગુફાઓના ચિરભંડારોમાંયે નજ હોય!

અંધારીઆના અંધારછલકતા આકાશમાં ઉગતી લગતગતી ને આથમતી ઉજ્જ્વળ તારકગણની પરંપરા તો વાંચનાર! તમે નીરખી હશે. પૂર્વાકાશમાં મંગળ કે બુધ ક્ષિતિજ પાછળથી ઉગે, મધ્યાકાશને માથે ચ્હડે ને ચળકે: ગગનકલાપના સેંથી માર્ગે શી મંદાકિનીની સમીપ શનિ કે ગુરુ ઝગમગતા હોય તે ધીરે ધીરે પશ્ચિમાકાશમાં ઉતરે ને આથમે: તેજઅંશની પ્રકાશપરંપરા રાત્રિભર એમ ઉગતી ને આથમતી. તમે નીહાળતા હો તેવામાં,

મધ્યરાત્રિ વીતી ગયા પછી, અમૃતનાદ સમો પૂર્ણિમાનિશે ઉગતો ને ધીરે ધીરે તારકગણમાં પ્રસરતો, અંદમાપે દીઠો હશે. મારેયે જીવન-આભમાં એવું થયું. સાધુસંગનો મને શોખ હતો—ને થોડો હજીયે છે. ચમકતા અનેક તારાઓ નાના મોટા મહદુપગ્રહો જીવનભર જોયાઃ નિજનિજ જગતના અધારા, આછા પાતળા એ અજવાળાના,—ને અજવાળે છે પણ એ મહુમા આ આખો તો ચંદ્રમા એમજ નીહાળ્યો. દયાનંદી ઓળીઆ ને પારસી અધ્વર્યુઓ એટલા નથી નીરખ્યા. આર્યસમાજી પણ, મનાનની, બ્રહ્મસમાજ, થીઓસોફીસ્ટ મુક્તિફોજ, યુનીટેરીઅન, પ્રેસ્બીટેરીઅન, ઈગ્લીશચર્ચ, કેથોલીસીઝમના સાધુ મન્યાની ધર્મપ્રચારક પાદરીઓના પરિચય લીધા છે વીરદાસમાં સનાતનત્વના જ્ઞાનગ્ય ભરૂપ પવિત્રરૂપ્ય ટેહુ મહારાજનો પરિચય છે, સુખદાસ શીવપુરી ની ગહનતાનેયે વ્યવહારનરપ ફરી સમજવતા નરહરિ મહારાજના પ્રવચન સુણ્યા છે મોરબીમાં મહામહોપાધ્યાય સંસ્કૃત શિઘ્રકવિ શંકરલાલજીનો સત્સંગ હતો, જુનાગઢમાં મુળશંકર વ્યાસજી—વ્યાસ બાપાની અન્તેવાસીના પાગથણુનાયે દર્શન લીધા છે. અમદાવાદને પ્રેમદરવાજે વિરાજતા સર્યુદાસજી ને ચરોતરની ચાકનામાં વિચરતા જાનકીદાસજીના દર્શન-વિમુખ નથી રહ્યા. ભજનધુનમાજ રમતા મોહનદાસજીનાં ભજનો દીલભર માણ્યાં, નાની—નાનકડી પુષ્પવાર્તાઓથી સત્યમર્મ રૂગીને રીઝવતા, રીઝવીને એક પગથીયું ઉંચે ચઢાવતા, જયદેવજી મહારાજનેયે વારવાર જોયા. નર્મદાતીરે ગંગનાથના કેશવાનંદજીની સાથે રાત્રિ ગાળી છે, કરનાળીના ગોવિંદાશ્રમજી ને નડિઆદના 'દંડસ્વામી'નાયે દર્શન કીધા છે. ગંગનાથના બ્રહ્માનંદજી, વાઘોડીઆના દાદુરામજી, ને માવસરના માધવદાસજીનું દર્શન-સૌભાગ્ય નથી મળ્યુ એમ નથી. વીસનગરના વિજ્ઞાનદજી-પરમાનંદજીની, અશ્વિનીકુમારો સમી, બેંકેમેનરીને ઓળખું છું. પુષ્કરવાળા બ્રહ્માનંદજીના ભજન ને કથનીઓ સાંભળી છે. ૯૫ વર્ષ ૭૬ ગિરિ શ્રી લક્ષ્મણજી દરવરીઆણી આવડીના ભક્તકવિ આત્મારામજીનેયે સુણ્યા છે. અદ્વૈતી વામદેવ સ્વામી ને વિશિષ્ટાદ્વૈતી અનંત પ્રસાદજીના પ્રવચન ને કીર્તનમાં બેઠો છું. નાટકનાં ઉપર ભજવાતા ભક્તરાજ 'નરસિંહ મહેતા ને નીરખ્યા છે, જીવનનાટ્યમાં શ્રીપ્રિ બ્રહ્મનાજના બાહુદી સાધુજન ભક્તરાજ ડૉ રમેશનને સુગંધના પ્રાર્થનાસમાજીઓને નેક તાગની ધુનમાં નચાવતા નીરખ્યા છે. આર્યસમાજના Intellectual Gymnast ન્યાયવાદના મહામલ્લ આર્ય શીવગુરુ આત્માનંદજીનો સહવાસે કીધો છે. બ્રહ્મસમાજના સાધુજન પ્રતાપચંદ્ર મજમુદાર ને બાબુ બીપીનચંદ્ર પાલના ધર્મવ્યાખ્યાનોયે સાંભળ્યાં છે મુક્તિફોજના સેનાધિપતિ જનરલ બુથનું, ખ્રિસ્તીઆચાર્ય શ્રી સુખદના બીશપનું, ડૉ. ફરકવેરનું, ડૉ ફારકવહારનું, ડૉ મેકરેનનું ભાષણ કે ધર્મપ્રવચન એક એક વાર સુણ્યું છે હિમાદ્રિપોગે આસન માંડી બેઠેલા સ્વામીજી શ્રી શ્રદ્ધાનંદજીનેયે નીહાળ્યા છે. વહેલીક મોનેરી પાવન-ની ને ચારેક આગળ સોનેરી કોરની સાડી પોલોસોફ વર્ષની વરે ઓઢેલા ને હાથે લોકેટ લટકતી સોનાસાંકળી પહેરેલા વૃદ્ધ વિધવા મીસીસ બેસન્ટના કે આર્ય સાધુવેશમાં વિચરતા મી૦ બુકસના ધર્મવ્યાખ્યાનોમાંયે ગયો છું. શંકરાચાર્ય શ્રી માધવતીર્થજી, ત્રિવિક્રમતીર્થજી, શ્રી શાંત્યાનંદજી કે 'ખીલાફત શંકરાચાર્ય' શ્રી ભારતીકૃષ્ણતીર્થજીથી અપરિચિત નથી

રહ્યો. ધોળાં, પીળાં, ભગવાં, સોનેરીને યથાશક્તિ-મતિ ઓળખ્યા-પારખ્યા છે. નવાજુના અનેક ધર્મોના સાધુસંત નીહાળ્યા છે, નાના મોટા અનેક સંપ્રદાયોના આચાર્ય-બાપજી-મહારાજ-પ્રભુ-ભગવાન જોયા છે. જગતની અંધારી મહારાત્રિ અજવાળતા મથતા એ સહુ નાનામોટા તારલીઆઓ જગમગે છે. એ સકલ તારકવૃંદની વચ્ચે અમૃતનિધાન ચંદ્રદેવ શા વિહરતા શ્રીલાલજી મહારાજને નીહાળ્યા હતા. પાઠક! તારી વધુ નિર્મળી આંખે સાધુતાના ચંદ્રદેવ નીરાળા નીરખ્યા-ઓળખ્યા હોય તો મારે વાંધો નથી: પણ સાધુતાના ચંદ્રદેવ તે તારે કાજે-નીરખ્યા-પારખ્યા હોય તો એટલું મારે બસ છે. આટલુંયે પાઠક! વિનવીને યાચું છું, કારણ કે પૃથ્વીભરમાં સંસારની રાત અંધારી છે, ભવના માર્ગ હતા તેથી વિકટ ને અઘોર છે.

---

## ફુલપાંદડી

લેખક:

રા. પૃથુરાજ શુકલ

ઓ પાગલ, તારી તુટેલી બીન કોને સંભળાવે છે?

શું! આ નિઃશબ્દ ઝરણુંને તારી બીન સંભળાવે છે? પણ તે તો પોતાના તાનમાંજ મસ્ત છે.

શું! વિહંગને તારી બીન સંભળાવે છે? પણ એ તો પોતાની પ્રિયાને રીઝવવામાંજ મસ્ત છે.

શું! પ્રભુને સંભળાવે છે, પણ તે તો મંદિરમાં ભક્તની આરતી સાંભળવામાં નિમગ્ન છે.

હા, સમજ્યો.

પણે કોઇ તેલ વગરના, લાંબા, કાળા, ગુચ્છાંવાળા, પવનમાં આમ તેમ ઉડતાં વાળવાળી ડગલે ડગલે ઇશ્કના અગ્નિની છોળો ઉછાળતી, પલકારે પલકારે ખંજર વરસાવતી શ્રમ અને શ્વાસથી ધડકતાં સ્તનવાળી આભસારિકા આવે છે.

સમજ્યો

તેને વાસ્તે તારી બીન છે.



[ચિત્રકાર] નવયૌવના [રા. ગોરધનભાઇ પટેલ

ગૃહિણી. ગૃહમાં પ્રકાશજે,
તુજ સદાચારરવિ દીપાવજે.
અપની પુરભૂમિથી ઠરી,
સખી, થાજે પ્રિયદેવી કંથની.

# નવયૌવના

લેખક

રા. કારસલન

(વૈતાલીય)

અરિતા મૃદુ સ્નેહની સખે,
પ્રતિમા મૃદુ સ્નેહની સખે
પ્રભુતામૃત ઉર ધારિણી,
અમી સર્વત્ર મદા પ્રસારિણી—

જગ નિત્ય શુભ્ર રાજજે,
તુજ કાંતિથી સહુ દીપાવજે,
તુજ પુણ્ય પડે પદાવલિ
તહીં થાઓ ફુલ-વાડી નિર્મળી.

મધુરા નયનો ઝરે સુધા,
નવ ભાવો કહે દિવ્ય શાંતતા
ધડકે ઉર માભરુ નવ,
અમ આપ્યા કહે હર્ષથી જીવન

તવ હાર્દ નવીન એ ભગે,
પ્રભુ ચાપો શુચિ મર્મ જીવને
કુંડું કેસર કોટકે ભોર્યું,
નવ આ વિશ્વ ઘડ્યું તને પ્રભુ.

રેમનુ અનિમેષ ઝમઝું,
અધરાંકે મૃદુ હાસ્ય નિર્મળું.
શુચિ આમ તણી પ્રભાએ
કરી ના વિધિ તે છુપો મુખે.

નવલી ઉર જાગી નિર્મળી,
લહરી પ્રેમ તણી સુધા ભરી;
મળી પ્રિય, પ્રિયે મળી જજે,
જગને કૈં પ્રીતિ-પાઠ અર્પજે.

ગૃહિણી ગૃહમાં પ્રકાશજે,
તુજ સૌભાગ્ય રવિ દીપાવજે;
અવની સુર ભૂમિ શી કરી,
સખી, થાજે પ્રિય દેવી કંથની.

કુલજા કુલ કેરી દીપિકા,
સઉ ધીશ્રી તણી જન્મભૂમિકા;
તુજ અમૃત તેજ આત્મનું,
કરજો અક્ષય ક્ષેમ કુલનું.

નમ્યું જે શિર પ્રેમને ભરે,
નમ્યું રાખો પ્રભુ પ્રેમને ભરે;
પ્રભુ પુત્રી, સુપુણ્યવંતી ઓ!
તુજ સૌભાગ્ય અખંડ આ તપો!






લેખક.

રા. કનૈયાલાલ માણેકલાલ મુનશી,

બી. એ. એલ. એલ. બી., એડવોકેટ,

પ્રમુખ, સાહિત્ય સંસદ.



## નોંધ.

જેણે મારી "પાટણની પ્રભુતા" કે "ગુજરાતનો નાથ" વાંચી હશે તેને આ વાર્તાનાં કેટલાંક પાત્રોની ઓળખાણ પડશે. જેણે એ વાર્તાઓ ન વાંચી હોય તેને માટે નીચે આપેલી ઓળખાણ બસ છે.

| | |
|---|---|
| જયસિંહદેવ સોલંકી .. | અણહીલવાડ પાટણનો રાજા અને ગુજરાતનો નાથ. |
| મીનળદેવી ... | રાજ્યમાતા. |
| મુંજાલ ... | ... મહા અમાત્ય. |
| ઉદા ... | . મંત્રી અને ખંભાતનો સત્તાધીશ. |
| દાદાક ... | ... મંત્રી: * કર્ણાવતીનો સત્તાધીશ. |
| શાંતુ ... | ... મંત્રી. |
| ત્રિભુવનપાલ ... | ... રાજાનો ભત્રીજો ને † લાટનો દંડનાયક.§ |
| કાશ્મીરાદેવી ... | ... ત્રિભુવનપાલની પત્ની ને મીનળદેવીની ભત્રીજી. |
| કાક ... | .. ત્રિભુવનપાલનો મિત્ર ને ભટરાજ. |
| મંજરી ... | .. તેની પત્ની |
| સજ્જન ... | .. સોરઠનો દંડનાયક. |
| પરશુરામ ... | ... તેનો પુત્ર. |
| રા'ખેંગાર ... | .. જુનાગઢનો રાજા. |
| રાણકદેવી ... | ... તેની રાણી. |

* અમદાવાદ    † સાબરમતીથી દમણ સુધીનો પ્રદેશ.    § સૂબો.

## આગલાં પ્રકરણોનો સાર

સંવત્ ૧૧૯૯ની ચૈત્રની એક સવારે એક જૈન સાધુ ને ઉદાનો દીકરો આમ્રભટ ભૃગુકચ્છ આગળ ઉતરે છે. આમ્રભટ દુર્ગપાલને મળવા જતાં રસ્તામાં એક યુવતીના સૌંદર્યથી મુગ્ધ બને છે. તે કાકને મળીને જયસિંહદેવનો સંદેશો તેને આપીને પાછો વળે છે. સંદેશામાં કાકને આજ્ઞા છે કે તેણે ભરુચ આમ્રભટને સોંપી જુનાગઢના ઘેરામાં જોડાવું. રાણી લીલાદેવીએ પણ કાકને તેડાવ્યો છે. દરમ્યાન જુનાગઢથી મણિભદ્ર રાણકદેવીનું તેડું લાવે છે. બધું સાંભળીને કાક દેવભદ્રસૂરિની વિદાયગીરી લેવા જાય છે, ત્યાં વાર્તાના આરંભમાં આવતા જૈન સાધુને તે ઓળખે છે, અને તેની પાછળ એક ગુપ્તચર યોજે છે, અને રસ્તે પડે છે. દરમ્યાન આમ્રભટને તેના સસરાને ત્યાં તેનો સાળો, પાટણે લાટ છુટ્યાથી કરવાસાભર્યા હૃદયવાળો બનેલો રેવાપાલ, લુખો આવકાર દે છે. જે યુવતીના સૌંદર્યથી તે મુગ્ધ થયો હતો તેની ભાળ કાઢવા આમ્રભટ બે સૈનિકોને મોકલે છે, જેઓ કુવા આગળ બેસીને પનીઆરીઓની મશ્કરી કરે છે. મણિભદ્ર મહારાજ તેમને વારવા જતાં એક સૈનિક તેને મારે છે. તેટલામાં રેવાપાલ આવીને સૈનિકનો પગ કાપી નાંખે છે. આમ્રભટ આગળ ફરીઆદ જતાં તે રેવાપાલ ઉપર ક્રોધે ભરાય છે, પણ એટલામાં કાક આવી પહોંચીને ખરી હકીકત કહાવીને સૈનિકોને કાઢી મુકે છે અને રેવાપાલને ન છંછેડવા આમ્રભટને ચેતવે છે. આમ્રભટની છોકરવાદીની નિરાશાજનક ભાળ લેતો કિંકર્તવ્યમૂઢ કાક પોતાનો પરિવાર રેવાપાલને સોંપીને રવાને થવાનો વિચાર કરે છે. દરમ્યાન્ આમ્રભટને તેનો સસરો તેજપાલ દુર્ગપાલને ઘેર લઇ જાય છે. તે વખતે રેવાપાલ પોતાના ગુરુ બ્રહ્માનંદ આગળ પટ્ટણીઓ ઉપરની પોતાના હૈયાની આગ કાઢતો કાકની ગેરહાજરીમાં ભરૂચ બચાવવાની રજા, તથા જરૂર પડે તો સેનાપતિ "ધ્રુવસેન"ના મુળ સ્વરૂપમાં બહાર પડવાનું વચન તેમની પાસેથી મેળવે છે. પછી તેને કાક મળ્યો. કાકે મૃણાલકુંવરીની વાત કાઢતાં રેવાપાલ કાકનો વધ કરવા દોડે છે, જેને બ્રહ્માનંદ વારે છે. ગુરુના સમજાવવાથી છેવટે કાકના કુટુંબનું રક્ષણ કરવાનું રેવાપાલ વચન આપે છે. કાકના રવાને થયા પછી મંજરીને રેવાપાલની સ્ત્રી સાથે બોલાચાલી થાય છે. દરમ્યાન આમ્રભટને ખબર પડે છે કે તેનું મન હરી જનાર યુવતી તે મંજરી પોતેજ છે, તેથી તે કંઇક બહાનું કાઢીને, મંજરીના ઘરની રોજ મુલાકાત લેવાની રજા તેની પાસેથી યુક્તિથી મેળવે છે, અને તેના મોહમાં ભાન ભુલી વિચક્ષણ જૈન સાધુ હેમચંદ્રસૂરિની અવગણના કરે છે. બાદ રેવાપાલ ગઢના કોઠારના વૃદ્ધ નાયક અને કાકભક્ત દેવાને ભોળવી કોઠાર ખાલી કરી આપવાનું તેની પાસે કબુલાવે છે—એવી શરતે કે કાક પાછો આવે તો રેવાપાલ અનાજ ફરી ભરી આપે. દરમ્યાન સૂરિ ખંભાત તરફ વિદાય થાય છે. ભૃગુકચ્છથી દરીઆ વાટે પાટણ તરફ જતાં કાક વચમાં લાઠી આગળ ઉતરી પડે છે, અને પોતાનો વેશ વિશ્વાસુ ખેમાને પહેરાવે છે. ખેમો આજ્ઞાનુસાર વહાણને પ્રભાસ આગળ લઇ જઈ ડુબાડી દે છે. કિનારે ઉભેલો ઉદાનો દીકરો વાગ્ભટ તેને કાક સમજી "ભાગાવી" લે છે અને વંથળી લઇ જવાની તૈયારી કરે છે.

(હવે આગળ વાંચો.)

---

## પ્રકરણ ૪ થું

### ગીરનાર

પણ જ્યારે પોતે કાકને પકડી શક્યાને ભાગ્યશાળી થયો એમ માની વાગ્ભટ મલકાતો હતો ત્યારે કાક મારતે ઘોડે જુનાગઢ તરફ જતો હતો.

લાઠી જઇ તેણે ખલાસીઓ તથા દાભાને ત્યાં છોડયા, ને પોતે તરત ચોરવાડ ગયો. અને થોડા સમયમાં ચોરવાડનો મોતીઓ આહીર અને કાક બન્ને જણે જુનાગઢનો

માર્ગ લીધો.

રાત હતી છતાં તેઓ પ્રભાસથી જુનાગઢ જવાનો મોટો રસ્તો લઇ શક્યા નહીં. આ મોટા રસ્તાનું રક્ષણ પાટણનું લશ્કર કરતું હતું. એટલે ત્યાંથી જવું જોખમભર્યું હતું. આ કારણથી, તેમને લાંબો ને વાંકોચૂંકો રસ્તો લેવાની ફરજ પડી.

સોરઠના નિર્જળા ભોમમાં ચમકતા તારાઓને આધારે તેઓ રસ્તો કાપતા પણ મેઘલ-ની પાણીપંથી ઘોડીઓને અંધકારનો કે રસ્તાની મુશ્કેલીનો હીસાબ નહોતો. જોજનો પર જોજનો કપાતા જતા હતા છતાં માનીઓને કાક અધીરાઇથી એડીનો ઉપયોગ કર્યા કરતા હતા.

* કાઠિઆવાડી ઘોડીને પાણી ચડે ત્યારે તે પંખાળી બને છે. તેના પગ થાકતા નથી તેનો શ્વાસ ભરાતો નથી, તેને એક જાતની નથી. તે જાનવર મટી વેગની મૂર્તિ બને છે. તેનો સ્થૂલ દેહ સમીરની સૂક્ષ્મતા પ્રાપ્ત કરે છે

આ વેગવતી ઘોડીઓને તેની ઇચ્છાશક્તિ જોડે તન્મયતા સાધતી જોઇ કાકને પણ પાનો ચડ્યો. જ્યારે પરોઢિયું થતાં તેને ઘોડીઓ થંભાવી ત્યારે ગીરનાર ક્ષિતિજ પર શોભી રહ્યો.

પર્વતોથી પરિચિત મુસાફરને ગીરનાર રમકડું લાગે છે, અને તેને પર્વત કેમ કહેવાય એવી શંકા થાય છે પણ સપાટ પ્રદેશના રહેનાર ગુજરાતીને ગીરનાર એટલે ગિરિરાજ.

નિર્માલ્ય જંતુઓ વચ્ચે કોઇ મનુષ્યવીર ઉભો હોય તેમ સોરઠની સપાટ ભૂમિમાં તે શોભે છે. ને સદીઓ થયાં જનસમૂહની ભક્તિ ને આદર્શો રચતો છે. આદર્શ ચક્રવર્તી માંધાતા-નો પુત્ર એની છાયામાં શાંતિ પામ્યો, ને યાદવપતિ કંસમર્દન કૃષ્ણે કાલયવનના ભયથી ભાગતાં એનું શરણું શોધ્યું. અવની પર બુદ્ધ-ધર્મનો વિસ્તાર સાધતા ઉત્સુક બનેલા 'દેવપ્રિય અશોક, આર્યાવર્તમાં હિંદુ સંસ્કૃતિ સ્થાપવા તત્પર થએલા ગુપ્તનું ભૂષણ સમુદ્રગુપ્ત, અને પરદેશી છતાં આર્યધર્મના ગર્વથી મત્ત બનેલો રુદ્રદામન—આ નરેશત્રિપુટિએ એને પોતાની સત્તાનો સીમાદર્શક વિજયસ્તંભ માન્યો હતો. ચૂડાસમાની સત્તાના સ્થાપકે પણ એની અજેયતાની સહાય લઇ સોરઠનું સામ્રાજ્ય સ્થાપવાનો પ્રયત્ન કર્યો. અને એની પ્રેરણાથી પ્રબળ બનેલો ખેંગાર પાટણની સર્વવિજયી સત્તાને વર્ષો સુધી ડારી રહ્યો હતો.

નિરાંશુ શોધતા, નગ્ન ને વિશુદ્ધ એવા બુદ્ધભિક્ષુની શાંતિ ને સ્થિરતા દર્શાવતી પદરેખા, સમાગમના વિજયની નિરંતર સાધના કરતા ને આર્યધર્મની ધુરિને વહેતા બ્રાહ્મણોની નીડર નિશ્ચયાત્મકતાના દેખા દેતા પદચિહ્ન, હિંસાના મોહમાં ઘેલી બનેલી મનુષ્યજાતિને અમારી* ધર્મ શીખવતા નમ્રતાભર્યા જૈન સાધુના સહનશીલતાની છાયાઓથી શોભતાં પગલાં—પવિત્રતાના આ બધા પાદસ્પર્શો ત્યાં પથ્થરે પથ્થરે દેખાય છે. ને વળી ધારીને જોતાં એ પદપંક્તિઓ નજરે ચડશે.

એક નાની ને ઘાટીલી—નગેમરીઓની સરી જતી વીરતાને સુકુમાર હાથે ટકાવી રાખતી, સતીઓમાં એક એવી રાણકની, અને બીજી ભોળી ને કરુણ—જેના આ નરસૈંયામાં થએલાં મતજીવનની શુદ્ધિ, ભક્તિયોગની મહત્તા ને સાહિત્યપ્રેમની રસિકતાના ત્રિવેણી સંગમને પ્રતાપે ગુજરાતની રસાળ ભૂમિ ફરીથી રસાળ થઇ તે કૃષ્ણઘેલા નાગરની.

પણ કાકને આ બધાનો વિચાર કરવાનો વખત કે શક્તિ નહોતાં. તેને મન ગીરનાર

* અહિંસા

એટલે તેના મિત્ર ખેંગાર–કેસરીની ગુફા અને તેની મુસાફરીનું લક્ષ.

સૂર્યોદય થવા લાગ્યો, ને ગીરનારનાં શિખરો ભુખરાં મટી જરાક સુવર્ણને તેજે ચમક્યાં. અને પડખે, પર્વતનાં શૃંગ બનાવતાં વિશ્વકર્માએ ગઢ કરી નાખ્યો હોય એવું જુનાગઢ પણ દેખાયું.

"મોતીઆ!" કાકે પુછ્યું.

"બાપુ!"

"આપણે ક્યારે જુનાગઢ પહોંચીશું?"

"બાપુ! હાલ પહોંચી જતે પણ અહીંઆં પટ્ટણીઓનો જાપતો વધારે છે એટલે ઝપાટાબંધ નહીં જવાય. સાંજના પહોંચીશું."

અને થોડીવાર ચાલ્યા, અને પછી ઘોડીઓ છોડી, એક ઝાડ નીચે બે ઘડી વીસામો ખાવા બેઠા પણ તેમના નસીબમાં વધારે વખત થાક ખાવાનું નહોતું.

"બાપુ! ઉઠો ઘોડી પલાણો."

"કેમ?"

"આ પેલી ધુળ ઉડતી દેખાય છે. કોઇ આવ્યું."

કાકે જોયું. છેક દૂર ધુળ ઉડતી દેખાતી હતી. તેણે તુરત ઘોડી પલાણી ને બંને જણ ઝપાટાભેર આડે અવળે રસ્તે ચાલવા માંડ્યા.

આખો દહાડો આ પ્રમાણે ગામોથી ને મોટા રસ્તાથી દૂર તેઓ ચાલ્યા કર્યા. સાંજ પડતાં પહેલાં તેઓ ગીરનારમાં આવી લાગ્યા.

"બાપુ! હવે નીરાંત થઇ. આ રસ્તા પર હવે કોઇ નહીં મળે."

"કેમ?"

"આ રસ્તો તો આમનેજ ખબર છે."

કાકે ચારે તરફ જોયું. "મોતીઆ! હવે મારી આંખે પાટા બાંધ."

"કેમ?" આહીરે ચકિત થઇ પુછ્યું.

"મને આ રસ્તાની માહીતી ન હોય તે સારું."

મોતીઆએ માનથી કાક તરફ જોયું ને ફકડો લઇ તેની આંખે પાટા બાંધ્યા.

કાકે માત્ર નામની લગામ પકડી રાખી. અને તેની ચતુર ઘોડી જાણીતે રસ્તે થઇ ઝપાટાબંધ આહીરની ઘોડી પાછળ પાછળ ગઇ. રસ્તામાં ડગલે ડગલે ચઢાણ ને ઉતરાણ આવતું, ઘણી વખત ઘોડી એકદમ ઉભી રહી જતી; એક વખત તો તે ચમકી.

કાકને પાટામાંથી લાગ્યું કે ચારે તરફ અંધારું થઇ ગયું છે. થોડી વારે મોતીઓ બોલ્યો.

"બાપુ! ઉતરો ગઢ આવ્યો."

"ઉપર ગયા પહેલાં પાટા છોડતો નહીં."

"જેવી બાપુની મરજી!"

મોતીઓ થોડેક સુધી કાકનેં હાથ ઝાલી લઇ ગયો. ત્યાં કોઇક ઉભું હતું તેની જોડે મોતીઆએ વાત કરી; અને પછી પાછો તે કાકનો હાથ ઝાલી એક પથ્થરની સાંકડી પગથી ચઢવા લાગ્યો. ડગલે ડગલે મોતીઓ કાકને સાવચેત રહેવા સુચવતો.

ઘણો વખત ચઢ્યા પછી તે ગઢ પર આવી લાગ્યો હોય એમ લાગ્યું. તરત મોતીઆએ પાટા છોડ્યા.

ચારે તરફ અંધારું હતું. માત્ર અગારનવાર મશાલનું આછું તેજ કોઇ કોઇ ઠેકાણે દેખાઇ અદ્રષ્ટ થતું હતું. આ અંધારામાં પણ મોતીઓ કાકને ઝપાટાબંધ લઇ ગયો.

થોડુંક ચાલી મહેલમાં પાછલે બારણેથી તેઓ પેઠા ને મોતીઆએ એક માણસના કાનમાં કંઈ કહ્યું. તે તરત ઉપર જઇ આવ્યો ને કાકને તેડી ગયો. મહેલની અગાશીને એક છેડે કાકને ઉભો રાખી તે ચાલ્યો ગયો.

રાત અંધારી હતી છતાં તારાના આછા તેજમાં કાક ચારે દિશાનો ચોપડો વાંચી શકતો. થોડે દૂર જુનાગઢમાંથી સૈનિકોના હોકાર કે વેદનાની ચીસ સ્પષ્ટ સંભળાતાં હતાં; ને કોટની બહારથી દૂર ઘોડાનો હણહણાટ અથવા ક્વચિત્ સંભળાતી ઉત્સાહની બુમ કયે સ્થળે પટ્ટણી ને સોરઠી સૈન્ય આથડે છે તે દેખાડી આપતાં. આસપાસના અંધકારમાં દીવાના પ્રકાશથી નીરાળું પડતું, વિજયી સેનાનું મથક વંથળી તો તરત દેખાતું. ને ચોમેર ઠેકઠેકાણે નીકળતા ભડકા કે ધુમાડો પરદેશીઓએ ચેતાવેલા વેરની સાક્ષી પુરતાં. બધાથી તટસ્થ, અંધકારમાં પણ અંધારો લાગતો ગીરનાર બધા પર પોતાનો ભયંકર પ્રતાપ પાડી રહ્યો હતો. અને આ બધી સામગ્રીમાં કોઇક દૂર ગુફામાં પડતો કેસરીની ગર્જનાનો ગંભીર પડઘો તે પલની ત્રાસજનકતામાં ઉમેરો કરતો હતો. કાકે વિચારમાં મગ્ન બની જોયા કર્યું; અને મુગાં મુગાં તેણે જુનાગઢના દુર્જય ખેંગારની અડગ વીરતાને અર્ઘ્ય આપ્યો.

પાછળથી કોઇ દોડતું આવ્યું "કોણ કાક!" આવનારનો અવાજ આવ્યો.

કાકને અવાજ પરિચિત લાગ્યો, પણ તે આવનારને જોઇ શકે તે પહેલાં આવનારે તેને બાથમાં લપેટી લીધો.

કાક ચમક્યો, ને ઓળખાણ પડતાં બોલ્યો "કોણ રા'."

## પ્રકરણ ૫ મું

### જેમાં સશક્તને પણ નિર્બળતા હોય છે તેનો દાખલો જડે છે.

રાણકદેવીને બદલે રા' કેમ આવ્યા, અત્યારે પોતાને શા સારુ બોલાવ્યો, રા' શું કામ સોંપશે એવા વિચારોના અનેક વમળો કાકના અંતરમાં ઉઠયા. રા' ની ભેટ પુરી થઇ ને તેણે તેના તરફ ધ્યાનથી જોયું. તે જોઇ તેના મગજમાં પંદર વર્ષ પહેલાં જોએલો ખેંગાર ખડો થયો. તેનું છટાભર્યું ને સબળ શરીર તેવું ને તેવુંજ હતું—માત્ર સોમસુંદરીના પ્રણયીનાં રુપાળાં અંગ પર અત્યારે બખ્તર ને પાટા હતા. તેના સિંહ શા ભવ્ય મુખ પર કાંકરી દાઢી શોભતી હતી; અને બે ઘાની રેખાઓ એ ભવ્યતાને અનુપમ શોભા આપી રહી હતી. એની તેજસ્વી આંખમાં નિશ્ચય ને અસ્વાભાવિક તેજસ્વિતા દેખાતી. તેનું હાસ્ય તો પહેલાંના જેવુંજ મોહક હતું.

"કાક! તું આવ્યો ખરો" ખેંગારે બોખરે અવાજે કહ્યું.

"મહારાજ!" કાકે સબહુમાન કહ્યું, "આપે મને બોલાવ્યો!"

"ધીમેથી" ખેંગારે કહ્યું "હા. મેં બોલાવ્યો."

"મને તો બાનો સંદેશો આવ્યો હતો."

"ના. મેં મોકલ્યો હતો."

"પણ મણિભદ્ર તો બાને મળ્યો હતો એમ કહેતો હતો."

"એ તો જરા ગાંડો છે. મેં બીજી રાણી મારફતે કહાવ્યું હતું, પણ એ બગેરીને જરા ભ્રમ થયો એટલે રાણકનેજ મળ્યો એમ માન્યું."

"એવું શા માટે કર્યું?" કાકે પુછ્યું.

"સાર વગર તું આવે નહીં."

"તમે પણ કહાવ્યું હોત તો હું આવત."

"કેમ પાટણની ચાકરી છોડી?" ખેંગારે જરા તિરસ્કારથી પુછ્યું.

"ના. હજુ સુધી તો છું. કાલની વાત શંભુ જાણે."

"કેમ! પાછા તારા માલીક કફા-થયા છે

કે શું ?" કૃષ્ણદેવે હસીને પુછ્યું. તેના હસવામાં પડેલા હતો તેવોજ મશ્કરીનો ધ્વનિ હતો.

"બાપુ! મારી પીઠ હજી ફેરીશ. પણ આમનું શું? મને કેમ બોલાવ્યો!"

ખેંગારે સાવચેતીથી ચારે તરફ જોયું ને ધીમેજ ધીમે અવાજે કહ્યું "કાક! મને તારી મદદની જરૂર છે."

"હું હાજર છું"

"મારે પાટણ જોડે સંધિ કરવી છે"

"સં—ધિ!" અજાયબીમાં કાકથી બોલાઈ ગયું

"ધીમે બોલ. કોઈ સાંભળશે. કાક! તું અજાયબ થાય એમાં શી નવાઈ?" ખેંગાર ને મજાકભર્યા અવાજે ખેંગારે પુછ્યું. "ખેંગારે જયદેવને પંદર વર્ષ તોબા પોકરાવી ને હજુ જુનાગઢમાં ડામરા અખંડ છે. ત્યારે મોરનો શું સંધિ શા માટે માગે?"

"હું પણ તેજ પુછું છું" કાકે કહ્યું

"કાક! કોઈ શત્રુએ કદી નમતું આપ્યું નથી, અને જુનાગઢે વિજેતાને આવકાર આપ્યો નથી. એટલે સંધિની વાત કરતાં મારો પ્રાણ કંપે છે. ગયે વર્ષે મને મુંજાલે સંધિની વિષ્ટિ કહાવી હતી, ત્યારે વિષ્ટિ લાવનારને મેં ગધેડે બેસાડી ફેરવ્યો હતો."

"ત્યારે હવે કેમ?"

ખેંગારના અંતરમાંથી એક નિઃશ્વાસ નીકળ્યો. "ભાઈ ત્યારે મને ખબર નહોતી કે જયદેવ જાતે રણે ચડશે."

કાક આંખ ફાડી જોઈ રહ્યો! શું ખેંગાર જેવા ટેકીલા વીરના હૃદયમાં કાયરતા પ્રસરી હતી?

"તેમાં શું?"

"તેમાં શું! કાક! હું ટેકીલો રજપુત છું; ને ટેકીલા રજપુતથી હું ડરતો નથી પણ તમારો જયદેવ ટેકીલો એ નથી ને રજપુતે નથી" ખેંગારે કડવાશથી કહ્યું.



"બાપુ! મને એ ન સમજાયું."

'કાક! જયદેવ રણે ચડયો છે, પણ જુનાગઢ લેવા નહીં" કટાક્ષભર્યા અવાજે ખેંગારે કહ્યું

"ત્યારે?"

"એને રાણક ફરી પાછી લેવી છે."

કાક પાછો હઠયો. "શું ગાંડા થયા છો!"

"ના એની નજર તો ત્યાં છે. એને રજપુતોના ટેકની શી પરવા છે? એ માણસજ ક્યાં છે? રાક્ષસ ને પિશાચની હીંમતે જે રજપુત ઝુઝે તેને માણસ કેમ કહેવાય?"

"બાબરાભૂતની વાત કરો છો?"

"તમારા મહારાજની દરેક ખુબીઓ ન્યારી છે. બાબરોભૂત એની સેવામાં છે એ તો સમજ્યા પણ જ્યારથી એ વધતી આવ્યો છે ત્યારથી એ પોતે બાબરોભૂત થયો છે ગામડાઓમાં આગો પ્રગટે છે, ચોમેર લોકો ત્રાહ ત્રાહ પોકારે છે, બાપદાદાઓ યવનોની દંતકથા કહેતા હતા તેવું આવી રહ્યું છે. મારાથી મારી ગરીબ બીચારી પ્રજા પર વરસનો કેર જોવાતો નથી, એટલે એના કરતાં સંધિ કરી નાક કપાવવું વધારે સારું લાગે છે."

"મહારાજ! તમે આખા કુળના કલંકરૂપ થઈ પડશો."

"હા! પણ મારી રાંક પ્રજા ને મારી રાણક બેને બચાવીશ"

"મહારાજ! સંધિ કરવી એ મને તો સારુંજ લાગે છે. લાટનો વિગ્રહ પણ મેં એમજ પુરો કર્યો, પણ જયદેવ મહારાજ માનશે કે કેમ એ સવાલ છે." કાકે કહ્યું

"તેનાથી મોટી મુશ્કેલી તો એક બીજી છે."

"શી?"

"રાણકની."

"રાણકબાની!" કાકે પુછયું.

"હા. કાક!, તને ખાસ બોલાવવાનો હેતુ તો એને સમજાવવાનો છે. ભાઇ! રાણક સ્ત્રી નથી–જગદંબાનો અવતાર છે. લોકો મને જશ આપે છે પણ જુનાગઢ આજે ટક્યું છે તો માત્ર એને પ્રતાપે. એને ઉત્સાહે અમે જીવીએ છીએ. એને સંધિની વાત કરી કોણ શકે?"

"તમે એમને વાત નથી કરી?"

"ના. એને વાત કરવાની હીંમત ચાલતી નથી. કાક! એ નહીં હોત તો હું ક્યારનોય રણમાં રોળાઇ ગયો હોત–ને જુનાગઢ પડીને પાધર થઇ ગયું હોત. પણ મારી રાણકદે"–ખેંગારે સ્નેહભીને અવાજે કહ્યું "ની હીંમતે અમને ઉભા રાખ્યા છે. હવે એના દૃઢ સંકલ્પની વિરુદ્ધ કોણ જાય? માત્ર તું એને સમજાવી શકે તો."

"પણ મારું કેમ માનશે!"

"વખત છે ને માને. એને તારે માટે ઘણું માન છે, અને મને તારામાં ઘણી શ્રદ્ધા છે."

કાક હસ્યો. "જો સતી તમારું નહીં માને તે મારું માનશે?"

"કાક! મહેનત તો કરી જો. મને પોતાને મોતનો ડર નથી–ને નથી મોતનો ડર રાણકને. પણ હું પડું ને તમારા મહારાજને હાથે એ ચઢે–" ખેંગારને શરીરે કમકમાં આવ્યાં તે કાક જોઇ શક્યો.

"બાપુ! તમે કામ તો મને ઘણું અઘરું સોંપો છો?"

"કેમ?"

"રાણકબા પાસે કુલ લજવાવવું ને જયદેવ મહારાજનો ક્રોધ રોકવો–એ બે કામ ત્રિપુરારિથી બને એવાં નથી, તો મારાથી કેમ બનશે?"

"મને ખાત્રી છે કે બનશે તો તારાથીજ બનશે."

"પણ મહારાજ! બાને અહીં આવવાનું કારણ શું આપું?"

"કહેજેની કે મેં સલાહ લેવા બોલાવ્યો છે."

"ઠીક! ક્યાં છે?"

"હમણાં આવશે. તું નાહીને ખા તો ખરો. ચાલ, માત્ર તારી મુકાની બાંધી દે."

"જેવી આજ્ઞા" કહી કાક મુકાની બાંધી રા'ની પાછળ ગયો.

---

## પ્રકરણ ૬ ઠું

### રાણકદેવડી

કાક જમ્યો ને ખેંગાર એને રણવાસમાં લઇ ગયો. ખંડ નાનો ને અંધારો હતો, અને એક મોટા દીવાનો તેમાં ઉજાસ પડતો હતો. ત્યાં પાંચસાત સ્ત્રીઓ બેસી હથીઆરો સાફ કરી રહી હતી. એક છેડે ગોખલામાં અંબાભવાનીની મૂર્તિ આગળ નાનો ઘીનો દીવો બળતો હતો.

સ્ત્રીઓ બધી કાળા વસ્ત્રમાં હતી. એક નાની લાગતી સ્ત્રી દીવાની પાસે બેઠી બેઠી એક ઢાલ પર પડેલા લોહીના છાંટા સાફ કરતી હતી. તે કંઇ ધીમેથી ગાતી હતી, ને બધી સ્ત્રીઓ ધીમેથી ઝીલતી. ગીત પણ જરા અસામાન્ય હતું. ગાનારીઓ એ જમને કહેતી હતી કે કાલે આવજે કારણ કે આજ તો એનો કંથ વેરીને હણવા ગયો છે.

જાણે જોગમાયાઓ ખપ્પર ઝીલતાં પહેલાં તૈયારી કરતી હોય એવું દેખાતું હતું. ખંડમાં ગાંભીર્ય અપાર્થિવ હતું. રા' ને કાક ધીમે ધીમે આવ્યા, અને કાકના અંતરમાં અણ-

જાણતાં પૂજ્યતા પ્રસરી રહી. તેને લાગ્યું કે એક પ્રકારનું દૈવી ને મુગ્ધ બનાવતું વાતાવરણ ચારે તરફ પ્રસરી રહ્યું હતું

"અહો!" એગારે ધીમેથી ને માનથી કહ્યું.

એ અવાજ સાંભળી આસપાસ બેઠેલી સ્ત્રીઓ ચમકી ને રાને ઓળખી ઉતાવળમાં લાજ કાઢતી. ખુણામાં સળગતી ઝાંખી દીવા આગળ બેઠેલી નાનકડી સ્ત્રીએ કામ કરતો હાથ થોભાવી ઉંચુ જોયું. દીવાના પ્રકાશમાં આ મુખ જોઈ કાકને તેજ પર ભ્રાન્તી થઈ કે આ સ્ત્રીને ડગવતી બને એમ નહોતું

મુખ નાનકડું ને સુકુ હતું–સુંદર બાળક વયને હશે એમ લાગતું અને અત્યારે મળ્યા લુગડાની કીનારમાં અદ્ભુત રીતે મઢાઈ રહ્યું હતું. તેના હોઠમાં નિશ્ચયતા હતી, ને આંખોમાં તેજસ્વિતા હતી; પણ એ ઉપરાંત આ મુખ પર ન સમજાય એવી, ન સહેવાય એવી ગહન તા હતી. તેની આસપાસ પ્રસરતા તેજો દુસહ હતાં. યમરાજને ડારતી સાવિત્રી કે વેણીસંહાર કરવા ઉત્સુક બનેલી દ્રૌપદીના મુખનાં તેજો સદાને માટે અહીંઆ આવી વસ્યાં હોય એમ લાગતું જેથી ખડમાં વાતા વરણ અપાર્થિવ હતું તેવાજ આ તેજો અ પાર્થિવ હતાં. કાકનું હૃદય સ્વાભાવિક સ્વાસ્થ્ય જાળવી શક્યું નહીં. તેણે આ સ્ત્રીને સાષ્ટાંગ પ્રણામ કર્યાં

રાણકદેવીએ કાકને ઓળખ્યો નહીં, પણ રાને જોઈ તે ઉઠી, તેનું નાનું સુકુ શરીર ધનુષ્યના દંડની માફક નમ્યું, તેના મુખ પર અવર્ણનીય ભક્તિનું હાસ્ય રમી રહ્યું.

"પધારો મહારાજ!" તેણે આદર આપ્યો. તેના અવાજમાં દબાએલા ભાવનો કંપ હતો એ સાર સ્પષ્ટ દેખાતી ભક્તિથી બેઠો.

"આ કોણ છે?"

"બા! મને નહીં ઓળખ્યો?" કહી કાકે બુકાની છોડી નાખી.

"કોણ ભાઈ કાક?" જરા આંખો પહોળી કરી રાણકે કહ્યું.

"હા"

રાણકદેવીની ગહન આંખોના ઉંડાણમાંથી પણ કિરણો ફુટ્યાં "તું અહીંઆ?" તેના અવાજમાં કંઈક શંકા હતી

"બા!" કહિ કહ્યું "હું જયદેવ મહ નો મોકલ્યો નથી આવ્યો. મને તો બોલાવ્યો."

"કેમ?" તેણે પોતાના પતિ તરફ પુછ્યું

"મારે એની સલાહ લેવી હતી."

'શી બાબત' તેણે પુછ્યું.

"બાપુને મેં એવી સલાહ આપી કે પાટણ જોડે સંધિ કરી નાખો નહીં તો જુનાગઢ હારાજ થઈ જશે" કહી રાણકદેવડી તરફ જોઈ કહ્યું.

રાણકના મુખ પર અજબ જેવો ફેરફાર થયો. જાણે કોઈએ અપમાન કર્યું હોય, કોઈએ તમાચો માર્યો હોય તેમ તેનું ફીક્કું. સફેદ મુખ લાલ થયું, અને તેના મો પર ભગ્ન ગૌરવની સ્પષ્ટ લિપિ વંચાઈ. એથી તે જરા પાછી હઠી ને ફરીને રા' સામું જોઈ રહી–ને ધીમા ને કાંપતા અવાજે પુછ્યું

"મારો રા' જયદેવ જોડે સંધિ શા માટે કરે?" અને ચમકાવેલી આંખે તે કાકની સામું જોઈ રહી

તેના અવાજમાં તિરસ્કાર નહોતો, કંપકો નહોતો, છતાં કાકને તિરસ્કાર ને કંપકંપ બંને સત્યા એક પ્રશ્નમાં આ અપાર્થિવ સ્ત્રીની અપ્રતિમ મૃદુતા, તેની પતિભક્તિ, તેના પતિની આસપાસ રચેલા સ્વપ્ન તેને દેખાયાં

આ સ્ત્રીને મન ખેંગાર માણસ નહોતો, દુર્જય દેવ હતો; અને તે દેવને તે પૂજતી હતી. ખેંગાર ને કાક બન્નેએ એક બીજાની સામું જોયું. તે નજરથી કાકે પોતાના પ્રયત્નની નિષ્ફલતા કબુલ કરી. છતાં કાકે એક વાર પ્રયત્ન કરવાનો નિશ્ચય કર્યો.

"બા! પ્રજા પીડાય છે–ને આખો સોરઠ વેરાન થતો જાય છે. કોઇ રીતે જુનાગઢ બચે—"

"કાક!" એક ઉંડો શ્વાસ લઇ દેવડી બોલી. "મારો રા' ઉભો છે તો કાલે સવારે પીડાતી પ્રજા સુખી થશે ને ઉજ્જડ સોરઠમાં લીલાલહેર થશે."

"પણ ન કરે નારાયણ ને જુનાગઢ પડે તો—"

"તો મહારાજનું શું થાય એમ?" દેવડીએ ધીમેથી પુછયું "કાક! મારો રા' કદી નમ્યો નથી ને નમવાનો નથી. જેવો આ ગીરનાર તેવોજ રા' ખેંગાર. નથી એમાંથી એકે ડગવાના કે નમવાના."

"બા! ભોળાનાથ તમારા મનોરથ સંપૂર્ણ કરે" આંખમાં ઝળઝળીઆં આવ્યાં હતાં તે લુછી કાકે કહ્યું. "પણ બાપુ સંધિનો વિચાર કરે તો" તેણે રા' તરફ જોઇ કહ્યું.

દેવડી ચમકીને ફરીથી પાછી હઠી. તેણે પાછળ ભીતે હાથ ટેકવ્યા ને એક નજર રા' તરફ નાંખી. તે દષ્ટિપાતમાં અનિવાર્ય વેદના હતી. કોડભરી વધૂ પતિનું પ્રથમ દર્શન કરવા જતાં શય્યામાં શબ જુવે ને જેવું આક્રંદ કરે તેવું આક્રંદ આ દષ્ટિપાતમાં દેખાતું. તેની સ્વપ્નસૃષ્ટિનો પ્રલયકાલ આવ્યો હોય તેવો ભય પણ તે નજરમાં હતો.

"મહારાજ!—" ધીકે હોઠે તે ખેંગાર તરફ ફરી, પણ તેનાથી બોલાયું નહીં.

ખેંગારે પંદર વર્ષ આ દેવીને ચરણે ગાળ્યાં હતાં ને તેની ભક્તિ, શ્રદ્ધા, ને સ્વપ્નાંની તેને પુરેપુરી માહીતી હતી. દેવડીની પોતામાં શ્રદ્ધા ડગે, તેનાં સ્વપ્નાંનો પતિ તેણે અર્પેલી માનવતાથી સરી પડે તેના કરતાં તો આખું જગત બળીને ભસ્મ થાય તે જોવા તે રાજી હતો.

તે કાક તરફ જોઇ હસ્યો, ને તેની સિંહ-સમી ભવ્ય મુખમુદ્રા પર આત્મશ્રદ્ધા ફરીથી પ્રગટી.

"કાક! દેવડી ખરું કહે છે. જીવનો કે મુએલો ખેંગાર રા' તો અહીંઆંજ ઉભો રહેશે. ગીરનાર સમો નિશ્ચલ ને દુર્જય." રાણકના મુખ પર પ્રશંસાની છાયા પ્રસરી; તેની પ્રેમભીની આંખ પતિ પર ઠરી રહી.

"કાક! તારી મહેનત નકામી છે" તેણે કહ્યું "મારા રા' નો સદાય વિજયજ છે."

આ નાનાં છોકરાં જેવી અડગ શ્રદ્ધા જોઇ કાકના ખેદનો પાર રહ્યો નહીં. "પણ–પણ–પછી તમારું—"

"મારું!" જાણે નજીવી વાત કરતી હોય તેમ રાણકદેવીએ કહ્યું "મારું શું થવાનું હતું. આ ભવમાં કે—" તેના ગળામાં જરાક ખખરી આવી—"પેલા. જ્યાં એ ત્યાં હું. મારા વિના એમને વિજયમાલ કોણ આરોપશે?" તેણે હસીને પુછયું.

કાકની આંખમાંથી દડદડ આંસું પડ્યાં.

"બા! તમે સાક્ષાત્ જોગમાયા છો."

"ભાઇ! હું તો મારા રા'ના પગની રજ છું." સરલતાથી દેવડીએ કહ્યું.

"કાક!" ખેંગારે હસીને વાત ફેરવી "બધો આભાર તારો માનવાનો છે."

"કેમ?"

"તું ન હોત તો મારી દેવડી મને મળત

નહીં."

"ને મહારાજ! કલિયુગમા પણ દેવ ને દેવી સાથે વગની આપવાનો લહાવો મને મળશે એ મે કદી સ્વપ્નેય ધાર્યુ નહોતુ. હુ તો નિર્જીવ સૈનિક છુ—તમારા જેવા દૃઢ ટેક મે કદી રાખ્યો નથી. પણ આ જગમાયા સમક્ષ હું પણ પ્રતિજ્ઞા લઉં છુ કે જે જાડુ મે સાચ્યું તેને મારા જીવના તા બળા, પ્રહાને પણ તોડવા દરાશ નહીં થયુ' મહારાજ! નિશ્ચિત જીવે રહો. ને વિજય કરો." તે ને ખેગાર ફરીથી બેઠવા.

"કાક! તુ ક્યારે આવ્યો? જમ્યો?" દેવડીએ પુછ્યુ.

"હા. બા!"

"ને, તારી સ્ત્રી કેમ છે?" તેણે ભાવથી પુછ્યુ.

"બા! મે ને તમાન રાંએ બનએ એકજ વખત શકરપાર્વતી પુજ્યા છે."

"ચાલો. મજરી પણ અમારા જુનાગઢ-નીજ કહેવાય."

"હાસ્તો! બા હવ આપ બેસો. મહારાજ! હવે આપ મને રજા આપો તો હું જઉં"

"રાત અહીંઆ રહીને જા તુ થાકી ગયા હશે. સવારે જુનાગઢ જોઇને જજે"

"બાપુ! મારે ગોવાઇ વથળી જવુ છે. ને જુનાગઢ મારે જોવુ નથી. જુનાગઢ પર હલ્લો કરવાનું મને સોપવામા આવે તો?"

"કાક! તારી જોડી મે જોઇ નથી' ખેગારે કહ્યુ. "તે વર્ષો પર મારુ માન્યુ હોત ને જુનાગઢમા આવી વસ્યો હોત તો આપણે બે શુ ન કરત?"

"મહારાજ! તમારો ટેક ને શૌર્ય જોઇ મને પણ એમજ થાય છે પણ જેવો સોરઠનો ટેક તમને વહાલો છે તેવો બાપનો ટેક મને વહાલો છે. ચાલો બા રજા."

"બાઇ! મારા આશીર્વાદ," રાણકદેવડીએ કહ્યુ

અને જતા જતા કાળા જુગડામા શોભતી આ અપ્રતિમ સ્ત્રીના ફીક્કા મુખ તરફ તેણે એક નજર નાખી ને અતરથી પ્રણામ કરી ખેગાર સાથે તે બહાર નીકળ્યો

બહાર નીકળતા તેણે મુકાની બાથી "મહારાજ! કંઇ ચિંતા કરો નહી, જુનાગઢનો હજુ કાકરો ખર્યો નથી, ને જયદેવ મહારાજ મનગી માણસ છે એટલે કંઇ થવાનુ નથી"

"તને જુનાગઢ લેવાનું સોંપે તો?" ખેગારે તેના શાંત ને મજાક કરતે અવાજે પુછ્યુ

"મન જુનાગઢ લેવાનુ કોઇ સોપવાનુ નથી. ને તમે કહેતા હો તો કોઇ સોપે તો હું લઉ નહીં"

"ના લેજે તારે હાથે મૃત્યુ મળશે તો મને નીરાત છે. મને મરવાનો જરા ડર નથી"

"ત્યારે બાપુ! મરણ પંથીનો જરા ડર રાખતા નહીં. મને ડર એકજ લાગે કે કાલે સવારે આજ શુ થશે તે સમજાતુ નથી."

"કાક! તને કોઇ કંઇ કરવાનુ નથી. હુ પણ પાટણના થોડા તડાગ સાભળુ છુ. તારો વાળ વાંકો કરવાની કોઇની હીંમત નથી."

"જોઇએ!"

"લે આ મોતીઓ રહ્યો! મોતીઆ! આમને વથળીને રસ્તે મુકી આવ."

"બાપુની જેવી આજ્ઞા" કહી મોતીઓ કાકને લઇ ગયો

[ આ વાતનો વિશેષ ભાગ આવતા અંકમાં ]

# સત્યેન્દ્રનાથ ટાગોર

("સ્મરણમુકુર," લેખાઙ્ક ૧૦ મો.)



લેખક :
સ. નરસિંહરાવ ભોળાનાથ

બી. એ. સી. એસ.



સત્યેન્દ્રનાથ ટાગોર. (યુવાવસ્થામાં)

રોમના એક ઇતિહાસલેખકે ઈશાનમાંથી સૈન્ય લઈને ઇટલી દેશમાં આવી વિજય-યાત્રા કરી પાછો ચાલી ગયેલા વીર હેનિબાલને ધૂમકેતુની ઉપમા આપીછે. કાંઇક તે રીતે જ પણ સ્વરૂપભેદથી સ્વ. સત્યેન્દ્રનાથ ટાગોરના અમદાવાદ પ્રાર્થનાસમાજના વ્યોમપ્રદેશમાંના સંક્રમણને વિશે ઉપમા આપી સકાય એમ લાગ્યાથી ગયા સ્મરણમુકુરના પ્રતિબિમ્બમાં સત્યેન્દ્રનાથને કુંડલીમાં કેતુસ્થાને મૂક્યા હતા અને પૃષ્ઠની પદટિપ્પનીમાં એ ઉપમાનો સહજ ઇશારો કર્યો હતો. આજ, એ ટિપ્પનીમાં આપેલી પ્રતિજ્ઞા પ્રમાણે, કાંઇક વિસ્તારી વૃત્તાન્તથી એ ઉપમાનું સ્થાપન કરવાનું ધાર્યું.

ખગોળશાસ્ત્ર આપણને શીખવેછે કે પોતાના ભ્રમણચક્રના અમુક આકારને પરિણામે, કેટલાક ધૂમકેતુઓ આપણા દર્શનપથમાં આપણી સૂર્યમાળાના મંડલપ્રદેશમાં, એક વાર આવ્યા પછી ફરીથી એ આવતા જ નથી અમદાવાદ પ્રાર્થનાસમાજના જીવનક્રમમ સત્યેન્દ્રનાથ ટાગોરની પણ એ પ્રકારની જ ગતિ હતી. ઈ. સ. ૧૮૮૨–૮૩ ના અરસામાં એક ભવ્ય દીપ્તિવાળો, વિશાળ તેજ:પુંજભરેલા શરીર તથા પુચ્છવાળો, ધૂમકેતુ આપણી સૂર્યમાળાનો અતિથિ માસ બે માસ જેટલો સમય થઈને લુપ્ત થયો હતો. એ દર્શન મ્હારા સ્મરણમાંથી કદી લુપ્ત થયું નથી. અમદાવાદ પ્રાર્થના સમાજના આધ્યાત્મિક જીવનવિકાસમાં સત્યેન્દ્રનાથની તરફથી જે અભિવિમ્બન મળ્યું છે ત્હેની દીપ્તિનો વિચાર કરતાં, તેમ જ તે બિમ્બન, પ્રસંગના બળે, કાલમાનની દૃષ્ટિએ

મર્યાદિત હતું તે ધ્યાનમાં લેતાં, આજ ધર્મના આકાશમાં પ્રગટ થઈ, જ્યોતિનો પ્રવાહ રેડી, ચાલી ગયેલા ધૂમકેતુ એઓને કહેવામાં યથાર્થતા જોઉં છું.

હું બાળક હતો ત્યારે સત્યેન્દ્રનાથ અમદાવાદમાં આસિસ્ટંટ જજ તરીકે આવેલા. તે વખતે મ્હારા પિતા જોડે વિશેષ પરિચયમાં એ આવ્યા નહોતા. માત્ર એક ગમ્મત સ્મરણ તે વખતનું નોંધવા જેવું છે. સત્યેન્દ્રનાથ પોતાનાં પત્નીને ઉઘાડી ગાડીમાં સાથે લઈને ફરતા હતા; બંગાળી સ્ત્રીઓનો તે વખતનો નવીન પોશાક ગુજરાતમાં અપરિચિત હતો (બંગાળામાં સ્ત્રીવર્ગ પડદામાં રહેતા હોઈ સ્ત્રીઓનો રૂઢ પોશાક તો સાડી સદી અને ઉપર ખુલ્લે ચાદર અને તેથી ઘરની બહાર ફરવામાં ઉતરતા જ્યારે હેતુ હતું નવીન સ્ત્રી વર્ગનો તે સમયનો પોશાક તો જરૂર હાથ બહાર રહે એમ પણ સભ્ય રીતે પહેરેલી સાડી, શરીર ઉપર કબજો, અને તે અંગ રસિકતાથી ગોઠવેલા, એમ રચના સાધનારો હતો.) આ જોઈને હમારા કુટુંબનો એક જૂનો આશ્રિત આવીને હમને બધાને કહેવા લાગ્યો: "પેલા નવા જજ સાહેબ તો કોઈક નાચનારીને જોડે બેસાડીને ગાડીમાં ફરવા નીકળે છે!"

કેટલાંક વર્ષો ગયાં ગયાં સત્યેન્દ્રનાથ જજની પદવીએ અમદાવાદમાં આવ્યા. આ વખતે મ્હારા પિતાને હેમની સાથે ગાઢ મૈત્રી પરિણામે થઈ હેવો પરિચય થયો. પ્રાર્થનાસમાજ-માં સત્યેન્દ્રનાથે આપેલાં વ્યાખ્યાનો આકર્ષક થતાં હતાં, અને તે પ્રસંગે શ્રોતાઓનો જમાવ વિશેષ થયો હતો. કોટ પાટલૂન પહેરેલા, ગેલાડે સાથે જોએલા, આ બંગાળી વિદેશીને જોઈને લોકોને કાંઈક કુતૂહલ, કાંઈક આશ્ચર્યભાવ, કાંઈક પ્રશંસાવૃત્તિ, ઉત્પન્ન થતાં હતાં. હેમના પ્રથમ વ્યાખ્યાન વિશે અમદાવાદના "હિતેચ્છુ" નામના સાપ્તાહિક પત્રમાં મ્હારા મ્હોટા બન્ધુ શ્રીમન્તે અંગ્રેજીમાં ન્હાનો લેખ લખ્યો હતો, હેમાં શ્રોતાજનની આ હૃદયવૃત્તિનું દર્શન ઠીક કરેલું હતું. આ વિદેશી જેવા જણાતા ઉપદેશકના મુખમાંથી ગંગાનદીને તીરે વિદ્યાધ્યયન કરેલા બ્રાહ્મણના જેવા જ સંસ્કૃત વાણીના શબ્દોના, વેદાદિક મંત્રોના ઉચ્ચારણ થતા સાંભળી શ્રોતાનું મંડળ વિલક્ષણ આશ્ચર્ય-ભરથી સાંભળી રહ્યું હતું,—આ મનઃક્ષોભનું પણ સચોટ વર્ણન કરનારું વાક્ય એ લઘુ લેખમાં હતું તે અત્યારે સ્મરણમાં પ્રગટ થાય છે.

આ સમયમાં ભોળાનાથ અને સત્યેન્દ્રનાથે સાથે બેસીને બંગાળી ભજનગીતો ગુજરાતીમાં ઉતારવાનો આરમ્ભ કર્યો. સત્યેન્દ્રનાથ બંગાળી ગીતોના અર્થ કરે તે ભોળાનાથ ઉતારી લે અને પછી એ ગીતો સત્યેન્દ્રનાથે ગાઈ બતાવ્યાં હોય તે આધારે તે ચાલમાં ગુજરાતી-માં રચના ભોળાનાથ કરતા હતા. "ગાઉં તમારું નામ રચ્યું છે જેણે વિશ્વધામ" એ જાણીતું ભજન "જય પરમ શુભ સદન બ્રહ્મ સનાતન" ઇત્યાદિવાળું ગીત, ઇત્યાદિ પદો પ્રાર્થનામાળામાં દાખલ થયેલાં છે તે આ સહકારી પ્રયાસના પરિણામરૂપ છે. પછી હેમાં બંગાળી ભાષારૂઢિની છાયા કોઈ કોઈ સ્થળે પકડાઈ આવે છે તે વાત જુદી છે. એ સ્થિતિનું કારણ, એક તો સત્યેન્દ્રનાથનું ગુજરાતી ભાષા ઉપર પ્રભુત્વ ઓછું તે, અને બીજું ભોળાનાથની એ ભાષાની ઝીણવટ તરફ કાંઈક બેદરકારી તે હશે. અને એ ક્ષતિઓ તે વખતે સૂઝતી હતી, પણ ફેરફાર કરવો કરાવવો અસાધ્ય હતો.

સત્યેન્દ્રનાથ મ્હારા પિતાને ત્હાં ચ્હા પીવા આવતા, હમે હેમને ઘેર ચ્હા પીવા જતા, એ બનાવ આજના જમાનામાં લગારે ચમત્કાર જેવો ગણાશે નહિં. પરંતુ એ જૂના સમયમાં તો એ વાત અદ્ભુત ગણાય, ખાસ ભોળાનાથભાઈ વિશે તો કોઇ એ માને જ નહિં. આ ઉપરાંત મ્હોટું સાહસ ભોળાનાથે તે વખતમાં કર્યું; તે એ કે સત્યેન્દ્રનાથને ઘેર મ્હને તથા મ્હારા ન્હાના બંધુ કૃષ્ણરાવને એક દિવસ શાહીબાગને હેમને બંગલે જમવાને મોકલ્યા; છોકરાથી છાના પણ નહિં, અને ઢોલતાંસાં વગડાવીને પણ નહિં. એ જમણમાં હમને એક લાભ થયો: કેરીનો રસ દૂધ મેળવીને ખાતાં શીખ્યા; નવાઇની સંયોજના લાગી, પણ સ્વાદ સારો લાગ્યો. મુસલમાનો કેરીનો રસ અને દૂધ મેળવીને ખાય છે તે વાત હમે જાણતા હતા, પણ એ વિલક્ષણ મિશ્રણને હમે હસતા હતા. તે હાસ્યપાત્રતા એ વાતોની તે દહાડેથી જતી રહી.

એક પ્રસંગ સ્મરણમાં પ્રગટ થાય છે: મ્હારા પિતાની સાથે સત્યેન્દ્રનાથ વડતાળ—સ્વામીનારાયણના પંથનું મુખ્ય સ્થાન છે ત્હાં—ગયા હતા; જોડે હું મ્હારા બન્ધુ કૃષ્ણરાવ અને કેટલાક મિત્રો હતા. હમને ઉતારો એક ધર્મશાળામાં મળ્યો હતો; સત્યેન્દ્રનાથને માટે એક તંબૂ તાણ્યો હતો. હમે વડતાળ સાંઝે પ્હોંચ્યા; જે ગૃહસ્થે સરભરાની ગોઠવણ કરેલી તે ભાઈનો બંદોબસ્ત હેવો ઉત્તમ હતો કે રાતના નવ દસ વાગી ગયા પણ કાંઈ ખાવાની વ્યવસ્થા ના મળે. તડામાર હમે ચોપડાં શાક કરાવી, દૂધ ચોપડાં શાક એક મિત્ર કને લેવડાવી સત્યેન્દ્રનાથને તંબૂએ લઈ ગયા. એ ભૂખ ને એ ભોજન કદી ભુલાયાં નથી. પરંતુ નોંધવા જેવી વાત એ છે કે આ પ્રસંગે હમે બધા ક્રોધથી આકળા થઇ ગયા, પણ સત્યેન્દ્રનાથની શાન્તિમાં કાંઇ પણ ભંગ ના થયો. હેમને મ્હેં કદી ગુસ્સે થયેલા જોયા નથી; હેમના ક્રોધની પરિસીમા તે આપણા સામાન્ય જનની શાન્તિ. એક વાર શોલાપુરમાં મ્હને, મ્હારી પત્નીને, મ્હારા ભાઈને ને હેમની પત્નીને પોતાને ઘેર જમવા બોલાવેલા તે વખતે ભોજનસામગ્રી સારી ના થયેલી તે જોઈને પોતાના બટલર ઉપર સત્યેન્દ્રનાથ ગુસ્સે થયેલા, તે માત્ર "તુમને કયા એ ગોલમાલ કર દિયા?" એટલા શબ્દો નરમ અવાજે, બ્હીતે બ્હીતે બોલતા હોય તેમ, કહેતા તે જોઈને હમે તો મનમાં ખૂબ હસ્યા હતા. વાત આડી ગઈ. અમદાવાદના પરિચય પ્રસંગો નોંધતે તાગ નહિં આવે.

હવે વર્ષો કૂદી જાઉંછું. શોલાપુર મ્હારી બદલી થઈ; સત્યેન્દ્રનાથ ત્હાં જજ્જ હતા. એ પરદેશમાં મ્હારે તથા મ્હારી પત્નીને સત્યેન્દ્રનાથ અને હેમના કુટુમ્બનો સહવાસ વધ્યો. એક દિવસ ન્હોતો હેવો જતો કે હમને એ મળવા આવ્યા વગર રહ્યા હોય. આરમ્ભમાં હું શોલાપુરના ક્લબમાં, કાંઇક અતડા સ્વભાવને લીધે, દાખલ થયો નહોતો. તે વખતે ક્લબમાં જતે કે ત્હાંથી ઘેર જતે સત્યેન્દ્રનાથ, હેમની પુત્રી વગેરે સાથે, હમારે ઘેર આવ્યા વગર જતા નહોતા.

બંગાલી સંગીતકલાનો પ્રથમ પરિચય આ સમયમાં હમને થયો. સત્યેન્દ્રનાથની પુત્રીની વાયોલીન ઉપરની કલા અનુપમ હતી. પરંતુ બંગાલી પદ્ધતિનું કંઠગાન સત્યેન્દ્રનાથને ઘેર હેમના ભાઈ રવીન્દ્રનાથ આવ્યા ત્હારે પ્રથમ જ સાંભળ્યું, અને સાંભળીને आनन्द सान्द्रोदयः કેવો હોય તે અનુભવ થયો. એ ગાયક આપણા રવીન્દ્રનાથ ટાગોર હતા.

(હવે એ જૂનું ગાનમાધુર્ય હેમના કંઠમાંથી કાંઈક ઓછું થયાનું મ્હને ત્રણ વર્ષ ઉપર લાગ્યું હતું.)

• શોલાપુરમાં હું, સત્યેન્દ્રનાથ ટાગોર, પુત્રી, પુત્ર, હેમની એક ભાણેજ (મિસિસ ચટરજી નામની), તથા એક મિત્ર પ્રો. ગોવિન્દ વિઠ્ઠલ કરકરે મોતીબાગના બગીચામાં ઉજાણીએ ગયા. Swimming Bathમાં કરકરે, સત્યેન્દ્રનાથ, હેમનો પુત્ર સુરેન્દ્ર, ન્હાવાને પડયા. કરકરેને ધોતિયું પ્હેરતાં આવડે નહિ—તે પાણીમાં પડયા પછી ઘડીએ ઘડીએ સરકી જતું એટલે "This wretched *dhotor*" કરીને ઓઢી પ્હેરાણે પ્હેરાણે બેસવા લાગે તે જોઈ હું, સત્યેન્દ્રનાથની પુત્રી (ઇન્દિરા), વગેરે રમૂજથી હસિયે, વગેરે કરકરેને ઉપહાસપાત્ર બનાવનારા પ્રસંગો યાદ આવતાં હજી ગમ્મત પડે છે. પછી એક કનાલને ઓટે હમારો ડુંગર પરો રસોઇયો રાંધતો હતો ત્હાં ગયા. એ રસોઇયાની ચુસ્તતા અને સ્વચ્છતા જોઈને સત્યેન્દ્રનાથની ભાણેજ તો છક જ થઈ ગઈ બધા જમવા બેઠા, મેદાનમાં કરકરેએ ખૂબ ઝાપટયું, પેટ તણાતાં સુધી, ને થાળીમાં ખાવાનું ખાતાં સુધી. કરકરેનું ભોજનસૂત્ર એક એ હતું—તે વખતે જ કહેલું—કે "જો રસોઈ સારી રંધાઈ હોય તો ગમે તેટલું ખાઓ, પણ ના નહિ!" સત્યેન્દ્રનાથ અને કરકરે ઇંગ્લાંડમાંથી ગાઢ મૈત્રીથી જોડાયલા હતા, અને મ્હારે એલફિન્સ્ટન કૉલેજમાં ગણિતના પ્રોફેસર તરીકે એ મુનિનો પરિચય થયેલો તે કરતાં આમ પાછળથી સત્યેન્દ્રનાથના મિત્ર તરીકે, પચ્ચીસ વર્ષ આરે ફરે તે પ્રસંગોથી, વિશેષ પરિચય થયેલો. કરકરે તદ્દન આનન્દી, જવાબદારી વિનાનું જીવન ગાળનાર, તોફાની, રમતિયાળ; અને સત્યેન્દ્રનાથ ધીર, શાન્ત, મન્દસ્મિતથી વધારે ક્વચિત્ જ હસનાર.—એ બેની જોડી શી રીતે જોડાતી હશે તે અગમ્ય જેવું લાગતું હતું. સત્યેન્દ્રનાથની ઉદાર હૃદયની વૃત્તિને લેઈને જ, આ છુટ્ટલા તોફાની મિત્રનો સમાસ હેમના હૃદયમાં થતો હશે. કરકરે એક વાર મ્હારા પિતાને કહેલું: "હું કલકત્તે સત્યેન્દ્રને ઘેર એકાદ મહિનો રહ્યો ત્હારે મ્હેં શું કર્યું? જાણો છો?—ભાઈઓ, ભાભીઓ, બ્હેનો બધા કુટુમ્બના માણસોને ઊંચુંચત્તું ભરવીને માંહિમાંહિ મ્હેં લડાવી માર્યાં 'તાં!"

એક વાર હમારા નિકાલ નામના ઇનામી ગામમાં સત્યેન્દ્રનાથ અને કરકરેને ઉજાણી આપી તે વખતે કરકરે સોડું પ્હેરી પાટલા ઉપર બેઠીને જમતે જમતે પેટ ઉપર હાથ ફેરવીને "શુદ્ધ" બ્રાહ્મણની નકલો કરીને બધાને હસાવતો હતો—(કરકરે મૂળ દક્ષિણી બ્રાહ્મણ જ, પણ પછીથી કપડાં, રીતભાત, વગેરેમાં અંગ્રેજ જેવો થઈ ગયો હતો, પણ હેનો સહવાસ આપણા મંડળમાં જ બહુધા હતો)—એ ચિત્ર અત્યારે આંખ આગળ ખડું થાય છે—આજના ચરિત્રનાયકને અંગે રંગભૂમિ ઉપર આવેલા નાયકના મિત્ર વિદૂષકની હવે વદાય લઈએ.

શોલાપુરમાં હું ૬ વરસ રહ્યો તે બધો વખત સત્યેન્દ્રનાથ પણ એ જ સ્થળમાં હતા. (થોડાક મહિના બાદ ગણતાં) એ અરસામાં હેમના કુટુમ્બમંડળમાંથી જુદાં જુદાં માણસો કલકત્તેથી આવી ગયેલાનો પરિચય મ્હને થયો, જેમાં મુખ્યત્વે હેમના બન્ધુ જ્યોતિરિન્દ્રનાથ—અશ્રુમતી નાટક તથા પુરુવિક્રમ નાટકના કર્તા (જેનાં ભાષાન્તરો ગુજરાતીમાં નારાયણ હેમચન્દ્રે કર્યાં છે તે), સત્યેન્દ્રનાથનો પુત્ર સુરેન્દ્ર, પુત્રી ઇન્દિરા, અને હેમના ભાણેજ જ્યોત્સ્નાનાથ ઘોષાલ, ભાઈ રવીન્દ્રનાથ,—વગેરે. સત્યેન્દ્ર-

નાથનાં પત્ની બહુ થોડો વખત જ શોલાપુર આવેલાં; પણ એ અતીવ સુશીલ બાઈનો પરિચય થવાની સાથે માનવૃત્તિ જ પ્રગટ થઈ હતી. એ આવ્યાં તે પૂર્વે સત્યેન્દ્રનાથમાં એક હસવું આવે હેવી ચેષ્ટા હતી; પોતે ગાવા ઊભા થાય ત્હારે કમરથી ઢીંચણ સુધીનું શરીર વિચિત્ર રીતે ઘોળતા હતા; હમે "એ જાગ ઘૂમેછે" કહીને માંહિંમાંહિં હસતા. મિસિસ ટાગોર આવ્યા પછી–કોણ જાણે કેમ? હેમણે ટેકને સુધાર્યો હશે વખતે;–પણ એ જાગ ઘૂમવાનું નાબૂદ જ થયું હતું.

સત્યેન્દ્રનાથ ધીર, શાન્ત હતા, મ્હેં કહ્યું; પરંતુ નિર્જીવ, મન્દ,—હેવી વૃત્તિથી દૂર હતા. એકવાર રાત્રે ભોજન હેમને ઘેર લગે કરી રહ્યા પછી, એક નર્તકીનું નૃત્ય યોજ્યું હતું; તદ્દન નિર્જીવ અને એકતાનતાવાળું લાગવા માંડ્યું એટલે ટાગોર સાહેબ કહે:–"જોરસેં નાચો! જોરસેં નાચો!" કહીને પોતે જ પોતાના ઉપર હમારા બધાની જોડે હસી પડ્યા. અંગ્રેજી નૃત્યકલાનો પરિચય હેમને હોવાથી આમ હેમને નિર્જીવ જેવા વિલાસ ઉપર કંટાળો આવ્યો હશે.

સત્યેન્દ્રનાથ મ્હારા પિતાના અત્યન્ત નિકટ સ્નેહી હોવાથી મ્હને શોલાપુરમાં હેમના સહવાસથી અસાધારણ આશ્વાસન મળતું એટલું જ નહિં પણ હેમની કનેથી હું ઘણું ઘણું જીવનયાત્રાને ઉપયોગી જ્ઞાન મેળવી શક્યો હતો. તેમ જ હેમનું હૃદય કેટલું કોમળ હતું તેનો અનુભવ એક પ્રસંગે શોલાપુરમાં થયેલો મ્હને યાદ આવેછે: શોલાપુરમાં એક કલેક્ટર પોતાના હુજૂર ડેપ્યુટી કલેક્ટરની આંખે જ જોતો હતો અને ભમાતો હતો, તેથી મ્હારા વિરુદ્ધ ભમાયલો મ્હને એક સરકારી કામના પ્રસંગમાં વિના કારણ સતાવવા લાગ્યો; મ્હને બોલાવીને કહે: "જાણોછો? આ હમારા વર્તન માટે સરકાર હમને હુકમ અમાન્ય કરવા માટે સસપેંડ પણ કરી સકે,–જો હું લખાણ કરું તો." (હેમાં વાત તદ્દન નિર્જીવ હતી: અમુક જમીન રેલવે કંપનીને આપવાના કામમાં કેટલીક ઢીલ થઈ હતી, ને તે ઢીલ માટે જવાબદાર કલેકટરની ઑફિસ જ હતી; મ્હેં કહ્યું: "તેમ કરતા પ્હેલાં મ્હારો ખુલાસો તો માગશો કની?" એમ કહીને મ્હેં ઑફિસમાં જઈને સવિસ્તર હકીકત લખી મોકલી, જેમાં મ્હારી તરફની ઢીલ થઈ નહોતી તે સાબીત કરી આપ્યું; તે પછી સાહેબ ચૂપ જ થયા હતા. પરંતુ, આ વાત ટાગોર સાહેબને જઈને કુટુંબના મિત્ર તરીકે મ્હેં ખાનગીમાં જણાવી તે સાંભળીને, મ્હને હિમ્મત આપવાની તો દૂર રહી પણ, પોતે રોઈ રાયા!–શોલાપુરમાં મ્હને હેમણે આપેલા ફોટોગ્રાફ ઉપરથી પ્રતિબિમ્બિત કરેલું ચિત્ર આ લેખમાં મથાળે છે—તે. આ પૂર્ણ સુજનના સ્વભાવની કાંઈ છાયા બતાવશે.

મ્હેં શોલાપુર છોડ્યું; સત્યેન્દ્રનાથ પણ કાલક્રમે નોકરીમાંથી નિવૃત્ત થયા. પત્રવ્યવહાર આછો જ રાખવાની ટેવ હેમને હતી. કેટલાક ગણતર પત્રો હમારી વચમાં આવ્યા ગયા. અનેક વર્ષો પછી ઈ. સ. ૧૯૦૭ ના ડીસેમ્બરમાં સુરતમાં હમે પાછા ભેગા થયા: થીઇસ્ટિક કૉનફરન્સમાં સત્યેન્દ્રનાથ પ્રમુખ થવાના હતા ને કારણથી ખાસ હું ને પ્રસંગે ગયો. કાળાભાઈ લલ્લુભાઈને ઘેર સત્યેન્દ્રનાથ, હેમનો પુત્ર સુરેન્દ્ર, અને હું, એટલા ઊતર્યા હતા. સત્યેન્દ્રનાથની જોડે હું ફિરોઝશાહ મહેતાને ઉતારે ગયો; મ્હને એ ખેંચી ગયા; મ્હારે એ મહાન પુરુષ જોડે પરિચય નહોતો તેથી હું અચકાતો હતો; ટાગોર કહે: "ચાલો તો ખરા; એ કેવા સુજન છે ને જોશો." (સત્યેન્દ્રનાથ અને

માં ગ્રે વિશેષ વૃદ્ધ થયાં હતાં. શોલાપુરમાં આપેલા ફોટોગ્રાફ ઉપરથી કાઢેલું ચિત્ર અને આ પરમોત્તર અવસ્થાનું ચિત્ર આ લેખમાં અન્ય સ્થળે મૂકયું છે તે સરખાવ્યાથી ભેદ જણાશે. હૃદયમાં કાંઈ ભેદ નહોતો; બહુ આર્દ્રતાથી મળ્યા. કલાકેક વાતો થઈ. ઇન્દિરા (હવે મિસિસ ચૌધરી બહુ વર્ષથી બની હતી તે) અને સુરેન્દ્રની વહૂ, મળ્યાં. બીજાં ઘરમાં નહોતાં. ટાગોર મ્હને કહે: "રવિવે બોલપુરમાં એક ન્હાની સરખી સંસ્થા ઊભી કરીછે તે જોવાને જજો; પાછા આવતે બને તો જજો." (હજી એ હવે બહુ વિકાસ પામેલી સંસ્થાનાં દર્શન કરવાને હું ભાગ્યશાળી થયો નથી). આ છેવટની હમારી મુલાકાત. હાલ એ અનેક સદ્‌ગુણયુક્ત, શાન્ત, મૂર્તિ પરમ શાન્તિસ્થાનમાં, આનન્દધામમાં વિરાજેછે! હું પ્રત્યક્ષવત્ જોઉંછું; છતાં થાયછે, ક્યારે હું વધારે સામીપ્યથી જોઇશ?

## એમાં વસે ઉંડી મઝા

લેખક:

રા. સુંદરલાલ નાથાલાલ જોષી.

**ભા**વિતણી જ્વાળા ભયંકર પર ઝઝુમી પ્રેમથી,
એ આગમાં આનંદવું, એમાં વસે ઉંડી મઝા!
વિષધર તણી મનહર ફણા પર નૃત્ય કરતાં નેહથી,
બંસી બજાવવી નીડર બની એમાં વસે ઉંડી મઝા!

× × × ×

આશાતણા ઉંચા શિખર પર જઇ ઉડા આનંદથી,
કરવાં નિરાશી ગાન એમાંયે વસે ઉંડી મઝા!
ખીલી જીવનવાડી નજરથી જોઇ કરમાતી ક્ષણે—
હસવું ચીરાના હુંગરથી એમાં વસે ઉંડી મઝા!

× × × ×

આદર્શ નષ્ટ થતા નીહાળી ન ભાગી હૈયું સ્હેજ હા.
સહેવા મુગે મોઢે ઝખમ, એમાં વસે ઉંડી મઝા!
સુખદુઃખનાણાં મોજાં પરે ઝુલતાં ફગાયી ના ડુબી
ખુબીથી જીવન કરવું ખતમ એમાં વસે ઉંડી મઝા!

× × × ×

શરીર ભસ્મ થાતું વિયોગે દિનપ્રતિદિન પારખી
રડવું ન રજ, કરવું સહન, એમાં વસે ઉંડી મઝા!
ઝાંખી થતી દૃષ્ટિ પરે ચીતરી છબી પ્રિય મૂર્તિની—
અશ્રુ વિના મરવું અહો! એમાં વસે ઉંડી મઝા!!

# અખિલ ભારતવર્ષીય ખાદીપ્રદર્શન



લેખક

રા. લાભશંકર પ્રભુરામ ભટ્ટ
મંત્રી, સાહિત્ય સંસદ

ડૉ. પ્રફુલ્લચંદ્ર રાય

એક વખતે મહાત્માજીને ભારતવર્ષના ઉદ્ધારને અર્થે ખાદીનો ઉપદેશ આપતા જોઈને મને થયું હતું કે એમનું ભેજું ખસી ગયું છે પણ પાછળથી એક દિવસે મને અનુભવ થયો કે મારી દશા ગોલ્ડસ્મીથના પેલા દેવળે જનારના જેવી થઈ. એટ ઉપાડે હાંસી કરવા તો ગયો પણ ચેલોજ બની ગયો. મહાત્માજીના ખાદી વિષેના વિચારો જેમ જેમ હું પીતો ગયો તેમ તેમ હું એ વિચારોનો વધારે ને વધારે ભક્ત બનતો આવ્યો છું. મારો નિશ્ચિત મત થએલો છે કે ખાદીમાંજ આપણી ખરી આર્થિક મુક્તિ છે.

* * *

હું એવા નિર્ણય ઉપર આવ્યો છું કે રેંટીઓજ આપણી મુક્તિનું સાધન છે. ખાસ કરીને જે દેશમાં ઉપરાઉપરી પડતા દુકાળોથી લોકો મરી ખુટે છે એવા દેશની મુક્તિ રેંટીઓજ છે. એવી હજારો વિધવાઓ આ ભૂમિમાં નિરાધાર પડેલી છે, જેઓ રેંટીઆ વડે સહેલાઈથી પોતાની આજીવિકા મેળવી શકે.

* * *

મેં ગેરહર કે ભાષાન પર આવાન કરવાનો આ પ્રશ્ન નથી. પ્રશ્ન આપણી આર્થિક સ્વતંત્રતા, આપણી મુક્તિ પ્રાપ્ત કરવાનો છે. હીંદમાતાના હજારો સંતાનો ભુખે મરી રહ્યા છે અને છતાં આપણે આપણી લોકો દર વરસે ૬૦ કરોડ રૂપીઆ પરદેશ મોકલી દઈએ છીએ. રેંટીઆનું સેવન કરીએ તો આપણે આ લોહ બચાવી શકીએ. મહાત્માજીને હું કેવળ આધુનિક ભારતવર્ષના પરિત્રાતાજ નથી માનતો. હું તો તેમને મહાન ચમત્કારો કરનારાઓમાંથી સમજું છું. એ ભારતવર્ષના મહાન સત્પુરુષને નામે હું તમને વીનવણી કરું છું.

ડૉ. પ્રફુલ્લચંદ્ર રાય

(મુંબઈમાં ખાદીપ્રદર્શન ખુલ્લું મુકતા કરેલા ભાષણમાંથી.)

મહાત્મા ગાંધીજીએ આપણા દેશને જે સામાજિક, નૈતિક, તેમજ રાજકીય એ રીતે સિદ્ધાંતો આપ્યા છે તેમાં આર્થિક, સર્વદેશીય ઉન્નતિ કરે એવો અને લોકમત



ફોટો ] [ એમ. એન. કીર્તિક

પ્રદર્શન ખુલ્લું મૂકવાની ક્રિયાનું દશ્ય

ઇતિ સુધીની ક્રિયા બતાવવામાં આવતી, તે હતું. કપાસને પીલી, પીંજી, તેની પુણી બનાવી, તેને કાંતી અને વણી કાપડ કેવી રીતે બનાવવામાં આવે છે તેનું પ્રત્યક્ષ દર્શન કરાવવામાં આવે છે કે જેથી કરીને બારીકમાં બારીક સુતરનું કાપડ પણ હાથકંતામણ અને હાથવણાટનું બને છે એ વીશે દર્શકને સંશય રહે નહીં. તેજ પ્રમાણે રેશમના સંબંધમાં પણ કીડાઓથી માંડીને કાપડ કેવી રીતે બનાવવામાં આવે છે તે બતાવાતું હતું. ઉપરાંત ગાલીચા, શેત્રંજી વીગેરે અનેક વસ્તુઓને વણાતી બતાવવામાં આવે છે. પણ સર્વોપરી તો રંગવિભાગ હતો. ડાક્ટર પ્રફુલ્લચંદ્ર રાયના પ્રયાસથી હરડાં, હીરાકસી, કાથો, આમલી, દાડમછાલ વગેરે સામાન્ય વસ્તુઓ વડે કેવા, અદ્‌ભુત અને પાકા રંગનું કામ કરી શકાય છે તે આ વિભાગમાં જણાતું હતું અને ખરેખર તે છક કરી નાખે એવું હતું.

હવે અમારે માત્ર એકજ સ્થળના સંબંધમાં કહેવાનું છે. એ પવિત્ર સ્થળ—એમાં પ્રવેશ કરતાંજ કલ્પના ઉર્ધ્વગામી બની સ્વદેશ ભક્તિ, દીર્ઘ દૃષ્ટિ, બુદ્ધિબળ અને આત્મબળનું ભાન કરાવતું હતું કારણ આ સ્થળેજ મહાત્માઓના મહાત્મા ગાંધીજીની અનુપમ તસ્વીર રાખવામાં આવેલી હતી તથા તુરંગમાં એ જાણે સ્વહસ્તે કાંતેલું સુતર બતાવવામાં આવતું હતું. આ હૃદયદ્રાવક દર્શન સંબંધી વિશેષ તો શું લખીએ ?



ફોટો ] [ એમ. એન. મીર્તિકર

પ્રદર્શનમાં સત્યાગ્રહાશ્રમનો વિભાગ



# મને નહીં?


લેખક.

રા. ખુશાલ તલકશી શાહ,
બી એસ સી બાર-એટ-લૉ,
સભ્ય, સાહિત્ય સંસદ




## નાટકનાં મુખ્ય પાત્રો

| | |
|---|---|
| બાબુ કિશોરમલ જે. પી. .. ... | મુંબાઈના કરોડપતિ મારવાડી. |
| કુમાર હીંમતસિંહ ... . | રજપુતાનાના એક રાજનો ભાયાત. |
| દેવીસિંહ ... .. .. | ધીવરાડાનો રાજકુમાર, હીમતસિંહનો મિત્ર. |
| બાબુ જગમંદરલાલ ... . | કિશોરમલના જુના દોસ્ત અને ભાગીઓ. |
| તારાદેવી ... . .. | કિશોરમલની દીકરી, હીમતસિંહની પત્ની. |

### આગલા ભાગનો ટુંક સાર

ખીતાબ મેળવવાનાં કાફામાં નિષ્ફળ જવાથી કિશોરમલ પોતાનો રોષ તારાદેવી પાસે કાઢતો હોય છે, ત્યાં જગમંદરલાલ આવે છે. પાછળથી હીંમતસિંહને મળવા આવેલા દેવીસિંહને કિશોરમલ મળે છે, ત્યારે બનેલા કેટલાક પ્રસંગો બતાવી આપે છે, કે તારાદેવીને તેના પતિ તરફથી સુખ નથી, હીંમતસિંહ સસરા તરફ પણ તોછડાઇ ચલાવે છે, ને તેની હોલત બનતી લગભગ ઉઘાડી દેવાની હાલત બનાવે છે સસરો પોતાની "બાટ" ખાર ઉતારવાની આશામાં બધું સહન કરીને જગમંદરની ચેતવણી અવગણે છે. ખાનગીમાં દેવીસિંહ જોડે વાત કરતાં પદ્મિની નામે સુંદરી પ્રત્યે પોતાનો પ્રેમ, ને તેને લીધે પડેલો અંતરો હીંમતસિંહ વર્ણવે છે. કિશોરમલ આવીને તેને ટુંક ઉદ્યમ કરવા નિષ્ફળ આગ્રહ કરે છે. દરમ્યાન હીંમતસિંહના લેણદારો અમલ મેળવ્યાના સમાચાર આવતા વ્યાજખાઉઓની પદ્ધતિ ઉપર ચર્ચા થાય છે, અને હીંમતસિંહની "સ્વાભિમાન"ની દલીલ છતાં તેમનું દેવું કાયદેસર વ્યાજે પતાવવાની ધમકી આપી કિશોરમલ જાય છે, ત્યાર પછી લેણદારો તરફથી એક ચાકુઠી આવે છે તેને તારાદેવી પોતાની ફરજ માનીને પુરેપુરું દેવું ચુકવી આપે છે, જેથી હીંમતસિંહ તેના તરફ દ્વેષ બતાવે છે. કિશોરમલ આ વાત જાણીને તારાદેવી ઉપર ગુસ્સે થાય છે. પતિપત્ની બહાર ફરવા જાય છે. કંટાળી ગએલો કિશોરમલ છછેડાઈને હીંમતસિંહના ફરતી મુકેલા રસોઈઆને બરતરફ કરે છે, તેની શરતોના ઘાતી ભરેલી પોતાનું લીલામ કરવાનો પોદારના ઉપ

રીને હુકમ કરીને તેને લગતા નોકરોને મહીનાની નોટીસ આપે છે. બાદ તેને બાતમી મળે છે કે હીમતકુમારની સરકારથી વિરોધી ચળવળને લીધે કિશોરમલને ખીતાબ મળતો નથી. દરમીઆન ફરીને પાછાં આવેલાં તારાદેવી તથા હીંમતકુમાર પરસ્પર પ્રેમ બતાવે છે. તારાદેવી તેને પત્નીધર્મ સંબંધી પોતાના ખ્યાલ સંભળાવીને જાય છે, અને કિશોરમલ આવીને તેને કાકલુદી કરે છે કે તમે સરકારની નોકરી કરો, જેથી મને ખીતાબ મળે, હીંમતકુમાર તેને ટેકડી કરે છે; એટલામાં સસરાએ કરેલા ફેરફારોની જાણ થતાં તે ચોંકે છે, પણ તેનો મફતમાં નીભાવ કરે તેવું કોઈ ન હોવાથી ન છૂટકે ચુપ રહે છે. અને છેછલ્લાઈ તારાને વફાદાર રહેવાનો વિચાર છોડી બહાર ચાલ્યો જાય છે. દેવીસિંહ બધી વાત ગભરાએલી તારાદેવીને કરતો હોય છે તેવામાં પરીજાદ બાનુ તરફથી હીંમતકુમાર માટે એક ચીઠી આવે છે. તે વાંચવા તારાદેવી લલચાય છે એટલામાં કિશોરમલ આવે છે.

[હવે આગળ વાંચો]

**કિશોરમલ**

(તારાને ફિક્કું જોઈ) કેમ બેન! દીકરી તારા! બની બૌાલની! (જગુને) એ આમ શું એકટરી જેય છે? કાગળ (કાગળ ઉઠાવેછે)

**તારાદેવી**

(ઉતાવળે) નહીં નહીં બાપુ એને અડકશો નહીં! એતો કુમાર સાહેબનો પત્ર છે.!

**કિશોરમલ**

(સરનામું જોય છે.) અક્ષર તો મનહર લાગે છે ને! (નાક પાસે લઇ) આમાં તો સેંટની સુરભ! જરુર કોઇ બાઇ સાહેબનો હોવો જોઈએ!

**તારાદેવી**

(એજ ઉતાવળે) હા. બાપુ પરિજાદ બેગમનો છે!

**કિશોરમલ**

(તેના પર દ્રષ્ટિ) કેમ, પણ, તું આવી એબાકળી શા માટે થઇ ગઇ છે. તાપ છે શું બેન? (નાડ જુએ છે) હા તને તાવ છે. બચી!

**તારાદેવી**

ના બાપુ.

**કિશોરમલ**

હા. હા–બેન જોને તારી નાડ કેવા ધબકારા કરે છે? જરુર કૈં નવાજુની છે!

**તારાદેવી**

*ના, ના, બાપુ કૈં નથી! (નિઃશ્વાસ.)*

**જગમંદર**

(આસ્તેથી કિશોરને) રહેવાદે! હમણાં એને બોલાવ મા!

**કિશોરમલ**

(ઉલટો હસે છે.) છે શું! કુમાર કૈં રજવાડી કરવા બેઠા છે કે શું? જો કૈં પણ તારા સાગે કર્યું તો હું.. ..........

**તારાદેવી**

બાપુ જો તમે મને ચાહતાં હો તો......

**કિશોરમલ**

તો શું?

**તારાદેવી**

(હાથ જોડી) તો મારી એટલી અરજ માને કે મારા સ્વામીને સતાવશો નહીં.

**કિશોરમલ**

હું એને સતાવું છું? હું તો માત્ર ઘરના બદોબસ્તમાં જરા સહેજ સાજ સુધારા કરી કરકસર કરું છું!

**જગમંદર**

તું માથાઝીક કરે છે. અને તારી દીકરીને ખમવું પડે છે.

### કિશોરમલ

(જગુભાઇને) તને પુછું ત્યારે સલાહ આપવા આવજે. (તારાદેવીને) કહે, જોઉં, ભલી એણે તારાપર શું જુલમ કરવા માંડ્યો છે ? એક-દમ કહી દે.

### તારાદેવી

કશું નહીં, બાપુ. બીલકુલ નહીં ભગવાનને ખાતર આપ મારા વર જોડે લડશો નહીં !

### કિશોરમલ

ત્યારે આ કાગળને આમ મેખાનમેખ શાની જોયા કરે છે ! હું ધારે છે કે એ રાક કમ-જાન પરિતર......

### તારાદેવી

ના નાં. બાપુ, નાં. (નિશ્વાસ)

### કિશોરમલ

અને હું પણ એમ ધારે છે, જગુભાઇ ?

### જગમંદર

તારાને એવો ખ્યાલ આવ્યો... . ...

### કિશોરમલ

ખ્યાલ કેવા ! હમણાં ખુલાસો ! (કાગળ ફોડે છે.)

### તારાદેવી

આ શું કર્યું ! પારકો પત્ર ખોલાય !

### કિશોરમલ

તારા સુખ માટે હું કાગળ તો શું પણ ..

### જગમંદર

સસુર, કિશોરભાઇ જરા વિચાર કર તારા જમાઇને કેવું માઠું લાગશે ! એ તારે માટે શું માનશે ?

### કિશોરમલ

મને તેની શી દરકાર ! (કાગળ ઉઘેડે છે)

### તારાદેવી

વાચશો નહી બાપુ ! મારું ગળું કાપવાનું પાપ પડશે, વાચશો નો

### કિશોરમલ

હવે તો હુ જરુર વાચીશ વાચવાનો હક ન હોય તો ફરજ છે ! (વાચે છે.) " મારા પ્રીયુ " અહા ! હરામઝાદો ! વર્ણસંકર ! (કાગળનો ઘા કરે છે ગુસ્સામાં)

### તારાદેવી

ઓ ભગવાન (મૂર્છા ખાય છે.) (કોચપર પડે છે.)

### કિશોરમલ

(જગમંદરપર ગુસ્સો કાઢે છે.) આ ઘોર પાપ આ સિહબ્બારીનુ લગ્ન તેજ મને કરવા દીધું છે ! તુજ પાપી છે !

### જગમંદર

(એને પણ રોષ ચઢ્યો છે.) આ તો હદ થઇ. કિશોરમલ.

### કિશોરમલ

(રનિજર ઠંડો થાય છે. જગમંદરના અવાજ અને આંખોથી) મે તારી સલાહ માગી ત્યારે ના કેમ ના પાડી? તે મને ચેતાવ્યો કેમ નહીં કે આવુ ભવિષ્ય થશે ?

### જગમંદર

ચેતાવું શી રીતે ? વીશવાર તો ના પાડી ! પણ બાપુ સાહેબ પેંડે ચડ્યા હતા ! રાજવંશી જમાઇ જોઇતો હતો કારણ કે બીચારા સામાન્ય લોક સાથે તમ જેવા અમીરો કેમ સબંધ જોડે ? અને વળી જમાઇની સહાયથી માનપાન મેળવવું હતું ! લેનોલા હું પણ હવે

### કિશોરમલ

(ગુસ્સો કોનાપર કાઢવો તે ન સુઝવાથી

કપાળ કુટે છે ) મારી પણ ઠીક ફજેતી થવા બેઠી છે.

જગમંદર

જવાદે એ વાતને ! જો જો તારા બેભાન થઇ ગેઇ છે.

કિશોરમલ

ઓ ઇશ !

જગમંદર

(તારા પાસે જઇ તેનું માથું ખોળામાં લે છે. ) બેન તારા. બચી, દીકરી, ઉઠને જરા જો તો ખરી !

કિશોરમલ

( વળી ગુસ્સામાં ) ઊઠ અહીંથી તને શી ખબર કે મૂર્છા કેમ વળાય ? તેં કયાં છોકરાં ઉછેર્યાં હતાં કે તને ભાન હોય ? ચાલ હઠ ( તારાના પગ પાસે બેસી જઇ તેના પર હાથ ફેરવે છે. ) તારા દીકરી, તારા, ઉઠને મા !

તારાદેવી

( આંખ ઉઘાડી ) કૈં નથી. બાપુ ગભરાસો નહીં એતો હું સેજ થાકી ગઇ હતી.

કિશોરમલ

ધીરી થા દીકરી ! હું એ હરામજાદાનો સંબંધ આજેજ તોડી નાખીશ.

તારાદેવી

(સહેજ ભુલાએલો સંતાપ યાદ આવે છે.) અરે રે પ્રભુ મેં શા પાપ કર્યાં હશે કે મારા પર આ સીતમ ગુજરે છે. હજુ તો પરણે પુરા પાંચ માસ પણ થયા નથી ! અરે એતો પરણ્યાને બીજેજ દીવસે મારો ત્યાગ કર્યો હશે ! મારા ભુજપાશમાંથી નીકળ્યા એ સીધા પેલીની સોડમાં ભરાયા હશે ! એણે મારૂં હૃદય નહીં પારખ્યું હોય ! મારો સ્નેહ એમને ઓછો પડયો ? અરેરે ! મારૂં શું થશે ? આ વેદના નહીં ખમાય ! આથી પ્રભુ મોત આપે તો સારૂં

કિશોરમલ

મોત ? હું તને સાફ કહું છું કે તારે મરવું નથી. પછી મારૂં શું થશે ? હરામ જાદો (તારા ઉભી થાય છે ) કેમ કયાં જાય છે ?

તારાદેવી

હું જરા સુઇ જઇશ બાપુ મને જવાદો.

કિશોરમલ

હું આવું ? તારૂં માથું દાબું ? બરફ મુકાવીશ ?

તારાદેવી

ના બાપુ મને જરા જંપવા દો.

જગમંદર

( આસ્તેથી ) જવાદે એને એકલી ? રોવાદે એકાંતમાં હૈયું ખાલી થશે ત્યારે ધીરી થશે, (તારા જાય છે ).

કિશોરમલ

ઓ પ્રભુ ! આ કેવું અણધાર્યું ? (કપાળ કુટે છે.)

જગમંદર

ધીરો થા ભાઇ આમ કૈં વળવાનું નથી હજુ કૈં વણસ્યું નથી. હવે આપણી ફરજ છે કે એ વીખુટા પડેલાં આત્માઓને સંક્રાંત કરાવવા.

કિશોરમલ

મારો ધર્મ ? હું તે સારી પેઠે બજાવીશ અને વગર વિલંબે બજાવીશ ( ખુણામાં ફેંકેલો પત્ર ઉપાડે છે.)

જગમંદર

જરા શાંત થા, ભાઇ, આમ અવિચાર્યું

પગલું ભરીશ તો હાનિ થશે ! બુદ્ધિથી ગઇ હોઝથી નહીં આવે ! ( હીંમતકુમાર આવેછે ) (આમ તેમ શોધે છે )

કિશોરમલ

કેમ કુમાર સાહેબ, આપ શું શોધો છો, વારૂ !

હીંમતકુમાર

હાજી. એક મારો કાગળ

કિશોરમલ

કોનો પરીંબદ બેગમનો ? શોધવાની જરુર નથી. કાગળ મારા ખીસ્સામાં છે.

હીંમતકુમાર

(તાજુબ) તમે ખોલ્યો તો નથી ને ?

કિશોરમલ

હાજી. નામર્દીરે ખોલ્યો અને વાંચ્યો પણછે.

હીંમતકુમાર

વાંચ્યો ? મારો ખાનગી પત્ર વાંચ્યો ? ખબર છે બાપુ સાહેબ કે પારકો પત્ર વાચવો એ તો હલકા નીચ માણસોનું કામ છે. હરામજાદા-ની રીત છે.

જગમંદર

કુમાર ! કિશોર ! સબુરો

કિશોરમલ

આ ત્રણમાં એકજ હરામજાદો છે ! અને તે આ કુમાર સાહેબ !

હીંમતકુમાર

"રહેવા દો." મારી નૂખાઇની ખબર તમે એવી તરેહ મેળવી છે કે તમે તેમાં સામીલ થઇ અને વચનપ્રહાર કરવાનો હક ગુમાવી દીધો છે ધ્યાન રાખજો, ગુમાવી તવંગરો, કે તમારી તીજોરીનાં તાળાં કરતાં પણ આ કાગળનું સીલ ખોલવું મુશ્કેલ છે કારણ કે તે તમને ખોલતા તમારા પોતાના ટેક શીવાય કોઇ અટકાવી શકે નહીં.



જગમંદર

( કિશોરને આરતે ) જોયું ?

કિશોરમલ

હવે તો અત્રિ ! દીકરીનુ મુખ નષ્ટ થતું જોનો બાપ કાગળથી બીએ ? પણ મારે જવાબ આપવાની જરુર નથી કોટ પાસે હો રજુ થશે.

જગમંદર

કોર્ટ ?

કિશોરમલ

હા. કોટ, અદાલત ! ન્યાયાસન ! કુમાર સાહેબ તમે એમ ધારો છો કે આપની રાજ-વંશી રંડીબાજી અમારા રંક કુળમાં દાખલ કરી તમે તેને શોભાવતા હશો ? શોક લાવી મારી દીકરીને શણગારતા હશો ? હું તો ખરો કે તમારી ફજેતી પુરી કરું !

હીંમતકુમાર

( તાજુબ ) મારી ફજેતી ? અદાલતમાં ? અને ત્યાં આ પત્ર તમે જાહેર વંચાવશો ?

કિશોરમલ

બેલાશક

જગમંદર

તું દીવાનો બન્યો છે કે શું. કિશોર ? આવી ફજેતી.

હીંમતકુમાર

તમને ખ્યાલ આવેછે બાપુ સાહેબ કે મારી ફજેતીમાં એક નિરાધાર ઓરત બદ-નામ થશે.

**કિશોરમલ**

બદનામ ? એ બદચાલ રંડીને બદનામની પરવા ?

**હીંમતકુમાર**

પણ બાપુ સાહેબ......

**કિશોરમલ**

રાંડે મારી દીકરી પર શોક થઇ બેસવાનો સોદો કર્યો તેમાં શરમ ન આવી કે હું હવે એના પર દયા કરું અને તમને પોતાને આટલું પણ બોલતાં લાજ થતી નથી ? મારી દીકરીમાં વાંક શો છે ! એક તો બતાવો ? રૂપે નમણી, ગમણી, ભણેલી ગણેલી ડાહી, ડમરી, રૂડી રુપાળી ! કેમ જગુ.

**જગમંદર**

જરા ધીરજ ધર શાંત થાઓ બને જણ અને.........

**કિશોરમલ**

તું શું સમજે કે હું કેટલો કાબુ રાખુ છું ? તારી કે એ દીકરી છે કે તારું કાળજું બળે ! મારું ચાલતું હોય તો...પણ સુભાગ્યે હજુ હું હમણાંજ નાનાભાઇ સોલીસીટરને ત્યાં જાઉંછું.

**હીંમતકુમાર**

( હવે ખરેખર ગભરાટમાં ) એક દિવસ તો સબુરી પકડો કિશોરમલજી ! વિચાર કરવાની વાટ જુઓ તો ખરા !

**કિશોરમલ**

વિચાર હવે શો કરવાનો છે ! મેં બધું વિચાર્યું છે.

**હીંમતકુમાર**

( જવાને આકરૂ કરતો. ) તમારા ભાઇબંધને અટકાવો, હો.

**જગમંદર**

આપ એને ઓળખતા નથી. કુમાર સાહેબ!

**હીંમતકુમાર**

( કિશોરને ) યાદ રાખજો કિશોરમલજી કે એ ઓરતને બચાવવા ખાતર મારે ચાહે તે કરવું પડશે. યાદ રાખજો કે આ બધાનું જોખમ મારે શિર છે ।

**કિશોરમલ**

હું તે સારી રીતે સમજું છું.

**હીંમતકુમાર**

પણ તમે નથી જાણતા કે નિરાશાનો માર્યો હું કેટલું કરવા તૈયાર થઇ જઇશ.

**કિશોરમલ**

તમે શું મને ધમકી આપવા લાગ્યા છો !

**હીંમતકુમાર**

હા. ધમકી ધમકી આપીદો મને એ કાગળ. અહીંથી હું આપને બહાર પગ મેલવા દેવાનો નથી ત્યાં લગણ.

**કિશોરમલ**

મારા પર જબરજસ્તી ? બોલાવું માર બેસાને !

**હીંમતકુમાર**

( હાથમાં હાથ પછાડે છે. ) અફસોસ. હું ગેલો બનું છું ( કિશોરને પુનઃ આકરૂ ) પણ જરા મારી વિનંતિ સાંભળો તો ખરા ! તમે કે મને ખરાબ સ્વભાવના નથી. માત્ર ગુસ્સામાં, દીલગીરીમાં તમને આમ કરવાનું મન થાય છે !

**કિશોરમલ**

દીલગીરી સારા માણસને છાજતી છે. સેઠ પાકુ.

### હીંમતકુમાર

આવ, ભાઇ, આવ. મારી મૂર્ખાઇનાં પરિણામ! પરીજાદે હું બે કલાક સુધી ત્યાં ન ગયો એટલે અહીં પત્ર લખ્યો અને તે મારા સસરાને હાથ ચડ્યો! આ પળમાં મારું આખું ભવિષ્ય નિર્માણ થઇ ગયું! શો જવાબ લાવશે?

### દેવીસિંહ

પણ તું આ શું બકે છે? હું તો કંઇ સમજતો નથી.

### હીંમતકુમાર

આજ સવારે મારો સસરો જે માગણી કરતો હતો તે તને યાદ છે?

### દેવીસિંહ

હાસ્તો!

### હીંમતકુમાર

કોઇ તને કહે કે મેં તે કબુલ કરી તો?

### દેવીસિંહ

તો હું કહું કે કહેનાર મૂર્ખ છે. એ અશક્ય છે.

### હીંમતકુમાર

છતાં પણ સત્ય છે.

### દેવીસિંહ

શું કહે છે! તેં કબુલ કર્યું.

### હીમતકુમાર

બીજો ઇલાજ નહોતો સસરાજી પરીજાદનો પત્ર વાંચી ધમકી આપી ગયા કે મારી ન્યાયાસન પાસે જાહેર ફજેતી કરવામાં આવશે; અને તે અટકાવવા માટે મારે એની દરેક સરત મંજુર કરવી પડી.

### દેવીસિંહ

(ગમગીન) અરેરે! ભાઇ તું કેવા ખાડામાં પડ્યો છે!

### હીંમતકુમાર

ભગવાન એને રસ્તો બતાવે અને કમલસિંહ જો મને આજ ઠાર કરે તો મારું રૂડું થાય!

### દેવીસિંહ

એ લવારો છોડી દે. ભાઇ આપઘાતનું પાતક વ્હોરવા પણ તૈયાર થઇ ગયો! તને હજુ ૨૫ વર્ષ પણ થયાં નથી! જીવનની માત્ર શરૂઆત છે!

### હીંમતકુમાર

મારું જીવતર ધુળ મળી ગયું! મારો સસરો મારા અપરાધરૂપ લગામ હાથ ધરી મને ગમે તેવા તાજણા પ્રહાર કરે તોપણ હું ના ઇલાજ! મારી સ્ત્રીને આ વાત જાણ થતાં તેને મેં હાથે કરી કાળજાનો કારી ઘા માર્યો એટલે અમારા દંપતીવિનોદનું અવસાન. હું તો હવે આ જીવનથી મોત શ્રેયઃ માનું છું! મારી મૂર્ખાઇ અને બદચાલની એવી ટોચે પહોંચ્યો છું કે જ્યાં સમુળગું મને કંઇ પ્રાપ્ત નથી. નહીં સ્વતંત્રતા, નહીં સ્નેહ, નહીં સન્માન, લોકનું કે મારો આત્માભિમાન અરે રે!

### દેવીસિંહ

જરા હીંમત રાખ! ભાઇ! આટલામાં કેમ નાસીપાસ થાય છે!

### હીંમતકુમાર

(ગુસ્સામાં) તારું કહેવું વ્યાજબી છે. આ તો હું કાયરનું કામ કરું છું. રાજપુત્રને તો જીવન કરતાં પણ કીર્તિ વહાલી માટે...... (ચાલવા માંડે છે.)

દેવીસિંહ

અરે પણ ક્યાં ચાલ્યો ? શું કરવા ધાર્યું ?

હીંમતકુમાર

મારી જગ્યાએ હોત તો તું જે કરે તે

દેવીસિંહ

નહીં ભાઈ જરા

હીંમતકુમાર

બસ સુધાર. તું મારો આંતરિક વિચાર સમજી ગયો એજ બતાવે છે કે તું એમાં સંમત છે જો પેલા લોકો આવે છે

(કિશોરમલ અને જગમંદરલાલની વચ્ચે મહાકષ્ટે ચાલતી તારાદેવી આવે છે।

તારાદેવી

નહીં પિતાજી હવે નહીં મારે કુમાર જોડે હવે કશો સંબંધ રહ્યો નથી.

જગમંદર

આનો એન આળુઅગું કહેવાય. તને છાજતું નથી.

કિશોરમલ

અને હું તને કહું છું જે કે એ કે પણ ઉપમ, દરજ્જે મેળવવા તૈયાર છે પેલી રાંડને જન્મભર કદી ન જોવાની પ્રતિજ્ઞા કરેછે! તારે માટે જીવન અર્પણ કરવા કબુલ છે. પછી શું !

તારાદેવી

આ જન્મમાં-મારે માટે સુખ એવી વસ્તુ જ નથી. જો કુમાર મને પોતાની મેળે સ્વેચ્છાએ ચાહવા ન શીખ્યા તો શું તમે એમ માનો છો, પિતાજી, કે તમે પાડેલી વચ્ચી દારજ્યા મને ચાહશે !

કિશોરમલ

(કુમારને) કે તો આનો જવાબ આપો, કુમાર।

તારાદેવી

જવાબ આપવા જેવું કૈ રહ્યું નથી. કુમાર સાહેબે કૈં રાખ્યું નથી એમની પ્રતિજ્ઞાઓમાં મને હવે સકારણ અવિશ્વાસ છે તે એમને સારી પેઠે ખબર છે. અમારો સબંધ એમણે તોડ્યો એટલે હવે અમે પરસ્પર ત્રાહિતજન બન્યા એ પણ સમજે છે કાયદેસર પ્રત્યેકને જે હક હોય તેજ માત્ર અખત્યાર કરવાનું હવે બાકી રહ્યું છે (અંતિમ દુઃખ એના અવાજમાં જણાય છે) મારે હવે કાયદેસર જુદા થવું છે મને એ પત્ર આપો પિતાજી એ પત્ર હવે મારોજ એકલી હુંજ એના પર હક ધરાવું છું આપો મને !

કિશોરમલ

પણ, દીકરી, વિચાર કર ! ફજેતીનો ખ્યાલ કર !!

તારાદેવી

ફજેતી ગુનેહગારની ! મારે શી પરવા (નકુજ દુઃખી)

જગમંદર

પેઢીનો જન્મારો બગડશે એ પણ વિચાર!

તારાદેવી

એણે મારો જન્મારો બગાડ્યો તેનું શું ! મારા ધણીને મારા હાથમાંથી છીનવી લેતાં દયા ન આવી ! (ગુસ્સામાં) આપો એકદમ એ પત્ર મને, પિતાજી ! હવે હું દીકરી તરીકે એની અરજ નથી કરતી પણ રાણી તરીકે ફરમાવું છું કે મારો કાગળ મને હવાલે કરો!

કિશોરમલ

આ રહ્યો ! (કાગળ આપે છે.) પણ અરે

હજુ ધીરજ ધર! હું તને કહું છું કે એણે કબુલ કર્યું છે અને હું કાલેજ એને પ્રધાન બનાવવા યુક્તિ કરીશ......

તારાદેવી

જાણવું બંધ કરો. ( કુમારને ) મારું વેર મારા હાથમાં છે. (કાગળ બતાવે છે.) તે હવે છટકી નહીં શકે! તમારી રખાતને બચાવવા તમે તમારું માનભંગ કરવા તૈયાર થઇ તમે કહેવા બેધમાની અંગ્રેજ સરકારની સેવા માટે સર્જ્જ થાઓ છો! હું તમને એ સર્વથી હલકી નીચતાથી છોડાવું છું! આ રહ્યો તમારો પત્ર! (કાગળ ફાડી, ટુકડે ટુકડા કરી કુમારને આપી દે છે.)

કિશોરમલ

અરે, અરે તું આ શું પુરાવો રદ કરે છે!

તારાદેવી

નાજી મારું પત્નીવ્રત કરું છું.

જગમંદર

(તેને પીઠપર હાથ મારી) શાબાશ, બેટી!

દેવીસિંહ

રજપુતાણી જન્મી હોય તે આથી વધારે શું કરે?

હીમંતકુમાર

રાણીજી. હું તમને કેમ સમજાવું? અભિમાની ગુમાનમાં એમ સમજતો હતો કે તમને પરણતાં હું પદભ્રષ્ટ બન્યો! પણ મારું કુળ-ગૌરવ મારું જાતિઅભિમાન મારા કરતાં તમને વધારે સારી રીતે જાળવતાં આવડે છે! આજ એક દિવસમાં બે વાર તમે મને.. ... આખા જન્મારા ભર હું તમને અખંડ-સ્નેહથી........

તારાદેવી

બસ કરો, હીંમતકુમાર! હું મને વિધવા થઇ માનું છું! (જગમંદરનો હાથ લઇ જાયછે)

(ટેબ્લો)

સમાપ્ત




## ( ૧ )

લેખક
રા. વિજયરાય કલ્યાણરાય
બી. એ. ઉપમંત્રી સાહિત્ય સંસદ

**સાહિત્ય પ્રવેશિકા:** એટલે ગુજરાતી ભાષાસાહિત્યના ઇતિહાસમાં પ્રવેશ કરાવનાર લઘુ ગ્રંથ. લેખક રા. હીમતલાલ ગણેશજી અંજારીઆ. પ્રકાશક, મેસર્સ ત્રિપાઠીની કંપની. મૂલ્ય રૂ. ૨–૪–૦.

સંવત્ ૧૯૪૨ થી ૧૯૭૦ તે એક પેઢી દરમ્યાન રચાયલા આપણા સાહિત્યના જાણે સ્વાભાવિક રીતે સુપઠિત સીમાચિન્હ અત્યારે છે. રા. નરસિંહરાવનો જોડણી વિગેનો નિબંધ ને 'કુસુમમાળા' તથા 'સરસ્વતીચંદ્ર' ને પ્રાચીન કાવ્ય ત્રિમાસિક એ લાક્ષણિક કૃતિઓથી આરંભાયેલો યુગ 'રમણભ્રમણિકા', 'રાઈનો પર્વત' તથા 'જયા અને જયંત' એ ગ્રંથો-રૂપે પોતાનું શ્રેષ્ઠતમ ને સુંદરતમ અર્પણ આંતને કરીને ૧૯૭૦ને સુમારે જીવનલીલા સંકેલવા માંડેલો જણાય છે. તે પેઢી દરમ્યાન સાક્ષરોએ "પ્રાચીન" કૃતિઓનાં નોંધવાજોગ સંશોધન કરીને નર્મદદલપત વગેરે સાહિત્યસેવકોએ આરંભેલું કાર્ય ચાલુ રાખ્યું અને તે પ્રદેશમાં વિશિષ્ટ પ્રગતિ કરી. વ્યુત્પત્તિ અને જોડણીની રસભર ચર્ચાઓમાં વિશેષ ઉત્સાહ અને આગ્રહ રાખ્યો અને સંસ્કૃતમાંથી ભાષાન્તરો દ્વારા તથા અન્ય સાધનોથી ભાષાને કેળવવાના પ્રયાસ કર્યા. આ પ્રવૃત્તિઓને પરિણામે ઘણી ઉપયોગી સામગ્રી એકત્ર થઇ અને સાક્ષરતાનું વાતાવરણ જામતું ગયું પણ રસસાહિત્ય પ્રત્યેનું યુગવાસીઓનું દૃષ્ટિબિંદુ, બહુ અંશે અજાણતાંજ, કંઇક પરિમિત અને એકવિધ થઇ ગયું. બુદ્ધિશક્તિ અને કલ્પના અમુક સુનિયંત્રિત ક્ષેત્રમાંજ ઉછરવા લાગી એટલે સારામાં સારી નવલકથા પણ પુરાણ મહાને પાત્ર બની, સારામાં સારા નાટકો પણ નૈષ્ઠિક બ્રહ્મચર્ય કે વિધવાવિવાહનો ઉપદેશ આપીને અટક્યાં, સારામાં સારી કવિતાઓ પણ સ્વાનુભવરસિકતાના ઉદ્ગારોથી વધુ પ્રગતિ કરી શકી નહીં. સાહિત્યકૃતિઓમાંના સર્વગમ્ય માનવતત્ત્વ તરફ પ્રમાણમાં ઓછું લક્ષ દોરાયું. તેનો અભ્યાસ પણ રસદૃષ્ટિ કરતાં પાંડિત્યદૃષ્ટિએ વધુ થયો. રસસરિતા વહી શકી, પણ તેને

વહેવાના આરા ઉંચા મજબુત ને અડગ હતા. તેનાં વહેણ અસ્ખલિત રહેતાં પણ વર્ષા કરતાં શિશિરની સરિતાના ગુણો તેમાં વધુ હતા. આવું પરિણામ અનિવાર્ય હતું કેમકે તે વખતમાં જીવન પણ ધણુંખરું કૃત્રિમ ને સ્પષ્ઠલવાન્ હતું.

'સાહિત્ય પ્રવેશિકા' એક દૃષ્ટિએ તે અસ્ત પામતા યુગનું અંતિમ કિરણ છે; બીજી દૃષ્ટિએ, તે યુગનાં અનુપમ ગાંભીર્ય ને પ્રૌઢ સાક્ષરતાનો નિર્મળ પ્રતિશબ્દ છે.

પુસ્તકની અપક્વતા આરૂઢ અભ્યાસીઓના મુખથી નિરાશાના ઉદ્ગાર કઢાવે છે, તેની અનેકવિધ અપૂર્ણતા સાહિત્યમાં પ્રવેશ વાંચનાર વિદ્યાર્થીને મુંઝવે છે, તેના અનાકર્ષક લેખનપદ્ધતિ સુશિક્ષિત સાધારણ વાચકને તેનાથી વિમુખ રાખે છે. પ્રવેશિકામાં તો કદી પણ ન જોઇએ તેવી આ ગંભીર ખામીઓ છતાં, પ્રતિષ્ઠિત ને ઉત્સાહી સાહિત્યસેવકને હાથે તે સુનિષ્ઠાપૂર્વક લખાઇ હોવાથી તેમજ 'પ્રથમ પ્રયાસ' તરીકે તે કેવળ વિરોધદર્શક ટીકા કરતાં સૂચનાત્મક ચર્ચાની વધુ અંશે અધિકારી હોવાથી, તેનું કંઈક સવિસ્તર અવલોકન અહીં કરીશું.

ઇતિહાસકાર જે યુગના સાહિત્યનું નિરૂપણ કરવા ઇચ્છે તેનો અભ્યાસ તે જેમ વધુ-વધુ કરતો જાય, તેમ તેમ તે યુગનું વિશિષ્ટ વાતાવરણ તેના ચિત્તમાં અને કલ્પનામાં જામતું જાય છે અને તેની કૃતિમાં ઘટતે રૂપે અવતરે છે. આવી રીતની કર્તાની તન્મયતા પ્રવેશિકામાં • નથી. વીસમી સદી વીસરાવી દે અને ભાલણ કે નર્મદ જે સામાજિક આર્થિક અને રાજકીય પરિસ્થિતિમાં જન્મ્યા ને પોષાયા તેનો વાચકની કલ્પનાને કંઈક પણ અનુભવ કરાવે તેવું જીવન-વૃતાંત કે ગ્રંથવિવેચન એક પણ નથી. દંતકથાઓ કે અપાર્થિવ પ્રસંગોના રુપેરી ધુમ્મસથી છવાયલાં છતાં, અખા ભક્ત ને નરસિંહ મહેતાનાં જીવન એકેક અદ્ભુતરસિક કાવ્ય છે. રા. અંજારીઆ જેવા રસિક સાહિત્ય-પ્રેમી એ કાવ્યો વાંચી શક્યા નથી એમ તો શી રીતે મનાય? તેથી, કાવ્યમયના ગંભીર અને ગૌરવશીલ સાહિત્ય પ્રવેશિકામાં અસ્થાને છે એવી કંઈક તેમની માન્યતા હશે એમ કલ્પી લેવું પડે છે. બાકી શબ્દના સાહિત્યનો પ્રવાહ કોઇ સર્વથા સ્વતંત્ર ને સંકુચિત પ્રણાલિકામાં વહી શકતો હોય તેવી રીતે તેનો ઇતિહાસ લખવાની રૂઢિના ઉપાસકો સાહિત્યના અભ્યાસ-ને શુષ્ક અને આકર્ષણરહિત બનાવવા • માટે મોટે અંશે જવાબદાર • છે એ ? સત્ય 'તો' કર્તાને પોતાને પણ અવગત અને સ્વીકાર્ય હશે એમ આશા છે.

સાહિત્યના ઇતિહાસોમાં અમુક ક્રમાનુસાર સમયના વિભાગો કરીને પ્રત્યેક યુગને એકેક નામ આપવાની પ્રથા પડી છે. પ્રજાના જીવનનો આધાર—અને તેથી તેના સાહિત્યવિકાસનો પણ—શાસનપદ્ધતિ ને સામાજિક પરિસ્થિતિ પર રહે છે તેથી ઘણી વાર રાજકર્તાના નામ પરથી યુગને નામ આપવું સગવડભર્યું ને વાસ્તવિક થઇ પડે છે—'એલીઝાબેથન એજ,' 'કેરોલીન પોએટ્સ,' 'એજ ઓફક્વીન એન,' 'મીડ-વીક્ટોરીઅન નોવેલીસ્ટસ': એ રીતે. આપણા ઇતિહાસનું શોધન બહુ થોડું થયું છે એટલે હમણાં ઉપલી રીત સ્વીકારવાનું બરાબર ઠીક પડે નહીં એમ લાગે છે, જો કે સ્વ. ગોવર્ધનરામ, રા. કેશવલાલ ધ્રુવ તથા રા. ઝવેરીએ તો રાજકીય ઇતિહાસ-ને પ્રકાશેજ પોતપોતાની રૂપરેખા દોરી છે. રા. અંજારીઆ જુદી પદ્ધતિ અંગીકાર કરે

છે. તેમણે એક સરખા ધોરણે યુગોને વહેંચ્યા નથી પણ વ્યક્તિઓના નામ તેમ યુગનાં મુખ્ય લક્ષણ પરથી ‘નરસિંહ યુગ’ ‘પ્રેમાનંદ યુગ’ ‘મધ્ય યુગ’ ‘જાગૃતિ યુગ’ એ પ્રકારના નામ આપ્યાં છે. દરેક નામ વત્તેઓછે અંશે ટીકાપાત્ર છે પણ અહીં એકજ દૃષ્ટાન્તથી આ રીતિ તપાસીશું.

યુગપ્રવર્તક—ડૉ. ઝવેરીઆ કહે છે તેમ, ‘યુગાધિપતિ’—એ પ્રકારનો માણસ પોતાના સર્વ સહજીવીઓને નિસ્તેજ કરે તેવો પ્રતાપી સાહિત્યકાર—શેક્સ્પીઅર કે, પોતાનુંજ મંડળ જમાવી તે દ્વારા પોતાની ભાવનાઓનો દેશમાં પ્રચાર કરનાર—પ્રેમાનંદ કે ડૉ. જોન્સન જેવા નરસિંહ મહેતા કે નાકરના યુગો સરજવામાં તો ઔચિત્યભંગ થાય છે. મીરાં ને ભાલણ નરસિંહ મહેતાના સમકાલીન હતા એ ઈતિહાસક્રમની હકીકત છે; પણ એ ત્રણેનો અભ્યાસ વધુ થશે તેમ તેમ જણાશે—પ્રવૃત્તિના પ્રયોજકને તો હમણાં પણ ખબર હોવી જોઈએ—કે નરસિંહે મીરાંભાલણને નિસ્તેજ કર્યા નથી તેમ તેમને પ્રત્યક્ષ કે પરોક્ષ રીતે શિષ્ય* પણ બનાવ્યા નહોતા. પ્રત્યેકની વિશિષ્ટતા ને વ્યક્તિત્વ જુદાં પડી આવે છે, એટલે અકસ્માતથી એક જમાનામાં જન્મેલાને એકજ છત્ર નીચે લાવી મુકવાનો રિવાજ કૃત્રિમ ને સહેજે પ્રશ્નાસ્પદ બને છે. યુગના ખાસ નોંધવાજોગ લક્ષણ ન હોય ત્યારે ઈતિહાસક્રમને બીજી રીતે અખંડ રાખીને પણ કૃતિઓની તારતમ્યની ચર્ચાજ સ્વાભાવિક છે. વળી, ઉપલક ‘યુગ’ની એક વધુ ઉચિત રચના એ રીતે થઈ શકે કે નરસિંહ ને મીરાં વિષે સ્વતંત્ર પ્રકરણોમાં નિરૂપણ કરીને “ભાલણ યુગ” એ નામ ભાલણ પદ્મનાભ ને નાકરના સમયને આપવું. ભાલણને મળેલી પ્રજાની ભાષાની દૃષ્ટિએ તેમજ ભાલણની સબળ અસર નાકર પર હતી એ કારણે આ યુગયોજના વધુ સાર્થ થશે. ઉપરાંત, આ મુદ્દા પર અહીં ખાસ ભાર એટલા માટે મૂક્યો છે કે કવિઓનું યુગવાર વર્ગીકરણ યોગ્ય રીતે કરવામાં મુશ્કેલી પડે તેવી આપણા સંશોધનશાસ્ત્રની અવસ્થા છે તેવે વખતે યુગો પાડતા પહેલાં વધુ પરીક્ષણ તથા ચિંતન આવશ્યક છે.

સાહિત્યના ઈતિહાસમાં સમકાલીન સાહિત્યકારોનું કાર્ય વિચારવું કે નહીં એ પ્રશ્ન ચર્ચાસ્પદ છે. એ પ્રશ્નનો નિર્ણય કરવાનો આધાર બહુ અંશે ઈતિહાસકના વ્યક્તિત્વ પર રહે છે. સમકાલીનો પ્રત્યેના રાગદ્વેષથી તે જેટલે અંશે મુક્ત રહી શકે, બાહ્ય તેજસ્વિતાથી અંજાવાની કે નવપ્રતિભા જોડે જડતાથી વર્તવાની સામાન્ય જનને સહજ વૃત્તિને તે જેટલે અંશે વશ થાય નહીં, તેટલે અંશે તેની સાહિત્યપરીક્ષા મર્મગામી અને અલ્પદોષિત નીવડે. તોપણ તે નવામાં નવા લેખકો સુધીનો ‘ઈતિહાસ’ આપવાને બદલે, જેમની ઘણીખરી અસર દેશના સાહિત્ય-જીવન પર સર્વ કાળ માટે પડી ચૂકી હોય તેવા લેખકોની ચર્ચા કરે તેમાં કંઈ ખોટું નથી. આ દૃષ્ટિથી જોતાં ડૉ. ઝવેરીઆએ ૧૯૭૦ સુધીની સળંગ રૂપરેખા આલેખીને ત્યાર પછીની પ્રગતિનું માત્ર દિશાસૂચન કર્યું હોત તો તે રીત વધુ સ્વાભાવિક ને ઓછી ટીકાપાત્ર બનત એમ પ્રવેશિકા વાંચીને કેટલાક અભિપ્રાય જણાવનારને લાગ્યા વિના રહેતું નથી.

* ભાલણનાં પદમાં તથા દશમસ્કંધમાં નરસિંહનું અનુકરણ છે પણ ભાલણની કૃતિઓના પ્રકારની વિવિધતા તથા પ્રમાણની વિપુલતા ધ્યાનમાં લેતાં, ઉપલા બે અપવાદોને ખાસ મહત્ત્વ આપવાની જરૂર જણાતી નથી.

પ્રવેશપોથીના લેખકમાં જોઇએ તેવી ચિત્રાત્મક ને સચોટ શૈલી કર્તા વાપરી શકતા હોત તો એક મહત્ત્વના ગુણનો ઉમેરો ગ્રંથિકામાં સ્વયમેવ થઇ જાત. તેમનું ગુજરાતી બે વિરોધી તત્ત્વોનાં વિચિત્ર મિશ્રણ જેવું લાગે છે. હમણાંના સુશિક્ષિત લેખકો લખે છે તેવી સંસ્કૃતમય અને ગૌરવાન્વિત લાગતી પણ તત્ત્વત: પ્રાંતના જીવંત ભાષાપ્રવાહને અવગણતી શૈલીની જોડે જોડે ઘણીવાર અતિશય ઘરગથ્થુ અને સામાન્ય વાતચીતના અલ્પગૌરવ શબ્દપ્રયોગો સ્થળે સ્થળે દૃષ્ટિગોચર થાય છે. પરંતુ એ સંક્રાંતિકાળનું ગુજરાતી છે એ નોંધવાની પણ જરૂર છે. એજ બે વિરોધી તત્ત્વોના શુભતર અંશો આવતા યુગની ભાષા ઘડશે—ને વખતે એ જમાનાને અંતે ખરેખરી ગુજરાતી સાહિત્યની ભાષા ફરી એક વાર લખાશે. રા. અંજારીઆ પણ વધુ રસવિવેક ને નિશ્ચયાત્મકતા કેળવી શક્યા હોત તો એ ભાવિ ગુજરાતીના વિધાયકોમાંના એકની માનવંતી પદવી વરી શકત. અત્યારે તો તેમણે એકજ વાતનો નિશ્ચય કર્યો જણાય છે—મતદર્શન કરતાં કોઇજ રીતે બંધાઇ નહીં જવાનો. ભયના વાતાવરણમાં વિચરવાની એ ટેવ મુત્સદ્દીઓ માટે ધર્મ છે, સાહિત્યવિવેચકો માટે આત્મઘાત છે.

એ ત્રણ નાનાં પણ મહત્ત્વનાં સ્ખલનની નોંધ લઇ સમાપ્તિ કરીએ.

ગ્રંથકારોની તથા અગત્યના ગ્રંથોની ક્રમાધાર અનુક્રમણી વિના આવા પુસ્તકની ઉપયોગિતા કેટલી ઘટી જાય છે એ વાત રા. અંજારીઆ જેવા શિક્ષણકલાના અનુભવીની ધ્યાન બહાર રહેવી જોઇતી નહોતી. તેજ અનુભવ તેમને એ પણ સૂચવી શકે કે પ્રકરણને છેડે કે ટીપના રૂપમાં વધુ અભ્યાસ માટે માર્ગદર્શક થાય તેવાં મુખ્ય પુસ્તકોની સંપૂર્ણ યાદી આપવી એ આવી કૃતિમાં સર્વથા આવશ્યક છે. ગ્રંથવિવેચનો વધુ અસરકારક નીવડવા માટે પ્રત્યેક ગ્રંથકારના પ્રતિનિધિરૂપ ઉતારાઓ નમુના તરીકે આપવા એ સર્વશ્રેષ્ઠ માર્ગ છે પણ તેમ કરતાં પ્રવેશિકાનું કદ અતિશય મોટું થવાનું જોખમ લેવું પડે: તેવા ઉતારાને અભાવે ઉપર સૂચવેલી યાદી—જો કે તેમાંનાં કેટલાંક પુસ્તકો વિદ્યાર્થીને દુર્મિલજ રહે તેવાં છે—ઘણી ઉપયોગી થાય.

સાહિત્ય પ્રવેશિકાની આવી આવી અનેક ત્રુટીઓ (જેનું અહીં માત્ર રેખાદર્શન કર્યું છે) છતાં, એ પ્રકટ થઇ ત્યાંસુધી આપણી પાસે એ વિષયનું એકે પુસ્તક હતુંજ નહીં એ ધ્યાનમાં લઇએ ત્યારે પહેલ કરનાર તરીકે કર્તાનો પ્રયાસ ઘણા ઉત્તેજનને પાત્ર છે, એમ ઇચ્છવું પ્રાપ્ત થાય છે.

## ( ૨ )

લેખક:

રા દુર્ગાશંકર કેવળરામ શાસ્ત્રી.

સભ્ય, સાહિત્ય સંસદ.

**શ્રી** ધન્ય કુમાર ચરિત્ર (ભાષાંતર)—પ્રસિદ્ધકર્તા: શ્રી જૈન ધર્મપ્રસારક સભા, ભાવનગર, પૃ૦ ૭૦૭, મૂલ્ય રૂ. ૨-૮-૦

જેવા ઉત્સાહ અને ઉદ્યોગથી ભાવનગરના જૈન સાહિત્યનાં વિવિધ અંગો ખેડવા માંડ્યાં હતાં તેવાજ ઉત્સાહથી વર્તમાન સમૃદ્ધ જૈનો

મંત્રશક્તિથી પોતાના પૂર્વજોની મહેનતને એળે ન જવા દેવા માટે જૈન સાહિત્યનું પ્રકાશન-કાર્ય કરવા લાગ્યા છે. ૭૦૦ પાનાના (૮૮ ફોર્મના) પાકા પુઠાવાળા પુસ્તકની કીંમત રૂ. ૨-૮-૦ રાખી છે એ પોતાના સાહિત્યને સસ્તું બનાવી તેનો પોતાની કોમમાં બહોળો પ્રચાર કરવાની જૈનોની ઉદાર વૃત્તિનુંજ પરિણામ છે.

મૂલ ગ્રન્થ મહોપાધ્યાય શ્રી ધર્મસાગર ગણિના પ્રશિષ્ય જ્ઞાનસાગરગણિએ* જીનકીર્તિ સૂરિના 'દાનકલ્પદ્રુમ' નામના પદ્યમય ગ્રંથ ઉપરથી વિસ્તાર કરી સાદી ગદ્યમય શૈલીમાં લખ્યો છે 'શ્રી ધન્ય કુમાર ચરિત્ર' જૈન-દૃષ્ટિએ સુપાત્ર દાનનો મહિમા વર્ણવવા લખાએલું છે

બ્રાહ્મણો અને બૌદ્ધો વચ્ચે તથા બ્રાહ્મણો અને જૈનો વચ્ચે સંસ્કૃતમાં વિવિધ વિષયના મોટા ગ્રંથો લખવા માટે એક વખતે જોરાવર સ્પર્ધા ચાલતી હતી. આ સ્પર્ધાનો આરંભ બૌદ્ધો અને બ્રાહ્મણો વચ્ચે થએલો. અને બ્રાહ્મણોના ગ્રંથોની અનેક અંશોમાં બરાબરી કરે તથા કેટલાક અંશોમા સરસાઈ પણ કરે એવું પ્રતિભાશાળી તથા સ્વતંત્ર સાહિત્ય બૌદ્ધોએ ઇસ્વી સનના આરંભમા ૫-૬ શતકો-માં ઉત્પન્ન કર્યું છે, જૈનો આ સ્પર્ધામાં કંઇક પાછળથી આવ્યા પણ એમની બ્રાહ્મણો સાથે-ની હરીફાઇ ઘણા કાળ સુધી ટકી અને આ રીતે જૈનોનું જે વિશાળ સંસ્કૃત* સાહિત્ય ઉત્પન્ન થયું તેમાં સ્વતંત્ર કરતાં અનુકરણાત્મક ઘણું છે બ્રાહ્મણોના ભારત જેવું ભારત બ્રાહ્મણોની કાદંબરી જેવી 'ઉપમિતભવ પ્રપંચકથા' વગેરે દૃષ્ટાંતો સુપ્રસિદ્ધ છે પણ આ જાતના સાહિત્યમાં પ્રતિભા નથી દેખાતી અને કલા પણ ઘણી ઉતરતી છે. પરંતુ જૈન ધર્મના મુખ્ય સિદ્ધાંતો તથા આચારોનો ઉપદેશ આ સર્વ સાહિત્યમાં ભારોભાર વણેલો છે

આ સાથે ઉપદેશ વણતાં વાતાનું ખોખું તદ્દન શુષ્ક અને નિષ્પ્રાણ થઈ જાય છે. 'શ્રીધન્યકુમાર ચરિત્ર'માં પણ એમજ બન્યું છે. વળી સાધારણ રીતે જૈનોએ જેવો મહિમા દાનનો વર્ણવ્યો છે તેવોજ મહિમા બ્રહ્મચર્યનો વર્ણવ્યો છે. પરણ્યા વગર અને પરણી-ને પણ આમરણ તીવ્ર બ્રહ્મચર્ય સ્ત્રી પુરુષોએ પાળ્યાના અનેક સુંદર અને વખતે કરુણ દૃષ્ટાંતો જૈન સાહિત્યમાં મળે છે. પણ પ્રસ્તુત 'ધન્યકુમાર ચરિત્ર'માં આખ્યાનભૂત ધન્યકુમાર વારંવાર નવી નવી કન્યાઓને પરણે છે અને માતાપિતા સાથે જુની અને નવી બધી પત્નીઓ-ને તજી દઇ અન્યત્ર ચાલી નીકળે છે. બીજે સ્થળે પણ પ્રારબ્ધ બળે તથા બુદ્ધિ બળે લક્ષ્મી સાથે પત્ની પણ મેળવે છે. આ રીતે નીતિના એક અંગનો ઉત્કર્ષ દેખાડતાં બીજા અંગનો અપકર્ષ થઇ ગયો છે.

## સ્વીકાર

જૈનકથાવલી: અનુવાદક: રા. જુગતરામ દવે. પ્રકાશક: નવજીવન પ્રકાશન—મંદિર, અમદાવાદ. મૂલ્ય રૂ. ૦-૧૦-૦

રાષ્ટ્રગીત (ત્રીજી આવૃત્તિ) સંપાદક અને પ્રકાશક: રા. ચંદુલાલ કનૈયાલાલ ... યુગધર્મ કાર્યાલય અમદાવાદ. મૂલ્ય રૂ. ૧-૧૨-૦

દેશભક્ત બાબુ મોતીલાલ ઘોષ: લેખક અને પ્રગટકર્તા: રા. ડાહ્યાભાઇ ઘેલાભાઇ ચપટવાલા. સગરામપુરા હલદીઆં શેરી સુરત. મૂલ્ય. રૂ. ૦-૮-૦.

નીતિધર્મ અને સર્વોદય: લખનાર: મહાત્મા ગાંધી. પ્રગટકર્તા: ગાંડીવ સાહિત્ય મંદિર, દેશાપીર સુરત. મૂલ્ય રૂ. ૦-૮-૦.

રાજ્યશાસ્ત્રકે સિદ્ધાંત: લેખક: રા. જનાર્દન ભટ્ટ, પ્રકાશક: પ્રતાપ પુસ્તકાલય: મૂલ્ય રૂ. ૧-૪-૦.

અફ્ઘાની-દર્શન પ્રકાશક: રા. શિવનારાયણ મિશ્ર. પ્રતાપ પુસ્તકાલય કાનપુર. મૂલ્ય રૂ. ૦-૧૨-૦

ગાંધીજીનું નવજીવન: પુસ્તક ૭ મું. નવજીવન પ્રકાશન મંદિર, અમદાવાદ.

વણાટશાસ્ત્ર ભાગ ૧ લો. લેખક અને પ્રકાશક રા. મગનલાલ ખુશાલચંદ ગાંધી, સત્યાગ્રહાશ્રમ, સાબરમતી. મૂલ્ય રૂ. ૧-૧૦-૦.

ઇસુનો અવતાર: પ્રકાશક, સૌરાષ્ટ્ર કાર્યાલય, રાણપુર, મૂલ્ય રૂ. ૦-૬-૦.

હીંદ કેમ પાયમાલ થયું? સંગ્રાહક રા. નરહરિ દ્વારકાદાસ પરીખ. પ્રકાશક: નવજીવન પ્રકાશન મંદિર, અમદાવાદ. મૂલ્ય રૂ. ૦-૮-૦.

લોકમાન્યને શ્રદ્ધાંજલિ: પ્રકાશક: નવજીવન પ્રકાશન મંદિર, અમદાવાદ. મૂલ્ય રૂ. ૦-૫-૦. સાહિત્યમાં ચિરસ્મરણીય રહે એવી આ શ્રદ્ધાંજલિઓ છે. એમાં જ્ઞાન હૃદય પ્રેમ અને પૂજ્યભાવની મીઠી સુગંધ છે.

પુનર્જન્મ યાને જમાવેલો મચ્છીઆસ. લેખક, રા. દ્વિજેંદ્રલાલ રોય. અનુવાદક, રા. કનૈયાલાલ ફકીરભાઇ મહેતા, ભરૂચ. મૂલ્ય-ભેટ.

મુકુલ: સંગ્રહકર્તા. સૌ. પ્રમિલા મહેતા તથા સૌ. સૌદામિની નીલકંઠ. પ્રકાશક: રા. ઇંદુલાલ કનૈયાલાલ યાજ્ઞિક. યુગધર્મ કાર્યાલય: અમદાવાદ. મૂલ્ય રૂ. ૦-૮-૦.

સંશોધક: અધિપતિ અને માલેક: રા. ઇમામશાહ લાલશાહ બાનવા. કપડવંજ.

કેળવણીનું સાફલ્ય: લેખક: રા. મુળશંકર દયારામ શાસ્ત્રી. પ્રકાશક: રા. કાંતિલાલ ગોપાળજી ભટ્ટ. પીઠડીઆ.

ઉદીચ્ય યુવક: તંત્રી રા. સુરજરામ મંછારામ ભટ્ટ. પ્રકાશક: રા. ગણપતિશંકર નારણજી દેશાઇ. કલ્યાણ મોતી ચાલ નં. ૨. ૧ લે માળે. કાંદાવાડી, મુંબઇ.

આપણું દો જાણજો: (બીજી આવૃત્તિ) ભાગ ૧લો. લેખક: રા. નરહરિ દ્વારકાદાસ પરીખ. પ્રકાશક: રા. ઇંદુલાલ કનૈયાલાલ યાજ્ઞિક. યુગધર્મ કાર્યાલય, અમદાવાદ. મૂલ્ય રૂ. ૦-૬-૦.

સેવામંડળ-સુરત. (બીજા અને ત્રીજા વર્ષનો અહેવાલ) મંત્રીઓ: રા. મોહનલાલ પાર્વતીશંકર દવે. તથા રા. દયાશંકર ભાઇશંકર શુકલ.

સ્વદેશ: અનુવાદક: રા. જુગતરામ દવે. મુદ્રક અને પ્રકાશક: રા. રામદાસ મોહનદાસ ગાંધી. નવજીવન મુદ્રણાલય, અમદાવાદ. મૂલ્ય રૂ. ૦-૨-૦.





રચનાર

રા. મનહરરામ હરિહરરામ મહેતા,

બી એ મ બી, સાહિત્ય સંસદ


---

ચિત્રકાર

રા. દત્તાત્રય, એ એમ

**સાં**વરાએ ધૂમ મચાવી, જગતને નાચ નચાવી.

ભારતવનની ઐક્ય—ગવીમા, મનહર વેણુ વગાડી,
શબ્દબ્રહ્મ પડી સુંદર બાજી તેને અમર જગાડી,
મોહન મંત્ર સુણાવી.

વ્રજભૂમિથી આવી રાધા, સોરઠથી શુભ શ્યામા,
સનવજથી આવી શશિવદની, દક્ષિણ દેશથી રામા,
પ્રીત પ્રભુ પર લાવી.

મરુધરથી આવી મરિરાક્ષી, મરથરી • મૃગનેણી
માળવ દેશથી આવી રામા, જેની સુંદર વેણી,
હૃદય પ્રેમે ઉભરાવી.

માધ વસંત વાગે ડફ માઝર, કરે ધમડી સહુ નારી,
નૃત્ય કરે અહીં ઘુમનો કનૈયો, ભરભર મારી પીચકારી,
અબિલ ગુલાલ ઉડાડી.

રંગ નાખી એ ધુન ઉડી તે, ગઇ ઉંચી આકાશે,
જોઇ જગત સહુ વિસ્મય થાતું, આ શું કૌતુક ભાસે,
હોરી કેરી જમાવી

સતા માર્ગે લોકમતને દોર્યો છે. તેથી આ શુભ પ્રસંગે આ પત્રને અમે અભિનંદન આપીએ છીએ. વિશેષ અમારી એવી માન્યતા છે કે હાલની સ્થિતિમાં ગુજરાતી સાપ્તાહિક જો વર્તમાનપત્ર અને માસિકના મિશ્રણરૂપે પ્રકટ થાય તો તે વિશેષ આકર્ષક બની તેનો પ્રસાર વિશાળ થાય. એટલા સારુ સાહિત્ય પ્રજાબંધુને અમે વિનતિ કરીશું કે જો તે પોતાનું કદ જે હાલ અમને જરા નાનું લાગે છે તે મોટું કરી સાંસ્કારિક દૃષ્ટિબિંદુથી લખાયલા લેખોને પણ અવારનવાર સ્થાન આપશે તો એની લોકપ્રિયતામાં વૃદ્ધિ થશે એટલુંજ નહીં પણ એનો પ્રચાર બહુ વિશાળ થઇ ગુજરાતમાં એ એક સત્તા સમાન થઇ પડશે. અંતમાં એ પત્રને અમે પુનઃ અભિનંદન આપી એની ઉત્તરોત્તર વૃદ્ધિ ઇચ્છીએ છીએ.

## ગુજરાત વિદ્યાપીઠના સંગીતમંદિરનો અભ્યાસક્રમ

એમે અમારા માર્ગશીર્ષના અંકમાં સંગીતના સંબંધી લખેલી નોંધને લઇને અમારા પર આચાર્ય ગીડવાણીનો પત્ર આવ્યો છે. એમાં સંગીતમંદિરનો અભ્યાસક્રમ પ્રસિદ્ધ કરવા અમને સૂચના કરવામાં આવી છે. તે સૂચના નો સ્વીકાર કરી અમે એ ક્રમ જે વધુ સરળ ને સુવ્યવસ્થિત થવાની જરૂર છે તે નીચે પ્રસિદ્ધ કરીએ છીએ.

### સંગીતમંદિરનો અભ્યાસક્રમ.

**૧ લું વર્ષ—**

શાસ્ત્ર—(થીઅરી) સપ્તસ્વર, આરોહ, અવરોહ, તથા સાદા સ્વરાલંકાર.

પ્રત્યક્ષ પ્રદર્શન (પ્રેક્ટીસ) નીચેના રાગોની ચીજો સાદા તાન આલાપ સાથે

ભૂપ, કલ્યાણ, આસા, મારૂ, દેશીઆ-દેસ, સારંગ, ખમાજ, ઝંઝોટી, કાફી, માંડ, આસાવરી, પીલુ તથા ભૈરવી.

**૨ જું વર્ષ—**

શાસ્ત્ર—બધા સ્વરાલંકાર ગ્રામ, શ્રુતિ, મૂર્છના વી. નું ...

પ્રત્યક્ષ પ્રદર્શન—નીચેના તાલ વગાડતાં આવડવું જોઇએ.

દાદરા, ધુમાલી, કેરવા, એક ચૌતાલ, રૂપક, તેવરા, ઝપતાલ, તથા સુરફાકતા, ધ્રુપદો, તરાણા, અને તાનાલાપ-ની સાથે નીચેના રાગની ચીજો.

હમીર, ગૌડસારંગ, બાગેશ્રી, શંકરા, સિંધુરા સોહની, કમોદ, કેદાર ભીમપલાસ, બીલાવલ

**૩ જું વર્ષ—**

શાસ્ત્ર—ચીજોનું સ્વરલેખન, (નોટેશન) અને ઉચ્ચતાનાલાપનું જ્ઞાન

પ્રત્યક્ષ પ્રદર્શન—નીચેના તાલ વગાડતાં આવડવું જોઇએ.

દીપચંદી, ધમાર, ઝુમરા, આડાચૌતાલ, પંજાબી.

નીચેના રાગોની ચીજો—

નટ, કાનડા, બિભાસ, પરજ, તોડી, લલત મુલતાની, હીંડોળ, ગૌડ મલ્હાર, ધનાશ્રી, પુરવી, અડાણા, તથા કાલિંગડા.

**૪ થું વર્ષ—**

શાસ્ત્ર—ગમે તે ચીજોનું સ્વરલેખન તથા સારીગમ કરતાં આવડવું જોઇએ. જુદા જુદા રાગો વચ્ચેના ફરક પારખવો. સંપૂર્ણ તાનાલાપ સાથે ચીજ ગાવી.

પ્રત્યક્ષ પ્રદર્શન—નીચેના રાગોના તાલ વગાડવા.

ભૈરવ, માલકોસ, કલ્યાણ, પુરીઆ, બહાર મલ્હાર, વસંત, જેજેવંતી.

આ "ગુજરાત" પત્ર ધી સાહિત્ય પ્રકાશક કંપની માટે કલ્યાણજી ... ધી સાહિત્ય પ્રેસ ... નં. ૨૨, ... લેન, કોટ, મુંબઈ મધ્યે છાપ્યું અને નં. ૫૩, મેડોઝ સ્ટ્રીટમાં આવેલી ધી સાહિત્ય પ્રકાશક કંપની તરફથી વિજયરાય કલ્યાણરાયે પ્રકટ કર્યું.